# ઉહાપોહ

ફેબ્રુઆરી,
૧૯૭૮

# કંકાવટી

ફેબ્રુઆરી, ૧૯૭૮

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૯ : અંક ૨૨૯ : મૂલ્ય : એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૦, બે વર્ષના રૂા. ૧૯; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ અનિલ, ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨, સરનામે કરવો.


'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨, સરનામે મોકલવી.


તંત્રી–મુદ્રક–પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી દેસાઈ

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦૦૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત–૩૯૫ ૦૦૩

## ડૂબી ગયેલા દરિયા વિશે

જયન્ત પાઠક

રણમાં ડૂબી ગયેલો દરિયો બોલે
બોલે, ચૌદ રતનનું ઝગમગ હૈયું ખોલે
ખોલે વડવાનલની જીભ
જીભમાં ભડભડ ભડભડ બળી ગયાં રે
ખોબડ-ખોબડ બીજ.

બીજ કાંઈ ઊગ્યાં બેટને તીર
તીર પર ખજૂરીઓનાં
ફરફર ફરફર ચીર
ચીર તો ચરર ચરર ચર ઊડે
ચીર તો ભીનાં ભીનાં મૃગજલ ઊંડે બૂડે

બૂડે ને હરણ હાંફળાં ફરે
ફરે ને ઝરણ હાંફમાં મરે
મરે, ને ડૂબી ગયેલા દરિયા ઉપર
ઝગમગ ઝગમગ
ધગધગ ધગધગ રેત એકલી તરે—

# પોષપૂર્ણિમા

□ બુદ્ધદેવ બસુ □ અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

કોઈ સાધારણ ઠંડી રાત્રે નશીબ જોગે
સ્વચ્છ શરત્ સાંજે, અશ્વિનની ઈચ્છાથી જો
પૂર્ણ કરી અપુષ્પક અઘ્રાણની પ્રચ્છન્ન પ્રતિભા
શશિ શશિ તે જ ફૂલે, જે ફૂલે ક્યારેય કોઈ હસ્ત
લાવે ના સ્પર્શનું વાર્ધક્ય, જેને સ્પર્શ, જેમ વધે રાત
તેમ ઊતરે નારી થઈ, રક્તમાંસહીન, અપાર્થિવ,
અસીમચુંબની, છતાં ચુંબનથી પર, અથવા
જે છોડતું તે ફૂલ, તેનો નીલ ઉલ્લાસ અચાનક
આકાશની શીરા ભરી દે: તેનું શું ? કોઈ શું જુએ ?
...બાલિગંજમાં મકાનની ગંભીર ભીડ જો કોઇક ક્ષણે
પાથરી દે સહેજ નીલાશ, ઈલેક્ટ્રીક પ્રકાશ પ્રગટે
અચંદ્રચેતન યુવાન બે કલાક બેડમિંગ્ટન રમે,
રક્તમાંસતૃપ્તિ શોધે ખાદ્યે તાપે, વ્યાયામે, આરામે,
અંતે નિદ્રાની ઘનિષ્ટ ગોદમાં; એક જ નિદ્રા ઊતરે
વસ્તીની સ્ફૂર્તિમાં અને પ્રાસાદના મર્મર વિષાદમાં:
આકાશમાં અસીમચાંદ કલકત્તામાં માત્ર આડ શોધે
કુખ્યાત પંખીની નિદ્રામાં, કર્કશ ચીત્કારથી પાડી બૂમ
ફૂટપાથપરના વૃક્ષની પથારી છોડી ઊડી જાય, માળો
શોધે મેઘના નરમ મીણે, નિષ્ફળ થઈ તીક્ષ્ણ શંખ
વગાડે નિષાદ કંઠે—ઉદ્વિગ્ન, ઉદ્ભ્રાન્ત, અસ્થિર
ચંદ્રની વંદના કરે માત્ર કાક-માત્ર કાક-કાક.

□

## કાગળ ઉપર / કિસન સોસા

કાગળ ઉપર એના નામના શબ્દનો પડછાયો છે;
થાકી પાકી આંખ્યુંનો વણઝારો ત્યાં રોકાયો છે.

એ રસ્તો એ મેડી બારી એ દીવો ને એ ચહેરો,
સમય-સરોતે શહેરનો નકશો સમૂળગો ભૂંસાયો છે.

શબ્દોના આ જૂના શહેરમાં એ જૂનો વરસાદ હવે,
ભાંગી-તૂટી અક્ષર-ભીંતે લીલ બની લીંપાયો છે.

પંખીઓના પડછાયા કે જળ-કૂકડી ડૂબકી દેતી?
તડકો સમથળ શાન્ત છલોછલ દરિયા-શો પથરાયો છે.

પડછાયાની ભેખડ પરથી તડકે ઢેકું ફેંકું છું,
વર્તુળાતો બૂડ....બૂડ....તો તડકો પરપોટાયો છે.

ચરણ તળેથી સરર....સરકતો, પ્હાડ-ટોચે ચળકતો,
ધીમે, સોનલવરણો તડકો સૂરજમાં ખેંચાયો છે.

પર્ણ ચળકતાં જંગલ વચ્ચે ઠરી ગયેલા તળાવમાં,
મૂક પાર્શ્વ સંગીત સાથે ચંદ્રોદય બિમ્બાયો છે



# સવાર

▱ ડૉ. સુરેશ હ. જોષી

**સ**વારે શહેર પશુની જેમ હાંફતું સંભળાય છે. રાત્રી પૂરી થતાં વિખેરાઈ જતાં દુઃસ્વપ્નોની જેમ મિલના ભૂંગળાઓમાંથી ધુમાડો આકાશમાં ચઢતો દેખાય છે. બ્રાહ્મમુહૂર્તમાં જ એક કોકિલ સામેના લીમડા પર ટહૂકા કરીને ગાન કરી જાય છે. ઊગમણી બારી આગળનું શિરીષ જરા ઊંઘણશી છે. એનાં બિડાયેલાં પાંદડાં સૂર્યકિરણના સ્પર્શથી જ ખૂલે છે.

મેદાનમાંનું વનસ્પતિકુળ આખું જાગી ગયું છે. સરપંખો, ગોખરુ, શંખપુષ્પી અને પુનર્નવાએ સૂર્યનું અભિવાદન કરી લીધું છે. ધરતીનું પડ ઊંચું કરીને નવા તૃણાંકુર વિસ્મયથી જગતને જોઇ રહ્યા છે. તૃણનાં છોગાં પર ઝાકળનાં બિન્દુનો શણગાર છે. કીટસૃષ્ટિ પણ જાગી ઊઠી છે. ઊડતાં પતંગિયાંની રંગબેરંગી ભાત મેદાનની હરિયાળી પર ગુંથાવા લાગી છે, વીજળીના તાર પર થોડા પતરંગા અને કાળિયો કોશી બેઠા છે. પાસેની સ્કૂલનો ઘંટ જાણે ઊંઘમાં જ ધૂણી ઊઠે છે. રસ્તા પરથી નાના નાના નિશાળિયાઓ ઊંઘરાટાયેલી આંખે સ્ખલિત ગતિએ નિશાળે જઈ રહ્યા છે. એમનાં ખિસ્સામાં હજી ખોબો ભરીને ઊંઘ એમની એમ પડી છે. પવનની એક લહરી આવે છે ને મેદાન આખું હિલ્લોલિત થઈ ઊઠે છે, મારા ઘરમાં પ્રવેશીને એ બારીબારણાં ખોલી નાખે છે. ટેબલ પર પડેલી ચોપડીઓનાં પાનાં ઝટ ઝટ ફેરવીને કોણ જાણે શું વાંચી લે છે. એની સાથે જ સૂર્યનાં કિરણો ઘરમાં પ્રવેશે છે. તરત જ ભીંત પરનું દર્પણ આંખો ચોળીને જાગતું થઈ જાય છે.

રસોડામાંનો નળ ચિરપરિચિત લયથી ટપકવા માંડે છે. ઘરમાં બધાં જાગી ગયાં છે. ચકલીઓનો સરહદનો ઝગડો શરૂ થઈ ચૂક્યો છે. ક્યાંકથી ઉતાવળે ચાલી જતાં પગલાંનો અવાજ સંભળાય છે. એ પગલાંને હું ઓળખું છું, ને તેથી જ તો ઘડીભર હું કયા લોકમાં છું તેની શંકાથી સ્તબ્ધ બનીને બેસી રહું છું. દરરોજ આંખો ખોલતી વખતે વિસ્મય થાય છે :

કયા લોકમાં મારી આંખો ખુલશે ? હવે એ વિસ્મય ધીમે ધીમે ભયમાં ફેરવાતું જાય છે. આંખો ખોલ્યા વિના પહેલાં તો શ્રવણેન્દ્રિયની મદદથી જગતને ગોઠવું છું. પછી વિશ્વાસ બેસતાં આંખ ખોલું છું ને પથારીમાંથી ઊઠીને પાસેની ખુરશીમાં બેસું છું. એ ખુરશી મને વાસ્તવિકતાનું પ્રમાણપત્ર આપે છે. એ લઇને હું એક નવા દિવસનો પ્રારંભ કરું છું.

ગોખલામાંના દેવો આ દરમ્યાન સુવર્ણથી મણ્ડિત થઈ ચૂક્યા છે. ગણપતિના હાથમાંની દુર્વા પવનમાં ડોલે છે. જાસૂદીનું રક્ત હાસ્ય તડકામાં ચળકી ઊઠે છે. એક ચકલો દેવકુળ વચ્ચે જઈને ચોખા ચણવા મંડી જાય છે. દેવો એને ક્ષમાસભર્યા નયને જોયા કરે છે. એ દરમ્યાન દક્ષિણ તરફની બારીમાંથી જૂઈએ ડોકિયું કરીને સુગંધિત અંજલિ મારા ઓરડામાં ઠાલવી દીધી છે. આંગણામાંના બે આસોપાલવ પવનમાં એકબીજા તરફ ઝૂકીને એકબીજાના કાનમાં કશુંક કહી રહ્યાં છે.

હું પણ કાન સરવા રાખીને જગતને સાંભળી રહ્યો છું. નીચે કરેણનાં ફૂલના ખીલવાનો અવાજ મને સંભળાય છે. મારી પાંપણ સહેજ જોરથી બંધ થઇ જાય છે. તો એનો ધક્કો પતંગિયાની પાંખને જઇને વાગે છે. દૂર શહેર છંછેડાયેલા પશુની જેમ બરાડી ઊઠ્યું છે. "આ કયા નવા પશુની ત્રાડ ?" એવો પ્રશ્ન પ્રાણીસંગ્રહાલયમાંના સિંહને થાય

અને એ સામી ગર્જના કરે છે. પણ અહીં શાંતિની સાથે એમની એમ અકબન્ધ છે.

પાસેના ઘરના વાડામાંની કેળનાં પાન પવનમાં હાલે છે અને એના પર ઝિલાયેલાં ઝાકળનાં બિન્દુઓ નાના બાળકના હાથમાંથી લખોટી સરી પડે તેમ સરી જાય છે. સૂર્ય ઊર્ણનાભની જેમ જાળ કાંતવા મંડ્યો છે. પવન ગુપ્તચરની જેમ ખૂણે ખાંચરે ફરી વળવા લાગ્યો છે. પ્રાતઃકાળની વેળાધૂસરતામાં પૃથ્વી એના કુત્સાર્થને સાચવી રહી હતી. તેને હવે સૂર્યે નર્યો પ્રકટ કરી દીધો છે. રસ્તાઓ સળવળી ઊઠ્યા છે. માનવીઓનાં ચિન્તાથી ભારે પગલાં એના પર પડતાં સંભળાય છે. એક હાથી ઘંટા ઝુલાવતો રસ્તા પરથી ચાલ્યો જાય છે. ને આખો લય બદલાઈ જાય છે. કોઈએ પૂંઠ પકડી હોય એમ મોટરો ભાગે જાય છે. દીવાલ પર નવાં પોસ્ટરો ચોંટાડી દેવાયાં છે. એમાંના મોટા મોટા અક્ષરો છાતી કાઢીને ઊભા છે. એમનાં રેફ્સામાં ઝાઝું જોર છે. છાપાં યુદ્ધ, ખૂન, બળાત્કાર, ધરતીકંપ એવું એવું કંઈક કેટલું મારે બારણે નાખી જાય છે. હજી હમણાં જ પૂજેલા ઉંબરા પર આ બધું છાપું પટકી દે છે. હમણાં જ બારાખડી શીખેલું બાળક છાપામાંના અક્ષર ગોઠવી ગોઠવીને વાંચવા જાય છે. ક્યાંકથી મોડો મોડો જાગી ઊઠેલો એકાદ કૂકડો બોલી ઊઠે છે. એ સાંભળીને સાત લેલાંઓનું ઝૂમખું એની હાંસી ઉડાવવા માંડે છે. વાડામાં આમથી તેમ ફરતો ભારદ્વાજ પણ આ શું થયું તે જોવા ઊડીને શિરીષની ડાળે જઈને બેસી જાય છે. આ દરમ્યાન નિશાળનાં કાળાં પાટિયા પર નવા દાખલાની રકમ મંડાઈ ચૂકી છે. હોસ્પિટલમાં સૂતેલા દર્દીઓ પૈકીના થોડાકને આ દિવસ પૂરતી જીવવાની પરવાનગી મળી ગઈ છે. બધું જ રાબેતા મુજબ ચાલે છે એ જોઈને ઈશ્વર આંખો બીડી દે છે.



## તણખો વાવી તારા લણનાર

# ડૉ. મોહમ્મદ ઈકબાલ



રતિલાલ 'અનિલ'

ડૉ. મોહમ્મદ ઈકબાલ તણખો વાવીને તારા લણનાર મહાકવિ છે. એમણે એટલા બધા તણખા વાવ્યા છે કે આકાશગંગા ઊગી ગઈ છે. એમના દસ કાવ્યસંગ્રહોની હજારો કાવ્યપંક્તિઓ એક વિશાળ આકાશગંગા રચે છે.

બીજ માટે એમને ધરતી અપેક્ષિત છે, પણ એમનું લક્ષ્યસ્થાન આકાશ છે. એમણે પસંદ કરેલું ગરૂડનું પ્રતીક કાવ્યાકાશમાં ઘૂમે છે ત્યારે અપાર્થિવ ભાવજગતમાં વિહરવાની રમણીય રોમહર્ષક અનુભૂતિ થાય છે. 'ઝબૂરે નઝમ' સંગ્રહની પ્રથમ કૃતિના પ્રથમ શે'રમાં ડૉ. ઈકબાલ કહે છે :

'હું બારણાની બહારથી પસાર થઈ ગયો અને મેં ઘરની અંદરની વાણી લલકારી. આહ, ન કહેવાયેલી વાતો મેં કલંદરી શાનથી કહી.'

ડૉ. ઈકબાલની વાણી સાચે જ અપૂર્વ અને કલંદરી છે. એમાં માત્ર ફિલસૂફની પ્રખર મેધા જ નથી, પયગમ્બરી ઓજસ્વિતા પણ છે. દિવ્યતાનો અણસાર આપતા ઓજથી એમની વાણી વિલસે છે, પણ એમાં વાણીવિલાસનો અભાવ છે. ડૉ. ઈકબાલની કવિતામાં 'ભાષા' ઓછી અને 'વાણી' વધારે છે. પોતાના અનેક શે'રોમાં બુદ્ધિની મર્યાદાને ફરી ફરી ચીંધનાર, એનો એકરાર પણ કરનાર ડૉ. ઈકબાલ પ્રખર બુદ્ધિમાન તો છે જ, પણ તે એમને અપેક્ષિત નથી. તેઓ કહે

છે કે અક્કલની નિગેહબાની રહે એ ઠીક છે, 'લેકીન ઉન્હે કભી કભી તન્હા ભી છોડ દે.' બુદ્ધિને એકલી છોડી દો. એમની કવિતામાં ત્રીજા નેત્રની પ્રસાદી જેવી કાવ્યપંક્તિઓ ચૈતસિક સંપદાનો આવિષ્કાર છે.

સિતારોંસે આગે જહાં ઔર ભી હૈં,
મેરે ઇશ્ક કે ઇમ્તિહાં ઔર ભી હૈં.

કહેનાર ઇકબાલની જન્મભૂમિ લાહોર નથી, અનંત બ્રહ્માંડ છે.

આદમ (આદમી)ના અસ્તિત્વ અને અસ્મિતા જેટલો જ ઇકબાલને આ જગત સાથે **ઓછામાં ઓછો સંબંધ છે.** પણ એ ઓછામાં ઓછા સંબંધે જ એમનો વિપુલ કાવ્યરાશિ આપણને સાંપડયો છે. કાવ્યે એમને યશ આપ્યો છે. પણ યશ માટે એમણે કાવ્યો રચ્યાં નથી. એમના સ્પર્શથી ખુદ કવિતા પ્રતિષ્ઠિત થઇ છે. ઇકબાલ સ્વયં પ્રતિષ્ઠિત છે. કશુંક કહેવાની અનિવાર્યતામાંથી એમની કવિતા જન્મી છે, અને એ અનિવાર્યતાએ રૂઢિગત કવિતાની ઇમારત બદલી નાખી છે. એ કારણે પણ ઉર્દૂ કવિતામાં ડૉ. ઇકબાલ અપૂર્વ અને હજી યે અજોડ છે.

મારે કશું કહેવાનું છે એવી પ્રગટ સભાનતા ઇકબાલમાં નથી, પણ કહ્યા વિના જંપી ન શકું એવો અજંપો છે.

'પયામે મશરીક'ના સત્તરમા મુક્તકમાં ડૉ. ઈકબાલ કહે છે:

'પ્રભાતના તારા, તું તો ઝડપી ગતિએ અમારા પ-થી પસાર થઇ ગયો–કદાચ તું અમારી નિદ્રાથી વ્યાકુળ થઈને ચાલ્યો ગયો.

તું તો જાગ્રત આવ્યો અને જાગ્રત ચાલ્યો ગયો.'

પ્રભાતનો એ ઓજસ્વી તારો ડૉ. ઈકબાલ પોતે જ હતા. પ્રજાની નિદ્રા જોઈને એને પ્રખર વાણીથી જગાડતા વ્યાકૂળતાથી ઈતિહાસના એક તબક્કામાંથી પ્રકાશનો આકાશી માર્ગ દોરીને

એ ચાલ્યા ગયા.

ડૉ. ઈકબાલની શાયરી માણસને નિદ્રામાંથી ઢંઢોળે છે અને પ્રકાશના માર્ગે ઉન્નત મસ્તકે ચાલવાને દોરે છે—અદ્‌ભૂત છે એ માર્ગ અને માર્ગ પરના પડાવો.

'પયામે મશરીક'ના બારમા મુક્તકમાં ડૉ. ઇકબાલ કહે છે :

'હું ન તો આરંભ કે ન તો અંતની શોધમાં નીકળ્યો છું. હું તો નખશીખ મર્મ છું અને મર્મની શોધમાં નીકળ્યો છું.

તમે હકીકત (વાસ્તવ)ના ચહેરા પરથી પરદો ઉપાડો તો જોશો કે હું તમામ **કદાચ** અને **પણ**ને ફરી ફરી શોધી રહ્યો છું.'

આ એક મુક્તકમાં ડૉ. ઈકબાલનો સારો પરિચય મળી રહે છે. ઈકબાલ રહસ્યમય પ્રદેશના યાત્રી છે, પણ પોતે રહસ્યમય નથી, પ્રગટ છે.

દાર્શનિક ઇકબાલનાં ઉપલાં વચનો ખલિલ જિબ્રાનના 'ધ પ્રોફે-ટ'ના વિખ્યાત ચિત્ર 'એક અનંત સાગરમાં એક અનંત બિન્દુ'ને સંભારી આપે છે.

દાર્શનિકને માટે કોઈ પણ હકીકત (વાસ્તવિકતા) સંપૂર્ણ નથી, તે તો માત્ર પ્રયાણના નિમિત્તરૂપ શરુઆત એક ભૂમિકા હોય. પ્રત્યેક હકીકત સાથે એ 'કદાચ'ને જોડે છે, પોતાની ધારણાના માર્ગે ખોજ કરે છે, પણ એટલેથી એમને અટકવાનું નથી, 'પણ' કહીને 'વિશેષ'ની શોધમાં, અનંતની યાત્રાએ નીકળવાનું છે.

વાસ્તવ એટલે શબ્દકોશ આપે છે એ અર્થ નહીં, ડૉ. ઈકબાલની વાસ્તવ ! વ્યાખ્યા અતિ વ્યાપક છે કદાચ આ વિશ્વ જેટલી વ્યાપક.

ડૉ. ઈકબાલના મતે બીજ એ અસ્તિત્વ નથી, એ સ્થૂળ વાસ્ત-વિકત છે, એ બીજ જમીનમાં ભળીને અંકૂરરૂપે મોઢું ઊંચું કરે છે,

છે કે અક્કલની નિગેહબાની રહે એ ઠીક છે, 'લેકીન ઉન્હે કભી કભી તન્હા ભી છોડ દે' બુદ્ધિને એકલી છોડી દો. એમની કવિતામાં ત્રીજા નેત્રની પ્રસાદી જેવી કાવ્યપંક્તિઓ ચૈતસિક સંપદાનો આવિષ્કાર છે.

સિતારોંસે આગે જહાં ઔર ભી હૈં,
મેરે ઇશ્ક કે ઇમ્તિહાં ઔર ભી હૈં.

કહેનાર ઇકબાલની જન્મભૂમિ લાહોર નથી, અનંત બ્રહ્માંડ છે.

આદમ (આદમી)ના અસ્તિત્વ અને અસ્મિતા જેટલો જ ઇકબાલને આ જગત સાથે **ઓછામાં ઓછો સંબંધ છે.** પણ એ ઓછામાં ઓછા સંબંધે જ એમનો વિપુલ કાવ્યરાશિ આપણને સાંપડ્યો છે. કાવ્યે એમને યશ આપ્યો છે. પણ યશ માટે એમણે કાવ્યો રચ્યાં નથી. એમના સ્પર્શથી ખુદ કવિતા પ્રતિષ્ઠિત થઈ છે. ઇકબાલ સ્વયં પ્રતિષ્ઠિત છે. કશુંક કહેવાની અનિવાર્યતામાંથી એમની કવિતા જન્મી છે, અને એ અનિવાર્યતાએ રૂઢિગત કવિતાની ઇમારત તોડી નાખી છે. એ કારણે પણ ઉર્દૂ કવિતામાં ડૉ. ઇકબાલ અપૂર્વ અને હજી યે અજોડ છે.

મારે કશું કહેવાનું છે એવી પ્રગટ સભાનતા ઇકબાલમાં નથી, પણ કહ્યા વિના જંપી ન શકું એવો અજંપો છે.

'પયામે મશરીક'ના સત્તરમા મુક્તકમાં ડૉ. ઇકબાલ કહે છે:

'પ્રભાતના તારા, તું તો ઝડપી ગતિએ અમારા પંથી પસાર થઈ ગયો—કદાચ તું અમારી નિદ્રાથી વ્યાકુળ થઈને ચાલ્યો ગયો.

તું તો જાગ્રત આવ્યો અને જાગ્રત ચાલ્યો ગયો.'

પ્રભાતનો એ ઓજસ્વી તારો ડૉ. ઇકબાલ પોતે જ હતા. પ્રજાની નિદ્રા જોઈને એને પ્રખર વાણીથી જગાડતા વ્યાકુળતાથી ઇતિહાસના એક તમસ્ક્રામાંથી પ્રકાશનો આકાશી માર્ગ દોરીને

એ ચાલ્યા ગયા.

ડૉ. ઈકબાલની શાયરી માણસને નિદ્રામાંથી ઢંઢોળે છે અને પ્રકાશના માર્ગે ઉન્નત મસ્તકે ચાલવાને દોરે છે—અદ્ભૂત છે એ માર્ગ અને માર્ગ પરના પડાવો.

'પયામે મશરીક'ના બારમા મુક્તકમાં ડૉ. ઇકબાલ કહે છે:

'હું ન તો આરંભ કે ન તો અંતની શોધમાં નીકળ્યો છું. હું તો નખશીખ મર્મ છું અને મર્મની શોધમાં નીકળ્યો છું.

તમે હકીકત (વાસ્તવ)ના ચહેરા પરથી પરદો ઉપાડો તો જોશો કે હું તમામ **કદાચ** અને **પણને** ફરી ફરી શોધી રહ્યો છું.'

આ એક મુક્તકમાં ડૉ. ઈકબાલનો સારો પરિચય મળી રહે છે. ઈકબાલ રહસ્યમય પ્રદેશના યાત્રી છે, પણ પોતે રહસ્યમય નથી, પ્રગટ છે.

દાર્શનિક ઇકબાલનાં ઉપલાં વચનો ખલિલ જિબ્રાનના 'ધ પ્રોફેટ'ના વિખ્યાત ચિત્ર 'એક અનંત સાગરમાં એક અનંત બિન્દુ'ને સંભારી આપે છે.

દાર્શનિકને માટે કોઈ પણ હકીકત (વાસ્તવિકતા) સંપૂર્ણ નથી, તે તો માત્ર પ્રયાણના નિમિત્તરૂપ શરુઆત એક ભૂમિકા હોય. પ્રત્યેક હકીકત સાથે એ 'કદાચ'ને જોડે છે, પોતાની ધારણાના માર્ગે ખોજ કરે છે, પણ એટલેથી એમને અટકવાનું નથી, 'પણ' કહીને 'વિશેષ'ની શોધમાં, અનંતની યાત્રાએ નીકળવાનું છે.

વાસ્તવ એટલે શબ્દકોશ આપે છે એ અર્થ નહીં, ડૉ. ઈકબાલની વાસ્તવ[illegible] વ્યાખ્યા અતિ વ્યાપક છે કદાચ આ વિશ્વ જેટલી વ્યાપક.

[illegible] ઈકબાલના મતે બીજ એ અસ્તિત્વ નથી, એ સ્થૂળ વાસ્તવિકત[illegible] છે, એ બીજ જમીનમાં ભળીને અંકૂરરૂપે મોઢું ઊચું કરે છે,

છે કે અક્કલની નિગેહબાની રહે એ ઠીક છે, 'લેકીન કભી કભી તન્હા ભી છોડ દે' બુદ્ધિને એકલી છોડી દો. એમની કવિતામાં ત્રીજા નેત્રની પ્રસાદી જેવી કાવ્યપંક્તિઓ ચૈતસિક સંપદાનો આવિષ્કાર છે.

સિતારોંસે આગે જહાં ઔર ભી હૈં,
મેરે ઇશ્ક કે ઇમ્તિહાં ઔર ભી હૈં.

કહેનાર ઇકબાલની જન્મભૂમિ લાહોર નથી, અનંત બ્રહ્માંડ છે.

આદમ (આદમી)ના અસ્તિત્વ અને અસ્મિતા જેટલો જ ઇકબાલને આ જગત સાથે **ઓછામાં ઓછો સંબંધ છે.** પણ એ ઓછામાં ઓછા સંબંધે જ એમનો વિપુલ કાવ્યરાશિ આપણને સાંપડ્યો છે. કાવ્યે એમને યશ આપ્યો છે. પણ યશ માટે એમણે કાવ્યો રચ્યાં નથી. એમના સ્પર્શથી ખુદ કવિતા પ્રતિષ્ઠિત થઇ છે. ઇકબાલ સ્વયં પ્રતિષ્ઠિત છે. કશુંક કહેવાની અનિવાર્યતામાંથી એમની કવિતા જન્મી છે, અને એ અનિવાર્યતાએ ઇંગિત કવિતાની ઇમારત ઘડી નાખી છે. એ કારણે પણ ઉર્દૂ કવિતામાં ડૉ. ઇકબાલ અપૂર્વ અને હજી યે અજોડ છે.

મારે કશું કહેવાનું છે એની પ્રગટ સભાનતા ઇકબાલમાં નથી, પણ કહ્યા વિના જંપી ન શકું એનો અજંપો છે.

'પયામે મશરીક'ના સત્તરમા મુક્તકમાં ડૉ. ઇકબાલ કહે છે :

'પ્રભાતના તારા, તું તો ઝડપી ગતિએ અમારા પંથી પસાર થઇ ગયો—કદાચ તું અમારી નિદ્રાથી વ્યાકુળ થઇને ચાલ્યો ગયો.

તું તો જાગ્રત આવ્યો અને જાગ્રત ચાલ્યો ગયો.'

પ્રભાતનો એ ઓજસ્વી તારો ડૉ. ઇકબાલ પોતે જ હતા. પ્રજાની નિદ્રા જોઇને એને પ્રખર વાણીથી જગાડતા વ્યાકુળતાથી ઇતિહાસના એક તબક્કામાંથી પ્રકાશનો આકાશી માર્ગ દોરીને

એ ચાલ્યા ગયા.

ડૉ. ઈકબાલની શાયરી માણસને નિદ્રામાંથી ઢંઢોળે છે અને પ્રકાશના માર્ગે ઉન્નત મસ્તકે ચાલવાને દોરે છે—અદ્‌ભૂત છે એ માર્ગ અને માર્ગ પરના પડાવો.

'પયામે મશરીક'ના બારમા મુક્તકમાં ડૉ. ઇકબાલ કહે છે :

'હું ન તો આરંભ કે ન તો અંતની શોધમાં નીકળ્યો છું. હું તો નખશીખ મર્મ છું અને મર્મની શોધમાં નીકળ્યો છું.

તમે હકીકત (વાસ્તવ)ના ચહેરા પરથી પરદો ઉપાડો તો જોશો કે હું તમામ **કદાચ** અને **પણ**ને ફરી ફરી શોધી રહ્યો છું.'

આ એક મુક્તકમાં ડૉ. ઈકબાલનો સારો પરિચય મળી રહે છે. ઈકબાલ રહસ્યમય પ્રદેશના યાત્રી છે, પણ પોતે રહસ્યમય નથી, પ્રગટ છે.

દાર્શનિક ઇકબાલનાં ઉપલાં વચનો ખલિલ જિબ્રાનના 'ધ પ્રોફેટ'ના વિખ્યાત ચિત્ર 'એક અનંત સાગરમાં એક અનંત બિન્દુ'ને સંભારી આપે છે.

દાર્શનિકને માટે કોઈ પણ હકીકત (વાસ્તવિકતા) સંપૂર્ણ નથી, તે તો માત્ર પ્રયાણના નિમિત્તરૂપ શરુઆત એક ભૂમિકા હોય. પ્રત્યેક હકીકત સાથે એ 'કદાચ'ને જોડે છે, પોતાની ધારણાના માર્ગે ખોજ કરે છે, પણ એટલેથી એમને અટકવાનું નથી, 'પણ' કહીને 'વિશેષ'ની શોધમાં, અનંતની યાત્રાએ નીકળવાનું છે.

વાસ્તવ એટલે શબ્દકોશ આપે છે એ અર્થ નહીં, ડૉ. ઈકબાલની વાસ્તવ૧ વ્યાખ્યા અતિ વ્યાપક છે કદાચ આ વિશ્વ જેટલી વ્યાપક.

૧. ઈકબાલના મતે બીજ એ અસ્તિત્વ નથી, એ સ્થૂળ વાસ્તવિકતા છે. એ બીજ જમીનમાં ભળીને અંકૂરરૂપે મોટું ઊચું કરે છે,

છે કે અકસની નિગેહગાની રહે એ ઠીક છે, 'લેકિન કભી કભી તન્હા ભી છોડ દે' બુદ્ધિને એકલી છોડી દો. એમની કવિતામાં ત્રીજા નેત્રની પ્રસાદી જેવી કાવ્યપંક્તિઓ ચૈતસિક સંપદાનો આવિષ્કાર છે.

સિતારોંસે આગે જહાં ઔર ભી હૈં,
મેરે ઇશ્ક કે ઇમ્તિહાં ઔર ભી હૈં.

કહેનાર ઇકબાલની જન્મભૂમિ લાહોર નથી, અનંત બ્રહ્માંડ છે.

આદમ (આદમી)ના અસ્તિત્વ અને અસ્મિતા જેટલો જ ઇકબાલને આ જગત સાથે **ઓછામાં ઓછો સંબંધ છે.** પણ એ ઓછામાં ઓછા સંબંધે જ એમનો વિપુલ કાવ્યરાશિ આપણને સાંપડ્યો છે. કાવ્યે એમને યશ આપ્યો છે. પણ યશ માટે એમણે કાવ્યો રચ્યાં નથી. એમના સ્પર્શથી ખુદ કવિતા પ્રતિષ્ઠિત થઇ છે. ઇકબાલ સ્વયં પ્રતિષ્ઠિત છે. કશુંક કહેવાની અનિવાર્યતામાંથી એમની કવિતા જન્મી છે, અને એ અનિવાર્યતાએ રૂઢિગત કવિતાની ઇમારત બદલી નાખી છે. એ કારણે પણ ઉર્દૂ કવિતામાં ડૉ. ઇકબાલ અપૂર્વ અને હજી યે અજોડ છે.

મારે કશું કહેવાનું છે એવી પ્રગટ સભાનતા ઇકબાલમાં નથી, પણ કહ્યા વિના જંપી ન શકું એવો અજંપો છે.

'પયામે મશરીક'ના સત્તરમા મુક્તકમાં ડૉ. ઇકબાલ કહે છે :

'પ્રભાતના તારા, તું તો ઝડપી ગતિએ અમારા પંથથી પસાર થઇ ગયો–કદાચ તું અમારી નિદ્રાથી વ્યાકુળ થઇને ચાલ્યો ગયો.

તું તો જાગ્રત આવ્યો અને જાગ્રત ચાલ્યો ગયો.'

પ્રભાતનો એ ઓજસ્વી તારો ડૉ. ઇકબાલ પોતે જ હતા. પ્રજાની નિદ્રા જોઇને એને પ્રખર વાણીથી જગાડતા વ્યાકુળતાથી ઇતિહાસના એક તબક્કામાંથી પ્રકાશનો આકાશી માર્ગ દોરીને

એ ચાલ્યા ગયા.

ડૉ. ઈકબાલની શાયરી માણસને નિદ્રામાંથી ઢંઢોળે છે અને પ્રકાશના માર્ગે ઉન્નત મસ્તકે ચાલવાને દોરે છે—અદ્ભૂત છે એ માર્ગ અને માર્ગ પરના પડાવો.

'પયામે મશરીક'ના બારમા મુક્તકમાં ડૉ. ઇકબાલ કહે છે :

'હું ન તો આરંભ કે ન તો અંતની શોધમાં નીકળ્યો છું. હું તો નખશીખ મર્મ છું અને મર્મની શોધમાં નીકળ્યો છું.

તમે હકીકત (વાસ્તવ)ના ચહેરા પરથી પરદો ઉપાડો તો જોશો કે હું તમામ **કદાચ** અને **પણ**ને ફરી ફરી શોધી રહ્યો છું.'

આ એક મુક્તકમાં ડૉ. ઈકબાલનો સારો પરિચય મળી રહે છે. ઈકબાલ રહસ્યમય પ્રદેશના યાત્રી છે, પણ પોતે રહસ્યમય નથી, પ્રગટ છે.

દાર્શનિક ઇકબાલનાં ઉપલાં વચનો ખલિલ જિબ્રાનના 'ધ પ્રોફેટ'ના વિખ્યાત ચિત્ર 'એક અનંત સાગરમાં એક અનંત બિન્દુ'ને સંભારી આપે છે.

દાર્શનિકને માટે કોઈ પણ હકીકત (વાસ્તવિકતા) સંપૂર્ણ નથી, તે તો માત્ર પ્રયાણના નિમિત્તરૂપ શરુઆત એક ભૂમિકા હોય. પ્રત્યેક હકીકત સાથે એ 'કદાચ'ને જોડે છે, પોતાની ધારણાના માર્ગે ખોજ કરે છે, પણ એટલેથી એમને અટકવાનું નથી, 'પણ' કહીને 'વિશેષ'ની શોધમાં, અનંતની યાત્રાએ નીકળવાનું છે.

વાસ્તવ એટલે શબ્દકોશ આપે છે એ અર્થ નહીં, ડૉ. ઈકબાલની વાસ્તવ[1] વ્યાખ્યા અતિ વ્યાપક છે કદાચ આ વિશ્વ જેટલી વ્યાપક.

1. ઈકબાલના મતે બીજ એ અસ્તિત્વ નથી, એ સ્થૂળ વાસ્તવિકતા છે. એ બીજ જમીનમાં ભળીને અંકૂરરૂપે મોઢું ઊચું કરે છે,

છે કે અક્કલની નિગેહબાની રહે એ ઠીક છે, 'લેકિન કભી કભી તન્હા ભી છોડ દે' બુદ્ધિને એટલી છોડી દો. એમની કવિતામાં ત્રીજા નેત્રની પ્રસાદી જેવી કાવ્યપંક્તિઓ ચૈતસિક સંપદાનો આવિષ્કાર છે.

સિતારોંસે આગે જહાં ઔર ભી હૈં,
મેરે ઇશ્ક કે ઇમ્તિહાં ઔર ભી હૈં.

કહેનાર ઇકબાલની જન્મભૂમિ લાહોર નથી, અનંત બ્રહ્માંડ છે.

આદમ (આદમી)ના અસ્તિત્વ અને અસ્મિતા જેટલો જ ઇકબાલને આ જગત સાથે **ઓછામાં ઓછો સંબંધ છે.** પણ એ ઓછામાં ઓછા સંબંધે જ એમનો વિપુલ કાવ્યરાશિ આપણને સાંપડ્યો છે. કાવ્યે એમને યશ આપ્યો છે, પણ યશ માટે એમણે કાવ્યો રચ્યાં નથી. એમના સ્પર્શથી ખુદ કવિતા પ્રતિષ્ઠિત થઇ છે. ઇકબાલ સ્વયં પ્રતિષ્ઠિત છે. કશુંક કહેવાની અનિવાર્યતામાંથી એમની કવિતા જન્મી છે, અને એ અનિવાર્યતાએ ઇંગિત કવિતાની ઇમારત બદલી નાખી છે. એ કારણે પણ ઉર્દૂ કવિતામાં ડૉ. ઇકબાલ અપૂર્વ અને હજી યે અજોડ છે.

મારે કશું કહેવાનું છે એવી પ્રગટ સભાનતા ઇકબાલમાં નથી, પણ કહ્યા વિના જંપી ન શકું એવો અજંપો છે.

'પયામે મશરીક'ના સત્તરમા મુક્તકમાં ડૉ. ઇકબાલ કહે છે :

'પ્રભાતના તારા, તું તો ઝડપી ગતિએ અમારા પંથી પસાર થઇ ગયો–કદાચ તું અમારી નિદ્રાથી વ્યાકુળ થઇને ચાલ્યો ગયો.

તું તો જાગ્રત આવ્યો અને જાગ્રત ચાલ્યો ગયો.'

પ્રભાતનો એ ઓજસ્વી તારો ડૉ. ઇકબાલ પોતે જ હતા. પ્રજાની નિદ્રા જોઇને એને પ્રખર વાણીથી જગાડતા વ્યાકુળતાથી ઇતિહાસના એક તબક્કામાંથી પ્રકાશનો આકાશી માર્ગ દોરાતે

એ ચાલ્યા ગયા.

ડૉ. ઈકબાલની શાયરી માણસને નિદ્રામાંથી ઢંઢોળે છે અને પ્રકાશના માર્ગે ઉન્નત મસ્તકે ચાલવાને દોરે છે—અદ્‌ભૂત છે એ માર્ગ અને માર્ગ પરના પડાવો.

'પયામે મશરીક'ના બારમા મુક્તકમાં ડૉ. ઇકબાલ કહે છે :

'હું ન તો આરંભ કે ન તો અંતની શોધમાં નીકળ્યો છું. હું તો નખશીખ મર્મ છું અને મર્મની શોધમાં નીકળ્યો છું.

તમે હકીકત (વાસ્તવ)ના ચહેરા પરથી પરદો ઉપાડો તો જોશો કે હું તમામ **કદાચ** અને **પણ**ને ફરી ફરી શોધી રહ્યો છું.'

આ એક મુક્તકમાં ડૉ. ઈકબાલનો સારો પરિચય મળી રહે છે. ઈકબાલ રહસ્યમય પ્રદેશના યાત્રી છે, પણ પોતે રહસ્યમય નથી, પ્રગટ છે.

દાર્શનિક ઇકબાલનાં ઉપલાં વચનો ખલિલ જિબ્રાનના 'ધ પ્રોફે-ટ'ના વિખ્યાત ચિત્ર 'એક અનંત સાગરમાં એક અનંત બિન્દુ'ને સંભારી આપે છે.

દાર્શનિકને માટે કોઈ પણ હકીકત (વાસ્તવિકતા) સંપૂર્ણ નથી, તે તો માત્ર પ્રયાણના નિમિત્તરૂપ શરુઆત એક ભૂમિકા હોય. પ્રત્યેક હકીકત સાથે એ 'કદાચ'ને જોડે છે, પોતાની ધારણાના માર્ગે ખોજ કરે છે, પણ એટલેથી એમને અટકવાનું નથી, 'પણ' કહીને 'વિશેષ'ની શોધમાં, અનંતની યાત્રાએ નીકળવાનું છે.

વાસ્તવ એટલે શબ્દકોશ આપે છે એ અર્થ નહીં, ડૉ. ઈકબાલની વાસ્તવ૧ વ્યાખ્યા અતિ વ્યાપક છે કદાચ આ વિશ્વ જેટલી વ્યાપક.

૧. ઈકબાલના મતે બીજ એ અસ્તિત્વ નથી, એ સ્થૂળ વાસ્ત-વિકતા છે, એ બીજ જમીનમાં ભળીને અંકૂરરૂપે મોટું ઊગ્યું કરે છે,

આકાશની દિશામાં લીલછમ સ્વરૂપે, લીલા મનોરમ્ય રૂપે આગળ વધે છે, અને પોતાના એ સ્વ-રૂપને (વૃક્ષરૂપને) જુએ છે, એ વાસ્તવિકતા છે. ઈકબાલનું વાસ્તવદર્શન આવું છે.

એમનો વિખ્યાત શે'ર સંભારીએ :

કભી એ હકીકતે મુન્તઝર ..
નજર આ લિબાસે મજાજમેં,
કિ હજાર સજદે તડપ રહે હૈં ..
મેરી જબીને નિયાઝમેં.

હકીકતે મુન્તઝર એટલે પ્રતીક્ષિત વાસ્તવિકતા. આજનો હકીકત રૂપ માણસ એ તો સ્થૂળ વાસ્તવિકતા છે. એનું દર્શન ડૉ. ઈકબાલને વ્યાકૂળ કરે છે, ઉત્તેજે છે, આ કંઇ અસ્તિત્વ નથી, એમાં અસ્મિતા ક્યાં છે? અને ડૉ. ઈકબાલ પ્રતીક્ષિત વાસ્તવને લલકારે છે. એમની વાણીમાં શુષ્ક, નિર્જીવ સંબોધન નથી, બુલંદ લલકાર છે.

સામાન્ય માનવછબિ ડૉ. ઈકબાલનું દર્શન નથી, હિરણ્યમય પુરુષ એમનું દર્શન છે. એ પુરુષને સાકાર થઈને આ પૃથ્વી પર આવવાને એ લલકારે છે, પરંતુ આ પૃથ્વી પરનો એક પ્રેમાતુર પુરુષ 'મજનૂ' નામસંજ્ઞા ધારણ કરીને એક 'લયલા' નામધારી પ્રેમાકાર પર પાગલ થઈને પાછળ દોડે છે ત્યારે તેને વિશે કહે છે :

મજનૂને શહર છોડા તો સહરા ભી છોડ દે,
નઝઝારા કિ હવસ હૈં તો દુનિયા ભી છોડ દે.

માણસની અંતિમ શ્રેષ્ઠતર પ્રાપ્તિ વિશેનો ઇકબાલી અભિગમ અહીં પ્રગટ થઇ જાય છે.

અસ્તિત્વ અને અસ્મિતા ઇકબાલની અનંત શોધ છે. આસપાસ જે કંઇ દેખાય છે તે તો સર્વસામાન્ય છે, અસ્મિતાસભર અસ્તિત્વ

નથી. પોતે જે બુલંદીએ માણસને જોઇ શકે છે; તેના દીદાર આપણે પણ કરીએ તે માટે ઇકબાલ વ્યાકૂળ છે.

ડૉ. ઇકબાલની વાણીમાં પ્રખર ઓજ છે—પયગમ્બરી લલકાર છે. એમની વાણી ઉર્જાનો ધોધ છે. અસ્મિતાવિહોણા અસ્તિત્વને તેઓ નકારે છે, અને એની અસહ્ય વ્યાકૂળતા એમની પાસે કાવ્યો લખાવે છે.

એમણે જ કહ્યું છે—

ફિર બાદે બહાર આઇ, ઇકબાલ ગઝલખાં હો,
ગુન્ચાં હૈં અગર ગુલ હો, ગુલ હો તો ગુલિસ્તાં હો.

ઈકબાલ સાચે જ ગઝલખાં છે. પણ એઓ ગઝલ પૂરતા મર્યાદિત નથી. એમને જે અનંત વાતો કહેવી છે, અસ્ખલિત ધારાએ કહેવી છે, મહાનદ-પ્રવાહે કહેવી છે, કહે જવી છે એ માટે નઝમનું ફોર્મ જ એમને અનુકૂળ પડે, એટલે એ નઝમના અનન્ય કવિ છે, નઝમના જ કવિ 'જોશ' મલીહાબાદીથી એઓ જુદા અને અનોખા તરી આવે છે. 'જોશ'ની કવિતામાં ભાષા અને વર્ણન મુખ્ય પ્રેરકતા બની રહે છે, ત્યારે ડૉ. ઈકબાલની નઝમમાં સંદેશ. જેમને ઘણુંબધું કહેવાનું છે, પ્રખરતાથી કહેવાનું છે એવા કવિને ગઝલ જેવું ટૂંકું ઊર્મિકાવ્ય નાનું પડે, છતાં એમણે ગઝલો પણ કહી છે, અને ગઝલને પણ આગવું સ્વરૂપ બક્ષ્યું છે—તે ખાસ તો એમની ફારસી ગઝલો બતાવી આપે છે. એનું શ્લોકત્વ સંસ્કૃત શ્લોકોને સંભારી આપે છે. એમણે ગઝલને વિશિષ્ટ સાતત્યલક્ષી સ્વરૂપ આપ્યું. શે'રે શે'રે ખંડિત નહીં પણ સંબંધિત સળંગ સ્વરૂપ. એમાં ગઝલની ગરિમામયી શક્યતા પ્રગટ થઈ છે.

માણસોની, અસ્તિત્વની અવનતિ પ્રત્યે ડૉ. ઈકબાલને રોષ નહીં પણ સહાનુકંપા છે. આથી એમની વાણીમાં માંદલો, દુરુદિષાસર્યો

કરુણરસ નથી, પણ શિવસ્વરૂપી પ્રખરતા છે, વીરત્વ છે. તેઓ માણસને તેની અવનતિ માટે મહેણું મારતા નથી, પણ લલકારે છે. એનામાં રહેલી શક્યતાને, ખમીરને ઉભારે છે. ડૉ. ઇકબાલ નેશન અને પ્રજાને પ્રેરે એવા મહાકવિ છે.

ઈકબાલી સ્કૂલમાં દાખલ થઈએ—પહેલા ધોરણમાં લલકારીએ—

'લબપે આતી હૈ દુઆ 'બનકે તમન્ના મેરી'

અને ઠેઠ એમ. એ.ના વર્ગમાં પહોંચીને ભણીએ—

ખુદી કો કર બુલંદ ઈતના કિ હર તકદીરસે પહેલે,
ખુદા બંદેસે ખુદ પૂછે, બતા તેરી રઝા કયા હૈ !

ઈકબાલી કાવ્યોનો વ્યાપ જીવનની તમામ અવસ્થાઓ સુધી લંબાય છે, પણ સમાપ્ત થતો નથી.

*

ઈકબાલનું જગત સરહદો વિહોણું વિશ્વ છે. એમના એક કાવ્યસંગ્રહની શરૂઆત તેઓ ભર્તૃહરિના 'પેલા પુષ્પથી યે કોમળ અને વજ્રથી યે કઠોર' શ્લોકના અનુવાદથી કરે છે. એનો ગુજરાતી અનુવાદ:

ફૂલકેરી પાંદડી કાપે છે હીરાનું જીગર,
નર્મ વાતો હોય છે, અજ્ઞાન માટે બેઅસર.

'પયામે મશરીક'ના એક ખંડમાં એમણે યુરોપના અનેક દાર્શનિકો, મહાકવિઓ અને મનીષીઓને સંભાર્યા છે, તો અન્યત્ર એશિયાની પ્રતિભાઓને પણ એમણે અંજલિઓ આપી છે અને તેમાં સ્વામી રામતીર્થ અને ગુરૂ નાનકનો પણ સમાવેશ થાય છે.

ઈકબાલને સર્વસામાન્યતા—નરી હકીકત આઘાત આપે છે અને જ્યાં પણ અસાધારણ વ્યક્તિત્વ, પ્રતિભા જુએ છે તે એમના ચિંતનનો, કાવ્યનો વિષય બને છે. માણસ અને આ જગતને તે, છે એથી મૂકી

ઊંચેરાં નહીં પણ આકાશ ઊંચેરાં જોવા ઈકબાલ વ્યાકૂળ છે.

એમનો એક શે'ર છે—

> જુર્રે શાહીની બમુર્ગાને સુરા સોહબત મગીર
> ખોઝે બાલો પર કુશા, પરવાઝે તૂ કોતાહ નેસ્ત.

(તું નર ગરૂડ છે ને ? તો બાગ અને ઘરનાં પંખીઓથી આઘો રહે, ઊઠ અને પાંખો ખોલ, તારું ઉડ્ડયન ખૂબ ઊંચે અને વિશાળ છે.)

એમાંની 'ચિત્રકળા' નામની નઝમ વાસ્તવનું વર્ણન કરે છે. ડૉ. ઈકબાલે તેમના સમયે ખૂબ ખૂબ પ્રચલિત એવાં, રાજા રવિવર્માનાં ચિત્રો જોઈને એ લખી લાગે છે. તપમાં બેઠેલા સંન્યાસીને તપભંગ કરવા મોહ પમાડતી અપ્સરા, પોપટના પીંજરા પાસે ઊભેલી સુંદરી...એ કાવ્યની શરૂઆતમાં જ ડૉ. ઈકબાલ બોલી ઊઠે છે : 'એમાં કશું મૂર્તિમંડન કે મૂર્તિખંડન નથી, છે તો ગાડરિયો પ્રવાહ.'

ડૉ. ઈકબાલની વાણીનું ઉત્થાન અને ઉડ્ડયન—આવા વાસ્તવથી ઊડીને ઊંચે જાય છે. માણસની ક્ષુલ્લકતા એમને અસહ્ય નીવડે છે.

'ગુલશને રાઝ'માં એક સ્થાને તેઓ કહે છે—

'તે (માણસ) એવું હરણ છે, જે આકાશમાં ચરે છે, અને દૂધગંગામાં પાણી પીએ છે.'

ડૉ. ઇકબાલ અને એમનાં કાવ્યોને સમજવા એમના આર્ષદર્શનને સમજવાની આ ભૂમિકા છે. તેઓ અન્યત્ર કહે છે : 'ખુદીની ખોજમાં ખોવાઈ જા અને ખુદીનો સિદ્દીક બની જા.'

એમની તીવ્ર આરત છે :

'તેણે ( ઈશ્વરે ) મને ઘઉંના એક દાણા માટે પૃથ્વી પર

મોકલ્યો, સાકી! શરાબના એક ઘૂંટ માટે તું મને આકાશની દિશામાં ઉડાડી મૂક'

ડૉ. ઈકબાલની કવિતા આકાશનું પુષ્પ નહીં, બાગ છે. અનંત દિવ્યતાની તરસ એમની વાણીની અભિવ્યક્તિ બને છે. ઘઉંનો એક દાણો વાસ્તવ છે, પણ પ્રતીક્ષિત વાસ્તવ તો આકાશી દિવ્યરસ છે. ઈકબાલના સમગ્ર મહામંથનોનો આ જ પ્રબળ ઇચ્છાસાર સમજાય છે.

*

ડૉ. ઇકબાલનાં કાવ્યો બહુધા પેરલક્ષી છે. પયગામ આપનારના ઉદ્‌ગારો સ્વગત, સ્વલક્ષી ન હોય, પરંતુ તેમની નજરમાં સર્વગ્રાહી માણસ છે, તે 'સ્વ' અને 'પર'ની સરહદો ઓળંગીને પરલક્ષીને, પોતે પણ જેમાં સમાય છે, એવા સર્વલક્ષી બનાવે છે.

ઇકબાલને જાણે સ્વપ્રાપ્તિ માટે આંતરખોજ કરવાની જરૂર જ નથી! આંતરખોજ અને સ્વપ્રાપ્તિ પછી જ જાણે એમણે કલમ ઉપાડી છે! આથી એમની સમગ્ર મથામણ માણસજાત માટેની મથામણ બની રહે છે. ડૉ. ઇકબાલ 'સ્વ'ને ભૂંસીને 'સ્વ'રૂપે પ્રગટ થાય છે. એ મથામણમાં એમને સ્થાપિત મૂલ્યો, સ્થપાયે જતાં નવાં મૂલ્યો, મૂલ્યોને પૂર્વ પક્ષરૂપે મંડનરૂપે સ્થાપી ખંડન કરવાનો કે પોતાની દૃષ્ટિએ સાચું એવું મંડન કરવાનો સમર્થ પુરુષાર્થ કરવો પડે છે. સવાલ-જવાબના રૂપમાં લખાયેલા એમનાં સુદીર્ઘ કાવ્યો એનું જ પરિણામ છે.

ડૉ. ઇકબાલ એવું મહામોજું છે, જે પ્રચણ્ડરૂપે, પ્રબળવેગે આગળ ધપે છે, કિનારો છોડીને મેદાન, ટેકરા વટાવી પર્વત પહોંચીને આકાશને ભીંજવી નાખે છે.

આવા દાર્શનિક મહાકવિને પામવા કેવળ બૌદ્ધિક સજ્જતા કામ ન લાગે, દિવ્ય અંશી પ્રેમછલોછલ આતુર હૈયું અને જિંદગીનાં ઉત્તમ વર્ષો એ માટે જોઈએ. ▱

# રંગભૂમિનો અનુભવ

## ( 'થિયેટર ઑફ વાયોલન્સ'નું સ્વરૂપ )

▱ યુજિન આયોનેસ્કો

▱ પ્રમોદકુમાર પટેલ

---

કેટલીક વાર મને એમ લાગ્યું છે કે મેં રંગભૂમિ માટે લખવાની શરૂઆત એટલા માટે જ કરી કે હું એને તિરસ્કારતો હતો...

......કાલ્પનિક રચનાનો હું વિરોધી નથી. ઊલટાનો, રોજબરોજની વાસ્તવિકતા કરતાં કલ્પનાની સૃષ્ટિનું સત્ય હમેશાં વધુ ગહન અને વધુ અર્થસભર સંભવે છે એમ હુ માનતો રહ્યો છું. વાસ્તવવાદ, પછી તે સમાજવાદલક્ષી હોય કે બીજો કોઈ, વાસ્તવિકતાની પાર કદીયે જોતો નથી. વાસ્તવિકતાને તે સંકોચી દે છે તેને અલ્પ બનાવે છે, તેને અસત્યરૂપ બનાવી દે છે; અને–પ્રેમ મૃત્યુ અને વિસ્મય–એ આપણે માટે સૌથી મૂળભૂત એવાં જે સત્યો છે તેની જ તે બાદબાકી કરી નાંખે છે; અને એ રીતે માનવીને તેના સાંકડા અને મેળ વિનાના પરિપ્રેક્ષ્યમાં રજૂ કરે છે; સત્ય તો આપણાં સ્વપ્નોમાં, આપણી કલ્પનામાં, રહ્યું છે; આપણા જીવનની પ્રત્યેક ક્ષણ આ હકીકતનું સમર્થન કરે છે. કલ્પનાનું વિશ્વ વિજ્ઞાનની પૂર્વે સંભવે છે. જે કોઈ વસ્તુનું સ્વપ્ન આપણે સેવીએ છીએ, અને એથી મા એમ વિવક્ષિત છે કે, જે કંઈ વસ્તુની આપણે કામના કરીએ છીએ તે સ્વયં સત્ય છે (હવાઈ ઉડ્ડયનની પૂર્વે આઈકેરસની પુરાણકથા રચાઈ હતી, અને એડર કે બ્લેરિયતે જો ઉડ્ડયનનો આરંભ કર્યો હોય તો તે એટલા માટે કે બધાં જ માણસોએ ઉડ્ડયનનું સ્વપ્ન સેવ્યું હતુ.) પુરાણ ( myth )થી વધુ

સત્ય કશું હોતું નથી. ઇતિહાસ એ 'પુરાણ'ને વાસ્તવિક બનાવવા મથે છે ત્યારે તેને વિકૃત કરી નાંખે છે, અને અર્ધી જ સફળતા તેને મળે છે; ઇતિહાસ જ્યારે 'સફળતા'નો દાવો કરે છે ત્યારે ય તે માત્ર જૂઠાણું અને ભેદભરમવાળી વાત રહી જાય છે. આપણે જે કંઈ વસ્તુનું સ્વપ્ન સેવીએ છીએ તે 'ઉપલબ્ધિક્ષમ' હોય છે. વાસ્તવિકતાએ પોતાને સિદ્ધ કરવાની હોતી નથી; એ તો જે કંઈ છે તે રૂપે સ્વયં સિદ્ધ જ હોય છે. એટલે પેલો જે સ્વપ્નસેવી છે, ચિંતક છે, કે વૈજ્ઞાનિક છે, તે જ ક્રાંતિકારી છે; તે જ આ જગતના પરિવર્તન માટે પ્રયત્ન કરી રહ્યો હોય છે.

નવલકથામાં કાલ્પનિક તત્ત્વના વિનિયોગના પ્રશ્ને મેં ક્યારે ય ચિંતા કરી નથી, અને ફિલ્મમાં યે એનું મહત્ત્વ મેં સ્વીકાર્યું છે. મારાં પોતાનાં સ્વપ્નોનો, તેમ કથા સાહિત્યમાં નિહિત રહેલી અંતઃ ક્ષમતાવાળી વાસ્તવિકતાનો, મેં સહજ સ્વીકાર કર્યો છે, ફિલ્મના અભિનયની બાબતમાં, રંગભૂમિના અભિનયથી જન્મી છે તેવી વ્યગ્રતા અને અકળામણ મને નથી થયાં.

રંગભૂમિની વાસ્તવિકતાના સત્યને હું કેમ સ્વીકારી શક્યો નહિ ? મને એ મિથ્યા કેમ લાગી ? અને મિથ્યા જગત સ્વયં સત્ય તરીકે સ્વીકાર પામે અને સત્યનું સ્થાન લેવા ચાહે એમ શા માટે લાગ્યું ? શું એ અભિનેતાઓનો દોષ હતો ? શું એ (નાટકના) પાઠ (text,નો દોષ હતો ? કે પછી મારામાં જ એવો કોઈ દોષ રહ્યો હતો ? હું માનું છું, હવે મને એમ સમજાય છે કે, નાટ્યઘરમાં રંગભૂમિ પર જીવતાં લોહીમાંસથી ધબકતાં પાત્રોની ઉપસ્થિતિથી હું ખિન્ન બની ગયો હતો. તેમની સદેહે ઉપસ્થિતિ કાલ્પનિક જગતની ભ્રાંતિ નષ્ટ કરી દે છે એમ મને લાગ્યા કર્યું છે. જાણે વાસ્તવિકતાને અલગ અલગ એવી બે સપાટીઓ રચાઈ હોય ને, તેમ એક બાજુ રંગભૂમિ પર બોલતાં ચાલતાં અને જીવતાં સામાન્ય

માનવીઓની મૂર્ત ભૌતિક શંક ખાત્રીખમ અને પરિચિત વાસ્તવિકતા, અને બીજી બાજુ એની જ સામેસામ એના પર વિસ્તરીને રહેલી અને એની સાથે કશું ય પ્રતિસંધાન ન જાળવતી કલ્પનાની વાસ્તવિકતા : પરસ્પર વિરોધી આ બે વિશ્વો એકમેકમાં ભળીને એકતા રચવામાં નિષ્ફળ જણાતાં હતાં...

હાસ્તો, એમ જ હતું, રંગભૂમિ પર રજૂ થતો પ્રત્યેક અભિનય, ભાવપ્રગટીકરણ અને બોલાતો શબ્દ—એ સર્વ જે પ્રકારનું વિશ્વ જગાડવાને વિશિષ્ટ રીતિએ યોજવામાં આવ્યાં હતાં, તેને જ તે નષ્ટ કરતાં હતાં; એવું વિશ્વ રચાવા પામે તે પૂર્વે જ તેને નષ્ટ કરી દેતાં હતાં. આ આખી પરિસ્થિતિ જ મને તો કેવળ ગર્ભપાત જેવી બાબત લાગી, એને તમે પ્રાણઘાતક ભૂલ પણ કહી શકો, કેવળ મૂર્ખતા પણ કહી શકો...રંગભૂમિ મને તત્ત્વતઃ અશુદ્ધ રૂપની લાગી: એમાંના કાલ્પનિક અંશો એનાથી ભિન્નરૂપના અન્ય અંશો જોડે સેળભેળ થઈ જતા લાગ્યા; એમાં કાલ્પનિક સૃષ્ટિનો અંશતઃ આવિષ્કાર જ શક્ય બન્યો હતો; હાસ્તો, એમાં એવી કાચી સામગ્રી શેષ રહી જતી હતી જે રૂપાંતરની અનિવાર્ય પ્રક્રિયા પામી ન હોતી. ટૂંકમાં, રંગભૂમિની બધી જ બાબતો મને વ્યથિત કરી ગઈ. ઉદાહરણ તરીકે, અભિનેતાઓને પોતપોતાની ભૂમિકાઓમાં સંપૂર્ણપણે લીન બની જતા અને રંગભૂમિ પર ખરેખર આંસુ ખેરવતા જોયા ત્યારે મને એ વાત અસહ્ય થઇ પડી, નિઃશંકપણે મને એ બધું અભદ્ર લાગ્યું.

બીજી બાજુ, મેં એવો અભિનેતા જોયો કે જે પોતાની ભૂમિકા, પોતાનું પાત્ર ભજવવામાં અત્યંત સભાનપણે પોતાના પર નિયંત્રણ ધરાવતો હતો, પોતાની ભૂમિકા પર પોતાનું વર્ચસ્ સ્થાપતો હતો અને એનાથી સાવ તટસ્થ બની જતો હતો. ડિડેરોટ યુવેત્ અને પિસ્કેતર જેવા દિગ્દર્શકો, અને એને અનુસરીને બ્રેક્ત જેવા સર્જકો આવું ઇચ્છતા હતા, પણ એ પ્રકારની કળાથી મને સંતોષ થયો નહિ.

મને તો એમાં પણ સત્ય અને અસત્યનું સ્વીકારી ન શકાય તેવું મિશ્રણ જોવા મળ્યું; કેમકે કલ્પના અને કળાત્મક નિર્માણ દ્વારા વધુ અર્થસભર, વધુ ઘનીભૂત, અને વધુ સત્ય એવી વાસ્તવિકતાને પામવાને તેમાં મૂળભૂત રૂપાંતર કે સ્થાનાંતરની મને જરૂર-વરતાઈ હતી. મને એમ લાગ્યું હતું કે વાસ્તવવાદી નિર્માણમાં બોધલક્ષી વિચારો તો વાસ્તવિકતાને વધુ પડતી બોજિલ બનાવી દે છે, તેને નિઃસત્ત્વ બનાવી દે છે, અને પછી ઉતરતી કક્ષાની વિચારસરણિની કોટિએ તે શેષ રહી જાય છે. રંગભૂમિ પર અભિનેતાઓ વિચ્છિન્નતાનો નિયમ રજૂ કરતા હોય, પોતાના લાભમાં રંગભૂમિની સુયોજિત એકતાને તોડી નાખતા હોય ને નષ્ટ કરી દેતા હોય, અને નાટકનાં તત્ત્વોના સુગ્રથિત એકીકરણના આધારને અવરોધતા હોય તે રીતે બધું જ લક્ષ્ય પોતાના તરફ ખેંચવા ચાહતા હોય, એ વાત મને પસંદ ન પડી. પણ અભિનેતાઓમાં અમાનવીયકરણ (dehumanization)ની પ્રવૃત્તિ જે રીતે પિસ્કેટર બ્રેકતે ઉપાડી, પિસ્કેટરના એક શિષ્યે તો અભિનેતાને નાટકની ચેસરમતનાં કેવળ પ્યાદાં તરીકે, એક નિર્જીવ ઓજાર તરીકે, ઉપયોગમાં લીધો, તેનામાં ભાવાવેગનો નિષેધ કર્યો, વૈયક્તિક ખોજ કરવાને કે એવી પ્રવૃત્તિમાં સહભાગી બનવાને ઈન્કાર કર્યો; એ રીતે નાટ્યનિર્માણને ઉપકારક બની રહે એવો લાભ તો એમાં મળ્યો. હવે નાટ્યનિર્માણ પર જ બધું ધ્યાન કેન્દ્રિત થવા લાગ્યું. પણ આ પ્રસંગે સુયોજિત એકતાને આ રીતે જે અગ્રિમતા આપવામાં આવી તેથી વળી મને એટલો જ ખેદ થયો, અને અહીં કશાકને ગૂંગળાવીને મારી નાંખવામાં આવ્યું છે એમ મને ખરેખર લાગ્યું : અભિનેતાની સ્વયંસર્ગશક્તિ એમાં હણાઈ જતી હતી, અભિનેતાની એમાં હત્યા થઇ રહી હતી, જીવન અને નાટક બંનેનો અંત આવી ગયો હતો...

મેં જે નાટકો વાંચવાની પ્રવૃત્તિ કરી તેથી યે મને સંતોષ થયો નહિ, એ બધાં નાટકોથી તો નહિ જ! પણ સોફોક્લિસ, એસ્કિલીસ

કે શેક્સ્પિયરની ગુણસમૃદ્ધિ પરત્વે કે પછીનાં ક્લાઈસ્ટ કે બ્યૂકનેરનાં કેટલાંક નાટકો પરત્વે હું અજાણ ન હોતો. શા માટે? કારણ કે, મને એમ સમજાયું કે આ બધાં નાટકો એમાંની સાહિત્યિક ગુણસમૃધ્ધિને કારણે અસાધારણ હદ્ય બની રહે છે, પછી ભલેને એમાં વિશિષ્ટ પ્રકારની તખ્તાલાયકી ન હોય. ગમે તેમ શેઈક્સ્પિયર અને ક્લાઈસ્ટ પછી અન્ય કોઈ નાટક વાંચીને એ મેં માણ્યું હોય એમ મને લાગતું નથી. સ્ટ્રીન્ડબર્ગ તો મને ગૂંચવાડાવાળો અને અપૂર્ણ લાગ્યો. મોલિયેર પણ મને તો કંટાળાજનક જ લાગ્યો. કંજૂસો દભીઓ અને વિશ્વાસદ્રોહી સ્ત્રીઓના પતિઓની એ બધી કથાઓમાં મને રસ પડ્યો નહિ. તેની પ્રતિભામાં પરમ તત્ત્વ વિષયક ખોજનો અભાવ હતો અને મને અણગમતી બાબત રહી છે. શેઈક્સ્પિયરે માનવીની નિયતિ અને તેના તેના સંયોગો વિશે પ્રશ્નો ઊભા કર્યા હતા. મોલિયેરના નાના પ્રશ્નો સમયને ગાળે મને અતિ તુચ્છ અને ગૌણ લાગ્યા. અલબત્ત એમાં કેટલીક વાર વિષાદનો અંશ ભળી ગયો છે. પણ એમાં સાચું ટ્રેજિક તત્ત્વ નથી. કેમ જે, એ પ્રશ્નોનું નિરાકરણ થઈ શકે એમ છે. જે ખરેખર અસહ્ય પરિસ્થિતિ છે તેનું નિરાકરણ સંભવતું નથી. આવું જે કંઈ અસહ્ય છે તે જ ગંભીર કરુણતા પ્રગટ કરે છે, તે જ ગંભીર કૉમિકને અવકાશ આપે છે અને વસ્તુતઃ તે જ નાટ્યક્ષમ હોય છે.

બીજી બાજુ, શેઈક્સ્પિયરનાં નાટકો જ્યારે તખ્તા પર ભજવાય છે ત્યારે તેની મહાનતા કંઈક ઓછી થતી હોય એવુ મને લાગ્યું છે. 'હેમ્લેટ', 'ઓથેલો' અને 'જુલિયસ સીઝર' જેવી કૃતિઓએ મને જેટલો એના વાંચનમાં આકર્ષ્યો છે તેટલો તખ્તા પરના તેના નાટ્યપ્રયોગોએ આકર્ષ્યો નથી. નાટ્યગૃહની મુલાકાતે હું બહુ ઓછો નીકળતો હોઉં છું એટલે જ કદાચ શેઈક્સ્પિયરનાં નાટકોના ઉત્તમ પ્રયોગો ક્યારેય હું જોવા પામ્યો નથી. ગમે તે હો, એ નાટકોના

પ્રયોગો જોતાં મારા ચિત્ત પર એવી છાપ પડી છે કે જે અસહ્ય હતું તે અહીં સહ્ય બનાવી દેવામાં આવ્યું હતું. અંતરની જે યંત્રણા હતી તે અહીં હળવી કરી દેવામાં આવી હતી.

આમ હું ખરેખર ઉત્કટ નાટકરસિયો નથી, અને નાટકની દુનિયાનો માણસ તેથી યે ઓછો જ છું. રંગભૂમિનો હું તિરસ્કાર જ કરતો હતો. મને એનાથી ત્રાસ થતો હતો. અને છતાં...જ્યારે હું બાળક હતો ત્યારે, 'લકઝમબર્ગ ગાર્ડન્સ'માં 'પંચ' અને 'જુડી'ના ખેલો થતા ત્યારે મારી માતા મને ત્યાંથી ખેંચી જવાના પ્રયત્નોમાં કેવી નિષ્ફળ જતી તે બધું ય મારા સ્મરણમાં છે. રોજરોજ હું ત્યાં પહોંચી જતો અને મુગ્ધ થઈને આખો ય દિવસ ત્યાં પસાર કરતો. પણ હું હસતો નહોતો. 'પંચ' અને 'જુડી'ના ખેલોમાં કઠપૂતળીઓને પરસ્પર વાતો કરતી, હિલચાલ કરતી અને દંડથી મારામારી કરતી નિહાળતાં મારું મોં ખુલ્લું અવાક્ બની રહેતું. જગતની એ જ તો સાચી મૂર્તિ હતી જેમાં મને અપરિચિત અને અસંભવિત એવું સત્ય, એની જુગુપ્સક અને ક્રૂર સ્વરૂપને ઊપસાવવાને હઠાચિત્ર શા સરળ પણ ગંભીર વેશમાં જોવા મળ્યું અને ત પછી પંદર વર્ષનો થયો ત્યાં સુધી, કોઈ પણ પ્રકારનું નાટક મારા અંતરમાં રોમાંચ જગાવી જતું, અને આ જગત ઘણું જ વિચિત્ર છે એવી લાગણી જગાડતું રહ્યું; આવી લાગણી મારા અંતરમાં એવી તો ઊંડી રોપાઈ ગઈ છે કે એ કદીયે લુપ્ત થઇ નથી.

આજે નાટ્યઘર એના પોતાના સમયનું બની શક્યું નથી એમ કેટલાક ટીકા કરે છે, મારા મતે એ વધારે પડતું સમયમાં બંધાઈ ગયેલું છે. એ કારણે જ એ નિર્બળ અને ક્ષણજીવી બની ગયું છે. મારું તાત્પર્ય તો એમ છે કે નાટ્યઘર એના પોતાના સમયને વ્યક્ત કરે જ છે પણ તે પર્યાપ્ત રૂપમાં નહિ. દરેક યુગમાં 'યુગની બહારનું' અને અસંક્રમણક્ષમ એવું કશુંક જરૂરી હોય છે જેને એ 'યુગ'માં અને

એની સંક્રમણક્ષમ વસ્તુમાં દાખલ કરવાનું હોય છે. અલબત્ત, પ્રત્યેક પદાર્થ ઈતિહાસમાં પરિચિત ક્ષણ હોય છે: પણ આખો યે ઈતિહાસ એની પ્રત્યેક ક્ષણમાં નિહિત રહ્યો હોય છે. ઇતિહાસની કોઈ પણ ક્ષણ ત્યારે જ પ્રમાણભૂત બને છે જ્યારે તે ઇતિહાસને ઓળંગી જાય છે: જે કંઈ વ્યકિત વિશિષ્ટરૂપ છે તેમાં જ સર્વકાલીન રહ્યું હોય છે.

ઘણાએક નાટ્યકારોએ પસંદ કરેલી નાટ્ય વસ્તુ માત્ર એમના યુગની પ્રચલિત વિચારસરણિઓની જ નીપજ હોય છે અને એના યુગની અખિલાઈ કરતાં એમાં કશુંક ઓછું જ ઊતર્યું હોય છે અથવા એમ હોય કે એવી નાટ્ય વસ્તુઓ કોઈક રાજકીય વિચાર-વલણની અભિવ્યકિત માત્ર હોય છે, અને એવી વિચારસરણિઓ જ્યારે પ્રચારમાં રહેતી નથી ત્યારે તેના વિલોપન સાથે એને રજૂ કરનારાં નાટકોનો પણ લોપ થઈ જાય છે. કોઇ કબ્રસ્તાનનું સ્મારક કે કોઈ ગ્રીક અથવા એટ્રસ્કન સ્મૃતિશિલા માનવની નિયતિ વિશે, પ્રતિબધ્ધ બનેલાં અને જહેમતપૂર્વક રચાયેલાં અસંખ્ય નાટકો—જે અમુક ચોક્કસ વિચારસરણિઓને અનુવર્તે છે અને પોતાની આગવી કહી શકાય તેવી ભાષા અને વિચારસરણિથી જે જુદી જ ભાષા અને વિચાર-સરણિ સ્વીકારે છે તેવાં નાટકો—કરતાં ઘણું વધારે કહી જાય છે, અને વધુ ઊંડાઈએ સ્પર્શી જાય છે...

પિરાન્દેલો પોતે પણ સમયની પાછળ રહી ગયો છે. કેમ જે, વ્યક્તિત્વ વિષયક જે સિધ્ધાંતો કે સત્યના રૂપબાહુલ્યના જે ખ્યાલો પર તેની નાટ્યસૃષ્ટિનું મંડાણ થયું હતું તે, મનોવિજ્ઞાન અને મનોવિશ્લેષણે ચિત્તની ગહરાઈઓ તાગી બતાવી તે પછી દિવસના ઉજાસ જેવા સ્પષ્ટ થઇ ગયા છે. પિરાન્દેલોના સિધ્ધાંતોની પ્રમાણભૂતતા ચકાસી જોવાની બાબતમાં આધુનિક મનોવિજ્ઞાન માનવચિત્તની ખોજમાં અનિવાર્યતયા પિરાન્દેલો કરતાં ઊંડે ઊતર્યું છે ત્યારે પિરાન્દેલોની શોધોનું ચોક્કસ સમર્થન કરે છે. પણ તે સાથે જ તેની મર્યાદા અને અપર્યાપ્તતા

પણ ખુલ્લી કરી આપે છે: કેમ કે પિરાન્દેલોએ જે કહ્યું તે હવે વધુ પૂર્ણ રૂપમાં અને વૈજ્ઞાનિક રીતે કહેવાયું છે. એટલે તેના નાટ્યગૃહનું મૂલ્ય તેના મનોવિજ્ઞાનના અર્પણમાં રહ્યું નથી પણ તેનાં નાટકોની ગુણસમૃદ્ધિમાં રહ્યું છે જે અનિવાર્યતયા ક્યાંક બીજે રહ્યું છે. એ લેખકમાં હવે આપણને જે રસપ્રદ લાગે છે તે વસ્તુ માનવીના વ્યક્તિત્વમાં રહેલાં સંઘર્ષશીલ તત્ત્વોની ખોજમાં નહિ, પણ એ બધાં તત્ત્વોમાંથી તેણે કેવી નાટકની ઘટના રચી છે તેમાં રહી છે. તેની કૃતિઓમાંનો માત્ર નાટ્યગત રસ તો વિજ્ઞાનની બહાર, તેની પોતાની વિચારસરણિની સીમાની બહાર રહ્યો છે. પિરાન્દેલોમાં જે કંઈ શેષ રહ્યું છે તે તો તેની નાટ્યરીતિ છે, તેના નાટ્યનિર્માણની પાછળ રહેલું તંત્ર છે: અને એમાંથી ફરીથી એમ સિદ્ધ થાય છે કે વિચારસરણિ કે તત્ત્વજ્ઞાન પર આધારિત, કેવળ એવી વિચારસરણિ કે તત્ત્વજ્ઞાનથી પ્રેરિત નાટકની સૃષ્ટિ માત્ર રેતી પરના મહેલ જેવી છે, અને તેથી જ તે તરત તૂટી પડે છે. પિરાન્દેલોના નાટકનું બીજભૂત ઘટક, તેની કેવળ નાટ્યનિર્માણની વૃત્તિ એ જ તો તેને આપણે માટે આજે જીવંત રાખે છે……

……સાહિત્યિક સૂક્ષ્મતાવાળું નાટક ઝડપથી પાતળું પડે છે. અત્યંત ઝળહળતી રોશનીમાં તેના અર્ધ શ્રુત રણકા ક્યાં ઘેરા બને છે ક્યાં નષ્ટ થાય છે. એમાં અર્થચ્છાયાને, એની સૂક્ષ્મતમ છટાને અવકાશ મળતો નથી. પ્રશ્નનિર્ભર નાટકો (વિચારબંધ પર આધારિત નાટકો) તો અમુક અંદાજી સમીકરણો છે. નાટક એ વિચારો રજૂ કરવાનું તૈયાર ઘટક નથી, જ્યારે વિચારસરણિઓનું વાહન બનવાનો એ પ્રયત્ન કરે છે ત્યારે બીજું કંઈ નહિ પણ એને તે વિકૃત તો કરી મૂકે જ છે. ભયંકર રીતે તેનું સરલીકરણ તે કરી નાંખે છે. એ વિચારધારાને તે સાવ પ્રાથમિક રૂપની કરી નાંખે છે અને એ રીતે તેને વણસાડી મૂકે છે. એ વિચારસરણિ સરળ નિર્દોષ રૂપમાં સંભવે છે, પણ તે

એના ખરાબ અર્થમાં-વિચારસરણિઓ પર નિર્ભર બધાં જ નાટકો 'પ્રાદેશિક' બની જાય એવું જોખમ ધરાવે છે. નાટ્યગૃહ જો તત્ત્વજ્ઞાન, રાજ્યશાસ્ત્ર કે વિતંડાવાદના પુનર્કથન પૂરતું જ સીમિત કરી દેવામાં આવે તો, આવા ઉપયોગ સિવાય, નાટ્યગૃહનું સાચું કાર્ય શું હોઈ શકે ? મનોવૈજ્ઞાનિક નાટક, પૂરતું મનોવૈજ્ઞાનિક હોતું નથી. મનોવૈજ્ઞાનિક સત્યના જ્ઞાન માટે તો મનોવિજ્ઞાનનું પ્રકરણ જ વાંચી લઈ શકાય. આ કે તે રાજકીય વિચારસરણિને નાટક રૂપે રજૂ થતી જોવા કરતાં હું મારું હંમેશનું વર્તમાનપત્ર વાંચવાનું પસંદ કરું કે મારી પસંદગીના રાજકીય ઉમેદવારના ભાષણને હું સાંભળી લઉં...

મેં મારા મનમાં વિચાર્યું કે અતિ બુદ્ધિશાળી નાટ્ય લેખકો પૂરતા બુદ્ધિશાળી નથી; તત્ત્વજ્ઞાનનો ખ્યાલ મેળવવા નાટ્યગૃહ તરફ કોઈ ચિંતક નજર કરે એ સારી વાત નથી. અને તેઓ જ્યારે એમાં અત્યંત સૂક્ષ્મતા અને ઓપ આણવાનો પ્રયત્ન કરતા હતા ત્યારે એમાં અતિશયતા તો હતી જ, પણ કશીક ન્યૂનતાયે હતી. અને મને અકળાવી મૂકે એવી બારીક સૂક્ષ્મતાઓનું એમાંનું ઘૃણાસ્પદ વિસ્તરણ એ જ જો નાટ્યસૃષ્ટિ હોય, તો તો એમ થાય કે, એવું વિસ્તરણ પોતે પર્યાપ્ત નહોતું જ. જે અતિવિસ્તારી હતું તે પૂરતું વિશાળ નહોતું, જે અસૂક્ષ્મ હતું તે વધારે પડતું સૂક્ષ્મ હતું...

એટલે નાટકનું પ્રાણતત્ત્વ જો એની પ્રભાવકતાઓને મોટું પરિમાણ આપવામાં રહ્યું હોય તો તો એ પ્રભાવકતાઓને એથીયે વધારે મોટા કદની કરવી જોઈએ, એને વિશેષ રેખાંકિત કરી આપવી જોઈએ, અને મહત્તમ કક્ષાએ એના પર વજન અપાવું જોઈએ. નાટક પોતે જ્યાં નાટ્યગૃહ (theatre) નથી તેમજ જ્યાં સાહિત્ય પણ નથી એવી મધ્યાન્તર ભૂમિકાએથી તેને ખસેડવું એટલે જ તેને એને પોતાના સામ્રાજ્યમાં સ્થાપી આપવું, એને એની કુદરતી સરહદો આપવી, નાટ્યનિર્માણની યુક્તિઓને ઢાંકી દેવી એ મારો પ્રયત્ન નહોતો. મારો પ્રયત્ન તો હજી ય એને

વધુ સ્પષ્ટ કરવાનો, ચાહી ખુઝીને એને ખુલ્લી કરી આપવાનો, જે કંઈ હટ્ટાચિત્ર સમું છે અને જે કંઈ જુગુપ્સક છે તેને બહાર આણવાનો, અને દિવાનખંડની વિનોદી કૉમેડીઓની નિસ્તેજ વ્યંગવૃત્તિની પાર જવાનો હતો. દિવાનખંડની કૉમેડી નહિ, પણ ફાર્સ ! 'પેરેડી'માં જોવા મળતી આત્યંતિક રૂપની અતિશયોક્તિભરી વિનોદવૃત્તિ ખરી, પણ કઠોર ઉપહાસની રીતિએ. એમાં કૉમિકની અસર દૃઢ વિશાળ અને રોપભરી હોય. પણ એ નાટયાત્મક કૉમેડી નહિ. અસહ્ય તરફની જ એ પ્રતિગતિ. દરેક વસ્તુને અટ્ટહાસ્યની કોટિએ લઈ જવાની એમાં વાત છે. અહીં જ કરુણનો સ્રોત રહ્યો છે. એ જ તો છે ક્રૂરતાનું નાટયગૃહ (the theatre of violence) : ઉન્મત્તપણે કૉમિક, ઉગ્રપણે નાટયાત્મક.

એમાં મનોવૈજ્ઞાનિક આલેખનને બાદ કરો; અથવા એને પરમ-તત્ત્વનું પરિમાણ રચી આપો. નાટયાત્મકતા લાગણીઓની આત્યંતિક અત્યુક્તિમાં રહી છે—એવી અત્યુક્તિ જે રોજિંદી સપાટ વાસ્તવિકતાના સાંધેસાંધા તોડી નાંખે છે અને એની સાથે ભાષાના સાંધાઓ ય તૂટે છે, તેમ તેમાંના ઉચ્ચારણનો ક્રમ પણ.

વળી, અભિનેતાઓ પર્યાપ્ત માત્રામાં 'સાહજિક' ન લાગતાં મને જે અકળામણ થઈ તેનું કારણ કદાચ એ હતું કે તેઓ વિશેપ 'સાહજિક' હતા, અથવા વધારે પડતા 'સાહજિક' દેખાવાં પ્રયત્નો કરતા હતા. 'સાહજિક' ન દેખાવાના પ્રયત્નો કરે તો તો કદાચ હજી યે તેઓ 'સાહજિક' લાગે અલબત્ત, જરા જુદી રીતે અને પોતે 'સાહજિક' નથી એ ખ્યાલથી તેમણે ભીતિ અનુભવવી ન જોઈએ.

આપણને આ વિશ્વની અપરિચિતતાથી જે અળગા રાખે છે તે આપણી ટેવો આપણા મનના પ્રમાદને આપણા રોજિંદા જીવનમાંથી હઠપૂર્વક ખસેડી દઈને તાટસ્થ્યની ભૂમિકાએ પહોંચાડવાની જરૂર છે. તાજગીભર્યાં કુંવારા મન વિના, અસ્તિત્વપરક વાસ્તવિકતા વિશે

નવી નિરામય સમાનતા કેળવ્યા વિના, નાટચવર સંભવી શકે નહિ, કળા પણ સંભવી શકે નહિ. જે કંઈ વાસ્તવિક છે તેને તેના સાંધાઓમાંથી તોડી નાંખવું જોઈએ, એ પછીજ તેને પુનઃ એકીકૃત રૂપમાં પામી શકાય.

આવી અસર નીપજાવવાને, કેટલીકવાર અમુક એક કળનો પ્રયોગ થાય છે; એ છે મૂળ પાઠ (text)થી વિરોધી દિશાનું અભિનયન. જે પાઠ અસંગતિ, ઉન્મત્તતા અને કૉમિક તત્ત્વો ધરાવે છે તેમાં જ ગંભીર પવિત્રભાવ સાથે એનું ઔપચારિક અભિનયન કે અર્થઘટન આરોપવું. બીજી બાજુ, આંસુ વહાવતી હાસ્યાસ્પદ ઊર્મિલતા અટકાવવાને નાટકના પાઠને વિદૂષકવેડામાં ફેરવી નાખવામાં આવે અને નાટકના કરુણ ભાવને ફાર્સથી ઉપસાવવામાં આવે, પ્રકાશથી છાયાઓ વધુ ઘેરી બને છે, તો છાયાઓ પ્રકાશને વધુ ઉત્કટ બનાવે છે. મારી વાત કરું તો, લોકો કૉમિક અને ટ્રેજિક વચ્ચે જે ભેદ પાડે છે તે મને ક્યારે ય સમજાયો નથી. જે કૉમિક છે તે તો અસંગતિ absurd)નું જ પ્રેરણામૂલક ગ્રહણ છે. તેથી ટ્રેજિક કરતાં ય તે મને વધુ હતાશાજનક લાગ્યું છે. આ 'કૉમિક'માંથી છટકી શકાય તેવું જ નથી. મેં કહ્યું કે 'હતાશાજનક' લાગ્યું છે, પણ વાસ્તવમાં તો એ આશા કે હતાશાની સીમાઓની બહાર રહી જાય છે.

ટ્રેજડી કોઈકને એક અર્થમાં સમાધાનકારી લાગે; કેમ કે પરાજિત માનવીની નિઃસહાયતાને, જેમકે ભાગ્યના ચક્રથી તૂટી પડેલા માનવીની નિઃસહાયતાને—વ્યકત કરવાના પ્રયત્નમાં ટ્રેજેડી એ રીતે ભાગ્ય અને નિયતિની વાસ્તવિકતાનો સ્વીકાર કરે છે, કેટલીક વાર આ બ્રહ્માંડને નિયંત્રિત કરતા એકમ પણ વસ્તુલક્ષી નિયમોનો સ્વીકાર કરે છે; અને માનવીની નિઃસહાયતા, વંધ્યતા, પણ એક અર્થમાં કૉમિક જ ભાસશે.

મારી કૉમેડીઓને મેં 'એન્ટિ-પ્લેયૂઝ' કે 'કૉમિક ડ્રામાઝ' અને મારાં નાટકોને 'સ્યૂડો-ડ્રામાઝ' કે 'ટ્રેજિક ફાર્સ' કહ્યાં છે : કેમ જે,

કૉમિક અને ટ્રેજિક એક જ છે એમ મને લાગે છે. અને માનવની ટ્રેજેડી એ વિશુદ્ધ ઉપહાસમાત્ર છે. સાંપ્રતકાળની પર્યેષક દૃષ્ટિ કશું ય વધારે પડતું ગંભીરતાથી કે વધારે પડતી હળવાશથી સ્વીકારતું નથી. Victimes du Devoir'માંની ટ્રેજેડીમાં મે કૉમેડી ઉતારવાનો પ્રયત્ન કર્યો છે, જ્યારે 'Les Chaises'માં કૉમેડીમાં ટ્રેજેડી ઉતારવાનો અથવા તમે ચાહો તો એમ કહી શકો કે કૉમેડી અને ટ્રેજેડીની ગંથટના યોજીને એક નવા જ નાટ્યાત્મક સંવિધાનરૂપે સાંકળવાનો એમાં મારો પ્રયત્ન છે. પણ એ કંઈ ખરેખરો સમન્વય નથી, કેમકે એ બે તત્ત્વો પરસ્પરમાં સવ ભળી જતાં નથી, માત્ર સાથોસાથ નભી રહે છે એમ જ કહેવું જોઈએ. એમાંનુ એક સતત રીતે બીજાને દૂર ધકેલે છે, બંને એકબીજાને ઉઠાવ આપે છે, એકબીજાની આલોચના કરે છે, એકબીજાનો નિષેધ કરે છે, અને આવા પરસ્પર વિરોધને કારણે જ સમતુલા જાળવવામાં અને તંગદિલી સર્જવામાં તેઓ ગત્યાત્મક રીતે સફળ થાય છે......

'નાટ્યગૃહ' (theatre)નો અર્થ કેવળ 'શબ્દનો નાટક' એમ થાય છે એમ જ જો કોઈ માનતું હોય તો તો, એને એની પોતાની આત્મપર્યાપ્ત ભાષા હોઈ શકે એમ સ્વીકારવાતું મુશ્કેલ બને છે; તો તો શબ્દોમાં તત્ત્વ-જ્ઞાનમાં કે નીતિબોધમાં વ્યક્ત થતા વિચારોનાં બીજાં રૂપોને તે ઉપકારક બની રહેવા આવે છે એમ જ થાય છે, પણ નાટ્યગૃહ જેનો વિનિયોગ કરવા ચાહે છે તે સૌથી બળવાન દળના એક સભ્ય તરીકે જ જો શબ્દને જોવામાં આવે તો આખી પરિસ્થિતિ જ બદલાઈ જાય છે. સૌથી પ્રથમ વાત તો એ છે કે શબ્દને યોજવાની બાબતમાં નાટ્યગૃહને એનો ઉચિત એવો માર્ગ છે; એ માર્ગ છે સંવાદનો, ક્રિયાશીલ શબ્દોનો, સંઘર્ષશીલ શબ્દોનો. શબ્દોને જો કોઈ લેખક માત્ર વાદવિવાદ માટે જ ખપમાં લે તો એ ઘણી મોટી ભૂલ થાય છે, શબ્દોને વધુ નાટ્યાન્વિત બનાવવાની બાબતમાં બીજાંય સાધનો સંભવે છે; શબ્દને એવી

ઉત્કટતમ કક્ષાએ પહોંચાડવો જેમાં નાટ્યકૃતિનો મિજાજ પ્રગટ થઈ જાય અને એવો શબ્દ ઉન્મત્તતાની કોટિનો હશે: શક્ય હોય તેટલો, સમગ્ર ધ્વનિ (tone)ને સતત દશામાં રાખવો, અને અનેક અર્થો સમાહિત કરવાના વંધ્ય પ્રયત્નોમાં ભાષા લગભગ તૂટી જાય કે તેનો વિસ્ફોટ થઈ જાય એમ બનવું જોઈએ.

પણ નાટ્યગૃહ શબ્દ કરતાં વિશેષ છે; નાટક એક એવી કથા છે જે જીવંત હોય છે, પ્રયોગે પ્રયોગે તે જીવંત બનતી રહે છે અને તેને તેના જીવંત રૂપમાં આપણે નિહાળી શકીએ છીએ. નાટ્યપ્રયોગ જેમ કાનને તેમ આંખને ય લક્ષે છે. ફિલ્મની જેમ એ કંઈ છબીઓની હારમાળા માત્ર એ નથી, એ તો છે એક સ્થાપત્ય દૃશ્યરૂપ કલ્પનોનું ગતિશીલ સંવિધાન.

નાટ્યગૃહમાં કશાયનો નિષેધ નથી; પાત્રોનો ત્યાં સજીવન કરવામાં આવે એ ખરું, પણ આપણા અંતરતમ ભયની ભૂતાવળોની અદૃશ્ય ઉપસ્થિતિને ય ત્યાં મૂર્ત કરી શકાય. એટલે લેખકને પોતાની આધાર-ભૂત સામગ્રી અર્થે અભિનેતાઓ યોજવા, પદાર્થોમાં જીવન પૂરવા, દૃશ્યને પ્રાણવાન કરવા અને પ્રતીકોને મૂર્ત રૂપ આપવા અવકાશ આપવામાં આવે છે એમ નહિ, એ માટે અનુરોધ કરવામાં આવે છે.

શબ્દોની વળી જે રીતે હાવભાવ, અભિનય, અને 'પેન્ટોમાઈમ'થી પૂર્તિ કરવામાં આવે છે અને શબ્દો જ્યાં પર્યાપ્ત હોતા નથી ત્યાં એ હાવભાવ આદિ જે રીતે એનું સ્થાન લે છે, એ જ રીતે તખ્તાનાં દૃશ્યગત તત્ત્વોની સહાયથી પણ એનું પરિમાણ મોટું કરી શકાય છે...



# અનાશ્રિત યાત્રા

○ ભોળાભાઈ પટેલ

આપણે ઘણીવાર પ્રવાસે નીકળીએ છીએ. નીકળતા પહેલાં અનેક દિવસોથી તેનું વ્યવસ્થિત આયોજન કરીએ છીએ. કઈ તારીખે કેટલા વાગ્યાની ગાડીમાં નીકળીશું, કંઈ તારીખે કેટલા વાગ્યે પ્રવાસને સ્થળે પહોંચીશું—ત્યાં કયાં ઊતરીશું, શું શું જોઈશું, પછી કઈ તારીખે કેટલા વાગ્યાની ગાડીમાં ત્યાંથી બીજે જવા નીકળીશું, કઈ તારીખે કેટલે વાગ્યે પાછા મુકામ પર આવીશું—આ બધાનું સમયપત્રક તૈયાર કરીએ છીએ. એ પ્રમાણે અગવડ ભોગવ્યા વિના મુસાફરી કર્યા આવ્યાનો આનંદ લઈએ છીએ. આવા પ્રકારની મુસાફરીમાં એક નિશ્ચિતતા હોય છે કેમ કે લગભગ તે પૂર્વનિર્ણીત છે. અહીં બધું સમયસર થાય છે, યોજનાપૂર્વક થાય છે અને તેથી સફળતાથી સફર થાય છે.

પણ ક્યારેક દોરી લોટો લઈ નીકળી પડવા જેવું કર્યું છે ખરું? એકાએક ભ્રમણ કરવાની પ્રબળ ઇચ્છા જાગી આવે. અ જે વહેલી મળે તે ગાડી પકડી નીકળી પડ્યા હોઈએ–જઈએ તો ગાડીમાં ભીડ છે, જગા મેળવવાની ચિંતા છે, પછી જગા મળે છે, કોઈ યાત્રાને સ્થળે ઊતરી, સ્ટેશનના વેઈટિંગ રૂમમાં સામાન મૂકી, ઉતારા માટે નીકળી પડીએ, ઉતારો મળતાં ત્યાં જઈએ—પછી આજુબાજુનાં દર્શનીય સ્થળો જોવા નીકળીએ—સ્થળ ગમી ગયું તો બેત્રણ દિવસ વધારે રહી જઈએ અને પાછા ત્યાંથી કોઈ નવે સ્થળે પૂછતા પૂછતા નીકળી પડીએ, કશી યોજના નહિ, પૂર્વ નિર્ણીતતા નહિ, અહીં નીકળવાની, રહેવાની. જોવાની, પહોંચવાની અનિશ્ચિતતા હોય છે, બધું સમય પ્રમાણે થતું નથી –

અને છતાં આ અનિશ્ચિતતાનો એક અનાઘ્રાત, અભિનવ અનુભવ હોય છે. અનિશ્ચિતતા ઉદ્વેગ પેદા કરે છે, તો સર્વત્ર પહોંચી વળવાની આત્મશ્રદ્ધા પણ જન્માવે છે. આવની પરિસ્થિતિ પ્રમાણે મુકાબલો

કરવાની શક્તિ વિકસાવે છે. સૌથી મોટી પ્રાપ્તિ તો અણધારી, અનપેક્ષિત રીતે આવી પડતી વસ્તુઓ—પરિસ્થિતિઓના મુકાબલાનો રોમાંચકારી આનંદ. જેમ બહિર્જગતમાં નહિ કલ્પેલું સામે આવે છે, તેમ આપણા અંતર્જગતમાં પણ નહિ કલ્પેલું પ્રકટ થાય છે, નિશ્ચિતતાની સુખશય્યામાં જે અત્યાર સુધી પોઢી રહેતું, તે અનિશ્ચિતતાની કાંટાળી કેડી પર આપણી સાથે જ ચરણ માંડે છે અને ત્યારે આપણને પણ આપણો નવો પરિચય થાય છે, અને આ અંતર્યાત્રાનું સુખ, રોમાંચ કેટલાં તો, પેલી બાહ્યયાત્રાના સુખ રોમાંચ કરતાં લોકોત્તર બની રહે છે!

જીવનયાત્રાના માર્ગ પર હર હંમેશ યોજનાબદ્ધ રીતે સમયપત્રક અનુસાર ચાલવામાં સફળતાનાં દ્વાર ખોલી શકીશું—જેની નિશ્ચિતતા અને પૂર્વનિર્ણીતતા પ્રાપ્તિનો ઘણોખરો આનંદ લૂંટી લેતી હોય છે. ચાલો ક્યારેક યોજના વિના જ, કશીક અનિશ્ચિતતાની દિશામાં જઈએ અને અણદીઠેલી, અણધારેલી પરિસ્થિતિમાં ઉત્સયનો રોમાંચ અનુભવીએ—જીવવાનો રોમાંચ અનુભવીએ.

# રાવજીએ તાર કર્યો હતો. કે....

◻ રમેશ પારેખ

'૬૬ના ઓગસ્ટ–સપ્ટેમ્બરના અરસામાં અમરેલીમાં અનિલ પાસે સૌ પ્રથમ આદિલ, લાભશંકર, ચિનુ, મનહરનાં નામ સાંભળેલાં. ત્યારે બીજા નામ કરતાં મારા નામમાં વધારે રસ પડતો. રાવજીનું નામ કાને પડ્યું હશે પણ યાદ નહીં. 'કૃતિ'નો રાવજી વિશેષાંક થયો તે પછી એ નામ બળ કરીને સ્મૃતિને ચોંટી રહ્યું.

નવું નવું લખવું શરૂ કરેલું. 'શ્રીરંગ'માં બેત્રણ ગઝલ મોકલી તેના જવાબમાં 'ગઝલ બહુ ગમી. વધુ મોકલો' એવું રાવજી પટેલની સહીવાળું પત્તું મને મળેલું. ત્યારબાદ માત્ર 'કૃતિ'ના માધ્યમ દ્વારા મળતું. રાવજીને રૂબરૂ મળવાનું બન્યું નહોતું.

'૬૮માં શિહોર ગયો. દિલહર સંઘવીને ત્યાં. દિલહર કહે: ઝીંથરીની હોસ્પિટલમાં એક કવિ સારવાર લે છે, તેવા સમાચાર છે. એનું નામ રાવજી પટેલ છે.

હોસ્પિટલમાં રાવજીને શોધી કાઢતાં મુશ્કેલી ન પડી. 'કવિ છે તે ને ?' એવું પૂછી ડૉકટર, વૉર્ડર, દર્દી વગેરેએ રાવજી સુધી પહોંચાડ્યા.

સાંજના છએક વાગ્યા હશે. રાવજી પલંગમાં બેઠો બેઠો. કંઈક લખતો હતો. અમને જોઈ કાગળો સંતાડવા લાગ્યો.

મેં કહ્યું: 'રાવજી ?'

તે કહે: 'હા, તમે ?' અને શંકાળુ આંખે જોઈ રહ્યો.

'રમેશ પારેખ' મેં કહ્યું.

'અલ્યા, તું. ?' કહેતો રાવજી અસ્વાભાવિક ત્વરાથી ઊઠ્યો. એની સખત હાંફતી છાતી મારા શરીર સાથે ચાંપી.

મેં કહ્યું : 'આટલી બધી હાંફ...'

'ફેફસાં ખલ્લાસ છે, દોસ્ત.' એમ કહેતાં રાવજી અસ્વાભાવિકપણે છેટો ભાગ્યો. ઓશિકા નીચેથી રૂમાલ કાઢી મોં પર બાંધતાં બોલ્યો– 'તું સામે ટેબલ પર બેસ...'

'શા માટે ?' મેં પૂછ્યું.

'ટી. બી. ચેપી રોગ છે. ક્યાંક તને...'

સખત હાંફ સાથે પલંગમાં હસતો હસતો એ વાત કરવા લાગ્યો. અમરગઢથી અમરેલી ખાસ દૂર નથી, તે જાણી એ ખુશ થયો. સાજો થઈ અમરેલી આવીશ. તું અને અનિલ અમરેલીમાં છો એટલે જમાવશું. ત્રણે જણ એક સંયુક્ત ગીત લખીશું. એવું એવું એ બોલવા લાગ્યો.

વચ્ચે એક વોર્ડરે આવી દર્દીને વાતો ન કરાવવા સૂચના આપી અને અમને જવા ઈશારો કર્યો.

રાવજી એ જોઈ ગયો. 'એની માનો કુક્કર' એમ ગાળ બોલ્યો. સ્હેજ હસ્યો. વળી હસ્યો. વળી હસ્યો ને ખડખડ હસવા લાગ્યો. એના ગુસ્સા કે હાસ્યથી હાંફની સપાટીમાં કશો ફેર પડ્યો નહીં. હસવાનું કારણ પૂછ્યું તો, 'એનીમાનો કૂક્કર... એનીમા... એનીમા... જુલાબ...' કહી વળી હસ્યો.

પછી ગંભીર થઈ ગયો : 'પ્રેમથી જમાડનાર જેટલો જ એનિમા આપનાર મહેતર વહાલો લાગે છે. મહેતર મારો વિષ્ણુ ભગવાન છે. એ મોક્ષનો અનુભવ કરાવે છે...'

'અલ્યા, કંઈક સંભળાવ. નવું શું લખ્યું છે ?' સારી નબળી યાદદાસ્તને સંકોરી સંકોરી એક ગઝલ હું બોલ્યો. તેણે થોડા દહાડા પહેલાં આ લખ્યું છે, કહી એક કાગળ ઉપાડ્યો ને અટકતાં અટકતાં, હાંફ સાથે, ગીત વાંચ્યું.

# રાવજીએ તાર કર્યો હતો. કે....

▱ રમેશ પારેખ

'૬૬ના ઓગસ્ટ–સપ્ટેમ્બરના અરસામાં અમરેલીમાં અનિલ પાસે સૌ પ્રથમ આદિલ, લાભશંકર, ચિનુ, મનહરનાં નામ સાંભળેલાં. ત્યારે બીજા નામ કરતાં મારા નામમાં વધારે રસ પડતો. રાવજીનું નામ કાને પડયું હશે પણ યાદ નહીં. 'કૃતિ'નો રાવજી વિશેષાંક થયો તે પછી એ નામ બળ કરીને સ્મૃતિને ચોંટી રહ્યું.

નવું નવું લખવું શરૂ કરેલું. 'શ્રીરંગ'માં બેત્રણ ગઝલ મોકલી તેના જવાબમાં 'ગઝલ બહુ ગમી. વધુ મોકલો' એવું રાવજી પટેલની સહીવાળું પત્તું મને મળેલું. ત્યારબાદ માત્ર 'કૃતિ'ના માધ્યમ દ્વારા મળતું. રાવજીને રૂબરૂ મળવાનું બન્યું નહોતું.

'૬૮માં શિહોર ગયો. દિલહર સંઘવીને ત્યાં. દિલહર કહે: ઝીંથરીની હોસ્પિટલમાં એક કવિ સારવાર લે છે, તેવા સમાચાર છે. એનું નામ રાવજી પટેલ છે.

હોસ્પિટલમાં રાવજીને શોધી કાઢતાં મુશ્કેલી ન પડી. 'કવિ છે તે ને ?' એવું પૂછી ડોકટર, વોર્ડર, દર્દી વગેરેએ રાવજી સુધી પહોંચાડયા.

સાંજના છએક વાગ્યા હશે. રાવજી પલંગમાં બેઠો બેઠો કંઈક લખતો હતો. અમને જોઈ કાગળો સંતાડવા લાગ્યો.

મેં કહ્યું: 'રાવજી ?'

તે કહે: 'હા, તમે ?' અને શંકાળુ આંખે જોઈ રહ્યો.

'રમેશ પારેખ' મેં કહ્યું.

'અલ્યા, તું. ?' કહેતો રાવજી અસ્વાભાવિક ત્વરાથી કૂદ્યો. એની સખત હાંફતી છાતી મારા શરીર સાથે ચાંપી.

મેં કહ્યું : 'આટલી બધી હાંફ...'

'ફેફસાં ખલ્લાસ છે, દોસ્ત.' એમ કહેતાં રાવજી અસ્વાભાવિકપણે છેટો ભાગ્યો. ઓશિકા નીચેથી રૂમાલ કાઢી મોં પર બાંધતાં બોલ્યો– 'તું સામે ટેબલ પર બેસ...'

'શા માટે ?' મેં પૂછ્યું.

'ટી. બી. ચેપી રોગ છે. ક્યાંક તને...'

સખત હાંફ સાથે પલંગમાં હલતો હલતો એ વાત કરવા લાગ્યો. અમરગઢથી અમરેલી ખાસ દૂર નથી, તે જાણી એ ખુશ થયો. સાજો થઈ અમરેલી આવીશ. તું અને અનિલ અમરેલીમાં છો એટલે જમાવશું. ત્રણે જણ એક સંયુક્ત ગીત લખીશું. એવું એવું એ બોલવા લાગ્યો.

વચ્ચે એક વોર્ડરે આવી દર્દીને વાતો ન કરાવવા સૂચના આપી અને અમને જવા ઈશારો કર્યો.

રાવજી એ જોઈ ગયો. 'એની માનો કુક્કર' એમ ગાળ બોલ્યો. સ્હેજ હસ્યો. વળી હસ્યો. વળી હસ્યો ને ખડખડ હસવા લાગ્યો. એના ગુસ્સા કે હાસ્યથી હાંફની સંપાટીમાં કશો ફેર પડચો નહીં. હસવાનું કારણ પૂછ્યું તો, 'એનીમાનો કુક્કર... એનીમા... એનીમા... જુલાબ...' કહી વળી હસ્યો.

પછી ગંભીર થઈ ગયો : 'પ્રેમથી જમાડનાર જેટલો જ એનિમા આપનાર મહેતર વહાલો લાગે છે. મહેતર મારો વિષ્ણુ ભગવાન છે. એ મોક્ષનો અનુભવ કરાવે છે...'

'અલ્યા, કંઈક સંભળાવ. નવું શું લખ્યું છે ?' મારી નબળી યાદદાસ્તને સંકોરી સંકોરી એક ગઝલ હું બોલ્યો. તેણે થોડા દહાડા પહેલાં આ લખ્યું છે, કહી એક કાગળ ઉપાડચો ને અટકતાં અટકતાં, હાંફ સાથે, ગીત વાંચ્યું.

'અમને વડ વગરને છાંયે છાંયો' ગમી ગયો
ગમતું જણ વનાનું ગામ છાંયો ગમી ગયો.'

પછી કહે: 'આ વાર્તા લખી છે; ફરીવાર લખવાની છે,' મઠારવાની છે. આત્મકથા લખી હતી. ફાડી નાખી, હું ગાંધી નથી. મારે સત્યના પ્રયોગ કરવા નથી. સત્ય મારા પર પ્રયોગો કરી રહ્યું છે.'

દિલહરે મને કાનમાં કહ્યું: આ 'માણસને બહુ' વાતો ન કરાવ. એના મોં પર જો. કેટલો ત્રાસ પડે છે તેને આપણે જોઈએ.

રાવજી હોઠના ફફડાટ પરથી ભાષા સમજી જતો હશે. મને કહે: 'ના રમેશ, તું જતો નહીં. તમારે જવું હોય તો દોસ્ત, નમે જજો.' દિલહર તરફ આર્જવભરી દૃષ્ટિએ જોયું.

થોડી મોસંબી ને ચીકુ લીધેલાં. રાવજીએ લેવાની ના કહી. કહ્યું:
'ડાયાબિટીસ છે. નડે. ન ખવાય. પાછાં લઈ જા.'

મેં કહ્યું: 'તું બીજા કોઇ દર્દીને પહોંચાડી દેજે.'

એણે કહ્યું: ઓપરેશન વૉર્ડમાં એક જણ છે. કવિ છે. ગઝલ જેવું કશું લખે છે. (મોરબીના છે)

મેં કહ્યું: 'હું જઈશ ત્યારે આપતો જઈશ.' રાવજી કહે: 'એ વૉર્ડ બહુ છેટે છે. તને નહીં જડે. ચાલ, બતાવું...'

મેં ના કહી, છતાં ઊઠીને આગળ થયો. રાવજીના વૉર્ડથી ઑપરેશન વૉર્ડ દૂર હતો. રાવજી દર બે ડગલે હાંફી જતો અને ઊભો રહી જતો.

માંડ ઑપરેશન વૉર્ડ સુધી ગહોંચ્યા. પહેલે માળે પગથિયાં ચડતાં સામે ડૉ. ત્રિવેદી મળ્યા. રાવજીને જોઈએ વરસી પડયા: તમને પલંગમાંથી નીચે ઊતરવાની સુદ્ધાં ના કહી છે. તમે અહીં સુધી આવ્યા? શું સમજો છો તમારા મનમાં?' રાવજીનું મોં ચોરી કરતાં પકડાઈ ગયેલા બાળક જેવું થઇ ગયું.

મને ગુસ્સો ચડ્યો. કહ્યું: ડૉક્ટર, તમે દર્દીની માનસિક હાલતનો

તો ખ્યાલ કરો. આમ ધમકાવવાનો શો અર્થ છે ? શું બધાને આમજ સારવાર આપો છો ?

ડૉક્ટરે મારા ગુસ્સાની પરવા કર્યા વિના રાવજીને હુકમ કર્યો : 'વોર્ડમાં જાવ...' રાવજી નીચી મૂંડીએ ચાલતો થયો.

પછી ડૉક્ટરે મારા તરફ સ્મિત ફરકાવ્યું : તમે પણ કવિ છો ને ?

મેં વિસ્મયથી જોયું. 'આ માણસ...' 'રાવજી ઊભેલો તે ખાલી પગથિયાં તરફ આંગળી ચીંધી ડૉક્ટર બોલ્યા : કેટલું હાંફે છે, તે તમે જોયું હશે. એનાં ફેફસાંને કેટલું સ્ટ્રેઇન પડે છે તે તમે ડૉક્ટર નથી એટલે નહીં સમજાય. તે પાંચ ડગલાં ચાલે ને અમારી અઠવાડિયાની દવા અને સારવાર પાણીમાં જાય. હું ઓળખું છું તેને. કવિ છે ને ? મારે એને જીવાડવો છે, એટલે ગુસ્સો કરું છું એના પર.'

રાવજીએ ડૉક્ટરને પોતાનો ચેપ લગાડી દીધો હતો. કદાચ.

□

'અચ્છા, રાવજી...હું જઉં' મેં કહ્યું.

'બસ !' રાવજીનું મોં ઓશિયાળું બની ગયું. પછી કહે : 'ચાલ, તને દરવાજા સુધી મૂકી જઉં...'

—ના કહી છતાં મે માન્યો. હૉસ્પિટલના ચોગાનમાં થોડું ચાલ્યા ત્યાં એક મોટર આવીને ઊભી રહી. એમાંથી માણસ કંઈક પૂછવા લાગ્યો.

રાવજી દોડતો ગયો. મોટરમાં માથું ખોસી થોડીવાર વાતો કરી. હસતો હસતો આવ્યો. મેં કહ્યું : 'ડૉક્ટરે ચાલવાની પણ ના કહી છે અને તું દોડ્યો...'

યાર, કાચી કેરી જેવી છોકરી જોઈ મોટરમાં એટલે પગને પાનો ચડી ગયો: હીહીહી...'

એ હસવા લાગ્યો.

*

હૉસ્પિટલના દરવાજા પાસે બસસ્ટૅન્ડ છે. એ બસ આવી ત્યાં સુધી ઊભો. હું જવા માંડયો. હાથ પકડયો, હસ્યો ને બીડી માગી. હું ખોટું બોલ્યો—'નથી.' એ ઊતરેલા ચહેરે પૂછવા લાગ્યો—'ફરી આવીશને? ક્યારે આવીશ? આવજે, ચોક્કસ...'

'થોડા જ દિવસોમાં હું ને અનિલ બન્ને આવીશું' મેં કહ્યું. કોણ જાણે કેમ, તેની આંખમાં વિશ્વાસનો અભાવ હતો; બસ ઉપડી.

એ હૉસ્પિટલના દરવાજે હાથ હલાવતો, હલાવતો, હલાવતો...

*

મારી આંખમાં દશ્ય ફ્રીઝ થઈ ગયું છે.

*

અમરેલી જઈ મેં રાવજીને પત્ર લખ્યો. તેના જવાબમાં રાવજીએ પોસ્ટકાર્ડમાં લખ્યું કે—

'હમણાં જ . કણસતો હતો. આજે મહાવીર જયંતીનો બપોર. તારું સરકારી રંગનું કવર જોઈને, તોડયા વગર ઓશિકે મૂક્યું—બીજી જ ક્ષણે મહેતર મને બાથરૂમમાં લઈ ગયો. એનિમા આપ્યો. મારી કબજિયાતમાં સૂતેલા ૭ દિવસો પાંચેક મિનિટમાં જાગી ગયા.

પછી ઢીલોઢસ

પછી પત્રવાચન

પછી પત્રોત્તર

કવિતાલવિતા લખી મોકલવાનું દૈવત મારા કયા દાદા પાસેથી માગું? બોલ, મેં તારા ગયા પછી ખોરાક જ કેટલો લીધો? ન કહે, તમે બે જણ મધુપ્રમેહમાં નુકસાન ન થય, ખૂબખૂબ તીખું તો ન જ

હોય એવું ખાવે ખાસ વિચારણા બાદ નક્કી કરી—આવેલા એ જ સમયમાં—અલબત્ત કોઈ ન જાણે એ રીતે—શું લાવી શકવા સમર્થ છો ?

એ પછી જ ઉલ્લાસ
એ પછી જ કાવ્યો
ને શીઘ્રાગમન ( ગમન ? નહીં )

જોયું. બેઠો બેઠો સરનામું લખ્યું. પ્રારંભ કર્યો ને થાકી ગયો. પડ્યો પડ્યો પત્ર-લેખન કરું છું. અક્ષરો નથી કહેતા કશું ?

ખરી કરી મેં. આ પત્ર એક દર્દી પાસેથી છીનવી લીધો. એને મારી અશ્રુઘર વાંચવી છે તે મંગાવવા માટે એણે લખવા કહ્યું. ઘણા દિવસથી તપે છે તે. પણ અશ્રુઘરના કબાટ કંઈ મારી રૂમમાં નથી ખડકયા તે એ માટે પત્ર લખી શકું. ઘણા મિત્રો જ રહી ગયા છે ને આ 'મુગ્ધ વ્હાલેશરી' મને કે'વો'ક 'મિત્ર' માની બેઠો છે તે ! પત્રમાં એક 'તાર' કરું છું. વાંચ-

'શીઘ્રતાથી (લા) આવો.' 'મરી જવાનો છું'

રડે છે શું ખોટું ખોટું ? હસતો હોય એવું ! મેં 'સગી' વાર્તા પૂરી તો કયારનીય કરી નાખી'તી. રિસઈટ થઈ ગઈ. પછી તો એવું વિચિત્ર એવું ગજા બહારનું લખવા માંડ્યો છું કે ન પૂછ. પણ એ હમણાં નહીં પછી. મને ગમશે મને મજા આવશે ત્યારે તને-તમને કહીશ. તને લખવાનું મેં જાણી જોઈને જ મોકૂફ રાખેલું કેમકે તું આવવાનો છે ને.

લિ. વોર્ડ-૧
બેડ-૨૨

આજે સ્નેહરશ્મિનો પત્ર આવ્યો ને જરા મજા આવી. ત્યારે તારો આવ્યો અને એનિમા."

(પોસ્ટકાર્ડની ખાલી જગામાં, પંક્તિઓની આજુબાજુ, એકથી વધુ વખત ખાદ્ય પદાર્થ લાવવા Reminders લખ્યા છે.)

કાગળ પર અમરગઢ તા. ૧૧-૪-૬૮ની પોસ્ટની છાપ વંચાય છે. જવાબમાં રૂબરૂ હું ને અનિલ જઇ શકયા નહીં. પત્ર લખ્યો પણ તેનો જવાબ કદિ આવ્યો નહીં.

*

બરોબર ચાર મહિના પછી (ઓગષ્ટ-૬૮, ૧૧ તારીખ?) 'સંદેશ'માં તેજાબ અને આંસુમાં કલમ બોળીને લખ્યું હોય તેવું લાભશંકર ઠાકરનું સોંસરું શારી નાખે તેવું લખાણ અનિલે અને મેં અમરેલીમાં સાથે વાંચ્યું. લખ્યું હતું કે રાવજીએ 'જીવવાનો ઢોંગ છોડી દીધો છે...'

*

રાવજીએ તેના પગમાં મને 'તાર' કર્યો હતો કે...



## સાભાર સ્વીકાર

**સ્મૃતિ અને સંસ્કૃતિ:** રાજરત્ન શ્રી નાનજી કાલિદાસ સ્મૃતિ-ગ્રન્થ: પ્રકાશક: શ્રી નાનજી કાલિદાસ સ્મૃતિ ગ્રન્થ સમિતિ, પોરબંદર.

મહાશ્રેષ્ઠી શ્રી નાનજી કાલિદાસની ટૂંકી જીવનઝરમર અને એમના વ્યાપાર વણજના સાહસો તથા અનેક જાહેર સંસ્થાઓનો પરિચય પ્રથમ મહાગ્રન્થમાં મળે છે તો બીજા મહાગ્રન્થમાં ઇતિહાસ, સાહિત્ય, કળા-સંસ્કૃતિ, શિક્ષણ વિષયક તે તે વિષયના સમર્થ લેખકોના લેખોનો સરસ સંગ્રહ છે.



# બારીમાંનો માણસ

## વિજય શાસ્ત્રી

ગઈ કાલે પણ મેં એને બારીમાં બેઠેલો જોયો હતો. પરમ દિવસે પણ કોઈકે તેને ત્યાં, બારીમાં બેઠેલો જોયો હતો. ગયા મહિને, ગયા વર્ષે, ગયે શિયાળે, એની આગળના શિયાળે, ગયા ઉનાળે, એની આગળના ઉનાળે, ગયા યુગમાં, એની આગળના યુગમાં પણ તેને ત્યાં જ, બારીમાં જ બેઠેલો કોઈએ ને કોઈએ તો જોયો જ હતો.

બારીની ચતુરસીમાઓ વચ્ચે તેનું ઉત્તમાંગ દેખાયા કરતું. બારીની ફ્રેમમાં તે મઢાઈ ગયો હતો જાણે. તે ત્યાંથી જરાય ચસતો નહીં, આથી કોઇ કહેતું કે તેના પગે લકવો થઈ ગયો છે. તો કોઈ કહેતું કે એના પગ તો સારા જ છે પણ...

એ એક રહસ્ય બની ગયો હતો. જીવતું-જાગતું રહસ્ય. એને વિશે જાતજાતની વાતો ચાલતી રહેતી. કોઈ એને લકવાથી પીડાતો કહેતું તો કોઈ એને પાગલ કહેતું. એ કદીય કોઈનેય હસતો દેખાયો નહોતો. એટલે લોકો એને મૂઢ માનતા, કોઈ વળી એમ કહેતા કે એને કશાકનો જબરો આઘાત લાગ્યો છે એટલે આમ એકધારું બારીની બહાર નિર્નિમેષપણે જોયા કરે છે.

કોઈ એની સાચી પરિસ્થિતિ જાણતું નહોતું, બધાં અનુમાનો જ કર્યે જતાં. કોઈ એને રૂબરૂમાં મળવા જઈને સાચું શું છે તે જાણવા મથતું નથી. સહેલાઈથી જાણી શકાય એમ પણ નહોતું, કેમ કે મુખ્ય સડક અને તેના મકાનની વચ્ચે ઊંડી ખાઈ આવેલી હતી. એ ખાઈમાં મગરો હોવાથી લોકોને બહુ બીક લાગતી તેને ઓળંગવાની મગર કદાચ એની પત્નીને, એની છોકરાને ક્યારેક તાણી ગયા હશે ને ત્યારે?

એ અવાચક બની ગયો હશે; એમ પણ કેટલાક કહેતા. મગર–બરછટ ચામડીના મગરે એનું કોઇ સ્વજન ઝૂંટવી લીધું હોય તો એને ખૂબ સાલે એ વાત માની શકાય તેવી હતી.

એક દહાડો તેની બારી સામે ટોળું જામ્યું. એક વીર યુવાને મગરની સાથે હાથોહાથની ઝપાઝપી કરી હતી. મગર મરણ શરણ થઇ ચૂક્યો હતો. લોકો આનંદની-કિકિયારીઓ પાડતાં હતાં. હું પણ એ ટોળામાં શામેલ હતો. મેં એની બારી ભણી જોયું. એ આશાથી કે મગરવધ જોઈને એની અવાચકતા મટી જશે, તે પણ કૂદવા લાગશે પણ એને ચહેરે તો એ જ પૂર્વવત સ્તબ્ધતા પથરાયેલી હતી.

એ બારી આગળથી ખસતો નહોતો. બારી જ એનું વિશ્વ બની ચૂકી હતી. મગર પણ જો બારી પર આવીને ઢળી પડે તો જ એ એના મૃત્યુને સ્વીકારે, બાકી બારીની બહાર બનતું કશું પણ એને વિચલિત ન કરી શકતું. ના, બારીની બહારની બાજુની ભીંત પર ચાલતી કીડીઓની હાર પણ નહિ. બારીની અંદર પ્રવેશે એટલા ચોરસ તડકાને જ તે અડકે એટલાને જ ઓળખે.

એનો ધંધો, કોઇ કહેતું કે મસાણિયાનો હતો તો કોંઇ કહેતું કે કસાંઇનો હતો. કોઈએ તેને જલતી ચેહનાં લાકડાં સંકોરતાં જોયો નહો । તો કોઈએ તેને કતલ કરતાં પણ હજી સુધીમાં તો જોયો નહોતો. કોઈ કહેતાં કે એ શિકારી હતો તો કોઈ કહેતાં કે એ માંછલાં પકડતો હતો. કોઈ કહેતાં કે એ કઠિયારો હતો ને જીવતાં વૃક્ષોને કુહાડીના ઘા મારી ઢાળી દેતો હતો. કોઈ કહેતાં કે એ કશું જ કરતો નહોતો. જાડી ચામડીનો મગર તો ક્યારેક પણ પાણીમાંથી બહાર નીકળતો પણ આ તો બારી પાસેથી જરાય ચસતો નહોતો.

જાતજાતની અફવાઓ ચાલતી એને વિશે. કોઈ કહેતું કે એ તો બેઠો જ મરી ગયો છે. બારીમાં દેખાય છે તે તો એનું મડું છે.

પણ કોઈ કહેતું કે ના, ના, મેં એને એના હાથે ને સગા મોંએ ખાતાં જોયો છે! પણ એને ખાતો જોનારની વાત પર કોઈને ભરોસો બેસતો નહિ. બધાં તેને મૂએલો જ માનતા. ખાડી ઓળંગીને તેની પાસે જઈને ખાતરી કરવામાં જોખમ હતું. કેમ કે હજી બીજો એક નરભક્ષી મગર ખાડીમાં જીવતો હતો. એ જ્યાં સુધી મરે નહિ ત્યાં સુધી ખાડી ઓળંગી જવાય તેમ નહોતું. બરછટ પીઠવાળો મગર હજી જીવતો હતો ખાઉંકરડું, ખાઉંકરડું કરતો હતો. અહીંથી તહીં તરતો રહેતો હતો. જળમાં વમળો સરજ્યે જતો હતો. આખરે એ મગર પણ મરાયો.

સારું હતું કે એ 'જીવતો' હતો, નહિતર મરી શકત નહીં. સાચ્ચે સાચ્ચું મરવા માટે સાચ્ચે સાચ્ચું જીવતા હોવું અનિવાર્ય છે. હવે કશો ભો રહ્યો નહોતો. લોકો ખાડી ઓળંગીને સામે પાર પૂગ્યા. એકદણિયા મહેલ સમા તેના ઘરમાં પ્રવેશ્યા.

ડોસો તો જીવતો નીકળ્યો! એ ખાતો હતો, શ્વાસ લેતો હતો. તેના ધબકારા સાંભળી શકાતા હતા. ટોળામાં એક દાકતર પણ હતો. તેણે ડોસાને તપાસ્યો. રુધિરાભિસરણ બરાબર થતું હતું. શ્વાસોચ્છ્વાસ બરાબર ચાલતા હતા. જ્યાં ખાતરી કરવા જેણે ચીમટું ભર્યું તો ડોસો સિસકારો યે કરી ઊઠયો! તેનું આખું શરીર તબીબી દૃષ્ટિએ પૂરું તંદુરસ્ત હતું! ના, પગે લકવો નહોતો જ. ના, એ અપંગ પણ નહોતો જ.

એ ખાતો યે હતો ને પીતો યે હતો જ. લોકોને અચરજ થવા લાગ્યો કે માળો બારી તો છોડતો નહોતો તો ખાતો ક્યારે હશે. પીતો ક્યારે હશે? ત્યાં એકાએક શરણાઈના સૂર ગૂંજી ઊઠયા. લોકો ચમક્યાં. જોયું તો પડખેના ઓરડામાં રેડિયોગ્રામ શરૂ થઈ ગયું હતું. લોકો એ ઓરડામાં જવા પસારો કરે છે ત્યાં જ ડાબી બાજુના ઓરડામાંથી બાળકના રડવાનો અવાજ આવ્યો. ઓત્તારીની! આ બાળક વળી કોનું? આનું? આ છોકરાની મા ક્યાં? ત્યાં તો એ

બાળકની મા કિચનમાંથી ફ્રિઝ ઉઘાડી શીતલ જલના પ્યાલા ભરીને, ટ્રેમાં મૂકીને આવી. લોકો તો કુતૂહલવિસ્તરિત આંખે જોઈ જ રહ્યાં. આપણે તો આને મૂએલો માનતાં હતાં ને આ તો જીવતો, ખાધેપીધે સુખી, બૈરીપોઈરાવાળો રેડિયો, ફ્રિઝવાળો નીકળ્યો!

પછી તો તેની સ્ત્રીએ સૌને જમાડ્યા યે ખરા ને વરિયાળીયે આપી. સૌનાં છૈયાંછોકરાંની ખબર યે પૂછી ને સાથે ફરીને આખું ઘર મકાન–બતાવ્યું. કિચન બતાવ્યું ને બાથરૂમ બતાવ્યું. શોવરબાથ પણ ચાલુ કરી બતાવ્યો. એકબે આધુનિક પેઈન્ટિંગ્ઝ પણ સૌની આંખે ચડ્યાં. છેલ્લે મૂકવા આવવા ગાડી મોકલવાની ઓફર કરી. ટેલિફોન પર આંગળીઓ ફેલાવતાં મીઠું મારું હસી. આગંતુકોએ કહ્યું "ના, ના, શી જરૂર છે, ચાલી નાખશું." એટલે હસીને માંડી વાળ્યું. પેલાને એક ધબ્બોય મારી આપ્યો–સુખી દાંપત્યની સાબિતી આપવા.

સૌ બહાર નીકળ્યાં. સૌ અજાયબ થતાં હતાં. ભારે કરી ડોસે. માળો જીવતો નીકળ્યો! સાજ્જેનરવો નીકળ્યો. બધાં એની વાતો કરતાં કરતાં ચાલતાં હતાં ત્યારે કોઈનેય તેના 'જીવતા' હોવામાં કશી શંકા રહી નહોતી.

–એક જણને હતી.

# ઘુવડ

પ્રવીણસિંહ ચાવડા

અમારા ગામમાં એક ઘુવડ થઈ ગયો. ત્રણ વરસ ૧ થયો ત્યાં સુધી માબાપને એનું નામ પાડવાની જરૂર જ જણાઈ નહીં. ત્યાં એક દિવસ એ સાંજના સમયે ઘરના આંગણામાં બેઠો હતા અને પાછળ સૂર્ય આથમતો હતો. પાસેના આંગણામાંથી પડોસણે જોયું અને એકદમ બોલી ઊઠી, 'હાય હાય ! આના માથા ઉપર તો ઘુવડ બેઠું છે !' પછી તો બીજાં કેટલાંક માણસોએ પણ જોયું અને એનું નામ ઘુવડ જ પડી ગયું.

અમે ઘણીવાર ટોળું વળીને એને જોવા જતા. આંગણામાં ઊભા પગે નીચું જોઈને બેઠો હોય. પણ હંમેશાં કંઈ ઘુવડ એના માથા ઉપર બેઠેલું દેખાતું નહીં. કોઈવાર સવાર કે સાંજનું આછું અજવાળું હોય એમાં કોઈને દેખાઈ જાય. અમને માથા ઉપરનું ઘુવડ જોવાની ખૂબ ઇચ્છા થતી પણ ભાગ્યે જ જોવા મળતું. પણ અમુક સમય પછી એનામાં કેટલાક ફેરફાર થવા લાગ્યા. મોં લાંબું બની ગયું, નાક ચપટું અને આંખો મોટી ગોળ ગોળ થઇ ગઇ અને પીઠ ઉપર મોટી ખૂંધ ઉપસી આવી. એટલે એનો દેખાવ જ ઘુવડ જેવો બની ગયો. અમે તો એને જોઈએ અને અમને બીક લાગે. દૂર ઊભા ઊભા બોલીએ, 'હે...ઘુવડ...ઘુવડ...'

કોઈ કોઈ વાર કોઈને માથા ઉપર બેઠેલું પંખી દેખાઇ જતું. એની એક બહેન હતી. એનાથી ત્રણેક વરસ મોટી. એક સાંજે પાણી ભરીને આંગણે આવી અને નજર કરે તો પેલાના માથા ઉપર ઘુવડ ! છોકરી બિચારી હેબતાઈ ગઈ. ઉપાડીને ઘડો ઝીંકી દીધો માથા ઉપર. પંખીની પાંખો થાય ફડ ! ફડ ! ફડ ! પણ ઊડે નહીં. પેલાના માથામાંથી

લોહીની ધાર ચાલી જાય. પણ રડે નહીં. બોલે નહીં. લોહી પણ ન લૂછે. બસ, જોઇ રહે ટગર ટગર. પેલી છોકરીની આંખો ફાટી ગઈ અને પડી નીચે.

એને ખાવા પણ કોણ આપે ? એની મા તો છળી મરે. આઘેથી રોટલાનો કકડો નાંખીને બે ગાળો આપી ચાલી જાય. ઘુવડ નીચું જોઈને રોટલો આવે અને પછી કોઇ જતું હોય એને કહે 'પાણી !' પણ સહુ એને જોઇને નાસી જાય. આખા ગામના છોકરા કામ કરે અને આ બેસી રહે. એટલે કોઈ વાર એનો બાપ ગુસ્સે થાય તે 'હમણાં તારું અને તારા ઘુવડનું કાટલું કાઢી નાખું છું–' કહી પરોણો લઈને પડી જાય અને સટ્ સટ્ બરડામાં ખેંચી કાઢે. સહુ કહે બસ મારો જ મારો. પેલું પંખી તો આંખો ફાડી ફાડીને કંઈ પાંખો ફફડાવે, પાંખો ફફડાવે !

ઘુવડ મોટો થયો પણ અમે એને કયાંય જતો જોયો નથી. બસ, આંગણામાં જ બેસી રહે. લોકો કહે એને ઊંઘ જ કયાં છે ! કોઇ કહે રાત્રે તો એના ઘરના મોભ ઉપર જઈને બેસે છે. કોઈ કહે આખી રાત સ્મશાનમાં હાડકાં ફેંકે છે કે પછી રાખમાં માથું ઘાલીને પડચો રહે છે. થોડાં વરસમાં એનો બાપ મરી ગયો. એની મા છાતી ફૂટતાં ફૂટતાં કહે, 'કાળમુખો !' એકવાર બે ગાયો લડતી લડતી આવી. પણ બેઠો હતો ત્યાંથી ઊઠે નહીં. ગાયો જઇને પડી એના ઉપર પણ એને તો કંઈ થયું નહીં અને બંને ગાયો મરી ગઇ. ગામની નદી સુકાઇ ગઇ. ખાલી બેડાં લઇને નીકળતાં સ્ત્રીઓ 'મૂઓ' કહીને એની સામે થૂંકે. પણ ઘુવડ તો બોલ્યા વગર બેસી રહે અને માથું ધુણાવ્યે જાય.

એક દિવસ ગામમાં મોટી આગ લાગી. આગ એક ઘરમાંથી બીજામાં અને પછી ત્રીજામાં એમ ફેલાવા લાગી. માણસો દોડાદોડ કરવા લાગ્યાં. પ્રાણીઓ ભાંભરવા લાગ્યાં. છોકરાં અને સ્ત્રીઓએ દોડાદોડ કરી મૂકી. લોકો મળ્યું તે પાણી, રેતી વગેરે નાખી આગ હોલવવા લાગ્યાં. આગ

હોલવીને પાછા વળતાં બે જુવાનો ઘુવડના આંગણા આગળ ઊભા રહ્યા. ધૂળ, રાખ અને પરસેવાથી એમનાં શરીર ચીકણાં બની ગયાં હતાં અને આંખો લાલઘૂમ હતી. એમાંનો એક જોરથી થૂંક્યો અને બોલ્યો, 'સાલા ઘુવડ–'

બીજાએ પથ્થર ઉપાડ્યો. એની ઉપર ફેંક્યો. થોડી વારમાં તો ગામ આખું ત્યાં ભેગું થઈ ગયું. સહુ પથ્થર ઉપાડી ઉપાડીને એની ઉપર ફેંકવા લાગ્યું. માથા ઉપર બેઠેલું પંખી આંખો ફાડીફાડીને અવાજ કરવા લાગ્યું.

ત્યાં અચાનક જોરથી વરસાદ પડવા લાગ્યો. એટલે લોકો ઘુવડની ઉપર એક એક વાર થૂંકીને ચાલ્યાં ગયાં. પછી તો બહુ વરસાદ આવ્યો, બહુ વરસાદ. નદીનાળાં ઊભરાઈ ગયાં. લોકોનાં ઘરમાં પાણી ભરાઈ ગયાં. ઘુવડે એના ઘરનું બારણું ખખડાવ્યું, 'મા મા, બારણું ઉઘાડ.'

'કોણ ?'

'એ તો હું ઘુવડ.'

ઘુવડની પાંખોનો ફફડાટ સંભળાયો. મા તો સોડ તાણીને સૂઈ ગઈ. 'જા મુવા કાળમુખા'

ઘુવડ એની બેનના ઘેર ગયો. બેન, બેન, બારણું ઉઘાડ.'

'કોણ છે ?'

'હું ઘુવડ.'

'હટ મુવા અભાગિયા ! બેનને મારવા આવ્યો ? જતો રહે.'

ઘુવડ આગળ ચાલ્યો. વરસાદ પડે છે. માથા ઉપર પાંખો ફફડે છે. ઘુવડ માથે હાથ ફેરવીને કહે છે, 'હા ભાઈ, હા, ઊભું રહે, ઊભું રહે, ઊભું રહે...'

એ રાત્રે ઘુવડ આખા ગામમાં ભટક્યો. સહુ બારણાં બંધ કરીને પથારીમાં લપાઇ ગયાં હતાં. ઘેર ઘેર અંધારામાં ઘુવડની આંખો

# ઊહાપોહ

માર્ચ,
૧૯૬૮

ગદ્યખણ્ડ

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
ભોળાભાઈ પટેલ

ગઝલ

અમૃત ઘાયલ
રતિલાલ 'અનિલ'
રાજેન્દ્ર શુક્લ
કિસન સોસા

વાર્તા

કેતન મહેતા

વિવેચન

ડૉ. નગેન્દ્ર
ઓ'ડેન
પ્રમોદ પટેલ

સંક્રમણ

માધવ દેસાઈ



## ગઝલ ▢ અમૃત ઘાયલ

ગાલ પર લોહીની ટસર ફૂટી,
તૃપ્તિની જાણે કે સહર ફૂટી.

એમ કંઈ સ્પર્શની અસર ફૂટી,
આંખમાં ટશ ટગરમગર ફૂટી.

જોતજોતામાં યે ગયાં જોતાં,
ટેરવે ટેરવેં નજર ફૂટી.

વિસ્તરી એમ સ્મિતની રેખા,
ચાંદની જાણેં હોઠ પર ફૂટી.

વાયરાએ સહેજ છેડી તો,
જળસપાટી ઉપર લહર ફૂટી.

ગડમથલ બેઠા ત્યાં સુધી જ રહી,
થયા ઊભા તો રહગુજર ફૂટી.

બે ઘડી તો હશે પરો ઘાયલ,
શેરીઓમાં અવરજવર ફૂટી.

# કંકાવટી

માર્ચ, ૧૯૭૮

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૯ : અંક ૨૩૦ : મૂલ્ય : એક રૂપિયો

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૦, બે વર્ષના રૂા. ૧૯; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીનં એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ અનિલ, ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨, સરનામે કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨, સરનામે મોકલવી.



તંત્રી-મુદ્રક-પ્રકાશક

**લલ્લુભાઈ જીવણજી દેસાઈ**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫ ૦૦૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત-૩૯૫ ૦૦૩

□ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

ઊગતા સૂર્યનાં કિરણોએ આખા આકાશને ઝળાંહળાં કરી મૂકયું છે. ઝાડના થડ પાછળ લપાઇને ઊભેલો ખેડૂતનો નાનકડો છોકરો જેમ ડોકિયું કરે અને એને કોઈ જોઈ જાય તો એનું મોં શરમ, આશ્ચર્ય કુતૂહલ જેવા ભાવોથી લાલ લાલ થઈ જાય, તેમ લાલ સૂર્ય વાદળાંઓની પાછળથી ડોકિયું કરતાં લાલચૂમ થઈ ગયો છે. જાણે પહેલી જ વાર એ જગતને જોતો હોય એવો બાલસહજ વિસ્મય એની આંખમાં છે. વિશ્વમાં વિસ્મયની ઝાલર બજી ઊઠી છે. સૂર્યોદય થતાં કિલકાર કરીને પાંખો પસારીને ઊડી જતાં પંખી જાણે કે પહેલી જ વાર આકાશનો અનુભવ કરતાં હોય એવા વિસ્મયથી પસાર થાય છે. જો આ નિત્યનૂતનતા સૃષ્ટિમાં ન હોત તો આપણને જીવતર અકારું થઈ પડયું હોત. જેને આપણે જડજગત કહીએ છીએ તે પણ પોતાનાં અનેકવિધ રૂપો દ્વારા આપણા વિસ્મયનો વિષય બની રહે છે. હું રોજ એકના એક રસ્તેથી પસાર થતો હોઉં છું. પણ વહેલી સવારે એનું એક રૂપ હોય છે, ગ્રીષ્મના પ્રખર તાપમાં એનું બીજું રૂપ જોવા મળે છે, વર્ષામાં જ્યારે એ ભીંજાયેલો હોય છે ત્યારે એનું ત્રીજું રૂપ જોઉં છું. પાનખરમાં પર્ણો જ્યારે એના પર ઊડતાં હોય ત્યારે એનું ચોથું રૂપ દેખાય છે. એ રસ્તા પરથી જ્યારે કોઇ પ્રિય વ્યક્તિ આવી રહી હોય છે ત્યારે વળી એનું જુદું જ રૂપ પ્રગટ થાય છે. એ એકનો એક રસ્તો હજારો રૂપે મારી સામે પ્રગટ થઈ મારા વિસ્મયને જીવતો રાખે છે. સૂર્ય, ચંદ્ર, તારા, આખી વનસ્પતિ જો એમનાં અનેકવિધ રૂપે આપણી સામે પ્રગટ થતાં ન હોત તો આપણે કયારનાય કંટાળી ગયા હોત; પણ ના, વિશ્વમાં જેલની દીવાલોની ભેંકાર એકવિધતા નથી. ત્યાં તો રૂપોની, રમણા છે.

જે નિત્ય નવીન નથી તે વિસ્મયનો વિષય ન બની શકે. જીર્ણતા,

મૃત્યુની છાયા તો આકાશમાં આવતા વાદળની છાયાની જેમ આવીને સરી જાય છે. એ સનાતન નથી. આ વિશ્વમાં ચિરંતન છે નાવીન્ય; અને એ નાવીન્ય છે રૂપોનું. આ રૂપોની સૃષ્ટિની પેલે પાર છે અરૂપ. એ અરૂપ રૂપો દ્વારા પોતાને પ્રગટ કરે છે. જે એ સ્વરૂપને જાણે છે તે સર્વ રૂપોને જાણે છે, પોતાના રૂપને પણ જાણે છે. રવીન્દ્રનાથે તેથી જ તો કહ્યું છે: રૂપસાગરે ડૂબ દિયેછિ અરૂપ રતન આશા કરિ. અરૂપ રતનની આશાએ મેં રૂપ સાગરમાં ડૂબકી મારી છે સાગરના તરંગો એ રૂપની સૃષ્ટિ છે પણ એ તરંગો તો પાણીના છે અને પાણીને ક્યાં કોઈ રૂપ છે? તેમ એક તત્ત્વ આ વિશ્વમાં અનેક રૂપોમાં, તરંગોમાં રહેલા પાણીની પેઠે, વિલસી રહ્યું છે. તરંગ અને જલ જુદાં નથી. તે જ રીતે રૂપ અને અરૂપ ભિન્ન નથી. આ અદ્વૈતને જે જાણે છે તે જ્ઞાની છે. દ્વૈતના ભિન્નત્વની પ્રતીતિ છે. જ્યાં દ્વૈત છે ત્યાં અદ્વૈતનો અભાવ છે અને જ્યાં અભાવ છે ત્યાં વેદના છે, પૂર્ણને પામવાની વ્યાકુળતા છે. માનવઆત્માની આદિમ પ્રાર્થના ભિન્નત્વમાંથી અભિન્નત્વ પ્રત્યેની, સાન્તમાંથી અનંતની, દ્વૈતમાંથી અદ્વૈતની છે.

સવારે ઊગતો સૂર્ય વિસ્મયને જગાડી જાય છે. એ વિસ્મય આ નિત્ય નૂતન રૂપલીલામાં રહેલા અરૂપ સાર્થના અદ્વૈતની ઝંખનાને જાગતી રાખે છે. આપણી એ ઝંખનાનો પડઘો પાડતાં ઉપનિષદ્‌ની ઋષિવાણી બોલી ઊઠી છે; સાન્તમાંથી અનંતમાં, અસત્‌માંથી સત્‌માં, મૃત્યુમાંથી અમૃતમાં હે નિત્યપ્રકાશ, તું મને લઈ જા! C

☐ ભોળાભાઈ પટેલ

## ઇન્દ્રિયરાગ

વેદાંતીઓ સંસારને મિથ્યા કહે છે. દોરડામાં સાપ હોવાની ભ્રાંતિ થાય છે. સાપ ખરેખરનો નથી, એ મિથ્યા પ્રતીતિ છે, અને સેંકડો વર્ષોથી સરાસરી ભારતવાસી જે દાર્શનિક નજર પણ ધરાવે છે, તે સંસાર મિથ્યા છે, સ્વપ્નવત છે એમ તો રોજબરોજના જીવનમાં પણ કહેતો આવ્યો છે. આ પણ કદાચ એક ભ્રાન્તિ છે.

આપણી આજુબાજુનું વિશ્વ જે આપણે જોઇએ છીએ, સાંભળીએ છીએ, સુંઘીએ છીએ, આસ્વાદીએ છીએ, સ્પર્શીએ છીએ તે એક નક્કર હકીકત છે. એક ફિલસૂફ દેકાર્તે કહ્યું હતું કે હું વિચારું છું એટલે હું છું. વિચારવું એ વ્યક્તિના હોવાનું પ્રમાણ છે જરા ફેરવીને કહીએ કે—હું જોઉં છું એટલે હું છું, હું સાંભળું છું એટલે હું છું, હું સુંઘું છું એટલે હું છું, હું આસ્વાદું છું એટલે હું છું. હું સ્પર્શું છું એટલે હું છું.

પણ ખરેખર હું છું? ખરેખર હું જોઉં છું? સાંભળું છું? સુંઘું છું? આસ્વાદું છું, સ્પર્શું છું? આજના સભ્ય સાંસ્કૃતિક વાતાવરણમાં આપણે આ જોવાની, સાંભળવાની, સુંઘવાની, આસ્વાદવાની, સ્પર્શવાની આદિમતા ખુટ્ટી કરી બેઠા છીએ. દર્શન, શ્રવણ, ઘ્રાણ, સ્પર્શ, સ્વાદરૂપે અર્થાત્ આપણી પંચેન્દ્રિયો દ્વારા વિશ્વનું આપણે આકલન કરીએ છીએ. તેમાં આંખ–કદાચ મુખ્ય છે—માણસને ચક્ષુજીવી કહી શકાય. આસપાસ રંગ અને રૂપની કેવી સૃષ્ટિ વિખરાયેલી છે—આપણે એ રંગ અને રૂપની અનાવિલ છબિ ઝીલી શકીએ છીએ ખરા? કોઇએ આંખને આત્માના ઝરોખા અમસ્તા નથી કહ્યા! આજે અનેક ઘોંઘાટોનો અત્યાચાર જ આપણી શ્રવેણેન્દ્રિય પર છે—દૂર પ્રકૃતિના સાન્નિધ્યમાં પણ રેડિયોના ટહુકા વિના ચાલતું નથી. પણ ક્યાંક પંખીનું કૂજન, ક્યાંક

મધુર સુરાવલિનો આલાપ, ઝરણાનો કલનિનાદ કે સ્તબ્ધ રાતે છાપરા પર પડતાં ફોરાંનો અવાજ આપણા કાન પર પડવા છતાં પડતો નથી. તીવ્ર કૃત્રિમ વાસોએ ફૂલની હળવી તાજી સુગંધ કે કોઇ પદ્યગંધાની ફોરમને દાબી દીધી છે—આપણી જીહ્વા તેજ મસાલાઓના સ્વાદ પછી મૂળ-સ્વાદ કરવાની શક્તિ ખોઈ બેઠી છે અને આપણી ત્વચા—? કોઈએ તેને સૌથી જૂની ઇન્દ્રિય, અને સ્પર્શને સૌથી પુરાણો ગોચર અનુભવ કહ્યો છે. આજે જાણે સ્પર્શની આદિમ ઝંકૃતિ કવચિતજ અનુભવવા મળે છે અને એટલે પંચેન્દ્રિયોનું આહલાદન કરવાને સમર્થ સૃષ્ટિ આપણી આજુબાજુ વિસ્તરી હોવા છતાં; એના પરખ આનંદથી, એના તત્સમ આનંદથી આપણે દૂર થતા જઈએ છીએ અને એ આનંદને કૃતક ઇન્દ્રિયોત્તેજક વિકલ્પોથી પદચ્યૂત કરીએ છીએ.

આવો, આ એક ફૂલ જુઓ. જરાક પેલી આદિમ ઇન્દ્રિયની તીવ્રતા લઈ આવો-એનું રૂપ, એનો રંગ, એની ગંધ, એનો સ્પર્શ ઇન્દ્રિયરાગની એક તીવ્રતમ ક્ષણમાં આત્મવિસ્મૃત થઈ શકાય તો થઈએ. ○

## મળે તેટલું વધારે

ખલિલ જિબ્રાનની એક કથા છે. એક સાધારણ સ્થિતિનો માણસ સડક પર ઉઘાડે પગે ચાલતો હોય છે. અનેક માણસો પગમાં જોડા પહેરી રસ્તા પર આવતા જતા હોય છે. તેમને જોઈને તેને પોતાની દયનીય અવસ્થા પર ખેદ થાય છે અને તે માટે ઈશ્વરના અન્યાયનો અનુભવ કરે છે-મારા પગમાં જોડા પણ નહિ! આમ જતો હોય છે એટલામાં તે સડક ઉપરથી એક લંગડા માણસને મહા પ્રયત્ને ચાલતો જતો જુએ છે. તેને એક પગ જ નહોતો-અને એકાએક તે બોલી ઊઠ્યો, ભલા ભગવાન તું કેવો દયાળુ છે, મારા ભણી મને ચાલવા સાજાનરવા બે પગ તો આપ્યા છે!

આપણે આ ખુલ્લા પગે ચાલતા માણસ જેવા છીએ. ફેર માત્ર એટલો છે કે આપણે જોડા પહેરીને ચાલતા માણસોને જ જોઇએ છીએ, કોઇ અપંગ પર આપણી નજર જતી નથી—અને ડગલે પગલે આપણા ઉઘાડા પગ જોઇ, બીજાના પગમાં જોડા જોઇ ઇશ્વરના અન્યાયનો અનુભવ કર્યા કરીએ છીએ.

અને પછી 'જોડા' મેળવવાનો પુરુષાર્થ આપણી જિંદગીની કહાણી બની રહે છે-સતત અસંતોષનાં ઈંધણ પ્રજળતાં રહે છે. અમુક માણસની પાસે પોતાનું ઘર છે-મારે નથી, ચાલો ઘર બનાવીએ. ઘર બનાવ્યું. અમુક માણસનું ઘર અત્યંત સુંદર અને વૈભવી છે. તેની સરખામણીમાં તો આપણું ઝૂંપડું જ કહેવાય-ચાલો ભવ્ય વૈભવશાળી ઘર બનાવીએ તે પણ બનાવ્યું-ત્યાં અમુક માણસનું ઘર પાછું નજર સામે આવવાનું-અને વળી પાછા આપણે...તે પ્રમાણે કરવા મથીશું-અસંતોષને પ્રજળતો રાખીશું-અને એક દિવસે ક્ષિતિજે જઈ પહોંચીશું-પાછા વળીને જોઈશું તો સતત બીજાની સમકક્ષ થવાની સતત મથામણમાં, જે મળ્યું છે તેનાથી સતત અસંતુષ્ટ રહ્યા સિવાયની કોઈ અનુભૂતિ જાણી ન હોય એવું લાગે છે.

ખુલ્લા પગ છે, તો ખુલ્લા પગ ભણી જુઓ. તે ચાલવાને સમર્થ છે, દોડવાને સમર્થ છે-તે સ્થિતિનો સ્વીકાર જ તે સ્થિતિની પાર જવાનો ઉપક્રમ બની રહે છે. સ્પર્ધાભાવ આજના જીવનનું, આધુનિક જીવનનું પ્રચાલક બળ છે, નિયામક તત્ત્વ છે. આપણે સ્પર્ધાભાવથી જીવીએ છીએ અને તેથી કદાચ પોતાનું નહિ, ક્યારેક અન્યનું જીવન તો જીવતા નથી, એવો વહેમ ઘણીવાર ઊગી આવે છે. તો આપણે જે છીએ, જે સ્થિતિમાં છીએ તેનો સ્વીકાર હોય એવું ન જીવી શકીએ ? આ મનોવૃત્તિ પુરુષાર્થનો-ચાલવાનો છેદ નથી ઉડાડી દેતી, માત્ર આંધળી દોટને રોકવાનો અભિગમ બતાવે છે. જે મળ્યું છે, જે મળે છે તેની પ્રાપ્તિનો આનંદ પામવાનો આ તરીકો છે-સામે પક્ષે કોઈ અપંગને જોઈને અભિમાની થઈ જવાની પણ આ વાત નથી. પોતાના ખુલ્લા પગની સ્થિતિના સહજ સ્વીકારની આ વાત છે.

ના, માણસે તૃષ્ણા ન રાખવી જોઈએ-ને એવી કોઇ મોટી ગંભીર વાત આ નથી. માણસ હોય એટલે ઈચ્છા, વાસના અવશ્ય હોય-પણ તે એટલી અને એવી ન હોય કે પ્રાપ્ત સ્થિતિનો કોઇ આનંદ રહે જ નહિ. ◻

# ગઝલ

## રતિલાલ 'અનિલ'

વિશ્વાસ કંઇ હતો જ, હવે કંઇ નહીં બને,
શંકા વળી ખરી જ, અરે, કંઈ નહીં બને ?

ચાલો, હયાતને જ નિછાવર કરી દઉં,
કશ્શું ય હોય ના તો પછે કંઈ નહીં બને.

આ શૂન્યતાને રેડવીને પહોંચવું બધે,
બસ, શૂન્ય જશે શૂન્ય કને, કંઇ નહીં બને !

હું છું ને થાય છે બધું ય આસપાસમાં,
'હું'ના વિના તે કાંઈ બને ? કંઈ નહીં બને.

ચારે તરફ છે દડમજલ, 'હું'ની જ દોડધામ,
ને તોય વળી જાઉં કશે ? કંઈ નહીં બને.

અંધારની લકીર જરા દોરતો જઇશ
અજવાસ ચીતર્યે શું બને ? કંઈ નહીં બને.

અજવાસ છે તો કોઈની છાયા બનાવીએ,
હમણાં જ અંધકાર થશે, કંઇ નહીં બને....

□

# ઠીક થયું

કિસન સોસા

કો' અમારું ન રહ્યું, પર ન રહ્યું, ઠીક થયું,
ગામ અકબંધ રહ્યું, ઘર ન રહ્યું, ઠીક થયું.

ઓળખી લે'ય બધા કશ્શીયે ઓળખાણ વગર,
કૈં જ ગોપિત કે ઉજાગર ન રહ્યું, ઠીક થયું.

પંખીઓ એક પછી એક ઊડી ચાવ ગયાં,
નામ એકેય અધર પર ન રહ્યું. ઠીક થયું.

આમ દેખાય જગત શુષ્ક અને આમ સજળ,
નેણ સુક્કું ન રહ્યું, તર ન રહ્યું, ઠીક થયું.

જળ હવે ફક્ત મને જળ રૂપે દેખાય જળે,
કોઇ ખાબોચિયું–સાગર ન રહ્યું, ઠીક થયું.

ભગ્ન ભેંકાર હવેલી–શો મને થાઉં પ્રતીત,
કોઇ પણ બહાર કે અંદર ન રહ્યું, ઠીક થયું.

વાયુ વૈશાખ તણા ગામમાં વાતા જ ગયા,
એક પગલુંય તે ભીતર ન રહ્યું, ઠીક થયું



# લખવા ધારેલી નવલકથાનું એક પ્રકરણ



## કેતન મહેતા

કોણ જાણે પણ શાથી આજે આ રેસ્તોરાંમાં બેઠા છતાં પણ તેને સ્વસ્થતા પ્રાપ્ત થતી ન હતી. બાકી તો જ્યારે તેને માનસિક થાક લાગ્યો હોય, કોઇની સાથે ઝઘડો થયો હોય ત્યારે ત્યારે અહીં આવીને માત્ર થોડી કૉફી અને સેન્ડવીચથી તે સમ્પૂર્ણ તાજોમાજો થઈ જતો હતો ઋતમ્ભરાને તાજગી લેવાની આ રીત નાપસંદ હતી અને એટલા જ માટે અહીંની સર્વીસ બહુ સારી હોવા છતાં નાછૂટકે જ તે આવતી હતી. આજની અસ્વસ્થતાનું તે કારણ શોધી શક્યો નહીં. સાચું પૂછો તો છેલ્લા કેટલાય દિવસથી કોઈ અકળ ઘા તેને પીડી રહ્યો હતો, દર્દ થતું હતું પણ જાણે ક્યાં થાય છે તેનો તાગ મેળવી શકતો ન હતો. તેણે આજુબાજુ નજર કરી, આછો પ્રકાશ, સોફ્ટ મ્યુઝિક. ખૂણાના ટેબલ પર પાંચ છ યુવક-યુવતીઓ શરબત પીતા પીતા ખડખડાટ હસતા હતા. વચ્ચે વચ્ચે 'ઓ પુઅર ફેલો...' 'હાઉ લવલી'- 'દિવાળીની રજામાં તો હું કોડાઈકનાલ જવાનો, આવીશ.' 'વહ ફિલ્મ દેખી કયા ?' —એવા સંવાદો તૂટક તૂટક તેને કાને પડતા હતા. એવામાં જેના કાને કેમેરાની ક્લીકનો અવાજ સંભળાયો, તેણે કાન માંડ્યા. 'મને કહેવું હતું જે !' 'અરે તું એક્ટ્રેસ જેવી લાગતી હતી...' તેને ઊભા થઈ જવાનું મન થયું પણ એટલામાં જ વેઈટર આવ્યો. કોફી અને સેન્ડવીચ મૂક્યાં, અને ગયો. 'બેરા...' તે પાછો આવ્યો. 'શું સાહેબ ?' 'કંઇ નહિ ?' થેંક યુ સર.' તે પાછો જતો રહ્યો. કૉફીના પ્યાલામાં છતનું પ્રતિબિમ્બ દેખાતું હતું, ઘૂંટડો ભરતાં પહેલાં કડવી વાસ તેના નાકમાં પ્રવેશી-ઘૂંટડો ભરતાં ભરતાં તેની નજર પ્રવેશદ્વાર પર પડી. એક યુવતી દાખલ થઈ. તેણે પેલાં વૃન્દ સામે જોયું. કોફી પીવા માંડી. પેલી યુવતી તેના

ટેબલ આગળ આવીને ઊભી રહી ગઇ. થોડી ક્ષણે તેણે અવાજ સાંભળ્યો, 'નોકરી માટેનો ઇન્ટરવ્યૂ આપવા નથી આવી. મને બેસવાનું તો કહો.'

તે તરત જ ચોંકી પડ્યો. 'ઓહ સોરી, બેસો.'

'તમારી ઑફિસમાં તપાસ કરી. છેવટે અહીં સુધી આવી પહોંચી ધંધાદારી રીતે મળવા આવી છું.' ખુરશી પર બેસતાં બેસતાં તે બોલી.

'જુઓ, ચોવીસે કલાક કોઈ માણસ વકીલાત કરી ન શકે. તમે મને આવતી કાલે ઑફિસમાં મળજો.' બોલતાં તો તેણે બોલી દીધું પણ પાછલા શબ્દોમાં થોડા પશ્ચાતાપનો સૂર ભળેલો લાગ્યો.

'આવતી કાલ સુધી રાહ જોઈ શકાય એમ છે જ નહીં. આઈ વોન્ટ ટુ ફાઇન્ડ માય સેલ્ફ...' એકાએક તે ગંભીર થઈ ગઈ.

'યુ મીન...તમે આપઘાત કરવા માગો છો ?'

'નો, નો...ઈન યોર આઈઝ.' તરત જ તે હસી પડી.

'જુઓ હું અત્યારે મશ્કરીના મૂડમાં નથી.'

'હું પણ ક્યાં મશ્કરી કરું છું ?' એણે પર્સ ઉઘાડી; કોમ્પેક્ટ મીરરમાં જોયું અને બોલવા માંડ્યું, 'વૈદેહી, તું કોની સાથે બેઠી છે એનો તને ખ્યાલ છે ? આ વકીલ છે, ભલે એમની પ્રેક્ટીસ સારી ચાલતી નહીં હોય પણ લખે છે બહુ સારું. ચાર પાંચ માસિકોમાં પ્રશ્નોત્તરી, કોલમો લખે છે. ચાંપલી ન થઈશ સમજી. બહુ ડાહી ચાલ.' કોમ્પેક્ટ મીરર પર્સમાં મૂક્યો. વેઈટરને બોલાવીને કહ્યું, 'વેઈટર બ્રીંગ વન આદમ એન્ડ ઈવ.'

'શું માદામ ?'

એણે તેની સામે જોયું, પછી મુંઝાયેલા વેઈટરની સામે જોયું પછી બોલી ઊઠી, 'મારા મનમાં હું લાસ વેગાસની કોઈ રેસ્તોરાંમાં બેઠી છું.

સોરી આદમ અને ઈવને ભૂલી જાઓ. ડબલ એગ્ઝ ઓમલેટ વીથ પોટેટો ચીપ્સ.' વેઈટર ગયો.

તેના ચહેરા પર કૃત્રિમ કંટાળાનો ભાવ ઉપસી આવ્યો. તે આજુબાજુ જોવા લાગ્યો. હજુ પેલું વૃન્દ ત્યાં હતું, પણ ઊઠવાની તૈયારીઓ ચાલતી હોય એવો અણસાર આવી ગયો. તેણે પૂછ્યું, 'તમે કયા નાટકનું રિહર્સલ કરી રહ્યા છો ?'

'રિહર્સલ તો તમને મળવા આવી તે પહેલાં કરી જોયું હતું. તમને વાંધો ન હોય તો સંભળાવું. તમને વાંધો નહીં જ હોય. ચાલ વૈદેહી, આ સાહેબને આપણું રિહર્સલ સંભળાવી દે. સાંભળો મહેરબાન ધ્યાન દઈને સાંભળો, કાન ખોલીને સાંભળો. સાંભળતાં પહેલાં અને પછી ક્લેપિંગની છૂટ છે.

...જુઓ ત્યારે. અહીં આવીને આ ટેબલ આગળ ઊભી રહેત. તમને પૂછત, આ ટેબલ પર બેસું તો તમને વાંધો છે ? તમે સૌજન્ય ખાતર કહેત–ના. થોડીવાર આપણે ચૂપચાપ બેસી રહેત એટલે મારાથી બોલી દેવાત–આમ સાવ બાઘા બનીને આપણે જો અહીં બેસી રહીશું તો આજુબાજુવાળાને લાગશે કે વરવહુ ઘેરથી ઝઘડીને આવ્યાં છે કે શું ? મારી પ્રગલ્ભતાથી કદાચ તમે ડરાને કહેત–પણ આપણી વચ્ચે સહેજ પણ ઓળખાણ તો છે નહીં અને તમે આવી રાતે–હુ તરત જ તમારી વાત અધવચેથી અટકાવી દઈને કહેત–'હું જેટલી મને નથી ઓળખતી તેટલી લોકો મને ઓળખે છે. એટલે મારો સાચો પરિચય પામવા માટે તમારે લોકો પાસે જવું જોઇએ–તરત તમે ઊભા થવા જાત, અને હું તમારો હાથ પકડવા જાત અને નખરાળ સૂરે કહેત–અરે, તમે ઊભા થઇને અ બ ક ને પૂછી નાખશો ? બેસો, બેસો–એકાદ ડ્રીંક વધારે પી નાખો. બોલો શું લેશો ? પાઈનાપલ જ્યુસ–સ્ટ્રોબેરી ફ્લેવર્ડ મિલ્ક કે ? કહીને તમારી આંગળીનાં ટેરવાં રમાડવા માંડત. તમે હાથ પાછો લઇને બોલત–તમે તો મારી સાથે અધિકારપૂર્વક વર્તો છો. એટલે તરત જ તમારા

ચાળના લટને સંકોરતા કહેત- 'ત્યારે શું ? સાચું પૂછો તો મને તમારામાં પહેલેથી રસ હતો. તમારું નામ છે કિરાટ દેસાઇ. ઉમર ત્રીસ વર્ષ. પત્નીનું નામ ઋતંભરા. બાળક હજુ તમને શોધતું આવ્યું નથી. ધંધો વકીલાતનો અને શોખ લખવા-વાંચવાનો, તમારી સાથે મારે અફેરમાં ડૂબવું છે. ડૂબશો મારી સાથે, મને ઉગારશો કે આપણે બંને કોઈને ડૂબાડીશું ?-

એને આગળ બોલતી અટકાવીને તેણે કહ્યુ, 'બસ, બસ, મને મોનોલોગમાં રસ નથી.' હવે તેને એનામાં ધીમે ધીમે રસ જાગવા માંડયો.

'તો પછી મારો આ સંવાદ આગળ ચલાવીએ, ધંધાદારી વાત પછી.'

એટલામાં વેઈટરે નાસ્તાની ડીશો ટેબલ પર મૂકી.

તેણે કોફીનો છેલ્લો ઘૂંટ ભરતાં પૂછ્યું, 'તમારું નામ ?'

'નામને ઓળખશો કે મને ?'

'માનવી આધાર માટે નામ અનિવાર્ય છે. અને તમે મારા અસીલ બનવા માગો છો.'

'વૈદેહી, આથી વિશેષ કોઈ પરિચય આપવો જોઈએ એમ હું માનતી નથી. મારો શોખ-સતીથી વારાંગના સુધીની બધી અવસ્થાઓ કેવી રીતે પામવી તે વિચારવાનો...અરે, ઊભા કેમ થઇ જાઓ છો ? બેસી જાઓ !'

હાથ છોડી દો.'

'ગભરાઓ છો શાના ? હું વારાંગના પણ નથી અને સતી પણ નથી.'

'એટલું તો કબૂલવું જોઈએ કે તમારું વ્યક્તિત્વ મોહક છે.'

'તો મારું નામ વૈદેહીને બદલે કિરાતમોહિની રાખો. ચાલો, હવે તમને નથી લાગતું કે આપણે બંનેએ એકબીજાની સાથે સમ્બન્ધ વધારવો જોઈએ ? પણ તમે આને પ્રેમ ન માનતા.'

તેણે ઘડિયાળમાં જોયું તો આઠ વાગી ગયા હતા. પડદો હટાવીને જોયું તો બહાર વરસાદ બંધ થઈ ગયો હતો. ઋતમ્ભરા રાહ જોતી હશે. હવે જવું જોઈએ એમ તેને લાગ્યું. પણ વૈદેહીને આમ મૂકીને જવાનું ઠીક લાગ્યું નહીં. વૈદેહીએ હજુ પોતાનું સાચું કારણ તો જણાવ્યું ન હતું. તે ચીપ્સ ખાતા ખાતા બોલી, 'હું આ સમ્બન્ધ શા માટે વિસ્તારવા માગું છું તેની મને ખબર નથી.'

એને આગળ બોલતી અટકાવીને તેણે પૂછ્યું–'તમે આ સમ્બન્ધ કેટલી હદે વિસ્તારવા માગો છો ?'

'જેટલી હદે વિસ્તરી શકે તેટલો, મારે તો તમારા સમગ્ર જીવનનો પરિચય પામવો છે. આ સમ્બન્ધમાં વિકૃતિ ન પ્રકટે તમારી ઇચ્છાએ–મારી ઇચ્છાએ કાયાનું સમર્પણ પણ કરીશ.'

"અત્યાર સુધી કેટલી વ્યક્તિઓને કાયા અર્પિત કરી છે ?" સહેજ સુગાયેલે ચહેરે તેણે પૂછ્યું.

'અરે, હજુ તમે મારો સ્પર્શ પણ કર્યો નથી અને ત્યાં તમને ઈર્ષા પણ થઇ આવી ? હું કહેવાતી પવિત્રતામાં માનતી નથી. તમે જો સોગિયા હશો તે. તો મને બહુ આનન્દ આવશે, તમને કોક વખત ઘેર બોલાવીને તમારાં દેખતાં કપડાં બદલીશ–કદાચ કોઈ વખત હાંફળીફાંફ઼ી થઈને વળગી પડીશ...અરે તમે ચિડાઈ ગયા ? ! ચાલો જવા દો. મારી વાત સાંભળીને તમારાં તો ભવાં ઊંચે ચડી ગયાં.'

તેને વૈદેહી વિશે વધારે જાણવાનું મન થયું, એટલે પૂછ્યું. 'એ બધી વાત તો ઠીક પણ તમારા કુટુમ્બમાં કોણ છે ? આટલી બધી સ્વચ્છન્દતા ?'

થોડી વાર એ તેની સામે જોઇ રહી. પછી બોલી : 'વિશેપ જાણકારી મેળવવાનો પ્રયત્ન ન કરતા. જે પળે એમ લાગશે કે તમે મને જાણવાને બદલે મારા વિશે જાણવા માગો છો તે પળે તમારા જીવનમાંથી હું ખસી જઈશ. હું બીજાઓની જાસૂસીવૃત્તિ માટેનું સાધન બનવા માગતી નથી.'

'પણ તમે શા માટે આ સમ્બન્ધ મારી સાથે બાંધવા માગો છો?'

'અરે, તમે આ બધું સાચું માન્યું? આ તો કાલ્પનિક સંવાદો હતા. સહેજ ગમત ખાતર મેં આવા સંવાદો ઉપજાવી કાઢ્યા, હું તો ખરેખર તમારી અસીલ બનીને આવી છું.' વૈદેહી, કેવો અભિનય! વકીલ સાહેબ કેવા ઉલ્લુ બની ગયા. મિ. દેસાઈ, મને તમારી ભાવિ મિસ્ટ્રેસ ન માનતા-' કહીને વૈદેહી ખડખડાટ હસી પડી.

તે ભોંઠો પડી ગયો. આ અજાણી યુવતીની વાતોમાં તે પૂરેપૂરો ભેરવાઈ પડ્યો હતો પણ તરત જ તેણે પોતાની જાતને સંભાળી લીધી. ગંભીર થઈને તેણે પૂછ્યું. 'ચાલો, હવે મારી પાસે વખત નથી. જે વાત કરવી હોય હોય તે કરી લો.'

વૈદેહી પણ ગંભીર થઇ ગઇ. 'માનો કે એક અપરિણિત યુવતી છે. તેને એક બાળક જન્મે છે, તે યુ તી પોતાની પાસે જ એ બાળકને રાખે છે, ઉછેરે છે. બાળકને નિશાળમાં દાખલ કરાવતી વખતે પિતા તરીકે તે યુવતી પોતાના પ્રિયતમનું સાચું નામ લખાવે, તો કાયદેસર રીતે કોઇ રીતે કોઇ મુશ્કેલી ઊભી થાય ખરી? એ પુરુષ પરિણીત છે.'

'આ પરિસ્થિતિ જન્મી છે કે જન્મવાની છે?' તેણે પણ વૈદેહીની ચાલ કળી જતાં પૂછ્યું.

'તમે હોંશિયાર તો છો જ, આવી પરિસ્થિતિ હું જન્માવવા માગું છું.'

'તમે સગર્ભા છો?'

'ના, પણ થઇ શકું છું.'

તેની ધીરજનો અંત આવી ગયો. આટલી બધી હદે કોઈ સ્ત્રી ધૂર્ત હોય તેની તો કલ્પના પણ થઈ ન શકે. તે હવે એની વાતોમાં ફસાવા માગતો ન હતો, અને છતાં પણ...

'આ તમારો રૂમાલ પડી ગયો...'

'ઓહ...' તે ચોંકી, રૂમાલ સામે જોયું. 'તમે મને સાવ બાઘી

ન માનતા. તમે જાણીજોઇને મારો રૂમાલ નાખી દીધો, જેથી ફરીને હું નીચે નમું, મારી સાડીનો છેડો ખસી જાય અને તમે મારા ઉરોજની રેખાઓ જોઈ શકો. વાહ, તમે રસિક તો છો જ.' તેણે નીચા નમીને રૂમાલ લઈ લીધો, પછી આંખો ઉલાળી કહ્યું, 'આ લાસ વેગાસ, પારીસ કે માડ્રિડ હોત તો તો તમને મારા વક્ષઃસ્થળની સુવાસ પણ લેવા દેત કિરાતકુમાર.'

તેને લાગ્યું કે હવે ઝાઝી વાર આ વિસ્ફોટિકાની સાથે બેસી રહેવાશે નહીં. એટલે તેણે વેઈટરને બીલ લાવવા સૂચના આપી અને વૈદેહીને કહ્યું, 'તમે બીજો વકીલ ખોળી લેજો. મને આવી બનાવટી વાતોમાં રસ નથી.'

વેઇટરે બીલ આણ્યું. તેણે પૈસા ચૂકવી દીધા. અને ઊભો થઈ ગયો. એ પણ ઊભી થઈ ગઈ, બોલી, 'તમારી સલાહ સર આંખો પર. પણ હું અહીં દરરોજ આવીશ. તમારી રાહ જોઈશ.'

અનિચ્છાએ પણ વૈદેહી સાથે તેને રેસ્તોરાંની બહાર નીકળવું પડ્યું. તરત જ એક રીક્ષા ઊભી રખાવી અને એક અક્ષર બોલ્યા વિના જતો રહ્યો.

□

## સાભાર સ્વીકાર

**ભારતી :** આર્ય કન્યા ગુરુકુળ-પોરબંદરનું અર્ધવાર્ષિક : મેરુભા મેઘાનંદ ગઢવી સ્મૃતિ અંક. કન્યાઓની જાણીતી સંસ્થા તરફથી પ્રગટ થતા અર્ધવાર્ષિકના ચોર્યાસી પાનાંના ખાસ અંકમાં ચારણ કવિ મેરુભાનાં સ્મરણો, લોકસાહિત્યમાં તેમનું પ્રદાન આદિ વિશે ઘણી સામગ્રી આપવામાં આવી છે.

# ઉદ્‌ઘોષની શક્તિના કવિ ડૉ. ઇકબાલ

ડૉ. નગેન્દ્ર

કાવ્યકળા વિશે સામાન્યપણે બે દૃષ્ટિકોણ જોવા મળે છે—

૧. કવિતા જીવનની સમીક્ષા છે.

૨. કવિતા સૌન્દર્ય (રમણીય અર્થ) ની અભિવ્યક્તિ છે.

પહેલો દૃષ્ટિકોણ કળાના સામાજિક અને નૈતિક દાયિત્વને સૂચવે છે, તો બીજો કાવ્યના આનંદના પક્ષ પર ભાર મૂકે છે. ઇકબાલ નિશ્ચય જ પહેલા મતના અનુયાયી છે. એમણે અત્યંત પ્રબળ શબ્દોમાં કળાના નૈતિક-સામાજિક પ્રયોજનની ઘોષણા કરી છે. એમનો નિર્ભ્રાન્ત મત છે કે જીવનની મહત્તર ઉપલબ્ધિઓ પ્રત્યે સમાજને પ્રેરવો એ કાવ્ય અથવા કળાનું લક્ષ્ય છે. કળાનું એવું કોઇ રૂપ એમને ગ્રાહ્ય નથી, જેનાથી લોકસમાજના આત્મબળને નુકસાન પહોંચે—

અને જે (આર્ટ) જિંદગીની વિરૂદ્ધ હોય, જે માણસોની હિમ્મતને પસ્ત અને મિજાજને મૃત કરી મૂકે તે તિરસ્કારપાત્ર છે.

શાયર કી નવા હો કિ મુગન્ની કા નફ્સ હો
જિસસે ચમન અફ્સુર્દા હો વહ બાદે-સહર ક્યા ?

આમ ઇકબાલ સ્પષ્ટપણે એ સ્વીકારે છે કે કવિતા જીવનની સમીક્ષા છે—અને મેથ્યુ આર્નોલ્ડની જેમ એમની પણ એ જ ધારણા છે કે કવિના જીવનનું દર્પણ માત્ર નથી. અર્થાત્ જીવનના રૂપને યથાવત્ પ્રસ્તુત કરવું એ કવિનાનો ઉદ્દેશ નથી. કવિના વાસ્તવ[illegible] સંશોધન કરે છે.

તે પણ હોઈ શકે છે–ઈશ્વર પણ હોઈ શકે છે. માનવાત્માના વિસ્તારને રોકતી કોઈ પણ શકતની વિરૂદ્ધ સંઘર્ષ–એનું જ નામ જીવન છે.

'હયાત જૌકે સફર કે સિવા કુછ ઔર નહીં'

માનવચેતના આસીમ છે–પ્રકૃતિની સીમાઓ એને બાંધી શકતી નથી.

તૂ શાહી હૈ, પરવાઝ હૈ કામ તેરા,
તેરે સામને આસ્માં ઔર ભી હૈ.

આમ, ઈકબાલ અહંભાવનાના કવિ છે અને એમની કવિતાની ...ક્તિનો મૂળ આધાર આ દુર્દમ્ય અહંકાર અથવા માનવ સંકલ્પ છે. ...ે અહંભાવના અથવા ખુદી અદ્વૈત દર્શનના આત્મનની પેઠે અખિલવ્યાપી ...; સંપૂર્ણ બ્રહ્માંડ એમાં અન્તસ્થિત છે—

ખુદી કો નશેમન તેરે દિલમેં હૈ,
ફ્લક જિસ તરહ આંખકે તિલમેં હૈ.

માણસનો આ અહંકાર એટલો પ્રબળ છે કે એ વિધાતા સાથે ...સ્પર્ધા કરવા તૈયાર છે. માણસ ખુદાને કહે છે—

તૂને, એ મેરે માલિક, રાત બનાઇ, મૈંને દીપક જલાયે,
મૈં વિષસે તિર્યાત બનાતા હું, ઔર પથ્થરકા આઇના.

(એ માલિક, સચ સચ બતા, તૂ બડા હૈ યા મૈં ?)

એ દુર્દાન્ત અહંકાર ઈકબાલની આસ્થા અને વિદ્રોહ–બંનેમાં સમાન-પણે મુખરિત છે. ઈશ્વર અને ઈસ્લામમાં એમની અફર આસ્થા છે. પરંતુ એ આસ્થા આત્મવિસર્જન અથવા સમર્પણનો પર્યાય નથી. એ આસ્થાનો આધાર ઈસ્લામદર્શન તો છે જ, પરંતુ શૈવ અદ્વૈતવાદનો પ્રભાવ પણ ખુદીની એ અવધારણા પર સાવ સ્પષ્ટ છે. ઈકબાલે નિઃસંકોચપણે સ્વીકાર કર્યો છે કે કાશ્મીરી શૈવ દર્શનનો પ્રભાવ એમના લોહીમાં છે, જેને કારણે એમની કવિતા, જેમાં ભારે ઉચ્છ્વાસ સાથે આત્મચૈતન્યનું સ્તવન કરવામાં આવ્યું છે એ ભારતની કાવ્ય-

# ઉદ્‌ઘોષની શક્તિના કવિ ડૉ. ઇકબાલ

ડૉ. નગેન્દ્ર

કાવ્યકળા વિશે સામાન્યપણે બે દૃષ્ટિકોણ જોવા મળે છે—

૧. કવિતા જીવનની સમીક્ષા છે.

૨. કવિતા સૌન્દર્ય (રમણીય અર્થ) ની અભિવ્યક્તિ છે.

પહેલો દૃષ્ટિકોણ કળાના સામાજિક અને નૈતિક દાયિત્વને સૂચવે છે, તો બીજો કાવ્યના આનંદના પક્ષ પર ભાર મૂકે છે. ઇકબાલ નિશ્ચય જ પહેલા મતના અનુયાયી છે. એમણે અત્યંત પ્રબળ શબ્દોમાં કળાના નૈતિક-સામાજિક પ્રયોજનની ઘોષણા કરી છે. એમનો નિર્ભ્રાન્ત મત છે કે જીવનની મહત્તર ઉપલબ્ધિઓ પ્રત્યે સમાજને પ્રેરવો એ કાવ્ય અથવા કળાનું લક્ષ્ય છે. કળાનું એવું કોઈ રૂપ એમને ગ્રાહ્ય નથી, જેનાથી લોકસમાજના આત્મબળને નુકસાન પહોંચે—

અને જે (આર્ટ) જિંદગીની વિરુદ્ધ હોય, જે માણસોની હિમ્મતને પસ્ત અને મિજાજને મૃત કરી મૂકે તે તિરસ્કારપાત્ર છે.

શાયર કી નવા હો કિ મુગન્ની કા નફ્સ હો
જિસસે ચમન અફ્સુર્દા હો વહ બાદે-સહર ક્યા ?

આમ ઈકબાલ સ્પષ્ટપણે એ સ્વીકારે છે કે કવિતા જીવનની સમીક્ષા છે—અને મેથ્યુ આર્નોલ્ડની જેમ એમની પણ એ જ ધારણા છે કે કવિતા જીવનનું દર્પણ માત્ર નથી. અર્થાત્ જીવનના રૂપને યથાવત્ પ્રસ્તુત કરવું એ કવિતાનો ઉદ્દેશ નથી. કવિતા વાસ્તવમાં જીવનનું સંશોધન કરે છે. એના રૂપને સંમાર્જિત કરે છે. સામાજિક ચેતના ઈકબાલની કવિતાનો મૂળ મંત્ર છે, પરંતુ એનો આધાર સામાજિક આદર્શવાદ છે. સ્વાભાવિક યથાર્થ નહીં. એ માત્ર લોકભાવનાના કવિ નથી, લોકમંગળના કવિ છે. એમને માટે જીવનનો અર્થ છે: નિયતિની સામે સતત સંઘર્ષ-એ નિયતિ

પ્રકૃતિ પણ હોઈ શકે છે–ઈશ્વર પણ હોઈ શકે છે. માનવાત્માના વિસ્તારને અવરોધતી કોઈ પણ શક્તિની વિરૂદ્ધ સંઘર્ષ–એનું જ નામ જીવન છે.

'હયાત જૌકે સફર કે સિવા કુછ ઔર નહીં'

માનવચેતના અસીમ છે–પ્રકૃતિની સીમાઓ એને બાંધી શકતી નથી.

તૂ શાહી હૈ, પરવાઝ હૈ કામ તેરા,
તેરે સામને આસ્માં ઔર ભી હૈ.

આમ, ઈકબાલ અહંભાવનાના કવિ છે અને એમની કવિતાની શક્તિનો મૂળ આધાર આ દુર્દમ્ય અહંકાર અથવા માનવ સંકલ્પ છે. એ અહંભાવના અથવા ખુદી અદ્વૈત દર્શનના આત્મનની પેઠે અખિલવ્યાપી છે; સંપૂર્ણ બ્રહ્માંડ એમાં અવસ્થિત છે–

ખુદી કો નશેમન તેરે દિલમેં હૈ,
ફલક જિસ તરહ આંખકે તિલમેં હૈ.

માણસનો આ અહંકાર એટલો પ્રબળ છે કે એ વિધાતા સાથે સ્પર્ધા કરવા તૈયાર છે. માણસ ખુદાને કહે છે—

તૂને, એ મેરે માલિક, રાત બનાઈ, મૈંને દીપક જલાયે,
મૈં વિષસે તિર્યાત બનાતા હું, ઔર પથ્થરકા આઈના.
(એ માલિક, સચ સચ બતા, તૂ બડા હૈ યા મૈં?)

એ દુર્દાન્ત અહંકાર ઈકબાલની આસ્થા અને વિદ્રોહ–બંનેમાં સમાનપણે મુખરિત છે. ઈશ્વર અને ઈસ્લામમાં એમની અફર આસ્થા છે. પરંતુ એ આસ્થા આત્મવિસર્જન અથવા સમર્પણનો પર્યાય નથી. એ આસ્થાનો આધાર ઈસ્લામદર્શન તો છે જ, પરંતુ શૈવ અદ્વૈતવાદનો પ્રભાવ પણ ખુદીની એ અવધારણા પર સાવ સ્પષ્ટ છે. ઈકબાલે નિઃસંકોચપણે સ્વીકાર કર્યો છે કે કાશ્મીરી શૈવ દર્શનનો પ્રભાવ એમના લોહીમાં છે, જેને કારણે એમની કવિતા, જેમાં ભારે ઉચ્છ્વાસ સાથે આત્મચૈતન્યનું સ્તવન કરવામાં આવ્યું છે એ ભારતની કાવ્ય-

પરંપરા સાથે સહજપણે જોડાય છે. શૈવાદ્વૈત દર્શનમાં માનવચૈતન્યને વિરાટ વિશ્વાત્માનું જ પ્રતિરૂપ માનવામાં આવ્યું છે, જે હમેશાં એની સાથે તદાકાર થવા માટે વ્યગ્ર રહે છે. સ્વાભાવિક છે કે આ દર્શન આત્માના ઉન્નયન ઉત્કર્ષનું દર્શન છે નિષેધ અથવા વિસર્જનનું નહીં.

ખુદી કો કર બુલંદ ઇતના કિ હર તકદીર કે પહેલે,
ખુદા બંદેસે યહ પૂછે-બતા તેરી રઝા ક્યા હૈ ?

## વાસનાત્મક પ્રેમના વિરોધી

માનવઆત્માનો ઈશ્વર સાથેનો આ સંબંધ ઈકબાલની પ્રેમ વિષયક અવધારણામાં સ્પષ્ટપણે પ્રતિફલિત થાય છે. ઈકબાલ પ્રેમને જીવનનું સાર સર્વસ્વ માને છે-જીવનમાં જે શ્રેય અને પ્રેય છે એનો મૂળ મંત્ર પ્રેમ જ છે. પરંતુ એ પરિભાષામાં વાસનાત્મક પ્રેમને કશું સ્થાન નથી. વાસનાત્મક પ્રેમની ઈકબાલે અતિ આકરા શબ્દોમાં ભર્ત્સના કરી છે—

હિન્દ કે શાયરો-સૂરતગરો-અફસાના નિગાર,
આહ ! બેચારો કે આસાબ પૈ ઔરત હૈ સવાર

સામાન્યપણે પ્રેમના વિષયમાં બે અવધારણાઓ મળે છે-એક, જેમાં પ્રેમી પ્રણયપાત્રમાં પોતાની અસ્મિતાને વિલીન કરી દે છે, અને બીજી-જેમાં એ પ્રણયપાત્રની સત્તાને પોતાની અહં ભાવનામાં અન્તર્મુક્ત કરી લે છે. એમાંની પહેલીમાં નારીભાવ મુખ્ય છે. વૈષ્ણવ ભક્તિનો આધાર એ છે કે ભક્ત ભગવાન પ્રત્યે પૂર્ણ આત્મવિસર્જન કરી દે છે. બીજી ધારણામાં પુરુષભાવનું પ્રાધાન્ય છે, જેમાં માનવચૈતન્ય વિશ્વાત્માની સાથે તદાકાર થઈને ભૂમાના આનંદનો ભોગ કરે છે. આ શૈવ કલ્પના છે, જે અનુસાર માનવચૈતન્ય વિગલિત ન થતાં વિરાટરૂપ ધારણ છે. ઈકબાલનો પ્રેમ બીજી કોટિનો જ છે. શૈવ સાધક વૈષ્ણવ ભક્તિને ક્ષુદ્ર માને છે, એ જ પ્રકારે ઈકબાલ પણ સૂફીઓના સ્ત્રૈણ

પ્રેમને તિરસ્કારની નજરે જુએ છે. મનોવૈજ્ઞાનિકોએ પ્રેમને ચિત્તનું દ્રવણ માન્યું છે. ઈકબાલના કાવ્યમાં પણ પ્રેમ ચિત્તનું દ્રવણ જ છે—જેના ભીતરમાં જ્વાળામુખી ભભૂકે છે. લાગે છે કે જાણે માનવનો પૂંજીભૂત અહંકાર પ્રાણોનો લાવા બનીને પીગળી ઊઠ્યો ન હોય. ઈકબાલ પોતાને પ્રેમીના અધિકાર અને અહંકારથી વંચિત કરવા માગતા નથી. એટલે સિજદા અને નમાજ પ્રત્યે એમને કશું આકર્ષણ નથી—

તંગ દિલ તો હૈ સનમ આશનાં.
તુઝે કયા મિલેગા નમાજ મેં ?

ઈબ્લીસ અને જિબ્રીલમાં કવિની સહજ સહાનુભૂતિ—બલકે એક પ્રકારે આદરનો ભાવ ઈબ્લીસ પ્રત્યે જ છે. જિબ્રીલ જ્યાં માત્ર પાપ-પુણ્યનો હિસાબ જોડ્યા કરે છે, ત્યાં ઇબ્લીસનું જીવન નિરંતર સંઘર્ષ અને વિદ્રોહથી ઉદ્વેગી છે—

દેખતા હૈ તૂ ફકત સાહિલસે રઝમે ખૈરો-શર,
કૌન તૂફાં કે તમાચે ખા રહા હૈ—મૈં કિ તૂ ?

ઈકબાલ ચોક્કસ જ શક્તિના-પ્રાણોની ઊર્જાના કવિ છે. પણ ઈકબાલ અને શૈવ મતની શક્તિ-સાધનામાં એક મૌલિક અંતર છે. શૈવ-દર્શન જો કે શક્તિનું, પૌરુષનું દર્શન છે, તો પણ એની પરિણતિ પૂર્ણ શમ ભાવ સામરસ્યમાં થાય છે. ઈકબાલના પ્રાણોની જ્વાળા કદી શાંત થતી નથી એમનો ઉદ્વેગ-ઝનૂન કદી ચિત્તની શાંતિ કે વિશ્રાંતિમાં પરિણત નથી નથી.

## છીણીને બદલે હથોડીનો પ્રયોગ

આમ, એ સ્પષ્ટ છે કે ઈકબાલના કાવ્યનો મૂળ સ્વર ઔદાત્ય છે. એની કળાનું આધાર તત્ત્વ છે ઉદાત્ત કલ્પના, પ્રબળ આસ્થા અને પ્રકાણ્ડ મેધા. એ કલાવિધાનમાં સૌન્દર્ય અને આભિજાત્ય, ઉદ્વેગ અને કરુણા યથાસ્થાને ઔદાત્યને પોષે છે, પરંતુ લાલિત્ય તથા સુકુમારતાનો

વિલાસ અહીં વિરલ છે. સ્વાભાવિક છે કે ઇકબાલની કાવ્યશૈલીમાં પ્રગતિ-વાદી કાવ્યની માધુરી કરતાં મહાકાવ્ય અને વીરકાવ્યની ગરિમા જ વધારે છે. એમની કળામાં રત્નકારના શિલ્પનૈપુણ્ય કરતાં વાસ્તુકારની કળાના વિસ્તાર અને ગૌરવનું પ્રાધાન્ય છે. પોતાની કળાના નિર્માણમાં તેઓ છીણીને બદલે હથોડાનો ઉપયોગ વધારે કરે છે. કમળની પાંખડીઓ પર હિરણની પીંછીથી ચિત્ર દોરવામાં એમને રુચિ નથી; અણઘડ શિલાખણ્ડો પર વિરાટ પ્રતિમાઓ ઉત્કીર્ણ કરવી એ જ એમની કળાનું વૈશિષ્ટ્ય છે. એમના છંદપ્રવાહમાં ચટ્ટાનોમાંથી પસાર થતા નદનો ઉદ્દામ વેગ છે. સ્વરવ્યંજનના ગૂંફનમાં ભાષાની રૂપરચના કરવી એમના કવિ સ્વભાવને અનુકૂળ નથી—પ્રબળ આવેગ અને વિચારના આઘાતથી ભાષાનું નિર્માણ અહીં અનાયાસ જ થઈ જાય છે. પરિણામે એમની કાવ્યભાષામાં વ્યંજનાના ચમત્કાર કરતાં ઉદ્‌ઘોષની શક્તિ જ વધારે રહે છે.

ઈકબાલની કાવ્યપ્રતિભાના યોગ્ય મૂલ્યાંકન માટે એક બાજુ મિલ્ટન અને બીજી બાજુ રવીન્દ્રનાથ સાથે સરખામણી કરવી ઉપયોગી નીવડશે. મિલ્ટનની જેમ ઈકબાલ પણ મુખ્યરૂપે ધર્મ અને દર્શનના કવિ છે, જેમના કાવ્યની શક્તિ મૂળે સમર્પણ કરતાં વિદ્રોહ ભાવનામાં રહેલી છે. મિલ્ટનની જેમ એમની યે સહાનુભૂતિ ઇબ્લીસ અથવા શેતાન પ્રત્યે છે, જિબ્રીલ પ્રત્યે નહીં. મિલ્ટનના લયવિધાનનો અદ્‌ભુત નાદગુણ અને અનવરત શબ્દસાધના દ્વારા નિર્મિત એ શબ્દવિધાન, જે ઉદાત્ત શૈલીનો પર્યાય બની ગયું છે, તે ઇકબાલના કાવ્યમાં દુર્લભ છે. પરંતુ ઈકબાલના કાવ્યમાં વ્યાપ્ત માનવહૃદયની ઉષ્મા, સ્પંદ અને દર્દની એવી સિલ્જત છે, જે મિલ્ટનમાં દુર્લભ છે. રવીન્દ્રનાથમાં રૂપરંગનો વૈભવ ક્યાંક વધારે છે. એમના કાવ્યમાં વિકીર્ણ બિમ્બ-યોજના અને અલંકાર સજ્જાનું અપાર ઐશ્વર્ય ઈકબાલના અધિકારક્ષેત્રની બહાર છે. વૈષ્ણવ કવિની ભાવવિભોર મુદ્રાઓ ઇકબાલનાં કાવ્યોમાં લગભગ નથી; પરંતુ ઈસ્લામ ધર્મની દૃઢ આસ્થાએ એમની કાવ્યભાવનાને એવી ઘનતા અને બૌદ્ધિક

દઢતા પ્રદાન કરી છે, જેથી રવીન્દ્રનાથની રોમેન્ટિક ચેતના લગભગ વંચિત છે.

વિશ્વના કાવ્યના આરંભથી જ બે ધારા જોવા મળે છે. એકમાં એવા કવિ આવે છે, જેમણે જીવનના અર્થ અને પ્રયોજનની વ્યાખ્યા કરી છે. અંગ્રેજ કવિ શેલીના શબ્દોમાં, એવા કવિ વિશ્વના જન્મજાત વિધાયક હોય છે. વાલ્મીકિ, ફિરદૌસી, મિલ્ટન, તુળસીદાસ એ વર્ગમાં આવે છે. બીજી ધારાના કવિ જીવન અને જગતના સૌન્દર્યને પ્રગટ કરે છે. કાલિદાસ, જયદેવ, હાફિઝ, મીર, રવીન્દ્રનાથનાં કાવ્યો એ કોટિનાં છે. એમાં ઈકબાલનો સંબંધ ચોક્કસ જ પહેલી ધારાની સાથે છે. એ સત્ય અને શિવના કવિ છે. એમનું કાવ્ય ઈશ્વર અને એમની સૃષ્ટિ પ્રત્યેની અફર આસ્થાનું કાવ્ય છે. એ માનવ-અસ્મિતાની વિજયયાત્રાનું મહાકાવ્ય છે. ▱

# લેખકોની વર્કશૉપમાં :
# ઑ'કોનરની મુલાકાત

□ અનુ. પ્રમોદ પટેલ

( 'પેરિસ રિવ્યૂ'એ યોજેલી મુલાકાતનો અંશ )

મુલાકાતી : કઈ વસ્તુએ તમને લેખક બનાવ્યા ?

ઑ'કોનોર : લેખક થવા સિવાય અન્ય કશું હું થયો નથી. માંડ નવદસ વર્ષનો હોઈશ ત્યારે જ લેખક બનું કે ચિત્રકાર એવી દ્વિધા મારા મનમાં ઊગી નીકળી હતી અને સોળ કે સત્તરનો થયો હોઈશ ત્યારે જ મને જ્ઞાન લાધ્યું કે રંગોનો તો ઘણો મોટો ખર્ચ થાય. એટલે હું લેખક બન્યો, એક પેન્સિલ અને એકાદ પેન્સની નોટથી તમે લેખન-કાર્ય શરૂ કરી શકો. એક વાર પેરિસ જવાને શિષ્યવૃત્તિ ય મળેલી પણ કૌટુંબિક સંજોગોને કારણે હું એ સ્વીકારી શક્યો નહિ. એ તબક્કે મારા જીવનનો માર્ગ બદલાઈ ગયો; નહિ તો હું ચિત્રકાર બની ગયો હોત......

મુલાકાતી : તમે તમારા માધ્યમ તરીકે ટૂંકી વાર્તાને શા માટે પસંદ કરો છો ?

ઑ'કોનોર : એટલા માટે કે, હું સમજું છું તે પ્રમાણે એ સ્વરૂપ જ ઊર્મિકાવ્યની સૌથી નજીકનું છે—મેં લાંબા સમય સુધી ઊર્મિકાવ્યો લખ્યાં, પણ મને ભાન થયું કે હું ઊર્મિકવિ બનું એવી ઈશ્વરની ઇચ્છા નહોતી અને ઊર્મિકવિતાની નજીક આવે છે ટૂંકી વાર્તા. નવલકથાનું લેખન ખરેખર તો માનવપરિસ્થિતિઓ વિશેનું અતિ વિશાળ જ્ઞાન અને અતિ તાર્કિક દૃષ્ટિ માગે છે જ્યારે ટૂંકી વાર્તામાં ઊર્મિકવિના જે પ્રકારે માનવપરિસ્થિતિઓની બાબતમાં તાટસ્થ્ય કેળવી રહે તેવું તાટસ્થ્ય ચાલી શકે.

મુલાકાતી : ફૉકનેરે કહ્યું છે–'એમ હોય કે દરેક નવલકથાકાર પ્રથમ તો કવિતા લખવાની ઇચ્છા કરે, તેને સમજાય કે એ તેનું ગજું નથી,

એટલે પછી તે ટૂંકી વાર્તામાં અજમાયેશ કરી જૂએ. જે કવિતા પછી સૌથી વધુ શકિત માંગતું સ્વરૂપ છે. અને એમાં તે નિષ્ફળ જાય છે ત્યારે જ તે નવલકથાનું લેખન ઉ ાડે છે." આ બાબતમાં તમને શું લાગે છે!

ઓ'કોનોર : એ વાત એવી સરળ રીતે મૂકી દેવામાં આવી છે કે એથી મને પોતાને આશ્વ.સન લેવાનું ગમે–એકદમ સાચું એમાં લાગ્યા કરે, સિવાય કે, એમાં એમ સૂચિત રહ્યું છે કે નવલકથાલેખન એ એટલી સરળ વાત છે કે ટૂંકી વાર્તામાંથી બહુ સહજ રીતે એમાં તમે સરી જઈ શકો. પણ હકીકતમાં નવલકથા જોડેનો મારો પોતાનો અનુભવ એવો છે કે એમાં કામ કરવાનું મને હંમેશ અતિ મુશ્કેલ લાગ્યું છે. કમસે કમ 'પ્રાઈડ એન્ડ પ્રેજ્યુડિસ' જેવી નવલકથા લખવાને નિષ્ફળ સ્નાતક બનવું કે નિષ્ફળ કવિ બનવું કે નિષ્ફળ ટૂંકી વાર્તાનો લેખક બનવું કે કશેક પણ નિષ્ફળ બનવું કે એ કરતાં કશુંક વધારે જોઈએ. નવલકથાના સર્જનમાં સાતત્યપૂર્ણ જીવનનું ભાન એ જરૂરી વસ્તુ છે. ટૂંકી વાર્તામાં જરૂરી નથી, સાતત્યપૂર્ણ જીવનનો માત્ર ઈશારો જ તમે એમાં કરી લો છો. નવલકથામાં તમારે એવું ભાન જગાડવાનું છે. અને આધુનિક નવલકથાઓ પ્રત્યે મારે જે ફરિયાદ છે તેનું કારણ પણ અહીં જ પડયું છે. 'એઝ આઈ લે ડાયિંગ' જેને હું ખૂબ વખાણું છું–એ નવલકથા પણ સાચેસાચ નવલકથા નથી, એ ટૂંકી વાર્તા જ છે મારી દૃષ્ટિએ, નવલકથા એક એવી વસ્તુ છે, જે યુગનું લક્ષણ, યુગનું સ્વરૂપ, અને ઘટનાઓ અને પાત્રો પર યુગની જે જે અસરો પડે છે તેની આસપાસ રચાય છે. જ્યારે કોઇ નવલકથાને ચોવીસ કલાકના ગાળામાં ઘટતી ઘટના રૂપે જોઉં છું ત્યારે એ માણસે ટૂંકી વાર્તાને શા માટે વિસ્તારી કાઢી તેનું મને વિસ્મય થાય છે.

મુલાકાતી : તમારી કામ કરવાની પદ્ધતિનો ખ્યાલ આપશો? તમે ટૂંકી વાર્તાનો શી રીતે આરંભ કરો છો?

ઓ'કોનોર : 'સફેદ કાગળ પર કાળું ચિતરામણ કર્યે રાખો'— એમ મોપાસાં સલાહ આપ્યા કરતા અને હું હંમેશ એ રીતે જ કરતો

આવ્યો છું. લખાણ કેવું ઊતરે છે તે વિશે હું લગીરે અફસોસ કરતો નથી. વાર્તાની મુખ્ય રૂપરેખા રચી દે એવું કશુંક લખાણ હું પ્રથમ લખી દઉં છું, એ પછી હું એને નિહાળી રહું છું. જ્યારે હું લખવા બેસું છું, જ્યારે વાર્તાનો મુસદ્દો રચું છું, ત્યારે 'એલિઝાબેથ જેન મોરિએરિટી જ્યારે રસ્તાના ઢોળાવ પર ઊતરી રહ્યાં હતાં ત્યારે ઑગસ્ટની રમણીય સંધ્યા ઝળી હળી રહી હતી.'—એ પ્રકારનાં રૂપાળાં વાક્યો ઘડવાનો હું કદી વિચાર કરતો જ નથી. શું બન્યું તેનો માત્ર કાચો મુસદ્દો જ ટપકાવી લઉં છું, અને પછી એ રચના કેવી લાગશે તે હું જોઇ શકું છું. વાર્તાની આ પ્રકારની 'ડિઝાઈન' એ જ મારી દૃષ્ટિએ સૌથી મહત્ત્વની વસ્તુ છે, એમાં તમે જોઇ શકો કે અહીં કથાનકમાં ઉદ્વેગકર શૂન્યાવકાશ છે, અને તમારે એ કોઈ પણ હિસાબે પૂરી દેવો જ જોઈએ. હું હંમેશાં વાર્તાની 'ડિઝાઈન'ને લક્ષમાં લઉં છું, એની માવજતના પ્રશ્નને નહિ. ગઇ કાલે જ મારા મિત્ર એ. ઈ. કોપાર્ડ—જેઓ સૌ અંગ્રેજી વાર્તાકારોમાં મહાન છે અને જેઓ પખવાડિયા પહેલાં જ ગુજરી ગયા—તેમને વિશે એક વૃત્તાંત પૂરો કરી રહ્યો હતો. કોપાર્ડને, એક નોંધપોથી હાથમાં લઈને આમતેમ ઘૂમતા દીવાઓ કેવા લાગે તેની નોંધ કરતા, પેલું મકાન કેવું દેખાય તેની કલ્પના કરતા, અને હંમેશ પોતાને કશીક સૂઝના મળે તેવાં રૂપકો યોજતા જોઉં છું. 'એ રસ્તો ટેકરીના ચઢાણ પર પાગલ સર્પ જેવો લાગતો હતો' કે કંઇક એ પ્રકારનું વર્ણન તેઓ કરતા હોય, અને 'તે યુવતીએ આમ કહ્યું અને પીઠામાંના માણસે કશુંક ભલતુ જ કહ્યું.' આવું બધું લખી નાંખ્યા પછી જ તેમને પોતાની વાર્તાની રૂપરેખા મળી હોવી જોઇએ, અને એ પછી જ તેમણે ઝીણવટભરી વિગતો પૂરવાનું શરૂ કર્યું હોવું જોઈએ. પણ, હું કદીયે એ રીતે ચાલી શક્યો નથી. સૌ પ્રથમ તો આ લોકોએ શું શું કર્યું તે મારે તો જોવાનું રહ્યું, એ પછી જ ઑગષ્ટની સંધ્યા રમણીય હતી કે વસંતની એ સંધ્યા હતી, તેનો વિચાર કરવા બેસું. હું કશીક પણ શરૂઆત કરું તે પહેલાં મારે

કથાવસ્તુ (theme)ની પ્રતીક્ષા કરવી પડે છે.

મુલાકાતી : તમે પુનર્લેખન કરો છો ?

ઓ'કોનોર : પુનર્લેખન તો નિરંતર, નિરંતર નિરંતર ચાલ્યા જ કરે. હું પુનર્લેખન હંમેશ જારી રાખું છું, અને કૃતિ પ્રકાશિત થાય તે પછી યે, અને પુસ્તકરૂપે રજૂ થાય તે પછી યે, ફરી ફરીને હું લખ્યે જ જાઉં છું. મારી આરંભકાળની મોટા ભાગની વાર્તાઓનાં નવાં નવાં પાઠાંતરો, હજી યે થયે જ જાય છે અને, ઈશ્વર ચાહે તો, એ સર્વને આજે પ્રગટ કરું. ○

## તિર્યક્-સ્વપ્ન ગઝલ

⊙ જયેન્દ્ર શેખડીવાળા

....કે રચાતો હોય સપનામાં સુવાસોનો ઝૂલો,
એ સમયને સ્હેજ અડકે તું અને ઊગે ફૂલો.

આપણી વચ્ચે વિચરતા કોઈપણ ઉદ્યાનમાં,
હોય મોસમની સુગંધી, હોય આંસુનાં ફૂલો.

હું ઝરૂખામાં ઝૂકેલી લાગણીને ઓળખું....
ત્યાં જ અજવાળું થઈને ઊડતાં કૈં બુલબુલો.

કોઈ મેના લઈ જશે ઉપનામ તારી યાદનું,
તો કવિતાના સંબંધી થઈ જશે દરિયાદિલો.

હાથમાંથી કોઈપણ સરકી શકે છે મત્સ્ય થઈ,
એટલે દરિયો રહે છે આંખનો પણ અધખૂલો.

## ગઝલ

○ મુકુલ ચોકસી

કેટલું સારું થયું પાંપણના પરદા થઈ ગયા,
હું રહ્યો અકબંધ ને દર્પણના ટુકડા થઈ ગયા.

–ને તરસનો એક દરિયો આ તરફ ભૂલો પડ્યો,
મૃગજળોના હોઠ લલચાઈને ભીના થઈ ગયા.

આંગણે પગલાંની વણજારો તો ઠલવાતી રહી,
દ્વાર પર પડતા ટકોરા કેમ મૂંગા થઈ ગયા ?

પાંખ ફફડાવીને પંખીઓ સફર પર ઊપડ્યાં,
સાચવી રાખેલ ટહુકાના ય પીંછાં થઈ ગયાં.

–ને થયો જ્યાં માત્ર કાંટાળા સ્મરણનો સળવળાટ,
શૂન્યતાના દેહ પર થોડા ઉઝરડા થઈ ગયા.

માછલીની જેમ થોડું તરફડીને આપણે,
સ્વપ્નના 'એક્વેરિયમ'માં શ્વાસ લેતા થઈ ગયા.

# સાહિત્ય પરિષદ : અહેવાલ નહિ, અજંપો

☐ અજય દેસાઈ

શ્રી 'અનિલ',

કલ્યાણ ખાતે ભરાયેલી છેલ્લી છેલ્લી સાહિત્ય પરિષદમાં તમે દેખાયા નહિ. તમે આવ્યા હોત તો સ્વભાવ પ્રમાણે વધુ નિરાશ થાત. મરાઠી ભાષા-સાહિત્ય સાથે સંકળાયેલા લોકોએ ગુજરાતી સાહિત્ય પરિષદને નિમંત્રી અને એનું આયોજન કર્યું, એ સુયોગ રસિક લાગે એવો છે પરંતુ પરિસ્થિતિ એકંદરે એવી રહી કે રહેવા-જમવાનો આનંદ જ જાણે મુખ્ય બની ગયો. મિત્રો અને મુરબ્બીઓ મળ્યા એ વળી બીજો સુયોગ.

પહેલી બેઠકમાં ધરમ-ધ્યાન-નીતિવિચાર-બોધ-પ્રચાર-કથા-વાર્તા ખૂબ ચાલ્યાં. પૂજ્ય પાંડુરંગ શાસ્ત્રી પરમ વિદ્વાન અને સમર્થ ધર્મપુરુષ છે પણ સાહિત્ય વિષેના તેમના ખ્યાલોની રજૂઆત અદ્યતનતાની વિરૂદ્ધની હતી. એ વિરોધ, ઉપસ્થિત રહેલા સાક્ષરોને એવાં એવાં વિશેષણોથી બાંધીને કરવામાં આવ્યો હતો કે પાછળથી તો 'સાહિત્ય-સમ્રાટો' 'સાહિત્ય સ્વામીઓ' 'ધુરંધરો' જેવા શબ્દો ગાળ જેવા લાગતા હતા. શાસ્ત્રીજીનું વાચન વિશાળ છે, પરંતુ રજૂઆત એકતરફી હતી. બાકી પરિષદના મોભીઓ ઉદાર અને વિવેકી ઘણા-કે અન્ય સાહિત્યકારોની સાથે તેઓએ કાલિદાસ અને શેક્સપિયર વિષે પણ વિવાદાસ્પદ વિધાનો કર્યાં ને તોય સૌજન્ય એટલે સૌજન્ય! પોતાના પ્રાસંગિક પ્રવચનમાં શ્રી. વિજય મરચન્ટે પણ ઘણું કહ્યું, શું કહ્યું તે બધા જાણે છે. પોતાના ધંધામાં તેઓ સહૃદય બોસ છે એટલું મને સમજાયું. સાહિત્યનું નામ આ બેઠકમાં વારે વારે ઉચ્ચારાતું હોવા છતાં સાહિત્યની ખરી વાત તો સાહિત્ય પરિષદના પ્રમુખ શ્રી ચં. ચી. મહેતાએ જ કરી.

પરિષદનું સદ્ભાગ્ય છે કે એને આ વર્ષે પ્રમુખ અને વિભાગીય અધ્યક્ષો સારા મળ્યા. એ દરેકનાં વ્યાખ્યાનો પ્રકાશિત થયેલાં છે ને તમે પણ જોયાં જ હશે. અહેવાલ-લેખકોએ પણ એની યોગ્ય પ્રશંસા કરી જ

છે. પરંતુ મુખ્ય વાત તો એ છે કે આ પ્રમુખીય કે અધ્યક્ષીય પ્રવચનો વિષે ચર્ચા કરવાનો સમય રહ્યો જ નહિ, કંઈ નહિ તો વિચાર-વિનિમય પણ ના થઈ શકે ? પરંતુ, એવા પ્રસંગો આવવાની શક્યતાઓ રહી જ નહિ. અરે, એ વ્યાખ્યાનોની ચર્ચા તો ઠીક પણ કેટલાંક નિબંધવાચનો તો પૂરેપૂરાં સાંભળવા પણ ના મળ્યાં !

બીજા દિવસની પહેલી બેઠકમાં ડૉ. રમણલાલ જોશીના અધ્યક્ષીય વ્યાખ્યાન પછી બહુ થોડા વક્તાઓએ પોતાનું નિબંધવાચન સંપૂર્ણ રજૂ કર્યું. બાકીના કેટલાકે અધુરું વાચન કર્યું ને કેટલાકે સારાંશ કહીને સંતોષ લીધો. આ બેઠકના અધ્યક્ષીય વ્યાખ્યાન ઉપરાંત રાધેશ્યામ શર્મા, પિનાકિન દવે અને શશિ-શિવમ્‌નાં વ્યાખ્યાનો મનનીય હતાં. પિનાકિન દવેએ 'એબસર્ડ નાટક'ના નિબંધનું સમાપન કરતાં બક્ષીની નાટ્યકૃતિ 'જયુથિકા'નું પણ સ્મરણ કર્યું એ કેવી રીતે બન્યું હશે ? 'જયૂથિકા' એ પ્રકારનું નાટક નથી એવી મારી નમ્ર માન્યતા છે.

'સાહિત્ય, પત્રકારત્વ અને સમૂહ માધ્યમો'ની બેઠક એકંદરે વૈવિધ્ય-સભર રહી. સર્જનાત્મક સાહિત્ય, પત્રકારત્વ, રેડિયો, ટેલીવીઝન જેવાં સમૂહ માધ્યમોની કાર્યવાહીની શક્યતાઓ વિષે તપાસ રજૂ થઈ. બેઠકના અધ્યક્ષ શ્રી માવલંકર સાહેબે કટોકટી વખતે ધરમકરમ ચૂકેલાં પત્રકારો અને પત્રો વિષે દુઃખની લાગણી વ્યક્ત કરતાં સમાજ અને વર્તમાનપત્રો-એ નીડરતા કેળવવી જોઈએ, એ વાત પર ખાસ ભાર મૂક્યો. શ્રી માવલંકર સાહેબનો એક એક શબ્દ એમના હ્રદયમાંથી આવતો હોય એટલી નિખાલસતા અને સ્પષ્ટતા હતી એમના વ્યાખ્યાનમાં. આ બેઠકમાં મુરબ્બી શ્રી ઉમાશંકર જોષી પણ-કોમ્યુનિકેશનના મુદ્દાની અસરકારક ચર્ચા કરી ગયા. આપણે માનીએ છીએ તે કોમ્યુનિકેશન આપણી ગણતરી છે. અને હકીકતો કંઇક જુદી જ છે. જ્યાં પહોંચવું જોઇએ ત્યાં અને જેટલી અસરકારક રીતે પહોંચવું જોઇએ, એટલી અસરકારક રીતે તે પહોંચી શક્યું નથી; એ વાત કોમ્યુનિકેશનનો ખોટો ફુગાવો દૂર કરશે એવી આશા રાખીએ.

એ સાંજે એક કવિસંમેલન યોજાયેલું. એ વખતે કેટલાક મિત્રો કલ્યાણ નજીકની ટેકરીઓ પર ભટકવા જવાનું વિચારતા હતા, પણ મેં હૈયાફૂટાએ કવિતાઓ સાંભળવાની હઠ લીધી ને જે ગાળો ખાધી છે મારા મિત્રોની કે વાત ના પૂછો. કવિઓ એટલે ? ગણ્યા નહિ ને આપણા મૂર્ધન્ય કવિઓની સારી કવિતા પણ મરણતોલ માર ખાઈ ગઇ એ કવિઓના ટોળામાં ! એનો રંગ જ કોઈ ઓર હતો. શ્રી બક્ષી જેવા અક્કલવાળા પણ રંગાઇ ગયા એ રંગમાં ! કવિ રાજેન્દ્ર શાહનું સંચાલન હતું, પણ સંચાલન એટલે ? ફલાણા પછી ઢીકણા ને પછી ચીકણું... મારી પાછળ મુંબઇના કેટલાક સજ્જનો બેઠા હતા તેઓ વચ્ચે વચ્ચે છમકલાં કરતાં હતા તેથી રાહત રહી.

એક મુરબ્બીએ મજાક કરી–આમાં તો કવિઓ ફાવી ગયા. વાર્તાકારો, નાટ્યકારો અને નવલકથાકારોને રજૂ થવાની તક જ ના મળે. પરિષદને સાત દિવસની કરવી જોઈએ. જુદા જુદા માંડવામાં બધાં પારાયણ ચાલ્યા કરે, જેને રસ પડે તે તે સાંભળે. પહેલા દિવસની પહેલી બેઠકના સંદર્ભમાં આ 'પારાયણ કટાક્ષ' પણ ગમ્યો. બહુ લાંબી નવલકથાનું પારાયણ બેસાડ્યું હોય તો વ્યવસ્થાપકો અથવા નવલ–ભક્તો અગિયાર દિવસની કે સવા મહિનાની વ્યવસ્થા પણ કરી શકે. ઉત્સાહનો અભાવ નથી પરિષદને.

વળી એક બીજું ડિંડવાણું ચાલ્યું–ઓટોગ્રાફ લેવાનું. સ્થાનિક અને પરગામના સોએકના ટોળામાં ફરતા મુગ્ધરસિકો વ્યાખ્યાનો સાંભળવાને બદલે–સાહિત્યસ્વામીઓના હસ્તાક્ષરો પણ લેવા પડાપડી કરતા હતા અને મુરબ્બીઓ નિખાલસભાવે આપતા પણ હતા. કેટલાક તો એવા હતા જે હસ્તાક્ષર જોયા પછી જ આપનારનું નામ જાણે. વળી શાલ ઓઢેલા, સૂટ પહેરેલા કે જાકીટમાં શોભતા ઘણા ઘણા બધા ઓટોગ્રાફ લખીને લેખક થઈ ગયા.

પરિષદમાં પધારેલા સાહિત્યરસિયાઓ પણ તપાસનો વિષય હ કન્શેશનનો લાભ લઇ મુંબઇમાં સ્વજનોને મળી શકાય, મુંબઇથી

નાસિકની જાત્રાએ જઈ શકાય, પોતે લેખક છે એવું જાહેર કરી શકાય, સંબંધો વધારી શકાય કે જૂના સંબધો વધારી શકાય કે જૂના સંબંધો તાજા કરી શકાય, સાહિત્યકારોનાં દર્શનનો લાભ લઈ શકાય, મુંબઇ શહેર જોઇ શકાય–સાહિત્યની રુચિ ના હોય તેઓનો ઝમેલો પણ આવા આશયોથી એકઠો થયો હતો. સવારનું જમવાનું ભારે હતું એ પચ્યું નહિ ત્યાં તો વાળુનો સમય થયો! આ બેઠકોમાં બેસી રહીને ખાવાનું પચતું નથી એવી ફરિયાદો સાથે લીંબુસોડા પીતા પણ કેટલાકને જોયા. જમણ પછી પાન મળતું નથી એવી વાતો પણ સાંભળી.

પરિષદમાંથી ઘેર આવીને ભૂલ્યા ભૂલાય નહિ એવાં ત્રણ નાટકો જોવાનો આનંદ છે. શ્રી શિવકુમાર જોષીનું 'નિરૂપમા ઓ નિરૂપમા' એકપાત્રીય હોવા છતાં અને એનું કથાવસ્તુ પરંપરાગત હોવા છતાં પલ્લવીબેનના ઉચિત અભિનયથી કલાકેક જકડી રાખે એવું હતું. લાભશંકરનું 'આપણે રસ્તો ચૂક્યા જ નથી' દરેક વખતની જેમ આ વખતે પણ ઇન્દુ પુવારની રાહબરી હેઠળ સફળતાથી ભજવાયું. ને શ્રી સિતાંશુ યશચંદ્રનું 'આ માણસ મદ્રાસી લાગે છે' એ બે કલાકનું નાટક મર્મજ્ઞોની પ્રશંસા ખાટી ગયું. પરંપરાગત વિષય–પાત્રો–વાતાવરણ નવીન નિરૂપણરીતિથી રંગમંચ પર ઊંચી કલાકૃતિની અસર ઊભી કરી શક્યાં. વેષભૂષાની દૃષ્ટિએ નાટક થોડું વાસ્તવિકતાથી દૂર રહ્યું ને સમૂહને આરંભે ગમ્યાં પણ પાછળથી એકવિધતાનો અનુભવ કરાવતાં રહ્યાં. પણ સરવાળે તો આખો નાટ્યાનુભવ ઉત્તમ રહ્યો.

પણ આ તો બધી પૂરવણી થઇ. મુખ્ય કામ સાહિત્ય પરિષદનું... ને ફરી લખું કે તમે ના આવ્યા તે ઠીક થયું. હા, આવ્યા હોત તો તમારા તરફથી એક કટાક્ષિકા મળત ખરી. પણ હવે તો તમે કડવાશનેય હસવાનું માંડી વાળ્યું લાગે છે...

હશે પરિષદ તો બે વરસે ભરાતી જ રહેશે. ફરી વાર જો જોગ ખાય તો મળીશું, આવજો. □

## નાટયસ્પર્ધાઓમાં, સ્કૂલોમાં, મેળાવડાઓમાં નીચેનાં ભજવવાલાયક નટીશૂન્ય નાટકો આપે વસાવ્યાં ?

**સાહિત્ય સંગમ, ગોપીપુરા, સૂરત.**

### (૧) રંગલીલા –ચં. ચી. મહેતા

'ચં. ચી.'ની 'રંગલીલા' નાટયકૃતિથી ભાગ્યે જ કોઈ અજાણ હશે. સહેલાઈથી ભજવાય તેવાં દૃશ્યોનો સળંગ **સંપુટ, રૂા. પાંચ**

### (૨) નવાં નવાં નાટકો –પ્રા. હસિત બૂચ

[૧] માફ કરો [૨] ફાલ્ગુની મેરાડ [૩] વધામણી [૪] પ્રીલિમનો પૂર્વરંગ [૫] ભાડે આપો ! ભાડે આપો ! [૬] ગૃહત્યાગ **રૂા. પાંચ**

### (૩) ભજવવાલાયક નાટકો –સુરેશ ગાંધી

[૧] નેતાજી [૨] વરણાગી કવિ [૩] કૉલેજ ! કૉલેજ ! [૪] ઝાઝા હાથ રળિયામણા [૫] ફિલ્મનો ચસ્કો **રૂા. પાંચ**

### (૪) નાટકો જ નાટકો –જશવંત મહેતા

[૧] વાલા ખાચરનું મોત [૨] બુધ્ધુ [૩] શ્રદ્ધાદીપ [૪] જીરવવાના એ દિવસો [૫] સાયરન વાગી [૬] તરકીબ [૭] કાળજે ઘા [૮] કરપ્ટલાલનું સ્વર્ગારોહણ **રૂા. પાંચ**

### (૫) તખ્તાલાયક નાટકો –રજની શેઠ **રૂા. પાંચ**

[૧] સંગ્રહસ્થાન [૨] દીકરો વેચવો છે [૩] ઈતિહાસનું પુનરાવર્તન [૪] શું વાત કરો છો ? [૫] દેવને દ્વારેથી [૬] કોઈ સલાહ આપશો ?

### (૬) હસાહસનાં નાટકો –હરીશ નાયકની પાંચ ભજવી શકાય તેવી સરળ નટીશૂન્ય નાટિકાઓ : **રૂા. પાંચ**

**[ઉપલાં છ નટીશૂન્ય એકાંકી નાટકોના સેટના રૂા. ૩૦]**

## શાળાઉપયોગી આ નટીશૂન્ય નાટકો આપની પાસે છે?

દરેકના રૂા. ચાર
સેટના રૂા. ૨૪

(૧) **કિશોરોનાં નાટકો** –હસિત બૂચ
(૨) **સહેલાં નાટકો** –સુરેશ ગાંધી
(૩) **નાટકોની દુનિયા** –બળદેવ મોલિયા
(૪) **શાળાઉપયોગી નાટકો** –રજની શેઠ
(૫) **ભજવો નાટકો** –જશવંત મહેતા
(૬) **રમૂજી નાટકો** –હરીશ નાયક

# યોગેશ્વરકૃત ધાર્મિક પુસ્તકો

**યોગદર્શન :** પાતંજલિકૃત યોગદર્શનનો યોગેશ્વરજીએ કરેલો અનુવાદ ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળની ખબર પડે છે. ઇચ્છિત વસ્તુ આપમેળે મળે, સંકલ્પમાત્રથી રોગ દૂર થાય. પશુપક્ષીની ભાષા સમજાય, ઇશ્વરનો સાક્ષાત્કાર થાય. મોટી સાઈઝ, પાકું પૂઠું, ૫૫૦ પાનાં. મૂ. ૧૫–૦૦ (ટપાલથી રૂ. ૧૭)

**રામાયણદર્શન :** યોગેશ્વરજીની ભાવવાહી કલમે પદ્યાનુબદ્ધ કરાયેલો આ મહાન ગ્રંથ પ્રત્યેક ઘરમાં હોવો જ જોઈએ. પાકું પૂઠું : મૂ. રૂ. ૩–૦૦ (ટપાલથી રૂ. ૪)

**ગીતાદર્શન :** ગીતાજીનું માહાત્મ્ય અપાર છે. યોગેશ્વરજીએ ગીતાજીની સવિસ્તર, સંપૂર્ણ સમજ પડે એ હેતુથી આ દળદાર ગ્રંથ લખ્યો છે. હજાર પાનાંનો પાકા પૂઠાંનો વાર્નિશ્ડ જેકેટથી સુશોભિત આ મહાન ગ્રંથ દરેક ઘરમાં હોવો જ જોઈએ મૂ. ૨૦–૦૦ ટપાલથી : (૨૨–૦૦).

**ઇશ્વરદર્શન :** યોગેશ્વર જેવા સંતપુરુષે ઇશ્વરનું દર્શન કેમ કરવું તે વિશે માર્ગદર્શન આપ્યું છે. મૂ. રૂ. ૩–૦૦ (ટપાલથી રૂ. ૪–૦૦).

**રુક્મિણિ :** ભગવાન શ્રી. કૃષ્ણ અને રુક્મિણિ વિશે પદ્યાનુબદ્ધ કાવ્ય. મૂ. રૂ. ૩–૦૦ (ટપાલથી રૂ. ૪–૦૦).

**ધર્મનો સાક્ષાત્કાર :** ધર્મ શું છે તે મહાત્માઓ જ સમજાવી શકે છે. યોગેશ્વરજીએ સરળ ભાષાનાં દૃષ્ટાંત સહિત ધર્મ પર પ્રકાશ પાડ્યો છે.

સર્વત્ર મળે છે. ન મળે તો મનીઑર્ડર કરો.

**સાહિત્ય સંગમ, ગોપીપુરા, સૂરત-૧.**

## છું નો શકયાર્થ ▭ રાજેન્દ્ર શુક્લ

એમ તો પાંપણને પલકાવી શકું છું,
એમ તો મુખને મલકાવી શકું છું.

આ સતત વર્ષા નથી રોકી શકાતી,
પણ પાણીનાં પૂર અટકાવી શકું છું.

પૂછવાથી તો કશું પામી શકો ના,
હું ફક્ત મનને જ સમજાવી શકું છું.

પગતળેથી પૃથ્વી ખસે છે તે ભલે ને,
હું ગમે તે પળ મને વાળી શકું છું.

મારી ઇચ્છાથી ન ફરકે પાંદડું પણ,
તોય ઇચ્છાઓને ગાજમાવી શકું છું.

# કૃતિ

એપ્રિલ
૧૯૭૮

## સાહિત્યકાર થવાની રીત □ વિજય શાસ્ત્રી

[ જુદી જુદી વાનગીઓ બનાવવાની રીતોની જેમ આ રીત પણ સાહિત્યકાર થવા માગનારને ઉપયોગી નીવડશે. હજારોએ એનો લાભ લીધો છે. તમે પણ અજમાવો .. ]

૧. સૌ પ્રથમ પ્રામાણિકતાનો ભૂકો કરી બનાવટી બીની લાગણીના દ્રાવણમાં પલાળી મૂકવો.

૨. પ્રામાણિકતા ઓગળી જાય એટલે તેમાં ખપતી ખપતી મીઠાશ, પરસ્પર પ્રશંસા, પત્રવ્યવહાર વગેરે ઉમેરીને હલાવતાં જવું.

૩. સાહિત્યકાર તરીકેની છાપ બરાબર ઉપસવા માંડે એટલે વડીલ-મુરબ્બીઓને ત્યાં આંટાફેરા કરવા.

૪. વિવિધ મંડળો, પરિષદો, સેમિનાર્સમાં હાજરી આપવી, હોદ્દેદાર થવું.

૫. ના!નાં નાનાં પારિતોષિકો મેળવવાથી શરૂઆત કરવી. તેમાં નીચેનો ક્રમ ચિકિત્સાને અંતે સરળ જણાયો છે તેનો ઉપયોગ કરી જોવો.

અ. અમુકતમુક સામયિકોની વર્ષની શ્રેષ્ઠ કૃતિનું પારિતોષિક.
(તા. ક. : આમાં આપણે પોતે પણ આપણું નામ સૂચવી શકીએ જો કે ખબરદાર રહેવું જરૂરી છે.)

બ. સ્થાનિક અને સ્થાનિક જેવો સદ્‌ભાવ રાખનારી સંસ્થાના ચન્દ્રકો મેળવવા.

બ ૧. હમદર્દચંદ્રક

ક. નકા [ડ] મી એવોર્ડ

ડ. ઝંઝટરામ સુવર્ણચન્દ્રક

ઇ. માનપીઠ સૌથી છેલ્લે

ઈ. નોબેલ પારિતોષિક–પ્રયત્ન કરી જોવો થાય તો ઠીક.

**સૂચના** :– આમાંનું કશું જ ન થઈ શકે તો સાઠી (બુદ્ધિ નાઠી) પૂર્તિ કે એવાં નિમિત્તો ઊભાં કરવાં ને સન્માનો ગોઠવવાં.

**ચેતવણી** :– સીધા અને આ બધાંની એલર્જિવાળા માણસે આમાં પડવું નહિ.

# દંડાવટી

એપ્રિલ, ૧૯૭૮

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૯ : અંક ૨૩૧ : મૂલ્ય : એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૦, બે વર્ષના રૂા. ૧૯; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેના તમામ પત્રવ્યવહાર રતિલાલ અનિલ, ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨, સરનામે કરવો.



'દંડાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત--૩૯૫ ૦૦૨. સરનામે મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી દેસાઈ

તમારું સ્મિત
ઊડતું ઊડતું ચાંદ થઈ ચીતરાયું વ્યોમે;
આંસુ અમારાં
ડબ ડબ ડબ દરિયો થઈને પથરાયાં ભોમે.

હવે અમારે મળવું
એટલે આઠે પ્હોર ઊછળવું;
વલોવાઈને ફીણ ફીણ થૈ ફૂટવું
મોજ મોજમાં તૂટવું-

એક અફળ ખારા તલખાટે
વ્યોમ-ભોમ વચ્ચેની વાટે
અંતરિક્ષના એકલ ઘાટે
વાદળમાં વલવલવું-

>

## એકબે પંખી કેરોય

( સંસ્કૃત મુક્તકનો અનુવાદ )

આ તરફ કાગટોળું
અને ત્યાં ઊઠે ઘુવડ-રવ ઘોર,

અહિંયાં રચે ગીધડાં વ્યૂહ
ત્યાં બાજ ચક્કર લગાવે-

અરે ! આ મરુસ્થળ-સ્મશાને નહીં
એકબે પંખી કેરોય કલરવ ક્યહીં.

હરિવલ્લભ ભાયાણી

# નવી કવિતામાં છન્દ અને ભાષા

⊙ સુરેશ જોષી

**ભારતની** બીજી ભાષાઓની કવિતાએ સંસ્કૃત વૃત્તોને ખૂબ વહેલા છોડી દીધા હતા. ગૂજરાતી કવિતાને સંસ્કૃત વૃત્તો છોડતાં ઘણી વાર લાગી. મધ્યકાળમાં તો સંસ્કૃત વૃત્તોનો ઉપયોગ ઝાઝો હતો જ નહિ. પણ ત્યારે તો કવિતા પરોક્ષ વાચનનો નહિ, પ્રત્યક્ષ શ્રાવણનો વિષય હતી. આથી શ્રવણસુખ મહત્ત્વની વાત બની રહેતી. આખ્યાન, પદ વગેરેમાં તેમ જ વેદાન્તની જ વાત કરનાર અખાની 'અખેગીતા'માં પણ સંગીતનો આશ્રય કવિએ લીધો છે.

અંગ્રેજોના આગમન પછી સંસ્કૃતના વ્યવસ્થિત અભ્યાસની સગવડ ઊભી થઈ. વળી સંસ્કૃત કાવ્યસાહિત્યને આપણે પશ્ચિમે ઉપજાવેલાં વિવેચનનાં ધોરણોને ધ્યાનમાં રાખીને જોતા થયા. આમ સંસ્કૃત ભાષાના વૈભવનો, એની મધુરતાનો, એની ધ્વનિક્ષમતાનો આપણને અનુભવ થયો. દલપતરામે પિંગળ રચી આપ્યું. ધીમે ધીમે મધ્યકાલીન કાવ્યપ્રકારો કવિ છોડતા ગયા. ઊર્મિકાવ્ય જેવી લઘુ રચનાઓ વધતી ગઈ. જીવન પ્રત્યેના અભિગમમાં પણ ક્રાન્તિકારી પરિવર્તન આવ્યું. કવિતા સમૂહ વચ્ચેથી ઊઠીને વિશિષ્ટ સજ્જતાવાળી વ્યક્તિ સમક્ષ આવીને ઊભી રહી. આ ગાળા દરમ્યાન કાવ્યમાં વિદગ્ધતાનું ગૌરવ થયું. આ પરિસ્થિતિમાં કાવ્યબાની મોટે ભાગે સંસ્કૃત તત્સમ શબ્દો પર આધાર રાખનારી હતી. સંસ્કૃત વૃત્તો આ તબક્કે વધુ અનુકૂળ થઈ પડ્યાં.

આમ છતાં કેશવ હર્ષદ ધ્રુવ, નાનાલાલ, ખબરદાર અને બ. ક. ઠાકોરે પ્રચલિત પરિસ્થિતિમાં પરિવર્તન લાવવાની જરૂર જોઈ અને પોતપોતાની કાવ્યસમજ અનુસાર છન્દમાં ફેરફારો કરવાની હિમાયત કરી. આ દરમ્યાન માત્રામેળ છન્દોનો ઉપયોગ તો થતો જ હતો. હરિગીત, ઝૂલણા, દોહરા વગેરેનાં આવર્તનોમાં વૈવિધ્ય લાવીને

એ છન્દોને વધુ કાવ્યોપકારક બનાવવાની પ્રવૃત્તિ તો ચાલી જ રહી હતી. ગૂજરાતી ઉચ્ચારણોની વધુ નજીક આવી શકે એવા છન્દના બંધારણની આવશ્યકતા વર્તાવા લાગી હતી. વળી ભાષામાં રહેલી સંસ્કૃતપ્રચુરતા પરત્વે વિદગ્ધ કવિઓ પણ ગાંધીજીના પ્રભાવથી નવી રીતે વિચારતા થયા હતા. આ જ ગાળામાં પશ્ચિમમાં પણ વાતચીતની છટા, ગદ્યગન્ધી પદ્યની હિમાયત થવા લાગી હતી.

સંસ્કૃત વૃત્તોને જે શિસ્તની અપેક્ષા હતી તે જાળવીને કવિઓ સલામતી અનુભવતા હતા. આથી ભાષાના વિનિયોગ પરત્વેની પ્રયોગશીલતા કે સાહસવૃત્તિ ઝાઝાં દેખાતાં નહોતાં. આને કારણે સમકાલીન બોલાતી ગૂજરાતી ભાષાથી જુદી જ, કંઈક અંશે Obsolete કહી શકાય એવી, એક કૃત્રિમ કાવ્યબાની અસ્તિત્વમાં આવી. કવિ બોલાતી ભાષાની છટા, એના કાકુઓનું વૈવિધ્ય–આ બધાંથી દૂર જતો હોય એવું લાગવા માંડ્યું. સંસ્કૃત વૃત્તો જાળવી રાખીને, એનાં દૃઢ યતિબન્ધનોને હળવાં કરીને એમાં પ્રવાહિતા અને અર્થાનુસારી લય લાવવાનો આગ્રહ રખાયો. સંસ્કૃત વૃત્તોનાં પણ કેટલાંક મિશ્રણોના પ્રયોગો થયા. આમ છતાં કાવ્યબાનીમાં એકવિધતા અને રેઢિયાળપણું દેખાવા લાગ્યાં. કવિના વ્યક્તિત્વની વિશિષ્ટતાની મુદ્રા એમાંથી ઊપસી આવતી હોય એવું દેખાતું નહોતું. જીવન પ્રત્યેના અભિગમમાં પણ એક પ્રકારની એકવાક્યતા આવી ગઈ હતી.

આ ગાળા દરમ્યાન માત્રામેળ છન્દમાં થતી રચનાઓ તથા ગેય રચનાઓ પણ થતી તો હતી જ. ધીમે ધીમે રુક્ષ વાસ્તવિકતા તરફનો ઝોક વધ્યો તેની સાથે પ્રસાદ અને માધુર્યને બદલે ઓજસનો આગ્રહ વધતો ગયો. લોકબોલીનો પ્રવેશ કાવ્યમાં થવા લાગ્યો. 'કોયા ભગતની કડવી વાણી' જેવી રચનાઓ સમ્ભવી. આમ છતાં ભાષાનાં જુદાં જુદાં પોત કાવ્યમાં પ્રકટ થતાં ઝાઝાં દેખાતાં નહોતાં. ક્યાંક કશુંક કુણ્ઠિત કરી દેનારું તત્ત્વ હતું એમ વર્તાયા કરતું હતું. બ. ક. ઠાકોરે તો

મનુજચિત્તબ્રહ્માણ્ડનાં બધાં ફલક માપવાનું કહ્યું હતું. પણ આપણી કવિતાનું ક્ષેત્ર એટલું વિસ્તર્યું નહોતું. મોટા ભાગના કવિઓ પરમ્પરાગ્રસ્ત હતા. થોડાક માનાર્હ અપવાદો બાદ કરતાં કવિઓ તૈયાર બાનીનો જ ઉપયોગ કરતા હતા. ભાષાના વિનિયોગ પરત્વેની સભાનતા પૂરતા પ્રમાણમાં કેળવાઈ નહોતી. રૂઢ સુબોધ અર્થથી થોડે દૂર જવાનું સાહસ કરનારાઓ સામે 'દુર્બોધતા'ની ફરિયાદ થવા લાગી હતી.

આ પછી સ્વાતન્ત્ર્યપ્રાપ્તિના પ્રકાશમાં આપણે આપણને પહેલી વાર સાચે સ્વરૂપે ઓળખ્યા. આપણી ઘણી મોહક ભ્રાન્તિઓનો આપણે ત્યાગ કરવો પડ્યો. વાસ્તવિકતાનો આપણને એક નવા જ પ્રકારનો અનુભવ થયો. આથી પહેલાં તો આપણે હેબતાઈ ગયા, પછી રોષ ઉદ્ભવ્યો, વિષાદનો પણ અનુભવ થયો. એક નવા જ પ્રકારની ભાવશબલતાને પ્રકટ કરવા માટે અનુકૂળ છન્દની શોધ ફરી ચાલી. શરૂઆતમાં તો વનવેલી કે કટાવની ચાલથી આપણું કામ નભાવી લીધું. સંસ્કૃત વૃત્તો કરતાં માત્રામેળ છન્દોનો ઉપયોગ વધ્યો. આમ છતાં છન્દોને સાવ છોડી દેવાનું સાહસ ત્યારે ય આપણે કરી શક્યા નહિ. હજી ગદ્યની ઘણી ય લઢણોને આપણે સ્થાન આપી શકતા નહોતા.

આ પછી અશ્રદ્ધા, મૂલ્યહ્રાસ, માનવીને ઉલ્લંઘીને પામતો પડે એવા ઈશ્વર વિશે શંકા—આ બધું વાતાવરણમાં વેરાવા લાગ્યું. આ વિસંવાદી અરાજકતા કેવળ સંસ્કૃત વૃત્તોના શિસ્તબદ્ધ ચોકઠામાં સમાઈ શકે એવી નહોતી. આ વિસંવાદ અને એકાએક છતી થઈ ગયેલી અસંગતિને એક નવા જ લયની અપેક્ષા હતી. વળી આ ઉપરાંત પૂર્વનિર્દિષ્ટ ભાવનાઓનાં તૈયાર ચોકઠામાં જીવનને પૂરી દેવાની વૃત્તિને બદલે જીવનને કશી તૈયાર વિભાવનાઓના માધ્યમ દ્વારા પામવાને બદલે, એક પ્રકારની વ્યવધાનહીન પારદર્શક અપરોક્ષતાનો આગ્રહ રખાવા લાગ્યો. સ્થિતસ્ય સમર્થનમ્‌ની સ્થિતિ છોડવાની ઉગ્ર આવશ્યકતા વર્તાઈ. વિદ્રોહનાં સૂત્રોથી વાતાવરણ ગાજી ઊઠ્યું.

આ જ ગાળામાં અંગ્રેજી અનુવાદો દ્વારા આપણે, આજ સુધી જેનો પરિચય નહિવત્ હતો તેવી યુરોપના અન્ય દેશોની અને લેટિન અમેરિકાની કવિતાના પરિચયમાં આવ્યા. ભાષા પરત્વેનાં અને છન્દ પરત્વેનાં વલણોને બદલવામાં આ પરિચયે ખૂબ મહત્ત્વનો ભાગ ભજવ્યો. સૂક્ષ્મ અમૂર્ત ચિન્તન કે ભાવનાનો શુકપાઠ છોડીને કવિ હવે આ અરાજકતાને આવરી લઇ શકે એવાં સ્ફટિકકઠિન કલ્પનો અને પ્રતીકો શોધવા લાગ્યો. આ નવી ઊભી થયેલી આવશ્યકતા સંસ્કૃત વૃત્તો સન્તોષી શકે એવું લાગ્યું નહિ.

એકાએક જાણે રૂઢિએ પ્રાપ્ત કરી આપેલું સંરક્ષણનું કવચ સરી પડ્યું અને આપણે જાગતિક સંદર્ભના વિશાળ પરિપ્રેક્ષ્યમાં આપણને મૂકીને જોવા લાગ્યા. અર્થપ્રધાન કવિતા તે જ દ્વિજોત્તમ જાતિની કવિતા એવી માન્યતા આપણને ફરી ચકાસવા લાગી. અસંગતિ અને અર્થશૂન્યતાની અનુભૂતિને કારણે સહેલાઈથી તાળો મેળવી લઈ શકાય એવી વાસ્તવિકતા; જગતને સહેલાઈથી ગોઠવી આપનારી ફિલસૂફી–આ બધાંમાંથી કવિ એકાએક જાણે ઊંચકાઈને બહાર ફેંકાઈ ગયો. એની આ અનિકેત અવસ્થાનો પડકાર ઝીલવા માટે એણે ભાષા અને છંદ પરત્વે નવી જ સજ્જતા કેળવવાની રહી.

આમ કવિને પરમ્પરાગ્રસ્ત દશામાંથી બહાર નીકળવું પડ્યું. એ પોતા તરફ વળ્યો અને પોતાના જ એક 'હું'નું નવું પાત્ર ઊભું થયું. પણ એમાં આ 'હું'ને માટેની પ્રીતિ નહોતી. કવિ પોતાને જ ઉપાલમ્ભ આપવા લાગ્યો, નિર્મમપણે પોતે જ પોતાની વિડમ્બના કરવા લાગ્યો. આ ઉપાલમ્ભ અને વિડમ્બનાના કાકુઓને ઉપસાવવા માટે નવા લયની જરૂર પડી.

આગલી પેઢીના કવિતા સાથેનો પોતાનો સમ્બન્ધ છેદી નાખવા માટે એ અધીરો બન્યો. વિદ્રોહને કારણે એક પ્રકારની આત્યન્તિકતા એના વર્ણનમાં દેખાવા લાગી. પશ્ચિમમાં પ્રચલિત વાસ્તવિકતાનો છેદ ઉડાવી દઈને અતિવાસ્તવનું નવું પરિમાણ ઉપસાવવાના જે પ્રયત્નો થયા

તેના પણ એ પરિચયમાં આવ્યો. ભાષામાં કેવળ અર્થક્ષમતા હોય તેટલાથી એને સન્તોષ ન થયો અર્થને ઉલ્લંઘીને જેને પામી શકાય તેને માટે પણ એ તત્પર થયો.

આમ અછાન્દસનો તબક્કો શરૂ થયો. શરૂશરૂમાં ખૂબ વાચાળતા દેખાવા લાગી. કવિ જાણે બોલતો નહીં હોય પણ લવતો હોય એવું પણ લાગ્યું. કવિએ શિષ્ટ સમ્માન્ય ભાષાને પરી કરી દીધી. શબ્દો નહીં પણ શબ્દોનાં ડહોળાયેલાં ફીણ ઉભરાયાં. ભાષા સાથે એક પ્રકારનો હિંસક વ્યવહાર શરૂ થયો. કવિએ જાણે પોતાનો રોષ સૌપ્રથમ ભાષા પર ઠાલવ્યો. આથી રૂઢ વ્યાકરણસમ્મત અન્વયો એણે તોડી નાખ્યા. પુનરાવૃત્તિ એણે જાણી કૈરાને વ્હોરી લીધી. ઘડીભર ભાષાને પ્રાસને ચગડોળે ચગાવી. અર્થના સકંજામાંથી ભાષાને છોડાવવા એ પ્રગલ્ભ બન્યો. ભાષાના પાતાળમાં ડોકિયું કરવા માટે એણે એમાંથી અર્થને ઉલેચી નાખ્યો.

આ તબક્કે કવિને માથે મોટી જવાબદારી આવી પડી. પોતાની સાથે એકોક્તિમાં ય કાકુઓનું વૈચિધ્ય તો જળવાવું જ જોઈએ. એની લઢણો તથા લહેકાઓમાં એકવિધતા આવવી ન જોઈએ. કવિએ કેવળ શિષ્ટનાના ઉચ્છેદ આગળ જ અટકી જવું ન જોઈએ. સંસ્કૃત વૃત્તોના તૈયાર લયની સગવડને સ્વેચ્છાએ તિલાંજલિ આપ્યા પછી પોતાના રસકીય પ્રયોજનને અનુકૂળ નવો લય શોધવાની જવાબદારી એને માથે આવી પડી. ધીમે ધીમે પોતે મેળવેલી સ્વતંત્રતાનું શું કરવું તે જાણે એને સમજાતું ન હોય એવી એક સ્થિતિ ઊભી થઈ. વળી ભાષા રેઢિયાળ બનતી લાગી, ગદ્યના જ ટુકડા કરીને મૂક્યા હોય એવી પંક્તિઓ વધુ દેખાવા લાગી, કાવ્યાભાસી ગદ્ય ઊભરાવા લાગ્યું, એનાં એ કલ્પનો, એનો એ ઇન્દ્રિયવ્યત્યય અને એનો એ આક્રોશ દેખાવા લાગ્યાં. કવિ એક પ્રકારની facile despair ન વાગોળતો થઈ ગયો.

પણ આ દરમ્યાન લગભગ મોટા ભાગના બધા જ કવિઓ તળપદી બાનીને આત્મસાત્ કરવા તરફ વળ્યા. કોઈ કરેલી અને અક્ષીબંધ જે

ભાષા પહેલાં કાવ્યમાં દેખાતી તેને સ્થાને પ્રાદેશિક બોલીઓનું વૈવિધ્ય, એનું આગવું કૌવત, એની નિરાડમ્બરી નિખાલસતા—આ બધાંને કાવ્યમાં સ્થાન મળ્યું. આજની યુગચેતનાએ ઉપલબ્ધ કરાવેલી સૂક્ષ્મસંકુલ સંવેદનાને કૃત્રિમ વિદગ્ધતા વિનાની સહજ તળપદી બાનીમાં અભિવ્યક્ત કરવાનું સાહસ કવિઓએ કર્યું. આ દૃષ્ટિએ રાવજી અને ગુલામ મોહમ્મદ શેખની તેમ જ સિતાંશુ જેવા વિદગ્ધ કવિની બાનીને સરખાવવી જોઈએ. વિદગ્ધતાને સ્થાને કેળવેલી અવિદગ્ધતા દેખાવા લાગી.

આપણા સમયની એક વિલક્ષણતા એ છે કે સાહિત્યક્ષેત્રનાં આન્દોલનો બહુ ઝડપથી થતાં આવે છે. એક આન્દોલન ઝાઝું ટકી રહેતું નથી. એ કશું નોંધપાત્ર સિદ્ધ કરે ન કરે ત્યાં એ ખતમ થઈ જાય છે. અછાન્દસ પ્રવૃત્તિનાં સિદ્ધિ-મર્યાદાઓનું સરવૈયું હજી તો કાઢીએ તે પહેલાં એમાં ઓટ આવી ગઈ. કદાચ કવિ પૃથક્જન કે સામાજિકોથી ઝાઝો વેગળો રહી શક્યો નહિ. ફરી ગીતો અને ગઝલો તરફનો ઝોક વધ્યો. આને કારણે ભાષાનાં બધાં પોતને પ્રકટ કરવાની શક્યતા ઓછી થઈ. ગીતોમાં લયની એકવિધતા રોમેન્ટિક અભિનિવેશ—આ બધું દેખાવા લાગ્યું. ભાષા તો સાત માળનો મહેલ છે. એનો પૂરેપૂરો, સર્વસ્તરે, ઉપયોગ આપણો અનેક વિધિનિષેધોથી પીડાતો સમાજ ક્યાંથી કરી શકે? આથી જ તો Slang—અપભાષાને પણ સાહિત્યિક પ્રયોજન માટે જોતરવાનું આપણને પરવડતું નથી. વળી ઊંચી કક્ષાનું કાવ્યત્વ સિદ્ધ કરવા માટે ભાષા જોડે જે કામ પાડવાનું હોય છે તેને લાંબી સાધનાની અપેક્ષા રહે છે. સાતત્યવિહીન આ સાહિત્યિક વાતાવરણમાં એ શક્ય બનશે ખરું?

# વિક્રમાલંકાર

□ ચંપૂ વ્યાસ

બધું જ બેચેન. અસહ્ય ઉકળાટ. અંધકાર પારદર્શક બની ગયો હોય એમ આખું આકાશ દેખાતું હતું બારીમાંથી. છત પર ફેલાયેલું આકાશ. તારાઓ નક્ષત્રો, નિહારિકાઓ બધાં ગમગીન થઈને પ્રકાશધર્મ આચરતાં હતાં. ફેલાયેલી ચાદર નીચેનો સળવળાટ આંખોમાં જમા થતો જતો હતો ને આંખો બારીબહાર છત ઉપર પારદર્શક અંધકારને પેલે પાર આખું આકાશ...સૌ સ્વર્ગ દેખાડવા માટે જે તરફ આંગળી ઊંચી કરે છે તે આકાશ. આકાશ તરફ એક સ્વર્ગ. સ્વર્ગમાં એક વાર નાટક ભજવાયું. ઉર્વશી એ નાટકની નાયિકા. તેના સંવાદમાં બોલવાનું હતું 'પુરુષોત્તમ'ને બોલી ગઈ ભૂલથી 'પુરુરવા.' શાપના એક જ ધક્કે ઉર્વશી ફેંકાઈ ગઈ પૃથ્વી પર. એક જ ધક્કે—

ટ્રેન ચાલુ થઈ, હાલી ગઈ આખી ને આખી, ધધડડડડડડ ધૂઉઉઉસ ઈઈઈઈ એન્જિનનાં પૈડાં થોડી વાર તો એક જ જગ્યાએ ફર્યાં-ઘસાયાં. એક ચિચિયારી જેવી ગાંડી વ્હિસલ ને ખટિંગ દઈને લાલિયો સિગ્નલ ઊંચકાયો. લીલી ઝંડી ફરફરી. હલચલ મચી ગઈ ચોતરફ. તેલિયાં ટીપાં પાડતો પિસ્ટન ધીમે ધીમે પિક-કાક પિક-કોક્ કરતાં હડ્ક્ હડ્ક્ હડકાયો થઈને ધમધમતાં ધમધમતાં હડકો બની ગયો. જંગલઝાડીઓ વીંધાઈ ગઈ. રેતીનું રણ ભીનું બની ગયું. ઝડપ ખૂબ વધી ગઈ. સમાંતરે વહી જતા પાટા મરકવા લાગ્યા. આવનજાવનના પાટા ગૂંચવાવા લાગ્યા ને બધું એકાકાર થઈ ગયું--ત્યારે સ્ટેશન આવ્યું.

અંધારી રાતે ચંદ્રોદય થવાની કોઈ શક્યતા હોતી નથી, પણ સ્ટેશન પર વીજળીના દીવા ઝગમગતા હતા.

પુરુરવાએ ચાલતી ગાડીમાંથી ઉર્વશીને બળ કરીને ખેંચી કાઢી.

નથી જવાનું. બસ એક વાર કહ્યું કે નથી જવાનું. જઈશ જઈશ ને જઈશ જ. જવાની જવાની ન જવાની જ. જોઉં છું કેની જાય છે તે ? અરે જા, આ ગાડી જતી રહી તો બીજી ગાડીમાં જઈશ. હાથ કાબૂમાં રાખજે. સમાલજે હાં. જો આટલા માણસો વચ્ચે હાથ ઉગામ્યો છે ને તો મારા જેવી કોઈ ભૂંડી નથી. તું તો રાહ જોતો હશે કે હમણાં રડી પડશે, પણ એમ કાંઈ રડવાની નથી. રડવાની નથી કે ગુસ્સો પણ કરવાની નથી. તારી આગળ શું રડું ? હું નહોતી ત્યારે તો વિરહમાં ને વિરહમાં રાનરાન પાનપાન રખડતો હતો ને કવિતાઓ ગાતો હતો મારા નામની. મારા નામના અક્ષરો વહેતી નદીઓમાં પાણી પર લખતો હતો ફોગટનો. ચાંદની રાતોમાં સળગી જતો હતો આખેઆખો. તારો ભૂતકાળ યાદ કરું છું તો તને માફ કરવાનું મન થાય છે. જાઓ હમને તુમકો માફ કિયા.

બીજી ગાડી ક્યારે જશે ? સવારે સાત ઉપર સાડત્રીસ મિનિટે ? એટલે અત્યારે પાછી તારે ઘેર આવું ? રાત આખી તારે ઘેર રહું ? વળી પાછા બેડરૂમના પરદા પાછળ પતિપત્નીનું નાટક ? વળી સમજૂતીના સંવાદો ? એટલે કે આખી રાત–

ચંદ્રોદય થવાની કોઈ શકયતા જ ન હતી.

વાંઝણી શકયતાઓ સાથે હું જીવન જીવી શકું નહિ ને જીવન ખલાસ પણ કરી શકું નહિ. કોઈ પુરાણપવિત્ર ઋષિની અકર્મક કન્યા સાથે સંબંધ નહિ ટકે મારો. મારે કોઈની સાથળના મેલમાંથી ઉત્પન્ન થયેલી સ્ત્રીની જરૂર નથી. મારે તો કોઈ પુંસક અને વીર્યવાન પુરુષથી કોઈ સશક્ત સુંદર સ્ત્રીની કૂખે જન્મેલી પૃથ્વી પરની સ્ત્રી જોઈએ. ભૂતકાળની ઘેલછા વર્તમાનને તંતોતંત સાર્થક કરે એવી ઉર્વશી...ઉર્વશી... સૌંદર્ય કબૂલ છે મને, ભૂલ કબૂલ છે મને, વાસના લાલસા લાગણી રાગ રંગ શરીર સુખ વેદના પીડા ચીસો આવેશ આવેગ તરસ તરફડાટ કબૂલ છે મને.

અસત્ય બધું જ સત્ય એક વાસ્તવિક સ્ત્રી માટે, લાખ લાખ વીંછીના ડંખ પણ સત્ય હાથપગ કેશકલાપ અને નાભિ પરની સોનેરી રુંવાટી માટે.

સત્તાવીસ વર્ષ પૂરેપુરાં ઓવારી દઉં અંગપ્રત્યંગ માટે, પણ વાસ્તવિક સ્ત્રી બનીને તું આવી ભરાય મારા પડખામાં ત્યારે જ. શક્યતા અને અશક્યતા વચ્ચેના ભેદ હું ભૂલી શકતો નથી.

ચંદ્રોદય થવાની કોઇ શક્યતા જ નથી.

સવારે સાત અને સાડત્રીસ મિનિટે ઉપડનારી ટ્રેનમાં ઉર્વશીને જતી રોકવાનો ઉપક્રમ પેન્ટના ખિસ્સાના કાણામાંથી સરી પડ્યો છે. એ કાણાની આરપાર આંગળી જઈ શકતી નથી ને મારે કોઇ ફૂલપરી કે દેવકન્યા જોઈતી જ નથી. હું તો માગું મારા દેવ પાસે માટીનો ભૂરો ભૂરો પિંડ તને આપતાં શું આકું આવે છે વંતરી? અઢાર અઢાર અક્ષૌહિણીના વિજેતાને વિજયમાળા પહેરાવતાં હું નીચો નમ્યો નથી કદી. વિજયમાળાનાં પુષ્પોને છૂટાં પાડી ઉદ્યાનના છોડ પર પુનઃ ગોઠવવાની મારી ઈચ્છાને બળપૂર્વક રોકી રાખવી પડે છે. ફૂલોમાં રંગ છે ને સુગંધ નથી. વાસ્તવની આરાધના મારો સ્વભાવ છે ઉર્વશી. આખા ઉદ્યાનમાં આંટો લગાવી દીધો તો ક્યાંય સુગંધ નથી ફૂલો પર રંગેલાં છોતરાં જેવાં ફૂલો લબડ્યા કરે છે છોડ પર. મોટાં ફૂલો રંગેલી વડવાગોળો જેમ ઊંધે માથે લટકે છે. તું એ બધાંને વીણી વીણીને છાબડી ભરે છે ગોચરી? ઉપર ફૂલ ભરાય છે ને નીચે છાબડી ગંધાય છે કોહી ગયેલાં ફૂલોથી ઓ ફૂલપરી. દેવકન્યાનું સંબોધન કરી તારો બાપ દેવ બની જવા મથે છે ઓ અભાગણી. ભગવાં પહેરાને ભગતડીઓ ભેગી કરશે ત્યારે બાપ માટે તું શૈયા શણગારજે ઓ ફૂલપરી. એ ચાખડીઓની ચરણરજ લેવા તારી પાછળ પાછળ ટાંટિયાની કઢી કરી નથી આપવો સબડકાનો સ્વાદ તને જા, જતી રહે. જલદી જલદી ભાગ અહીંથી. બાપની જાંઘની રજ બની ફરી ચોંટી જજે હતી ત્યાં ને ત્યાં ચરણરજ લીધા પછી. પાછી ના આવતી અહીં. એ તો કુકડો બોલશે એની મેળે ને સવાર થશે આપોઆપ.

સ્ટેશન પરના એક રાતા કુકડાએ ટકોરા વગાડવા માંડ્યા ત્રણ... પાંચ...એક...સાત...ને પછી તો ટકોરા વાગતા જ રહ્યા ગણ્યા નહિ...

ચારે કોર હોબાળો ધમાધમ નાસાનાસ ફેંકાફેંક...જાન બાપને વેર રાણી ...ગાજો ભજનમંડળીમાં ગીત ભગતડી...લેજો પુરુષોત્તમનું નામ...જો મારું નામ લીધું છે કોઈ દહાડો તો તારો છીમડો ખેંચી કાઢીશ ને દબાવી દઈશ ઘોઘરો...

ઓ પુ...રુ...ડા...સાલા નફ્ફટ, નીકળ બહાર. તને ખબર તો છે કે બાથરૂમથી કડી અંદરથી બંધ નથી થતી. પુરિયા નીકળ બહાર, ડફોળ, ઊંઘમાંથી જાગ્યો કે ઘસ્યો સીધો બાથરૂમમાં...કોઈ નહાતું હોય એનું પણ ધ્યાન નથી રાખતોઓ ઓ ઓ ઓ ઓ...પ્લીઝ પુરુરવા...પુ... ડિયર નીકળને બહા...ર...પુ—

સ્નાન કરતી વખતે ભગવાનનું નામ લેવું જોઈએ.
ડાર્લિંગ...બોલો...હે પ્રભુ...હે પુરુષોત્તમ...
પુરુ...

## સુમેરિયન કહેવતો/ચેનર પ્લેથી

- નાનું પેટ ને ટ્રાફિક ભારે.
- લાંબા નખ ને શીઘ્ર કોપે.
- ઇશ્વર કદી રાત્રિલાકડીથી ફટકારતા નથી.
- લબાડ માણસ ન લંગડી નાર બંને હારોહાર.
- જો કોઈને ખાતર તમે કશું ન કરતા હો તો તમારે ખાતર કરો.
- સ્વપ્ન અને પ્રેમમાં કશું અસંભવિત નથી.
- સામે પવને પિશાબ કરવા મથશો નહીં.
- ખાડો ન હોય તો કૂદશો નહીં.
- પોતે જાણતા હોય એથી વધુ નાચ, મૂરખ જ કરે.
- તમારે જો કોઈ ફિકર નહીં હોય તો—ઝટ પરણી જાઓ.

[Sumerian Proverds] અનુ: વિજય શાસ્ત્રી

# રૂપિયાની થેલી

□ પ્રવીણસિંહ ચાવડા

એક નગરમાં એક વેપારી રહેતો હતો. એક સાંજે પાસેના ગામના શરાફને પૈસા આપવા માટે જવાની તૈયારી કરતો હતો ત્યારે એની પત્નીએ એને વાર્યો. વેપારી શું કરવું–શું ન કરવું એની દ્વિધામાં હતો ત્યાં તેનો એક મિત્ર આવી ચડ્યો. એટલે પત્નીની સલામતીની કોઈ ચિંતા નહીં રહેવાથી પાછો જવા માટે તૈયાર થયો. તેની પત્નીએ પણ હવે તેને રોકયો નહીં. રૂપિયાની થેલી લઇને એ ચાલ્યો. રસ્તામાં જંગલ આવતું હતું. ત્યાં અંધારામાં ઝાડીની પાછળ એને તગતગતી આંખો અને લબકારા મારતી જીભ દેખાઈ. અંધારામાં ધસમસતાં પાણી વહી જતાં હતાં અને સુંવાળાં કપડાંનો સળવળાટ થતો હતો. એટલે એ એકદમ પાછો ફરી ગયો અને હાંફતો, પરસેવો લૂછતો, ઠોકર ખાતો, રૂપિયાની થેલી સાચવવાનો પ્રયત્ન કરતો ઘર તરફ દોડવા લાગ્યો. ગામમાં પ્રવેશ્યો ત્યારે કૂતરાં એની સામે ભસતાં હતાં અને ઓટલા ઉપર ઊભા પગે બેઠેલા માણસો નીચું જોઇને હસતા હતા. ઘેર પહોંચીને એણે જોરથી બારણું ખખડાવ્યું. થોડી વારે એની પત્નીએ બારણું ઉઘાડ્યું અને નવાઈથી એની સામે જોઇ રહી, વેપારીએ ઘરમાં પ્રવેશીને ચારે તરફ જોયું. મિત્ર દેખાયો નહીં એટલે એના વિશે પૂછ્યું. પણ એની પત્ની તો 'એ તો તરત જ ચાલ્યા ગયા હતા. કોઇ બોલાવવા આવ્યું હતું.' એમ બોલીને એની પાસે બેસી ગઇ અને એના ગળામાં હાથ નાખીને વળગી પડી. એટલે વેપારીએ પરસેવો લૂછ્યો, પત્ની પાસે પાણી મંગાવીને પીધું અને 'હવે તો પૈસાનું કામ પતાવવું જ.' એવો નિર્ધાર કરીને પાછો એ ચાલી નીકળ્યો. જંગલમાં ગયો ત્યારે ખૂબ અંધારું હતું છતાં એ હિંમતથી ચાલવા લાગ્યો. એનો મિત્ર એને યાદ આવ્યો અને એના તરફ માનથી એનું હૃદય ભરાઈ ગયું.

ત્યાં અચાનક એને યાદ આવ્યું કે ઘેર ગયો ત્યારે મિત્રનાં ચંપલ તો બારણા આગળ જ પડેલાં હતાં; ત્યાં તરત જ પાછાં એને ઝાડી પાછળ પેલા ઝભ્ભના લબકારા અને આંખો દેખાવા લાગ્યાં. આમ અંધારામાં કૂટાતો એ સામે ગામ પહોંચ્યો અને શરાફની ડેલીનું બારણું ખખડાવવા જતો હતો ત્યાં એને ભાન થયું કે રૂપિયાની થેલી તો પાસે નહોતી, એટલે એ બેબાકળો બની ગયો અને પાછો ફર્યો. પડતો આખડતો થાક્યો-પાક્યો ઘેર પહોંચ્યો ત્યારે પાછલી રાત હતી અને ચંદ્ર આથમવા લાગ્યો હતો. ચંદ્રના ફિક્કા અજવાળામાં એણે બારીમાંથી અંદર નજર કરી તો પલંગમાં પત્નીને નિરાંતે સૂતેલી જોઈ એટલે એને વિચાર કરતાં થયું કે કદાચ રૂપિયાની થેલી તો પોતે પેલા શરાફની ડેલી આગળ જ ભૂલી આવ્યો હતો. મુસાફરી ખૂબ થઈ હતી અને થાક પણ લાગ્યો હતો. છતાં એ ચાલી નીકળ્યો અને વહેલી સવારે પેલા શરાફને ત્યાં પહોંચ્યો ત્યારે બારણા આગળ થેલી દેખાઈ નહીં એટલે એ ચિંતામાં પડી ગયો, પણ એને જોતાં જ શરાફે એને બોલાવી, પાસે બેસાડી, ચાનો કપ આપ્યો. એ ચા પીતાં પીતાં લાચારીથી બોલવા ગયો, 'પેલા પૈસા'-એટલે શરાફે કહ્યું, 'પહોંચી ગયા.' પછી વેપારી દુનિયાદારીની બે ડાહી વાતો કરીને ઊઠ્યો અને ત્યાંથી ચાલી નીકળ્યો. સવારની હવામાં મન મોકળાશ અનુભવતું હતું. અને જંગલ પણ દિવસના અજવાળામાં ઘણું જુદું લાગતું હતું. એ ઘેર પહોંચ્યો. ત્યારે તડકો ચડી ગયો હતો છતાં ઘરનું બારણું બંધ હતું અને એની પત્ની ઊંઘતી હતી. એણે બારણું ખખડાવ્યું. ઉઘાડીને એની પત્ની અંબોડો બાંધતાં બાંધતાં એની સામે થોડીવાર જોઈ રહી અને પછી બગાસા ભેગું હસી પડી. એ પલંગ ઉપર બેઠો એટલે એની પાસે આવીને બેઠી અને વળગી પડી. પછી થોડી વારે કંઈક યાદ આવ્યું હોય તેમ, 'અરે, લ્યો, રાત્રે તમે આવ્યા તમારે આ તો ભૂલી જ ગયા હતા' બોલીને એણે પલંગ નીચેથી રૂપિયાની થેલી ખેંચી કાઢીને એની સામે ધરી. □

# નવપરણિતનું ગીત

ફાગણપગલે ફરફરતા પગરવમાં ઊગે
ઢોલ ઢબૂક્યું ગીત
મીંઢળબંધા ઘાસના તડકે વેર્યું જાણે મોઘમ મનનું
સ્મિત
નીંદરઘેર્યું શમણું પ્હેરે પોપટકંઠે દોરા જેવું
રાતનું પડખું
મૌન ભરીને હૂંફ ઢોળતી રાતરાણીની ઘરવટ
ઝંખું
ઇચ્છાની વરમાળા ભીતર ખીલ્યાં ફૂલ સમર્પે
અવસરઘેલી પ્રીત ?
આભ હાથની રેખાઓની
પેલે પારથી ટહૂકા દે છે
ફળિયું જાણે મને દાનમાં
સોળ વરસના ફૂંકા દે છે
રામણદીવો જીવહારીને ઝંખ્યો
પછી હું પામ્યો મારી જીત
ફાગણપગલે ફરફરતા પગરવમાં ઊગે
ઢોલ ઢબૂક્યું ગીત

—શશિકાન્ત ઇસનાવા.

## લથબથ □ ધીરેન્દ્ર મહેતા

હવાને વીંધીને
ધરાને ચીંધીને
સોંસરવા ભોંકાતાં આ બાણોથી
શું શું વીંધાયું તે હું શું જાણું ?
હું તો મારા ઘરની છત ઉપર
ઝીંકાઈને અવાજ બની જતાં
એમને જોઉં છું,
અને
સવારે આ શું જોઉં છું ?
ધરતીનું હરિત રક્ત એ બધાંને
બરડીને ચળકી રહ્યું છે....
મારી બારીના કાચ પર તો
લથબથ પડ્યો છે પડ્યો છે શ્લથ સૂરજ !

□ રતિલાલ 'અનિલ,

ભાલા થઈને
ખૂંપો, ખૂંપો, ખૂંપો
છિદ્રે છિદ્રે વીંધો, વીંધો
માંસ–હાડ–મજ્જા વીંધીને
પહોંચો પહોંચો હૈયે
ગ્રીષ્મસૂર્યનાં કિરણો !
બરફ બરફની રમતે થાકયો
રમશું રમશું બહાર ભીતર સૂરજ સૂરજ.

# છોકરી નિહાળતી થઈ

□ યાનિસ રિત્સોસ
□ અનુ. સત્યજિત શર્મા

હા–તે કહે–હું ફરીથી જોવા પામી. ત્યાં આ બધાં જ
બરસો મારી આંખો મને અજાણી હતી,
તે મારામાં ડૂબી ગઈ હતી; તે કૃષ્ણઘન પાણીમાં
પુરાણા બે કાંકરા જેવી હતી–કાળુંકાળું પાણી....
હવે તે શું એક વાદળ નથી ?-અને આ એક ગુલાબ ? કહો જો
મને; અને આ પાંદડું–તે શું લીલું નથી ?
લી....ઈ....ઇ....
અને આ, મારો અવાજ–હા ?–અને તમે મને
વાતો કરતી સાંભળી શકો ?
અવાજ અને આંખો–શું આ એ જ નહિ કે જેને
સ્વતંત્રતા કહીએ ?
નીચે ભોંયરામાં હું ચાંદીની વિશાળ તાસક, પૂંઠાના
ખોખાં, પાંજરાં અને દોરાનાં રીલ ભૂલી ગઈ છુ. □

## બે કાવ્યો

☐ અજિત ઠાકોર

૧

શબ્દ
કાંકરો બની ગયો છે
અને
હૃદયના તળિયે જઈને બેઠો છે

જીભ
ખેડેલી ધરતી
નથી રહી
ડામરની સડક
બની ગઈ છે

હા,
ક્યારેક વાદળો
વરસે છે ખરાં....
પણ ત્યારે
જીભ
ડામરત્વચા ઓઢી લે છે
એટલે
બધું ભીનું ભીનું તો થાય છે
કશીક ફોરમ પણ આવે છે બધેબધથી
પણ...

આમ તો
હોઠ પણ ખીલેલા જ રહે છે
ફ્લાવરવાઝના પ્લાસ્ટિક ફૂલોની જેમ બારેમાસ
પણ....
ગમેતમ
પણ

શબ્દ
કાંકરો બની ગયો છે
ત્યારથી
કશુંક ભારેભારે લાગ્યા કરે છે....

૨

હું અહીં
પથારીમાં પડખાં ઘસું છું
ને
સામેનો લીમડો
કેવું ફાઈન ઝૂલે છે !
ઘરમાં તો બધું છે....
આ મહિને જ રેડિયો લીધો
આવતા મહિને પંખો લેવાનો છું
ગયા મહિને એમ તો
એ મોટો અરીસો પણ લાવેલી
( ખાસ્સો સસ્તો હતો નૈં ? )
એમ તો ગયા વર્ષે
કૂકર પણ લીધેલું
એલાર્મકલોક પણ
ને
હમણાં સૂતો છું એ કોટ....
લો !
ઘરને તો મહિને મહિને
નવી નવી કૂંપળો ફૂટતી જાય ને કૈં....!
તો પછી
હું જ કેમ મને....

○

# શાયરનું સ્વપ્ન



રતિલાલ 'અનિલ'

સુરેશચંદ્ર 'ચન્દ્ર' ને આજે ખરેખર જ નીંદર આવતી નહોતી. એનો અજંપો બાળક શિવાજી જેવો નહોતો, કારણ કે એને કોઈ ઝુલાવતુ નહોતું.

રેડિયો પર આપકી ફરમાયશ'માં આવતાં ફિલ્મી ગીતો સાંભળવામાં પણ આજે એને લિજ્જત આવતી નહોતી. ગીતોની ફરમાયશ કરનારાઓમાં એનું અને એની ગર્લ ફ્રેન્ડનું નામ આવવાની સંભાવના હોવા છતાં એણે રેડિયોની સ્વીચ ઑફ કરી.

આનંદનો અજંપો આવો હોય છે એનો પ્રથમ વાર જ એણે તીવ્ર અનુભવ કર્યો. બન્યું એવું કે યુવક મહોત્સવ પ્રસંગે યોજાયેલી શાયરી સ્પર્ધામાં ભાગ લઈને આજે એ જીતી ગયો હતો અને હવે તે ગુજરાત કક્ષાની શાયરી સ્પર્ધામાં જવાનો હતો.

એને પોનાના શાયર જીવનના શ્રી ગણેશ સાંભર્યા : હું વિદ્યાર્થી પ્રતિનિધિ ચૂંટાયો અને કોલેજમાં પહેલો જ કાર્યક્રમ રાખ્યો, એણે પ્રથમ વાર જ ગઝલ રજૂ કરેલી :

તમારી જીદ કે ઇકરાર નહિ, ઇન્કાર કરવો છે,
અમારી જીદ કે ઇન્કાર પર ઇતબાર કરવો છે.

એ પર એને ઈરશાદ ! ઈરશાદ ! ના પોકારો સાથે એટલી બધી દાદ મળેલી કે મુશાયરાના પ્રમુખપદે બેઠેલા પીઢ શાયરનો ચહેરો ઘડીભર જોવા જેવો થઈ ગયેલો ! ત્યારે એમણે રહસ્યમય મૌન ધારણ કરેલું... પણ વિદ્યાર્થી મિત્રોએ એની ગઝલ પર એવું તો ખુશીનું બૂમરાણ મચાવી મૂકેલું કે સૌને લાગ્યું : આજનો મુશાયરો ચન્દ્ર લૂંટી ગયો !

એ પછી યોજાયેલી સંગીત સંધ્યામાં મ્યુઝિકલ પાર્ટી બોલાવેલી

અને એના ગાયકે 'ચન્દ્ર'ની ગઝલ એવા ઠાઠથી લલકારી કે ત્યારથી એ ઉસ્તાદ શાયર બની ગયો! કારણ કે ગાયકો ઉસ્તાદ શાયરની જ ગઝલ ગાય છે.

આની ઉપરા ઉપરી સફળતાથી ઉશ્કેરાઈ જઈને એના મિત્રોએ એને કહ્યું કે ચાલ આપણે કવિતાનું એક અનિયતકાલિક ચોપાનિયું પ્રગટ કરીએ! અમે અછાન્દસ કવિતા લખી નાખીશું અને મુખપૃષ્ઠ પર તો તારી જ ગઝલ! રેસ્ટોરાં, પાનવાળા, સોન્ડ્રોવાળા અને ટેલરની જાહેરખબર લઈ આવીશું એટલે ખર્ચ તો બારોબાર નીકળી જશે! અને 'પાંદડું' અનિયતકાલિક પ્રગટ કર્યું. તે પછી તો આખા ગુજરાતમાંથી પ્રગટ થતા અનેક અનિયતકાલિક કવિતાપત્રોનાં આમંત્રણો એને મળવાં લાગ્યાં! એ મોટે ભાગે શુભેચ્છાના પ્રેરક સંદેશા જ મોકલી આપતો, કારણ કે એ ઝાઝી ગઝલો લખી શકતો નહોતો. પછી તો 'બેંતાળીસ બિરાદરી' અને હવે 'બીસા બિરાદરી' સ્થપાઇ છે તેવી 'અનિયતકાલિક બિરાદરી' જ સ્થપાઈ ગઈ અને એ બિરાદરીમાંથી આવતાં કાવ્યો છાપવા માટે એને પાનખર ઋતુમાં યે 'પાંદડું' પ્રગટ કરવું પડતું.

રેડિયો પરના યુવકોના કાર્યક્રમમાં પણ એ શાયરી લલકારી આવ્યો હતો અને 'અનિયતકાલિક કવિ બિરાદરી'ના તમામ સભ્યોએ રેડિયો સ્ટેશને એની તારીફની ટપાલ લખી નાખી હતી.

કૉલેજના પેલા ઐતિહાસિક મુશાયરાએ એના માથે સદોદિત અક્ષુણ્ણ શાયર બની રહેવાની લાચારી લાદી દીધી હતી. હવે એને હર હાલમાં ચુનંદા શાયર બની રહેવાનું હતું. કૉલેજના વાર્ષિકમાં તો એની ગઝલ આખા પાના પર છપાય જ, એટલું જ નહીં, બ્લેક બોર્ડ પર દરરોજ એક નવો ફડકતો શે'ર પણ લખાવો જ જોઇએ એવો નિયમ થઇ ગયો. કેટલાક વિદ્યાર્થીઓ તો પ્રેમપત્ર માટે રોમેન્ટિક શે'ર પણ ખાસ જીદ કરીને એની પાસે લખાવતા.

હવે તો એ યુનિવર્સિટીમાં વિદ્યાર્થી પ્રતિનિધિ ચૂંટાય એવો સંભવ

હતો. એમ બને તો એના મિત્રો કૉલેજમાં ચાલતા સંગ્રહમાં એની ગઝલ લેવાનું છાનું આંદોલન ચલાવે એવો એને સકારણ ભય હતો. અને એ ગંભીર બની ગયો.

પોતે શાયર બની ગયો એનું એને પોતાને જ આશ્ચર્ય થવા લાગ્યું. ભારતીય કે વિદેશી કાવ્યશાસ્ત્રનો તો ઠીક, ગાલિબ કે ઇકબાલનો યે અભ્યાસ કર્યા વિના, માત્ર ફિલ્મી ગઝલો ગાવાના અભ્યાસથી જ પોતે શાયર બની ગયો હતો!

એને ક્યારેક લાગતું ખરું કે મને શુદ્ધ ગદ્ય લખતાં યે આવડતું નથી, કારણ કે હું વ્યાકરણ શીખ્યો જ નથી, પરંતુ છંદશાસ્ત્ર જાણ્યા વિના જ સરસ શાયરી કરી શકું છું!

અખ્તરીબાઈ ગુજરી ગયાં ત્યારે એને ખરેખર કારમો આઘાત લાગેલો! કારણ કે એણે એક મધુર સ્વપ્નું સેવ્યું હતું કે કંઈ નહીં તો મારી માત્ર એક જ ગઝલ અખ્તરીબાઈ ગાય અને એ રેકર્ડમાં ઊતરે તો જીવન ધન્ય ધન્ય થઈ જાય! કૉલેજની સંગીત સંધ્યામાં એની ગઝલ ગવાઈ તે પછી એના ટેલેન્ટવાળા મિત્રોએ એને આ કલ્પનાની બક્ષિસ આપી હતી.

ગઝલસંગ્રહ છપાવ્યા વિના ઇનામ કે ચન્દ્રક નહીં મળે એ એને બહુ જ ખરાબ લાગતું હતું. એને લાગ્યું કે અત્યારની લોકશાહી સરકાર કરતાં તો મહારાજાઓ અને બાદશાહો સારા હતા કે દરબારી કવિને એકાદ કવિતા કે દૂહા છંદ માટે રત્નહારથી માંડીને લાખ સોનામહોર ઈનામમાં આપતા! તમારો કાવ્યસંગ્રહ પ્રગટ કરો તે પછી ઇનામની વાત એવી નિર્દય શરત તેઓ કરતા નહોતાં.

એણે આજ સુધીમાં દસ–બાર ગઝલ જ લખી હતી. વધારે લખવી એ એને કવિતા પર વધારે જુલ્મ કરવા જેવું લાગતું હતું. એ તો બસ પ્રેરણા આવે ત્યારે જ લખવામાં માનતો હતો.

કવિતા ભણવામાં એને ક્યારેય રસ પડ્યો નહોતો. કાવ્યમાં કવિ શું

કહેવા માગે છે, કાવ્યનો મધ્યવર્તી વિચાર શો છે-એવાં ચૂંથણાંથી એ કંટાળતો હતો, છતાં માર્ક લાવવા જેટલું તો એ લખી જ નાખતો.

એને થયું : હું ગુજરાત કક્ષાએ શાયર રૂપે વિજેતા નીવડીશ તો મારું શું થશે? મારે ફરજિયાત શાયર બની રહેવું પડશે! પછી તો દિલ્હીના આંતરભાષી મુશાયરામાં મારે ભાગ લેવો પડશે...બીજા કવિઓ સાથે કાવ્યચર્ચામાં ઊતરવું પડે...એ તો કંઈ ઠીક ન કહેવાય. હવે તો કવિ પોતાની કવિતાનો વિવેચન સહિત રસાસ્વાદ કરાવે એની ફેશન ચાલી છે. એવું બધું મને ભારે પડી જાય! રાષ્ટ્ર કક્ષાના કવિસંમેલનમાં ભાગ લીધા પછી તો મુશાયરાનાં એટલાં બધાં આમંત્રણો આવશે કે હું તે ભણીશ કે બસ મુશાયરાઓમાં ભાગ જ લીધા કરીશ! દર વર્ષે કવિતાના પાંચ દસ સંકલનો બહાર પડે છે. એમાં મારી કવિતા ન લેવાય તો એ મારી એક મોટી અપ્રતિષ્ઠા બની જાય! એ માટે મારે કેટલો બધો કાવ્યપ્રપંચ કરવો પડે!

મેં શોખ ખાતર શાયરી શું કરી એક ભારે જવાબદારી વહોરી લીધી! શોખ ખાતર ફિલ્મી ગઝલો ગાતો હતો તે હવે મારે ફરજિયાત મારી ગઝલો ગાવી પડે છે!

એટલાં બધાં સામયિકો નીકળે છે કે દરેકમાં વર્ષે છએક ગઝલો ન છપાય તો જાણીતા શાયર તરીકે ઓળખાઈએ નહીં! વીસરાઇ જવાનો મહાભય ઊભો થાય! ઓછામાં ઓછા દર બે વર્ષે એક ગઝલ-સંગ્રહ બહાર પડવો જ જોઇએ, તેને માટે વળી ગ્રન્થવિમોચન સમારંભ યોજવો જ જોઈએ, તેને પહેલું નહીં તો બીજું ઇનામ મળવું જ જોઇએ, નહિતર કવિ થયા શા ખપના! રાજ્ય કક્ષાએ ઇનામ, પાંચમે વર્ષે રાષ્ટ્ર કક્ષાએ ઈનામ મળે તે પછી કંઈ નહીં તો એશિયાની કવિતા માટેનો પુરસ્કાર તો મેળવવો જ જોઈએ!

એક તો ફરજિયાત કવિતા લખવાની. તેને એકથી વધારે વાર પ્રગટ કરાવવાની, સારો પુરસ્કાર મળે એની ગણતરી પણ રાખવાની જ, રેડિયોના સુગમ સંગીતમાં વારંવાર પોતાની ગઝલ ગવાયા જ કરે તે માટે સુગમ

સંગીતકારો સાથે સમજૂતીભરી આદર્શ ભાઈબંધી બાંધવાની, મૈત્રી ટકી રહે તે માટે સુગમ સંગીતકારને નાટક, સંગીત સંધ્યા જેવા કાર્યક્રમોમાં સ્થાન મળે તે માટે બધું જ કરી છૂટવાનું, પાઠયપુસ્તકમાં કવિતા લેવાય જ એવી જોગવાઈ કરવાની. દર ત્રણ કે છ મહિને મારી કાવ્યભાવના વિશે મારે ઈન્ટરવ્યુ આપવાનો કે ઊભો કરવાનો, કવિતા વિશેના સંવિવાદો સેમિનારોમાં ભાગ લેવાનો, તેની તૈયારી માટે વળી પ્રાચીનથી માંડીને આધુનિક કવિતા સુધીનો અભ્યાસ કરવાનો, ઊગતા કવિઓના કાવ્યસંગ્રહો માટે આમુખ, બે બોલ, ઉપોદ્‌ઘાત, પ્રવેશક લખવાના !

સુરેશચન્દ્ર 'ચન્દ્ર'ના લલાટે પરસેવાનાં બિન્દુ બાઝી ગયાં. એની ઊંઘ સાચે જ ઊડી ગઈ હતી. એને લાગ્યું કે દેશમાં મોટામાં મોટું ઉદ્યોગગૃહ ચલાવવા કરતાં સતત કવિ રૂપે જીવવું અને કવિતાનો સર્વલક્ષી સંસાર ચલાવવો એ વધારે દોહ્યલું છે.

ગ્રન્થવિમોચન સમારંભથી માંડીને ઈનામ કે ચન્દ્રક મળે ત્યારે હાઈ-સ્કૂલ, કોલેજ, સર્કલ–સોસાયટી, સાહિત્યસભાથી માંડીને જ્ઞાતિમાં સન્માન સમારંભ યોજાય અને અખબારોમાં તના અહેવાલ આવે તે માટે સતર્ક રહેવાનું અને પરોક્ષપણે ન બનતું હોય ત્યારે જાતે જ સન્માન સમારંભની પ્રેરણા આપવાની, પચ્ચીસી, પચાસી અને સાઠી–જયંતી ઊજવાય એટલું જ નહીં, અભિનંદન ગ્રંથ પણ પ્રગટ થાય એ માટે ખબરદાર રહેવાનું ! ખરેખર, આ તો જીવનમાં સહજપણે વસતા કાવ્યતત્ત્વને પણ નસાડી મૂકવા જેવું છે ! આવડા ભારે પ્રપંચને પહોંચી વળવામાં જીવનમાં બીજું કશું જ થઈ શકે નહીં, તો સાઠી–જયંતી ઉજવાય ત્યાં સુધી હું જીવવાનો જ શી રીતે ?

એને પ્રથમ વાર ખ્યાતિની ભયાનકતા સમજાઈ, તે સાથે એને સમજાયું કે મારે મારા અસ્તિત્વની સલામતી માટે પણ કવિ રહેવું હોય તો અપ્રસિદ્ધ કવિ જ રહેવું જોઈએ. લોકો સંભારશે તો ખરા કે, 'આ યુગનો ગાલિબ થવાની આશા આપતો એક મહાન શાયર જીવનના સંઘર્ષે આપણી પાસેથી ઝૂંટવી લીધો છે...'

અને પછી એની આંખમાં ઊંઘ ઘેરાવા માંડી. 

# લેખકોની વર્કશોપમાં

## ફ્રાન્કો મોરિયાની મુલાકાત

('પેરિસ રિવ્યૂ'એ યોજેલી મુલાકાતનો ખંડ)

અનુ. પ્રમોદકુમાર પટેલ

**મોરિયા :** ના, એ વિશે મારું મંતવ્ય બદલાયું નથી. મને એમ લાગે છે કે મારા તરુણ નવલકથાકાર મિત્રો ટેકનિકનો વધારે પડતો મહિમા કરી રહ્યા છે. સારી નવલકથાના સર્જન માટે કૃતિથી બાહ્ય રહેલા અમુક ચોક્કસ નિયમો અનુસરવા જોઈએ એમ તેઓ માનતા જણાય છે. હકીકતમાં આ જાતનો ખ્યાલ તેમને પોતાના સર્જનમાં અવરોધક બને છે તેમ તેમને ગૂંચવનારો પણ બને છે. મહાન નવલકથાકાર પોતાની જાત સિવાય બીજા કોઈ પર આધાર રાખતો નથી. પ્રુસ્ત એના કોઈ પુરોગામીઓને મળતો આવતો નથી, તેમ તેનો કોઈ અનુયાયી થયો નથી, થઈ શકે પણ નહિ. મહાન નવલકથાકાર પોતે જ પોતાનો ઢાંચો નિપજાવી લે છે; તે પોતે જ તેનો ઉપયોગ કરી શકે છે. બાલ્ઝાકે 'બાલ્ઝાક-શૈલી'ની નવલકથા સરજી; એ શૈલી માત્ર બાલ્ઝાકને જ અનુકૂળ હતી.

નવલકથાકારની સામાન્ય રૂપની મૌલિકતા અને તેની શૈલીમાં વ્યક્ત થતી વૈયક્તિક મુદ્રા એ બે વચ્ચે ગાઢ સંબંધ રહ્યો હોય છે. અનુકરણરૂપ શૈલી એ ખરાબ શૈલી છે. ફોકનેરથી માંડીને હેમિંગ્વે સુધીના અમેરિકન નવલકથાકારોએ, તેઓ જે કંઈ કહેવા ચાહતા હતા તે માટે નિજી શૈલીની ખોજ કરી—અને એ શૈલી એક એવી વસ્તુ છે જે બીજાઓને વારસામાં આપી શકાતી નથી.

**મુલાકાતી :** તમે એમ કહો છો કે દરેક નવલકથાકારે પોતાની આગવી શૈલી શોધી લેવી જોઈએ—તો તમારા શૈલી વિશે તમારે શું કહેવાનું છે ?

**મોરિયા :** મેં નવલકથાઓ લખી એ બધા સમય દરમ્યાન હું કઇ ટેકનિક પ્રયોજી રહ્યો હતો એ વિશે ભાગ્યે જ મેં કોઈ આત્મતપાસ કરી હશે. જ્યારે હું નવલકથા લખવામાં ગૂંથાયો હોઉં છું ત્યારે વચ્ચે હું થંભી જાઉં, અને વાર્તાલેખનમાં વધારે પડતી સીધેસીધી દખલ તો નથી કરતોને, કે મારાં પાત્રો વિશે વધારે પડતું જ્ઞાન તો હું નથી ધરાવતોને, કે એ પાત્રો વિશે સારાંનરસાંનો વિવેક તો નથી કરતોને, એવું અચરજ કરતો હોઉં–એમ બનતું નથી. સંપૂર્ણ સાહજિકતાથી, બિલકુલ સ્વયંભૂ વૃત્તિથી, હું કથા લખું છું. હું શું કરી શકું એમ છું કે કરી શકું એમ નથી, એ બાબતના પૂર્વે કેળવેલા ખ્યાલોથી હું દોરાતો નથી.

આજે જો કેટલીક વાર આ વિશેના પ્રશ્નો હું મનોમન પૂછી લઉં છું તો તે એટલા જ માટે કે એ મને પોતાને અનુલક્ષે છે, મારી આસ-પાસ એ ઉદ્ભવ્યા છે. ...

ખરેખર તો, નવલકથા સારી હોય કે ન હોય, પૂર્ણ રચાયેલી કોઈ પણ કૃતિમાં આવા પ્રશ્નનું નિરાકરણ મળી ગયું જ હોય છે. આ પ્રશ્નોનો વધુ પડતો ખ્યાલ ફ્રેંચ નવલકથા માટે છક્કડ ખવડાવનારી બાબત બની ગઈ છે. કથાની રચનારીતિ માટે જોય્યસ, કાફકા અને ફોકનેર તૈયાર કોષ્ટકો આપે છે એવા મુગ્ધ ખ્યાલને તિલાંજલિ આપવામાં જો આપણા તરુણ લેખકો સફળ થાય તો ફ્રેંચ નવલકથા સાહિત્યમાં કટોકટી પ્રવર્તે છે એમ લોકો જે વાત કરે છે તેનો નિકાલ આવી જાય. મને એવી ખાતરી થઈ છે કે નવલકથાકાર તરીકે સાચો મિજાજ ધરાવતી કોઈ પણ વ્યક્તિ આવા કલ્પિત નિયમોને, આવી ગ્રંથિઓને ઓળંગી જશે.

**મુલાકાતી :** આમ છતાંય, નવલકથાના સર્જનમાં અમુક ચોક્કસ ટેકનિકનો ચાહીબૂઝીને તમે ઉપયોગ કર્યો હોય એવું નથી બન્યું ?

**મોરિયા :** નવલકથાકાર પોતાની પ્રકૃતિને અનુકૂળ બને એવી ટેકનિક સહજ પ્રેરણાથી નિપજાવી લેતો હોય છે. 'Therese Desqueyroux'માં

મેં મૂંગી ફિલ્મોમાં પ્રયોજાયેલી યુક્તિઓ ખપમાં લીધી હતી; પૂર્વભૂમિકાની બાદબાકી, ઓચિંતાનો ઉઘાડ, અને પશ્ચાદ્દર્શન, એ સમયે એ પદ્ધતિઓ નવી હતી અને અચરજ પમાડનારી હતી. મારી સહજવૃત્તિએ મને સૂચવ્યું અને મેં એ ટેકનિકનો આશ્રય લીધો. Destins નામની મારી નવલકથા પણ એ જ રીતે ફિલ્મની ટેકનિકો પર દૃષ્ટિ રાખીને રચાઈ હતી.

**મુલાકાતી :** તમે જ્યારે લખવાની શરૂઆત કરો છો ત્યારે પ્લૉટનાં બધાં જ મહત્ત્વનાં ઘટકતત્ત્વો તમારા મનમાં નિશ્ચિત થઈ ચૂકવાં હોય છે ખરાં ?

**મોરિયા :** એ તો નવલકથા પર આધાર રાખે, સામાન્ય રીતે આવું બધું કંઈ નિશ્ચિત થઈ ચૂક્યુ હોતું નથી. કૃતિનું એક પ્રસ્થાનબિંદુ જેવું મળ્યું હોય, અને થોડાંક પાત્રો મળ્યાં હોય. વારંવાર એમ બને છે કે આરંભમાં પ્રાપ્ત થયેલાં પાત્રો પછીથી જરીકે ગતિ કરતાં નથી, જ્યારે ઝાંખાપાંખી રેખાવાળાં, આંતરિક અસંગતિઓથી ભરચક એવાં પાત્રો, વાર્તા જેમ જેમ આગળ વધે છે તેમ તેમ નવી શક્યતાઓ પ્રગટ કરતાં દેખાય છે; અને આપણે આરંભમાં ધાર્યું ન હોય તેવું કૃતિમાં સ્થાન પ્રાપ્ત કરે છે, Asmodie નામના મારા એક નાટકમાંથી જ દૃષ્ટાંત લઉં. એના આરંભમાં M. Couture નું આટલું વિકસશે અને નાટકમાં આટલું મહત્ત્વનું સ્થાન લેશે, એવો મને જરીકે ખ્યાલ જ ન હતો.

**મુલાકાતી :** તમારી નવલકથાના લેખન દરમ્યાન કોઈ પ્રશ્નો એ તમને વિશેષ ગુંચવ્યા હોય એવું બન્યું છે ખરું ?

**મોરીયા :** ના. હજી સુધી તો નહિ. છતાં આજે મારી કૃતિઓ વિશે ટેકનિકની દૃષ્ટિએ જે પ્રકારની ટીકાટિપ્પણીઓ થઇ રહી છે તે વિશે હું બેખબર રહી શકું નહિ. એ કારણે જ તો જે નવલકથા મેં હમણાં જ પૂરી કરી તે આ વર્ષે પ્રગટ કરતો નથી. એ દૃષ્ટિએ હું એનો ફરીથી વિચાર કરી લેવા ચાહું છું.

**મુલાકાતી :** તમને જેનો વ્યક્તિગત રીતે અનુભવ જ ન હોય એવી

કોઈ પરિસ્થિતિનું તમે કયારેક આલેખન કર્યું છે ખરુ ?

**મોરિયા :** એ તો સમજાય એવી વાત છે. ઉદાહરણ તરીકે મેં કોઈને ય ઝેર આપ્યું નથી ! નિશ્ચિતપણે નવલકથાકાર વત્તેઓછે અંશે પોતાનાં બધાં જ પાત્રોને સમજી લેતો હોય છે : પણ જેનો સીધે સીધો મને કોઇ જ અનુભવ ન હોય તેવી પરિસ્થિતિઓ પણ વર્ણવી છે.

**મુલાકાતી :** તમે જોયેલી વસ્તુઓ કે તમારા પોતાના જ અનુભવોને તમે વર્ણવી શકો તે પૂર્વે તમારે સમયનું કેટલુંક અંતર જાળવવું જોઈએ ?

**મોરિયા :** વ્યક્તિ અમુક ઉંમર પ્રાપ્ત ન કરે ત્યાં સુધી તે સાચો નવલકથાકાર ન બની શકે, અને આ જ કારણે કોઈ પણ તરુણ લેખક માટે પોતાના બાળપણ કે કિશોરવય સિવાય જીવનના બીજા તબક્કાઓ વિશે સફળતાથી આલેખન કરવાનું ભાગ્યે જ બને છે. નવલકથાકાર જો 'જર્નલ' લખતો હોય તો અલગ વાત છે, નવલકથાના સર્જન માટે સમયનું ચોક્કસ અંતર પાડવું એ બિલકુલ અનિવાર્ય છે.

મારી બધી નવલકથાઓ મારી કિશોર વય અને મારી તરુણ વયના તબક્કામાંથી ઉદ્ભવી છે. એ બધી કૃતિઓ તે 'ભૂતકાલીન વસ્તુનાં સંસ્મરણો' સમી છે. પણ પ્રુસ્તનું દૃષ્ટાંત જો મને મારી વાત સમજવામાં સહાયક બન્યું હોય તો, એમાં મેં સભાન અનુકરણનો કોઈ પ્રયત્ન કર્યો નથી.

**મુલાકાતી :** ભવિષ્યમાં ઉપયોગી બનશે એ ખ્યાલે તમે નોંધો કરી લેવાનું રાખો છો ? જીવનના પ્રવાહમાં તમને કશુંક પણ રસપ્રદ જણાય તો આનો હું ઉપયોગ કરી શકું એમ છું' એવું તમને થાય છે ખરું ?

**મોરિયા :** કદીયે નહિ, મેં તમને આગળ કારણ કહ્યાં જ છે. હું અવલોકન કરતો નથી ને હું વર્ણન કરતો નથી; હું તો પદાર્થ જગતને પુનઃ શોધી લઉં છું. મારા ભાવુક, વિષણ્ણ અને બહાર ખુલ્લા કરી દીધેલા શૈશવના સાંકડા 'જાન્સેનિયન' વિશ્વને હું પુનઃ પામું છું. જાણે

એમ બન્યું હોય કે પાછળથી મારી કૃતિ માટે જે સામગ્રી બનવાની હતી– તેના પર, હું વીસ વર્ષનો થયો ત્યારે બારણાં ઢંકાઇ ચૂકયાં હોય એવું એ વિશ્વ.

**મુલાકાતી :** આંખ કાન જેવી ઇંદ્રિયોનો વ્યાપાર–ઐન્દ્રિયિક ગ્રહણ તમારા લેખનમાં કેટલે અંશે પ્રભાવક બન્યું છે!

**મોરિયા :** ઘણો મોટો પ્રભાવ–મારી નવલકથામાં ગંધની ઈંદ્રિય મહત્ત્વનું સ્થાન લે છે એમ લગભગ બધા જ વિવેચકોએ નોંધ્યું છે. હું નવલકથાનું સર્જન આરંભું તે પૂર્વે મારા ભીતરમાં એનાં સ્થળો, એનું વાતાવરણ, એના રંગો અને ગંધ એ સર્વનું પુનઃ સર્જન કરું છું. મારા પંડમાં હું મારા શૈશવ અને તરુણ કાળનું વાતાવરણ ફરીથી શ્વસું છું. મારાં પાત્રો અને તેમનું વિશ્વ હું સ્વયં બની રહું છું. ▱

ભાષાનું કાર્ય છે સત્યની અભિવ્યક્તિ, પણ વારંવાર ઉપયોગ તી રહેવાને કારણે ભાષાનો, જે પદાર્થને તે અભિવ્યક્ત કરે છે તેની સાથેનો સમ્બન્ધ છૂટી જાય છે. મૂળ પદાર્થ નિરોધાન પામતો જાય છે અને તેને સ્થાને નર્યા શબ્દો જ પ્રચાર પામતા રહે છે. ભાષા પછી મૂળ પદાર્થની વાચક રહેતી જ ન હોઈ અસત્યનો પ્રચાર કરતી બની જાય છે. વિચારો અને અનુમાનો પણ આથી ખોટા રૂપે જ પ્રચાર પામે છે પરિણામે જગતનાં વાસ્તવિક અસ્તિત્વો ભાષાકીય અવાસ્તવિકતાઓ સાથે ટકરાઇને વિચ્છિન્ન થઈ જાય છે. વિચ્છેદનો જે ભાવ છે તે ત્રાસ જન્મે છે.

–માર્ટીન હાઇડેગર

અનુ. વિજય શાસ્ત્રી

# સાહિત્યકારો અને સામાજિક અભિમુખતા

▱ વિદ્યુત જોષી

**સાહિત્ય** સાથે મારો સ્નાન કે સૂતકનોય સંબંધ નથી. રાવજીની 'સગી' ગમે છે, પરંતુ સુરેશ જોશીની છાપાની કોલમ ઉકેલતાંય માથું દુઃખી જાય છે. રઘુવીર ચૌધરીની 'લાગણી' સ્પર્શી જાય છે અને અનિલનાં ગીતો હીંચકે હીંચોળ્યા કરું છું, પરંતુ સિતાંશુ યશચંદ્રના નામનો ઉચ્ચાર પણ અઘરો પડે છે. તો પછી સાહિત્ય અને સાહિત્યકારોના જુદાજુદા સંપ્રદાયો । સમજવાનો તો સવાલ જ ક્યાંથી પેદા થાય ? તેમ છતાં છાપામાં સાહિત્ય વિષે જે કંઈ આવે છે તે ઉકેલવાનો મનોયત્ન કરું છું. અને આવા એક મનોયત્ન વખતે વાત આવી ચડી સાહિત્યમાં સામાજિક અભિમુખતાની. બોટાદમાં જ્ઞાનસત્ર યોજાયું અને ગુજરાતી સાહિત્યના ધુરંધરો સાહિત્યમાં સામાજિક અભિમુખતા વિષે બોલ્યા. બોલનારા બધા મોટા માણસો હતા. પુષ્કર ચંદરવાકરના શબ્દોમાં કહું તો તેમની સાહિત્યની શક્તિને 'સો સો સલામું.' પરંતુ આ બધા મોટા માણસો જે બોલ્યા તેમાં એક વાતની સમજણ ન પડી. તેથી સાહિત્યકારોને આ પ્રશ્નપત્ર પાઠવું છું. એ અપેક્ષાએ કે સાહિત્યની સમજણના આ ઊંડા અંધારામાં કોઈક બીડી ચેતવવા દીવાસળી સળગાવશે તો થોડો પ્રકાશ પડશે.

તો એ બધા મહાનુભાવો કંઈક એ પ્રકારનું બોલ્યા કે સાહિત્યકારોએ સામાજિક અભિમુખતા કેળવવી જોઈએ. સમાજ વિશે અને સમાજના પ્રશ્નો વિશે વિચારવું જોઈએ અને લખવું જોઈએ. મને લાગે છે કે આ વાત પેલી 'સાહિત્ય ખાતર સાહિત્ય નહીં પણ સમાજ ખાતર સાહિત્ય'-વાળો જે સંપ્રદાય ચાલે છે તેના સંદર્ભમાં કહેવાઈ છે. સાહિત્યકારોની સામાજિક જવાબદારી વિશે પણ કંઈક કહેવાયું. આ જ્ઞાનસત્રના જે અહેવાલો છાપાંમાં આવ્યા તેમાંથી મને જ્ઞાનને બદલે પ્રશ્ન લાધ્યો છે કે

સાહિત્યકારોમાં સામાજિક અભિમુખતા હોઈ શકે ખરી ? સાહિત્યકારોમાં તો માત્ર સાહિત્યિક અભિમુખતા જ હોઇ શકે અને જો સાહિત્યકારો સામાજિક અભિમુખતા કેળવવા જાય તો તે બે ઘોડે પલાણ માંડવા જેવું થાય. અને ભવિષ્યમાં એવું બને કે સામાજિક અભિમુખતાવાળા ઘોડા પર સવારી ચાલુ રહે અને સાહિત્ય હાથમાંથી છૂટી જાય. તે સામાજિક વિચારક કે દર્શક બની જાય.

વાસ્તવમાં, ગુજરાતી સાહિત્યમાં આવાં ઉદાહરણો દીવો લઈને શોધવા જવાં પડે તેમ નથી. ઈશ્વર પેટલીકર સાહિત્યકાર મટીને સામાજિક વિચારક બની ગયા છે. મનુભાઈ પંચોળી 'દર્શક' બની ગયા છે અને 'સોક્રેટીસ' સુધી પહોંચી ગયા છે. 'અમૃતા' દ્વારા રસતળમેળ કરનાર રઘુવીર ચૌધરી અતંરવાસ, સહવાસ અને ઉપરવાસ દ્વારા એક વૈજ્ઞાનિક ચિંતક બની ગયા છે.

જે સાહિત્યકારો તેમના સાહિત્યના ધ્યેયમાં સમાજનું ધ્યેય ઉમેરાને તે માર્ગે આગળ વધતા જાય છે તેમનું સાહિત્યનું પોત ધીમે ધીમે પાતળું પડતું જાય છે. કારણ કે સાહિત્ય ચિંતન અને સામાજિક ચિંતન સહગામી નથી. સાહિત્યકાર વ્યકિતનિષ્ઠ અને વ્યકિતલક્ષી (Subjective) ચિંતન-પ્રવાહ ધરાવે છે. તે વિશિષ્ટ ક્ષણો સાથે દોસ્તી કેળવે છે અને વૈયક્તિક અનુભૂતિ દ્વારા એ વિચારતંતુ અને ઘટનાતંતુ લંબાવીને પોતાની સાહિત્ય-કૃતિનું એક વિશ્વ રચે છે.

જ્યારે સામાજિક અભિમુખતા આનાથી તદ્દન જુદી વિચાર વિક્રિયા માગી લે છે. જે વિચાર વ્યકિતનિષ્ઠ કે વ્યકિતલક્ષી નહીં પરંતુ સમાજનિષ્ઠ અને વસ્તુલક્ષી (Objective) છે. અહીં વિચારક વિશિષ્ટ ક્ષણો કે ઘટનાઓનો સહારો માત્ર વ્યાપક અને ઘટનારહીત તારણો કાઢવામાં લે છે. આ પ્રકારની વિચારપ્રક્રિયા દરમિયાન વ્યક્તિ પોતાનાં મૂલ્યો, વલણો, ગમા–અણગમા કોરે મૂકીને સમગ્ર સમાજના સંદર્ભમાં વિચારે છે.

એટલે કોઈ સાહિત્યકાર વૃક્ષો વિષે કે ઇશ્વર વિષે લખવાને બદલે સમાજ અને તેના પ્રશ્નોનું વિષય વસ્તુ અપનાવીને સાહિત્યકૃતિ રચે તેથી

તેનામાં સામાજિક અભિમુખતા આવી ગઈ તેમ ન કહી શકાય. જ્યાં સુધી સાહિત્યકારની અનુભૂતિ વ્યક્તિ–વિશિષ્ટ રહે, જ્યાં સુધી તેની અભિવ્યક્તિમાં તેનાં મૂલ્યો–વલણોનો સમાવેશ થાય અને જ્યાં સુધી વિશિષ્ટ ક્ષણોના સંદર્ભમાં જ વિચારે ત્યાં સુધી તે બીજું કશું ન લખતાં પાત્ર સમાજ વિશે લખે તો પણ તેનામાં સામાજિક અભિમુખતા છે તેમ ન કહી શકાય. જો આને જ સામાજિક અભિમુખતા કહેતા હોઈએ તો લગ્ન વિષે, છૂટાછેડા વિષે, લગ્ન બહારના કે લગ્નપૂર્વેના જાતીય સંબંધો વિષે, મદ્રાસી પ્રણાલીવાળી ફિલ્મો જેમ 'ખાનદાન કી આબરુ' વિશે, 'ચંબલના સીતમ' વિષે, 'સાહિબ, બીબી ઔર ગુલામ' વિષે લખનારા તમામ સામાજિક અભિમુખતાવાળા કહેવાત.

કેટલાક સાહિત્યકારો વળી 'કન્સર્ન ફોર સોસાયટી'ની વાત કરે છે. આ બધા નર્મદના વંશજો છે. તેમને સાહિત્ય દ્વારા સામાજિક સુધારણા કરવી છે. પરંતુ 'સામાજિક સુધારણા' અને 'સામાજિક અભિમુખતા' બન્ને જુદાં છે. સામાજિક સુધારણા ક્રિયા સાથે સંકળાય છે, જ્યારે સામાજિક અભિમુખતા વિચારની પ્રક્રિયા અથવા તર્ક સાથે.

સાહિત્યકારોએ સામાજિક અભિમુખતા કેળવણી જોઈએ તેવું કહેનારા મહાનુભાવો આ બાબત નથી જાણતા તેમ કહેવું તેમની બુદ્ધિ અને શકિતનું અપમાન કરવા જેવું છે. સામાજિક અભિમુખતા કેળવનાર સાહિત્યકાર તરીકે નબળો પડતો જાય છે તે જાણવા છતાં તેમણે સાહિત્યકારોને સામાજિક અભિમુખતા કેળવવાનો અનુરોધ કેમ કર્યો હશે ? ⊙

# વાર્તા-આસ્વાદ 'વીસો'* વિશે

✍ વિજય શાસ્ત્રી

'પવનપાવડી' વાર્તાસંગ્રહમાંની આ રચનાનું Cohesive centre છે તેની નાયિકા (?) ઋતાનું પ્રતિ-સલામની [Anti-Security] તરફનું અદમ્ય આકર્ષણ. વહેલી સવારે દાતણ કરતી ઋતાને આપણે અગાસીના છેડે અને ભાંગેલી ખુરસી પર બેઠેલી નિહાળીએ છીએ ત્યારે તે 'અગાસીનો છેડો' અને ખુરસીનું ભાંગેલા હોવાપણું સલામતીના કવચને વિદારી નાખવાની તેની તત્પરતાની સાથે જ અસલામતીની ધાર પર વારંવાર ધસી જવાના રોમાંચનાં સૂચક બની રહે છે. જડબેસલાક, કાટખૂણિયા અને લીસી સલામતીની સામે ઋતાને રંગબેરંગી બંગડીઓના અસ્પષ્ટમધુર કિંકણધ્વનિ અને દિશાંધ બની યદ્વાતદ્વા દોડતી ખિસકોલીઓના પર્યાય બનવું વધુ લલચાવે છે. ઋતાના આ Longingનો એક્સ-રે આપતાં લેખકે-

"ધોળા કાળા કાળા ધોળા પટા કાળા કાળા ધોળા ધોળા પટા ધોળા પટા કાળા કાળા પટા એન્જિનની એક તીણી વ્હિસલ અને લોચન તૃતીયમાંથી પડતું ફ્રોક્સ."

—ની બેબાકળી સૃષ્ટિ ઊપસાવી છે. ઉપરોક્ત કલ્પન ઋતાની કઈ ચોક્કસ મનોદશાનું સૂચક બને છે તે ઝટ કહી શકાય એમ નથી. એનો કશા ને કશાની સાથે તાળો મેળવવો અઘરો છે. બીજા શબ્દોમાં કહીએ તો It does not click! પણ એ સ્થિતિ બીજી રીતે ઇષ્ટ છે કેમ કે અમુકતમુક સુચોક્કસ સ્થિતિ યા ભાવનો પર્યાય બનવાને બદલે ભાવકની કલ્પનાને સ્વૈરવિહાર કરવાને અવકાશ સર્જી આપે છે. કાળાધોળા

* તાજેતરમાં પ્રગટ થયેલા રાધેશ્યામ શર્માના વાર્તાસંગ્રહ 'પવનપાવડી'માંની એક રચના.

પટાની ભૂલભુલામણીને અનિશ્ચિતતાથી સભર ઝંખનાલોક પણ કહી શકીએ તો વળી ડામરરસ્તે જો ચીતરાયેલા હોય તો નિયમ અને શિસ્તના પણ વાચક કહી શકીએ. સિગ્નલને સલામતી માટેની ચેતવણી કહીએ ને લાઈટને આંજી દેનારો પ્રદેશ કહીએ (માર્ગદર્શક પણ કહીએ) આમ, ઋતાની મનઃસ્થિતિ સાથે આ કલ્પનનો કોઈ જડબેસલાક રીતે મેળ ખાય તેમ નથી. તે અનેકાર્થક છે તે જ તેને આસ્વાદ્ય પણ બનાવે છે.

ઋતાની અંતર્દશા જો આવી છે તો બહિર્દશા પણ રક્ષાકવચ પૂરું પાડનારા સાજસરંજામથી ઘેરાયેલી જ છે સલામતીથી ઊબાઈ ઊઠેલી તે સલામતીનો પડછાયો પણ જ્યાં ન હોય એવા સલામતીહીનતના સલામત પ્રદેશમાં જવા ઝંખે છે, પણ એવું ક્યાં છે? ઘરની અંદર તો છે 'સાસુ' ઉર્ફે ચોકીપહેરાનો જીવતો જાગતો પર્યાય. રેડિયો પરથી વહેતી સાબુની જાહેરખબરમાંના 'તંદુરસ્તીની રક્ષા કરે છે લાઇફ' શબ્દોનો ઋતાની શ્રુતિ પર થતો, આઘાત, આ વિશિષ્ટ ક્ષણોમાં કેવો તો કરપીણ બની રહેતો હશે તેની કલ્પના ભાવક કરી શકે તેમ છે.

પછી આવે છે ઋતા અને તેના કાયદેસર માલિક/ધણી/સ્વામી/નાથ ટૂંકમાં, ઋતા માટે બંધનાત્મકતા સરજનારો વિભાવ બનતો સુનિલ. આ સુનિલ અને ઋતા વચ્ચે કબૂતરવિષયક થતો સંવાદ ઋતાના, છલોછલ છલકાતા રસથી સભર જીવન માટેનો તલસાટ પ્રગટ કરી આપે છે. ઋતાને 'મરેલાં' કબૂતરો વધુ ગમે છે કેમકે "એક વાર એનામાં જીવ હતો એની પ્રતીતિ" તેના વડે સાંપડી શકે છે. ઋતાની "જીવતા" ની વિભાવના આગવી છે. તેના મતે જે જીવંત હોય તે જ મરી શકે અથવા તેને જ મારી શકાય. જે જીવંત જ નથી, મરેલું જ છે તે તેને ક્યાંથી ગમે? મરેલાની વિભાવના, વ્યાખ્યા પણ તેની પોતીકી છે. જે મનુષ્ય શારીરિક રીતે જીવતા હોય તે બધાને કંઈ તે સાચા અર્થમાં જીવતા માનતી નથી અને જ્યારે એ કહે છે કે "જીવતામાં તેને જીવ જ નથી ભળાતો" ત્યારે એના કથનની સત્યતા લાક્ષણિક બની રહે

છે. જીવન વિશેની લાક્ષણિક સમજ જ તેનામાં –

"ધાંય ધાંય ધડધડ ધડધડાટ બ દૂક ૧૯૫૬, શોણિગતભીનાં કંકુઆળાં કપાળ લોહી-લોહી"ની ઝંખના જન્માવે છે.

પણ એને જ્યાં જીવવાનું મળ્યું છે એ ઘર તો સુનિલના પ્રિય શબ્દો વાપરીને કહીએ તો 'નીટ ઍન્ડ ક્લીન' છે. ક્યાંય કશી અવ્યવસ્થા નથી. કાચનાં કપબૉર્ડમાં કબૂતરો પણ 'હારબંધ' બેઠેલાં છે. કબૂતરો ત્રણ છે–જાણે ઋતા, સુનિલ અને ઋતાની સાસુ. મરેલાં કબૂતર! જીવતાં હોય એવાં જ લાગે પણ ખરેખર તો હોય નિર્જીવ. પણ ઋતાને આ ત્રણમાંના એક કબૂતર બની રહેવું ગૂંગળાવે છે. એને તો ચોથાની ઝંખના છે. આ ચોથું કબૂતર તે જાણે પોતાની મુક્ત, અબધ્ય, નિર્ગ્રન્થ દશા માટેની ઝંખનાનું પ્રતિરૂપ હોય એમ તેને લાગ્યા કરે છે.

બાથરૂમમાં નહાવા જતી ઋતા [ કાચના કપબૉર્ડમાંના એક કબૂતર ]ને બહાર ઊડી જવું છે. પ્રબન્ધોના પ્રપંચોમાંથી મુક્ત થવું છે. ઝગારા મારતી વીંટી, મોંઘા નૅકલેસની ગૂંગળાવનારી નાગચૂડમાંથી ભાગી છૂટવું છે કોક 'આદમકદ' આયના પાસે. અહીં 'આદમકદ' શબ્દનો પ્રયોગ, માત્ર આયનાના કદનો જ વાચક ન બની રહેતાં, ઋતાની પૌરુષસભર વ્યક્તિત્વની ઝંખનાનો અને સત્તામતીસભર વામણા/દીન જીવન તરફના તિરસ્કારનો પણ, કદાચ, વાચક બની રહે છે.

અને કૃતિ ઋતાના સંઘર્ષમાં રાચતી આગળ વધે છે. તેનામાં ખિસકોલી, કાળાધોળા પટા રામસીતાનું કૅલેન્ડર ધમાચકડી મચાવતાં રહે છે. રામસીતાના કૅલેન્ડરમાંથી પ્રસવતો દાંપત્યના આદર્શનો દંડો તેના પર ક્ષણે ક્ષણે ફટકારાતો હોવાનું તેને સમજાય છે. કરડો જમાદાર, બૂટ, એ બધું તેને ગૂંગળાવી અને બાંધી રાખતી, નિર્જીવતામાં પૂરી રાખતી વ્યક્તિઓ અને સામગ્રીઓના સંકેતો બની ઊપસતું જાય છે.

અંતે, રસ્તા પર પડેલા પેલા અચેતન મડદાની વાત

આવે છે. તેને જોનારી ઋતાને માટે તો અચેતન મડદું જેમ ઘરની બહાર, રસ્તા પર છે તેમ ઘરની અંદર પણ છે જ અંદર "ડાઈનિંગ ટેબલ પર સ્ટેટ એક્સપ્રેસના ધુંવાડા કાઢતો" સુનિલ છે. તેના જીવતા હોવા વિશે હવે શંકાશીલ થવા માંડેલી, કદાચ પ્રતીતિ પામી ચૂકેલી ઋતાને બીક લાગે છે કે બહાર જમાદાર જેને વિશે પૃચ્છા કરી રહ્યો છે તે મડદું શું સુનિલનો પર્યાય ન હોઈ શકે? શું એ સુનિલનું ન હોઈ શકે? કેમ કે શો ફેર હતો એ રસ્તે પડેલ અચેતન માનવી અને સલામતી પ્રબંધોથી બદ્ધ એવા સુનિલમાં?

પણ ના, સુનિલને તે સલામતીના પ્રપંચોમાં ગૂંગળાવીને મારી નાખવા નથી માગતી. ધીમે ઉતરાવીને તેને રક્ષાકવચથી રક્ષિત બનાવી દેવા નથી માગતી. કેમ કે એવા પ્રબંધપ્રપંચ તો નિર્જીવતા સિવાય કશાને જન્માવે તેમ નથી. તેને તો માણવું છે, બેસીનના પૂરેપૂરા ખોલી નખાયેલા નળમાંથી નિર્બન્ધપણે વહેતા જળધોધ સમું જીવન

આમ, કૃતક બદ્ધતા વિરુદ્ધ અકૃતક, મુગ્ધ જીવનાનંદની ઝંખનાના આઘાત પ્રત્યાઘાતોના કેન્દ્ર પર ઘનીભૂત થતી સંવેદનાઓ વડે સમગ્ર રચનાનો પિણ્ડ બંધાતો આવે છે. ▱

૨૬ ડિસેમ્બર, ૧૯૭૭

# ચાલ્યો હરામી સાધુ બનવા....

□ વિજય શાસ્ત્રી

જર્મન વાર્તાકાર ટોમસ માનની 'ધી ઈન્ફન્ટ પ્રોડીગી' નામની એક વાર્તામાં સંગીતનો એક કાર્યક્રમ નિહાળતા પ્રેક્ષકવર્ગ પર ભારે કટાક્ષો થયેલા છે. એમાં એક રાણીનું પાત્ર આવે છે. તે આમ તો અત્યંત ઘરડી થઈ ગયેલી છે છતાં આવા કાર્યક્રમોમાં તે અચૂક હાજરી આપે છે. માન કહે છે કે તેને પોતાનામાં કલોત્તેજક વૃત્તિ હજી પણ જીવન્ત છે એમ બતાવવાની ખૂબ જ હોંસ હતી અને એટલે એ કૃતક રસ બતાવીને કલાકારને ખૂબ પ્રશંસે પણ છે. લેખકે તેને "અસંત સ્થૂળ" કાયાવાળી કહી છે તે પણ સૂચક બની રહે છે. કેમકે કાયાની સ્થૂળતા તેના હૃદયની જડતાનો પણ જાણે પર્યાય છે.

બર્નાર્ડ શોએ પોતાના એક નાટકમાં કહેલું કે જ્યારે કશાકની તરફેણ અને બચાવ કરવામાં કોઈક વધુ પડતો પ્રયત્ન કરી રહેલું લાગે ત્યાં/ત્યારે/તેમાં કશોક છૂપો અપરાધભાવ રહેલો/કામ કરતો હોય છે.

આપણે ત્યાં પણ છાશવારે પ્રશિષ્ટના તરફ પક્ષપાત બતાવી અશિષ્ટતાને ભાંડવાનો કાર્યક્રમ ચાલતો રહ્યો છે. આવું થાય ત્યારે, અશિષ્ટને ભાંડીને, સસ્તામાં "શિષ્ટ"માં ખપી જવાનો લાભ સુલભ થઇ રહે. સાહિત્યક્ષેત્રે અમુક કૃતિ તેમાંની અશિષ્ટતાને કારણે કેટલાક લાભખાટુઓને લે–ભાગુઓને માટે તો સ્વાદુ ફળ સમી બની રહે છે, કેમ કે એવી કૃતિઓની ટીકા કરીને, તેના તરફ 'આક્રોશ" વ્યક્ત કરીને તેના તરફ "પુણ્યપ્રકોપ" વ્યક્ત કરીને જાહેરમાં આપણે કેવા તો સુરુચિપોષક, સુરુચિગ્રાહક ગણાઈ જઈએ છીએ એની એ ચતુર આત્માઓને પૂરી ખબર હોય છે. આમ, અશિષ્ટ કૃતિને પોતાની તરફેણમાં વટાવી ખાવાની એક રૂપાળી તક તેઓ ઝડપી લ્યે છે.

ગાળ દઈને સારા થવાની સંસ્કૃતિ ભદ્ર સમાજની ખાસિયત છે. પણ જ્યારે પોતાને કોઈ ગાળ દઈ જાય ત્યારે તેની રુચિ નિમ્ન કક્ષાની છે, તેનામાં સંસ્કારોનો અભાવ છે એમ કહી પોતાની શાલીનતા એ સરેરાશ કરતાં કેટલી ઉચ્ચ છે તેની પ્રતીતિ કરાવવામાં આવે છે. કશુંક આપણું બગડે ત્યારે જ આપણે બીજાને ગાળો દેવાની. પડોશમાં ગમે તેવા ખોટા ધંધા લાંબા સમયથી ચાલતા હોય ત્યારે–તોયે બોલવું નહિ. પણ જ્યારે પોતે ધંધો કરવા નીકળીએ અને એને પડોશના કારણે ખોટ જાય ત્યારે જ એ પડોશમાં ચાલતો ધંધો કેટલો ખોટો છે એને વિશે બૂમબરાડા પાડવા માંડવા.

પછી ભલે, ભૂતકાળમાં પોતે પણ એ ખોટા ધંધામાં સાથ આપ્યો હોય !

આપણે ઘરના ખૂણે બેસીને કે ત્રીજા માળે ચડી જઈને ખાનગી અશિષ્ટતાઓ આચરતા રહીએ તો તેમાં વાંધો નહીં, એવી ખાનગી અશિષ્ટતાઓનો આનંદલાભ મળતો રહે તદર્થે ટેલિફોનનાં ડાયલો ફેરવ્યા કરીએ તેનો વાંધો નહિ પણ બહાર નીકળીએ ત્યારે તો પરમહંસ, પરમ મુક્ત, પરમ શિષ્ટ, પરમ શુદ્ધ રૂપે જ નીકળવાનું ! એટલું જ નહિ પણ જે અશિષ્ટ હોય અથવા 'લાગતા હોય' તેનો વિરોધ કરવાનો અને તેય ખાસ પોતાને માટે કોઈ ભય કે વાંધો ઊભા કરતા હોય ત્યારે જ અને તો જ !

એક લાભ તેમાં અલબત્ત છે જ, બીજાને અસંસ્કારી કહેવાથી સહેલાઈથી અને સસ્તામાં પોને સુસંસ્કારીમાં ખપી જવાય તેમ છે, કેમ કે સુસંસ્કારી ગણાવું એ તાકીદની જરૂરિયાત છે, નહીં તો— ⊙

એટલો હું હવે પરાયો છું,
નામ આવે છે અવતરણ થૈને !
—રતિલાલ 'અનિલ'

# કેસા અને મોરિટો

□ અકૂતાગાવા ર્યૂનોસુકે

રાતના સમય હતો. મોરિટો હમણાં જ ઊગેલા ચન્દ્ર સામે હતો. વિચારમગ્ન દશામાં એણે ભીંત પાસે આંટા મારવા માંડ્યા, એના પગ નીચે ઘણાં સૂકાં પાંદડાં હતાં. એ વિચારતો હતો :

એક સમય હતો જ્યારે એ ચન્દ્ર ઊગે એની રાહ જોતો હતો. પણ હવે એનો પ્રકાશ મને ભયભીત કરી મૂકે છે. આજની રાત ઢળે તે પહેલાં હું એક ખૂની બની જઈશ–એવા વિચારે હું કંપી ઊઠું છું. લોહીથી ભિંજાયેલા મારા હાથની કલ્પના કરતાં હું મારું પાપી રૂપ જોઈ શકું છું. મારે મારા કોઈ દુશ્મનનું ખૂન કરવાનું હોત તો મને જરા યે કષ્ટ ન થતે, પણ આજે તો હું જેની નફરત નથી કરતો એવા માણસનું મારે ખૂન કરવાનું છે...

એનો ચહેરો હું વરસોથી ઓળખું છું...એનું નામ વાટારુ સિયો લોઉયો, અલબત મારે માટે નવું છે. કેટલાં વરસ પહેલાં મેં એ ગોરો ખૂબસૂરત ચહેરો જોયો હતો તે મને યાદ નથી. જ્યારે મેં જાણ્યું એ કેસાનો પતિ છે ત્યારે મને એની કેટલી ઈર્ષ્યા થઇ હતી ! પણ, હવે જરા યે ઈર્ષ્યા નથી. બેશક, પ્રેમમાં એ મારો પ્રતિસ્પર્ધી છે, મને એની જરા યે ઘૃણા નથી. તમે એમ કહી શકો કે મને એના પ્રત્યે સહાનુભૂતિ છે.

કોરો મોગાવાએ જ્યારે મને કહ્યું કે, એણે કેસાને પ્રાપ્ત કરવા માટે કેટલી મહેનત કરી હતી ત્યારે મને એના પર દયા આવી હતી. એ કવિતા લખતાં શીખ્યો હતો અને એની પ્રેમભરી પંક્તિઓ વાંચીને હું કેટલો હસ્યો હતો. એ એક સીધો સાદો સાચા સિપાહી હતો. મારા હાસ્યમાં નફરત નહોતી, તો પણ કેસાને ખુશ કરવાને માટે એણે ઘણી મહેનત કરી હતી. જે સ્રીને હું પ્રેમ કરું છું એને પ્રસન્ન

કરવાની એની ઉત્કટ કોશિશથી મને, એના પ્રેમીને ઘણી રાહત મળી હતી પણ શું હું કહી શકું ખરો કે હું કેસાને સાચો પ્રેમ કરું છું ?

અમારો પ્રેમ બે ભાગમાં વહેંચાયેલો છે–ભૂતકાળ અને વર્તમાનમાં. બાટારુ અને કેસાના લગ્ન થયાં તેના બહુ પહેલાં હું કેસાને પ્રેમ કરવા લાગ્યો હતો–અથવા કદાચ મારો એવો વિચાર હતો. હવે હું યાદ કરું છું તો મને લાગે છે કે, મારી ભાવનાઓ પવિત્ર નહોતી. શરુઆતમાં હું જ્યારે સાવ અજાણ હતો ત્યારે હું કેસા પાસે શું ચાહતો હતો ? એનું શરીર ! મારો પ્રેમ એ જ એક ચાહની એક ભાવુક સજાવટ હતી. ત્રણ વર્ષ સુધી અમે બંને મળ્યાં નહીં ત્યારે પણ હું એને ભૂલ્યો નહોતો. પણ જો મને એનું શરીર મળી ગયું હોત તો શું હું એને આજે પણ ચાહતો હોત ? મારામાં 'હા' કહેવાની શક્તિ નથી.

એ પછી મારો પ્રેમ એક અફસોસ માત્ર હતો કે હું એનું શરીર પામી શક્યો નહીં. એ અતૃપ્તિએ જ્યાં સુધી હું ઈચ્છતો હતો એવો સંબંધ એની સાથે જોડાયો ત્યાં સુધી મને અશાંત રાખ્યો. અને આજે હું પ્રશ્ન પૂછું છું, શું હું કેસાને પ્રેમ કરું છું ?

ત્રણ વરસ પછી જ્યારે મેં કેસાને જોઈ ત્યારે હું એને છાના-છપના મળવાના માર્ગો શોધવા લાગ્યો. છ મહિના પછી મને એમાં સફળતા મળી ગઈ ત્યારે મેં એને સ્વપ્નમાં કર્યો હતો એમ જ પ્રેમ કર્યો હતો.

મને કેસા કોરો મોગાનાના ઘરે મળી ત્યારે તો મેં અનુભવ્યું કે મારા મનમાં કશો અફસોસ બાકી રહ્યો નથી. એ દરમ્યાન મને અનેક સ્ત્રીઓ પ્રાપ્ત થઈ ચૂકી હતી, પણ કેસા પ્રત્યેની મારી કામનામાં ઊણપ આવી હતી તેનું કારણ એ હતું કે કેસા હવે સુંદર નહોતી. ત્રણ વર્ષ પહેલાંની કેસાનું શું થયું ? એનો ચહેરો ફિક્કો પડી ગયો હતો. એના લલાટે અને ગરદને કરચલીઓ પડી ગઈ હતી. એની કાળી

અને ગર્વિષ્ઠ આંખોમાંની નીચે કાળાં ધાબાં પડી ગયાં હતાં. એ ફેરફારે મારી કામનાને મંદ પાડી દીધી. અમે બંને સામ સામે થઇ ગયાં ત્યારે મને જબરો આઘાત લાગ્યો. મે મોઢું ફેરવી દીધું હતું.

જે સ્ત્રી મને આટલી અપ્રિય લાગી એના શરીરને હું શા માટે પ્રાપ્ત કરવા માગતો હતો ? એને પ્રાપ્ત કરવાની કામનાની પાછળ એના પર વિજય મેળવવાની કામના છુપાઈ હતી. સામે બેઠેલી કેસા કેવી વાત વધારીને કહેતી હતી કે, હું મારા પતિને બહુ ચાહું છું. પણ હું જાણતો હતો કે એની વાતો પોકળ છે. એની વાતમાં આડંબર દેખાઈ આવતો હતો. અથવા કદાચ કેસાએ ધાર્યું હશે કે, કયાંક મને એની દયા ન આવે. મને કેમ એવું લાગ્યું કે એ જૂઠું બોલતી હતી. એ શંકા કદાચ મારા દંભની સાથે સંબંધ ધરાવતી હતી. મને આજે પણ પૂરો વિશ્વાસ છે કે એ જૂઠું બોલતી હતી.

હું માત્ર એના પર વિજય જ મેળવવા માગતો નહોતો, મારી કામુકતા, રતીચ્છા જ મારી અભિલાષાને વધારે તીવ્ર બનાવતી હતી. એ અભિલાષાને કોઇ પણ સ્ત્રી સંતોષી શકતી હતી. કોઇ વેશ્યા સાથે પણ કોઈ પુરુષ આવો અશોભનીય વ્યવહાર નહીં કરે. મેં એની ઈચ્છા વિરુદ્ધ એના શરીરને પ્રાપ્ત કર્યું. હવે મારા પ્રશ્નનો કોઈ ઉત્તર નથી, એની હવે કશી જરૂર નથી.

કોઇ કોઈ વાર હું એને ધિક્કારું પણ છું. ખાસ કરીને મારી અભિલાષા પૂરી થઇ હોય છે ત્યારે—અને એ સૂતી રહેતી હોય છે. મેં એને મારી નજીક ખેંચી તો એ મારા કરતાં યે વધારે અરુચિકર લાગતી હતી. વિખરાયેલા વાળ, પરસેવે ધોવાયેલો શણગાર—બધાંમાંથી એના શરીર અને મનની કુરૂપતા ઝળકતી હતી. હું આજ સુધી એને પ્રેમ કરતો હતો પણ હવે એ પ્રેમ પૂરો થઇ ચૂક્યો છે. અને જો પૂરો ન થયો હોય તો આજે પણ નવી ઘૃણાએ મારા મનમાં–મારામાં પ્રવેશ કર્યો છે. આજે રાત્રે એક સ્ત્રીને કારણે, જેને

હું પ્રેમ નથી કરતો એવી એક સ્ત્રીને કારણે, જેને હું તિરસ્કારતો નથી એવા એક પુરુષનું ખૂન કરવાનો છું.

એને માટે હું જ માત્ર દોષિત છું. મેં જ તો કહ્યું હતું—ચાલ, આપણે વાટારુનું ખૂન કરીએ...કેસાના કાનમાં મેં ધીમેથી એ શબ્દો કહ્યા ત્યારે શું હું ભાનમાં હતો? મને યાદ નથી, મેં એવું કેમ કહ્યું? કદાચ, જેમ જેમ કેસા પ્રત્યે મારી ઘૃણા વધતી ગઈ તેમતેમ હું એવું ઈચ્છવા લાગ્યો કે કોઈ ને કોઈ રીતે હું એને અપમાનિત કરું. અને એનાથી વધારે સારી રીત બીજી કઈ હોઈ શકે? જે પતિ પર એને આટલો બધો ગર્વ છે એનું ખૂન કરવાની સંમતિ આજે એણે આપી દીધી છે. આ ખૂન કરવાની આજ્ઞા મેં માંગી ત્યારે હું જરૂર જ કોઈ દુઃસ્વપ્ન જોતો શેતાન બની ગયો હોઈશ. કોઈ અજાણી શક્તિએ મને પથભ્રષ્ટ કર્યો હતો. એ આટલી વહેલી પતિના ખૂન માટે સંમત થઈ ગઈ એથી મને આશ્ચર્ય થયું. પ્રથમ વાર મેં એની આંખોમાં અજબ થવાય એવી ચમક જોઈ હતી. વ્યભિચારિણી! હું મારી જ દ્વિધામાં વ્યગ્ર થઈ ગયો. એ અરુચિકર નારી પ્રત્યે મને જુગુપ્સા થઇ. હું મારો બોલ પાછો ખેંચવા માગ્યો હતો, એ છળ કરનારી સ્ત્રીને હું અપમાનિત કરવા ચાહતો હતો.

હતાશ જેવો હું એને સૂની, આંખે રડતી જોઇને સમજી ગયો હતો કે હું વાટારુનું ખૂન નહીં કરું તો એ મને કેવો બલિ બનાવશે. મેં એને વચન આપ્યું ત્યારે એના લલાટે ખાડા પડી ગયા. સ્મિત કરીને એણે આંખો ઝુકાવી દીધી હતી.

મેં ઘણા અપરાધો કર્યા છે, પણ ક્યારેય ખૂન કર્યું નથી. એવી કઇ શક્તિ છે જે મારા જેવા કાયરને એક પવિત્ર નિરપરાધ પુરુષને મારી નાખવા માટે ફરજ પાડે છે? હું નથી જાણતો... હું નથી જાણતો...કદાચ...પણ ના, એવું ન હોય...હું કેસાને તિરસ્કારું છું. પ્રેમ કરું છું. અને તો પણ...કદાચ...કદાચ હું એને પ્રેમ

આવા વિચારોમાં મગ્ન એ ચાંદનીમાં ફરતો રહ્યો, ક્યાંક દૂર કોઈ ગીત ગાતું હતું. માણસનું હૃદય અંધકારથી ઘેરાયેલી રાત છે, ક્યારેય પૂરી નહીં થનારી રાત. માત્ર ઉત્કટ અભિલાષાઓ સળગે છે અને જીવનના અંતે બુઝાય છે. ▱

રાતનો સમય છે. લેમ્પ તરફ પીઠ કરીને ડેસા બહાર બેઠી વિચારે છે.

શું એ આવશે ? જરૂર આવશે, પણ ચન્દ્ર તો આથમી ગયો છે. અને હજી એનો પગરવ સંભળાયો નથી. ક્યાંક એણે પોતાનો નિર્ણય બદલી તો નહીં નાખ્યો હોય ? જો એ ન આવ્યો તો...મારે સૂર્યના પહેલા કિરણની સાથે વેશ્યાની જેમ મારો પાપી ચહેરો ફરી સૌને બતાવવો પડશે. હું આટલી બધી, નિર્લજ્જ શી રીતે બની ગઇ ? રસ્તાની કોર પર પડતા મૂકાયેલા કોઈ શબની જેમ મને અપમાનિત કરવી જોઇએ, મને કચડી નાખવી જોઈએ, અને પછી મારી નિર્લજ્જતા પર પ્રકાશ પાડવો જોઇએ અને મારે ચૂપ રહેવું પડશે. મૃત્યુ પણ મને છૂટકારો નહીં અપાવી શકે. પણ ના એ જરૂર આવશે.

મારી દશા કેવી દયાજનક છે. મને ખુદ મારા પર વિશ્વાસ નથી રહ્યો. ત્રણ વર્ષ પહેલાં, મને મારી સુંદરતાનો સહારો હતો. વાસ્તવમાં મારો વિશ્વાસ તો તે દિવસે જ તૂટી ગયો હતો, એને મળી તે દિવસે જ. મેં એની સામે જોયું ત્યારે એની આંખોમાં મારી કુરૂપતા ઊભરી આવી હતી. એણે મને કહ્યું હતું કે તું જરાયે બદસૂરત નથી, એ મારી સાથે મોહ પમાડે એવા લહેજામાં વાત કરતો હતો. જાણે એ સાચે જ મને ચાહતો ન હોય ! પણ સ્ત્રીને જ્યારે પોતાની કુરૂપતાનું ભાન થઈ જાય છે ત્યારે શબ્દોથી એનું દુઃખ દૂર કરી શકાતું નથી. હું એક તીખી કડવાશથી, ભય અને મર્મભેદી ભયથી જાણે મરી ગઈ હતી. બાળપણમાં મારી આયાના ખોળામાં બેઠાં બેઠાં જ્યારે મેં ચન્દ્રગ્રહણ જોયું હતું. ત્યારે હું આટલો ભય પામી નહોતી.

એણે મારાં તમામ સ્વપ્નાં ભાંગી નાખ્યાં હતાં. વરસાદની ઋતુની અંધારી સવારની જેમ હું સાવ એકલી પડી ગઇ હતી. એકલતામાં કંપતા મેં મારું શબ એને અર્પણ કરી દીધું હતું. એ પુરૂષને—જેને હું પ્રેમ કરતી નથી, જે કેવળ લંપટ હતો, કામુકતાની તસવીર હતો. મને ધિક્કારતો હતો. કદાચ હું મારી ખોવાયેલી સુંદરતાને કારણે મળેલી એકલતાને સહન કરી શકી નહોતી. એ નવા શોકને મેં એના બાહુમાં મારો ચહેરો છુપાવીને ભૂલવાનો પ્રયત્ન કર્યો હતો. અથવા હું પણ એ કાદવિયા કામુકતાની શિકાર થઈ ગઈ હતી. આ વિચાર જ મને વિહ્વળ કરી મૂકે છે. કેવી શરમાવા જેવી વાત છે. મારા ભાગે માત્ર લજ્જા જ આવી છે, મારા શરીરને ભોગવીને એણે મને કેવી છોડી દીધી હતી...મારું શરીર એના બંધનમાંથી છૂટયું ત્યારે મને એકાએક લાગ્યું કે હું ખૂબ જ અરુચિકર છું.

મેં રોકવાના બહુ યે પ્રયત્નો કર્યા પણ મારી આંખોમાં આંસુ આવી જ ગયાં. મારી આંખોમાં ગુસ્સો અને એકલતા છવાઈ ગયાં. હું વ્યભિચારિણી છું એ કારણે દુઃખી નહોતી. વ્યભિચારિણી તો હું હતી જ, પણ એ કારણે મને ધિક્કારવામાં આવતી હતી, મને સડિયલ કૂતરાની જેમ સતાવવામાં આવતી હતી. એ પછી મેં શું કર્યું તે મને યાદ નથી. પણ હું ધીરે ધીરે ડૂસકાં ભરતી હતી. એની મૂછ મારા કાન પાસે હતી, અને મેં એના શબ્દો સાંભળ્યા- 'ચાલ, આપણે બાટારુનું ખૂન કરી નાખીએ.' એક અજબ થવા જેવો ઉલ્લાસ મારામાં વ્યાપી ગયો. એ શબ્દોએ મને ઘણી રાહત આપી. મારે માટે—એક સ્ત્રીને માટે, એ પ્રેમથી વધારે ખુશી બીજી કઈ હોઈ શકે! બેશક, એની પ્રાપ્તિ માટે પોતાનું ખૂન કરવું પડે.

ઉલ્લાસ અને ઉદાસીનતાભરી હું રડતી રહી. અને તે પછી? મેં એને ક્યારે ખૂન કરવામાં મદદ કરવાનો વાયદો કર્યો? ત્યારે પ્રથમ વાર મને મારા પતિનો ખ્યાલ આવ્યો. ત્યાં સુધી તો હું મારી

શરમથી જ હું પિડાતી હતી. પોતાના પતિનો હસતો શાલીન ચહેરો મારી આંખ સામે હતો. ના, એનો ખ્યાલ નહીં પણ હસતો ચહેરો મને વિચલિત કરતો હતો–જાણે એનું હાસ્ય મને કંઈક કહેતું ન હોય. એ જ ક્ષણે મેં મનોમન નિર્ણય કરી લીધો. હું મરવાને માટે તયાર હતી...અને હું ખુશ હતી.

પણ જેવું મેં રડવું બંધ કર્યું અને એની આંખોમાં ડોકિયું કર્યું તો મારી કુરૂપતા એમાં બરાબર દેખાતી હતી.

શું હું મારા પતિને એટલો પ્રેમ કરું છું કે હું એને બદલે મરવાને તૈયાર છું ? ના, એ તો માત્ર પોતાનું પાપ ધોવાની એક રીત છે. હું આપઘાત કરી શકતી નથી, મારામાં એટલી શક્તિ જ નથી. અને લોકો શું કહેશે એની પણ મને ચિંતા છે. મારા પતિને માટે મારો આ ત્યાગ માત્ર એક બહાનું છે, વાસ્તવમાં હું એ માણુસ પાસે બદલો લેવા માગું છું. એનો ધિક્કાર, અંધ કામુકતાકતાનો બદલો લેવા માગું છું. હું મારા પતિને માટે નહીં, મારે માટે મરી જઈશ.

અને આમ પણ આવું જીવન જીવવા કરતાં તો મરી જવું બહેતર છે. એટલે મેં હસીને વાયદો કર્યો હતો. મારા પતિને મારવા માટે હું મદદ કરવા તૈયાર થઇ ગઇ હતી.

એ એટલો હોશિયાર છે કે પોતે જાણે છે કે મને છેતરવાનો શો અંજામ આવશે. એણે કસમ ખાઈને કહ્યું હતું કે એ છાનો ચોરપગલે અંદર આવશે... કાલે સવારે મારું માથાવિહોણું ધડ જોશે... પણ ના, એ વિશે વિચાર નહીં કરું...એ મને પ્રેમ કરે છે. હું જ એને પ્રેમ આપી ન શકી. મેં માત્ર એક પુરુષને પ્રેમ કર્યો છે અને આજે મારો પ્રેમી મને મારી નાખશે. અજવાળું પણ થવા આવ્યું છે...આ છેલ્લી પીડા છે...

કેસાએ લાઈટ ઓલવી નાખી, બારી ખુલવાનો અવાજ આવ્યો અને ચાંદની પરદા સાથે ભટકાઇ ગઇ. 

## ફંકાવટી માસિક માટે નિયમ ( મુજબ ફોર્મ ૪ )


૧. પ્રકાશનસ્થાન : નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત-૧.

૨. મુદ્રકનું નામ : ડાહ્યાભાઈ જીવણજી નાયક
નાગરિકતા : ભારતીય
સરનામું : કિતાબમહાલ, ગોપીપરા, સૂરત-૧.

૩. પ્રકાશકનું નામ : નાગરિકતા સરનામું, નં. ૨ મુજબ

૪. સંપાદકનું નામ : રતિલાલ 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૨.

૫. માલિકોનાં સરનામાં
( ૧ ) નાનુભાઈ મગનભાઈ નાયક
નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત
( ૨ ) ડાહ્યાભાઈ જીવણજી નાયક
કિતાબમહાલ, ગોપીપરા, સૂરત-૨.

હું ડાહ્યાભાઈ જે. નાયક આથી જાહેર કરું છું કે ઉપરની વિગત મારી જાણ અને સમજ મુજબ સાચી છે.

સહી ડાહ્યાભાઈ જે. નાયક : પ્રકાશક


---

## કંકાવટી માસિક માટે નિયમ (મુજબ ફોર્મ ૪)

૧. પ્રકાશનસ્થાન : નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત-૧.

૨. મુદ્રકનું નામ : ડાહ્યાભાઈ જીવણજી નાયક
 નાગરિકતા : ભારતીય
 સરનામું : કિતાબમહાલ, ગોપીપરા, સૂરત-૧.

૩. પ્રકાશકનું નામ : નાગરિકતા સરનામું, નં. ૨ મુજબ

૪. સંપાદકનું નામ : રતિલાલ 'અનિલ'
 નાગરિકતા : ભારતીય
 સરનામું : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૨.

૫. માલિકોનાં સરનામાં
 (૧) નાનુભાઈ મગનભાઈ નાયક
 નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત
 (૨) ડાહ્યાભાઈ જીવણજી નાયક
 કિતાબમહાલ, ગોપીપરા, સૂરત-૨.

હું ડાહ્યાભાઈ જે. નાયક આથી જાહેર કરું છું કે ઉપરની વિગત મારી જાણ અને સમજ મુજબ સાચી છે.

સહી ડાહ્યાભાઈ જે. નાયક : પ્રકાશક

---

## જ્યારે હું હૉસ્પિટલના
## એક સફેદ ઓરડામાં હતો

સવાર નજીક
જ્યારે હું હૉસ્પિટલના એક સફેદ ઓરડામાં જાગ્યો
અને કોયલને સાંભળી
ત્યારે બરોબર સમજ્યો હું.

ઘણીવાર સુધી મને મોતનો ડર લાગ્યો નહીં
કેમ કે એવું કશું જ નથી જે હું ક્યારેક ગુમાવી શકું
સિવાય કે હું પોતે જ ન રહું.

આ સમય એ સફળતા સુધી પહોંચાડી ગયો છે
મારી ખુશીને
આ બધું
કે તમામ કોયલોનાં કૂજન
રહેશે મારા પછી પણ.

–બર્ટોલ્ટ બ્રેખ્ત
અનુ. વિજય શાસ્ત્રી

△

# કંકાવટી

મે,
૧૯૭૮

કવિતા

ઑક્તોવિયો પાઝ : યાનિસ રિત્સો
( પ્રમોદકુમાર પટેલ ) રવીન્દ્રનાથ ટાગોર
( પ્રસાદ બ્રહ્મભટ્ટ ) ઇન્દુ ગોસ્વામી
મંગળ રાઠોડ : દાન વાઘેલા : પંથી પાલનપુરી
લલિત ત્રિવેદી : મુકુલ ચોકસી

કૃતિપરિચય

રાલ્ફ મિખાઈલિસ

ગદ્યખણ્ડ

કેતન મહેતા : રતિલાલ 'અનિલ'

વાર્તા

સત્યજિત શર્મા : કનુ ગુણાવકર
પ્રવીણસિંહ ચાવડા : રજની શાહ
કિશોરસિંહ સોલંકી

વ્યંગ્ય

વિજય શાસ્ત્રી
અલગારી

# કંકાવટી

મે, ૧૯૭૮

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૯ : અંક ૨૩૨ : મૂલ્ય : એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૦, બે વર્ષના રૂા. ૧૯; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ અનિલ, ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨, સરનામે કરવો.

'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા–ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨, સરનામે મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી દેસાઈ

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦૦૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત–૩૯૫ ૦૦૩

# શેરી

ઓક્તાવિયો પાઝ ○ અનુ. પ્રમોદકુમાર પટેલ

અહીં આ એક લાંબી અને નીરવ શેરી છે.
ઘન તમિસ્રમાં હુ ચાલુ છું
અને ઠોકર ખાઉં છું અને
પડું છું

અને ઊઠું છું
અને અંધપણમાં ચાલવા લાગું છું,
મૂંગા પથ્થરો અને સૂકાં પર્ણોને
મારા પગ કચડતા જાય છે.
મારી પાછળ આવતું કોઈક પણ
પથ્થરોને પર્ણોને
કચડતું રહે છે :
હું જો ધીમો થાઉં છું, તો તેય ધીમો થઈ જાય છે;
હું જો દોડવા લાગું છું, તો તેય દોડવા લાગે છે.
પાછો ફરીને જોઉં છું :
તો કોઈ નથી.

બધું ય અંધારરૂપ દ્વારવિહીન,
મારાં પગલાંઓ જ માત્ર મારાથી અભિન્ન,
જ્યાં મારી કોઈ પ્રતીક્ષા કરતું નથી
જ્યાં કોઈ મારી પાછળ આવતું નથી
જ્યાં હું એક એવા માનવીની
પાછળ પાછળ ચાલું છું
જે ઠોકર ખાય છે અને ઊઠે છે અને
મને જુએ છે ત્યારે કહે છે–અહીં તો કોઈ નથી–
–એવી શેરી તરફ હંમેશ માટે દોરી જતા
આ વળાંકોમાં નિરંતર હું વળાંકો લેતો રહું છું.



## બારણે ટકોરા

□ યાનિસ રિત્સો

□ અનુ. પ્રમોદકુમાર પટેલ

ક્ષાર સૂર્ય જળ
ધીમે ધીમે
મકાનોને ખણી ખાય છે.

જ્યાં
એક દિવસ
બારીઓ હતી
જનલોક હતો,
શેષ રહી જાય છે
ત્યાં
કેવળ ભીની ભીની શિલાઓ
અને
કો' પ્રતિમા
ચહેરો જેનો માટીમાં મળી ગયો છે.

માત્ર
સાગરપટે
તર્યા કરે છે બારણાંઓ
સાવ અક્કડ અણજાણ અને બેઢંગ
ક્યારેક
સૂર્યાસ્તની ક્ષણે
સપાટ ને સહાયનાં ભીડ્યાં
એ બારણાંઓને
જળરાશિ પર ચમકતાં તમે જુઓ છો.
માછીમારો એના તરફ દૃષ્ટિ નાખતા નથી
વહેલા પ્રભાતે
પોતાનાં ઘરોમાં જ
કોડિયાંના ઉજાસમાં
તેઓ બેઠા રહે છે.

અને
પોતાનાં શરીરોની તિરાડોમાં
મત્સ્યોને સરકતાં સાંભળી રહે છે.

અને
સહસ્ર બાહુઓ–
(સર્વ અણજાણ)
–થી
સાગરને

પોતાના ભણી ટકોરો કરતાં
તેઓ સાંભળી રહે છે.
અને, પછી
પોતાની શય્યામાં તેઓ સૂવા જાય છે.
પોતાના વાળનાં ઝુલફાંઓમાં
ગૂંચાઈ રહેલાં શંખલાંઓ સાથે જ
તેઓ નિદ્રામાં ડૂબી જાય છે.

ત્યાં
ઓચિંતાના જ
એ બારણુંઓ પર તેઓ ટકોરા સાભળે છે.
અને, જાગી પડે છે.



## રવીન્દ્રનાથનાં બે કાવ્યો    અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

### ( ૧ )

મેં ચાહ્યું છે જગતને;
પામી તેને વારંવાર
જોડયું છે મારા જીવનસંગે;
પ્રભાત–સંધ્યાનો
પ્રકાશ અંધકાર
મારી ચેતનામાં ગયો વહી
અવશેષે
એક થઈ ગયું છે આજ મારું જીવન
અને મારું ભવન
ચાહું છું આ જગતનું તેજ,
જીવનને કરું છું તેથી સ્નેહ
છતાં મરવું પડશે, જાણું છું આ સત્ય
મારી વાણી

એક દિન આ સમીરમાં મ્હોરશે નહીં,
મારી આંખો આ પ્રકાશને લૂટશે નહીં,
મારું હૈયું ધસશે નહીં
અરુણના ઉદ્દીપ્ત આહ્વાને;
મારા કર્ણે કર્ણે
રજની કરશે ના તેની રહસ્યવારતા–
પૂર્ણ કરી જવું પડશે શેષ દૃષ્ટિ, મારી શેષ કથા
આવી ઉત્કટતાથી ચાહવું એ છે સત્ય જેવું.
આવી નિર્લેપતાથી ત્યજી જવું તે પણ છે તેવું
આ બંને વચ્ચે ક્યાંક રહ્યો છે કો' સંવાદ;
નહિ તો નિખિલ પ્રવંચના
આવી મોટી નિદારુણ પ્રવંચના
હસતે મુખે આટલો સમય વહી શકે ના–
તેનો બધો પ્રકાશ
કીટછેદ્યા પુષ્પસમ
આટલા દિવસમાં થઈ જાત મ્લાન

( ૨ )

પંખીને અર્પ્યું તે ગાન, ગાય છે તે ગાન,
તેથી વધુ કરે ના તે દાન.
મને આપ્યો છે સ્વર, તેથી વધુ કરું છું હું દાન
હું ગાઉં છું ગાન.
પવનને રાખ્યો તેં સ્વાધીન,
સહેજે તારો ભૃત્ય છે બંધનવિહીન.
મને આપ્યો છે જે બોજો
તે લઈને ચાલું પથે, કદી વાંકો, કદી સીધો–

એક એક ફેંકી ભાર મરણે મરણે
લઈ જાઉં તારા ચરણે
એક દિન ખાલી હાથે સેવા કાજે સ્વાધીન;
બંધન જે લાવું'તું તેને મુક્તિમાં કરી વિલીન.
પૂર્ણિમાને આપ્યું હાસ્ય
સુખસ્વપ્ન રસરાશિ
ઢાળે તે ધરણી કેરે અમૃતના આ ઉચ્છ્વાસી
અશ્રુજલથી તેને ધોઈ ધોઈ
આનંદ સહ લાવું છું મુજ હાથે
દિનાંતે મિલન કેરી રાતે
તેં તો રચી છે માત્ર માટીની આ ધરણી તારી
મેળવી પ્રકાશ–અંધાર.
ખાલી હાથ મૂકી મને ત્યાં
હસે છે તું શૂન્યની ઓથેથી છુપાઈને
મૂક્યો છે મારા પર ભાર
તારું સ્વર્ગ રચવા કાજ.
બીજાં બધાંને તું આપે
માત્ર મારી પાસે તું માગે.
જેટલું હું આપી શકું પ્રેમ થકી તને
સિંહાસન પરથી નમી
હસતા મુખે હૈયામાં તું સ્થાપે
મારા હાથમાં જેટલું તું મૂકે
તારા જ હાથે તેથી ઘણું પાછું પામવાનું ના ચૂકે.

□ ઇન્દુ ગોસ્વામી

આયનાને જોઈ જોઈ ઊઘડી ગઈ આંખ
હવે દોમદોમ ડોકાય તે કોણ
ફૂલણજી છાતીનું મોલીબાઈ નામ તે
શ્વાસ લેવાય ન રોકાય તે કોણ
એકધારી એકધારી એકધારી એક
સાલી અટકળને ઓવારે કાંઈ નહીં
પરથમથી પરગટ જે પિત્તળિયું હોય
એને પોંખો તો રણકારે કાંઈ નહીં
પોણિયા પડછાયાને નાગો કરીને
પાંચ માણસમાં ટોકાય તે કોણ
પૂછી પૂછીને વાળ ધોળા થઈ જાય
તોય બંદૂક જેવું ન ક્યાંય ફૂટે
અડખેથી પડખેથી સળગે શું એવું
કે ખોટનું ધીગાંણું ન ખૂટે
અંદરથી ઓચરું તો કચ્ચરઘાણ બોલે
ને ઉપરથી કોણ જાણે કોણ
ઠોવાઈ ગયેલ મારી આંધળી ઓખાત પર
જાણી જોઈ ઠોકાય તે કોણ

એક કવિતા ○ મંગળ રાઠોડ

પીળાં અ  કેસરી, પુષ્પો વચ્ચેનો તફાવત
ત્યાં સામે તડકાનાં ઝુંડમાં ખીલ્યો છે
આગલા પગમાં બેઉ
ખિસકોલી કોતરી રહી છે કેવી મઝાની ભૂખ.
વચ્ચે બાળક મૂકીને પેલા બે જણા
બે દિશામાં વહેંચાઈ ગયા છે બે ઘડી
ઊડી ગયેલી માદાને લીધે
ઘુઘવતી ગરદન કબૂતરની
તગતગતી રહી ગઈ અદ્ધર નીલવર્ણું લાચાર
ઘાસમાં ચાંચ બોળીને
ઉચ્ચાલનના નિયમ પ્રમાણે
કાબર પીએ છે તે પાણી....
વહે છે મારી સામે સતત એક પ્રવાહ સમયનો
દૂર દૂર સરી ગયેલી હોડીઓ પકડે છે માછલાં
ક્ષિતિજે વૃક્ષોની લીલેરી વાડ પર
આકાશ ઝૂકી ગયું છે અવશ.
જળતરંગની લીલા માણે છે લોખંડી થાંભલા
દૂરથી એક સૂડાટોળું આવ્યું અને
કલબલાટનું તોરણ ઝુલાવતું ગયું આવકાશમાં
પળેપળ અહીં પાંખો ફફડાવે છે
પુષ્પોની આસપાસ પતંગિયાંઓમાં રંગીન
હું બંધ ફુવારામાં બેઠો છું
અને જોયા કરું છું વૃક્ષો, પુલ, આકાશ અને
લીલાછમ ઘાસમાંથી નીકળતો શાખોડી ધુમાડો....

□ ઇન્દુ ગોસ્વામી

આયનાને જોઈ જોઈ ઊવડી ગઈ આંખ
હવે દોમદોમ ડોકાય તે કોણ
ફૂલણજી છાતીનું મોલીબાંઈ નામ તે
શ્વાસ લેવાય ન રોકાય તે કોણ
એકધારી એકધારી એકધારી એક
સાલી અટકળને ઓવારે કાંઈ નહીં
પરથમથી પરગટ જે પિત્તળિયું હોય
એને પોંખો તો રણકારે કાંઈ નહીં
પોણિયા પડછાયાને નાગો કરીને
પાંચ માણસમાં ટોકાય તે કોણ
પૂછી પૂછીને વાળ ધોળા થઈ જાય
તોય બંદૂક જેવું ન ક્યાંય ફૂટે
અડખેથી પડખેથી સળગે શું એવું
કે ખોટનું ધીગાંણું ન ખૂટે
અંદરથી ઓચરું તો કચ્ચરઘાણ બોલે
ને ઉપરથી કોણ જાણે કોણ
ઠોવાઈ ગયેલ મારી આંધળી ઓળખાત પર
જાણી જોઈ ઠોકાય તે કોણ

એક કવિતા ○ મંગળ રાઠોડ

પીળાં અ  કેસરી પુષ્પો વચ્ચેનો તફાવત
ત્યાં સામે તડકાનાં ઝુંડમાં ખીલ્યો છે
આગલા પગમાં બેઉ
ખિસકોલી કોતરી રહી છે કેવી મઝાની ભૂખ.
વચ્ચે બાળક મૂકીને પેલા બે જણા
બે દિશામાં વહેંચાઈ ગયા છે એ ઘડી
ઊડી ગયેલી માદાને લીધે
ઘુઘવતી ગરદન કબૂતરની
તગતગતી રહી ગઈ અદ્ધર નીલવર્ણું લાચાર
ઘાસમાં ચાંચ બોળીને
ઉચ્ચાલનના નિયમ પ્રમાણે
કાબર પીએ છે તે પાણી....
વહે છે મારી સામે સતત એક પ્રવાહ સમયનો
દૂર દૂર સરી ગયેલી હોડીઓ પકડે છે માછલાં
ક્ષિતિજે વૃક્ષોની લીલેરી વાડ પર
આકાશ ઝૂકી ગયું છે અવશ.
જળતરંગની લીલા માણે છે લોખંડી થાંભલા
દૂરથી એક સૂડાટોળું આવ્યું અને
કલખલાટનું તોરણ ઝુલાવતું ગયું આવકાશમાં
પળેપળ અહીં પાંખો ફફડાવે છે
પુષ્પોની આસપાસ પતંગિયાંઓમાં રંગીન
હું બંધ ફુવારામાં બેઠો છું
અને જોયા કરું છું વૃક્ષો, પુલ, આકાશ અને
લીલાછમ ઘાસમાંથી નીકળતો શાખોડી ધુમાડો....

□ ઇન્દુ ગોસ્વામી

આયનાને જોઈ જોઈ ઊઘડી ગઈ આંખ
હવે દોમદોમ ડોકાય તે કોણ
ફૂલણજી છાતીનું મોલીબાઈ નામ તે
શ્વાસ લેવા ય ન રોકાય તે કોણ
એકધારી એકધારી એકધારી એક
સાલી અટકળને ઓવારે કાંઈ નહીં
પરથમથી પરગટ જે પિત્તળિયું હોય
એને પોંખો તો રણકારે કાંઈ નહીં
પોણિયા પડછાયાને નાગો કરીને
પાંચ માણસમાં ટોકાય તે કોણ
પૂછી પૂછીને વાળ ધોળા થઈ જાય
તોય બંદૂક જેવું ન કયાંય ફૂટે
અડખેથી પડખેથી સળગે શું એવું
કે ખોટનું ધીગાંણું ન ખૂટે
અંદરથી ઓચરું તો કચ્ચરઘાણ બોલે
ને ઉપરથી કોણ જાણે કોણ
ઠોવાઈ ગયેલ મારી આંધળી ઓળખાત પર
જાણી જોઈ ઠોકાય તે કોણ

પીળાં અ કેસરી પુષ્પો વચ્ચેનો તફાવત
ત્યાં સામે તડકાનાં ઝુંડમાં ખીલ્યો છે
આગલા પગમાં બેઉ
ખિસકોલી કોતરી રહી છે કેવી મઝાની ભૂખ.
વચ્ચે બાળક મૂકીને પેલા બે જણા
બે દિશામાં વહેંચાઈ ગયા છે બે ઘડી
ઊડી ગયેલી માદાને લીધે
ઘુઘવતી ગરદન કબૂતરની
તગતગતી રહી ગઈ અદ્ધર નીલવર્ણું લાચાર
ઘાસમાં ચાંચ બોળીને
ઉચ્ચાલનના નિયમ પ્રમાણે
કાબર પીએ છે તે પાણી....
વહે છે મારી સામે સતત એક પ્રવાહ સમયનો
દૂર દૂર સરી ગયેલી હોડીઓ પકડે છે માછલાં
ક્ષિતિજે વૃક્ષોની લીલેરી વાડ પર
આકાશ ઝૂકી ગયું છે અવશ.
જળતરંગની લીલા માણે છે લોખંડી થાંભલા
દૂરથી એક સૂડાટોળું આવ્યું અને
કલબલાટનું તોરણ ઝુલાવતું ગયું આવકાશમાં
પળેપળ અહીં પાંખો ફફડાવે છે
પુષ્પોની આસપાસ પતંગિયાંઓમાં રંગીન
હું બંધ ફુવારામાં બેઠો છું
અને જોયા કરું છું વૃક્ષો, પુલ, આકાશ અને
લીલાછમ ઘાસમાંથી નીકળતો રાખોડી ધુમાડો....

નાડીના એક એક ધબકારે નર્સ ! કહે
નોંધ્યા છે કેટલાક શ્વાસ ?
શ્વાસોની સીમ સાવ સૂકાતી જાય છતાં
ટેરવાંમાં લહેરાતું ઘાસ !
મારાં ટેરવાંમાં લૂમઝૂમ ઘાસ
ઓક્સિજન ખુશ્બૂની મઘમઘતી ટોટીથી
ક્યાં સુધી ફેફસાં ફુલાવશે ?
મારાં ક્યાં સુધી ફેફસાં ફુલાવશે ?
થર્મોમિટરમાંના પારાથી માપીને
ક્યાં સુધી ફીવર નોંધાવશે ?
નર્સ ! બોલ ! ક્યાં સુધી ફીવર નોંધાવશે ?
ઈન્જેક્શન દીધા–થી નીડલની ધાર જેમ
પડઘાતો દર્દી આવાસ !
નાડીના એક એક ધબકારે નર્સ ! કહે
નોંધ્યા છે કેટલાક શ્વાસ ?
ગુડ મોર્નિંગ ગુડનાઈટ શબ્દથી જીવે છે
ઘડિયાળના કાંટાઓ આજ !
મારા માંદા સન્નાટાઓ આજ !
B. P. ગ્લુકોઝ પછી સિરીંજ ને પરદાઓ
ગોઠવીને ભોગવો છો રાજ !
તમે ! પીળું ચટ્ટ ભોગવો છો રાજ !
કેપ્સૂલી કળીઓ થૈ ફૂલ દાન આપે છે
હોવામાં હોઈ એની વાસ !
–નાડીના એક એક૦

## હૉસ્પિટલમાં □ દાન વાઘેલા

જિજિવિષાનું લીલુંછમ વન હતું !
આંખ સામે શ્વેત ઇન્જેક્શન હતું !

ટેમ્પરેચર માપીને ક્યાં નોંધવું ?
શક્યતાનું સાવ ફિક્કું તન હતું !

બેઉ બાજુ આમ તો સરખું હતું !
કે હતું–હોતુંનું ઑપરેશન હતું ?

એક આંખે ઘેન શું ભારણ અને—
એક આંખે જાગરણનું મન હતું !

ભર દિવસમાં હા ! અહાહા ! શ્વેતતું !
—ને પછી ફકતાવતું Pain હતું.

આપણે કોને ખબરનું પૂછીએ ?
વૉર્ડમાં ક્યાં કોઈ સંવેદન હતું.

બે ગઝલ ☐ 'પંથી' પાલનપુરી

આવે છે યાદ, આપણે બળતા બપોરના
પાદરની લીમ-છાંયમાં મળતાં બપોરના.

હું આણી કોરથી અને તું ઓલી કોરથી,
ખુલ્લા પગે ઘરેથી નીકળતાં બપોરના.

ભેળાં મળી લિંબોળીઓની માળ ગૂંથતાં,
કૈં ખટ્‌મધુર સ્વપ્ન ચગળતાં બપોરના.

મૃગજળમાં ગામ, શેરી બધું ઓગળી જતું,
ટહુકા ઉઘાડે છોગ રઝળતા બપોરના.

ખોબે ભરી હું ધોઉં તારું લાલચોળ મ્હોં,
શીળી પરબનાં જળમાં પલળતાં બપોરના.

'પંથી' એ ધોમધખતો પ્રહર તો વહી ગયો,
ઢોળાય વીંઝણો હવે ઢળતા બપોરના.



બાંધી શક્યું ન કોઈ, એ નિર્બન્ધ નીકળ્યો,
ઉદ્યાનમાંથી વાયરો નિર્ગન્ધ નીકળ્યો.

શોધી રહ્યો હું ભોંયરું, લઈ જાય છે બહાર,
દરવાજો દુર્ગનો ચસોચસ બંધ નીકળ્યો.

વરસાદમાં ભીંજાઈને ઊઘડ્યો જે હાથમાં,
જૂનો પુરાણો છૂંદણે સમ્બન્ધ નીકળ્યો.

જેની ઉપર મેં હાથ મૂક્યો લાગણીભર્યો,
ચૂંટી ખણી તો પથ્થરોનો સ્કંધ નીકળ્યો

રસ્તો બતાવતો હતો 'પંથી' જે રાતભર,
જોયું સવારે રાહબર એ અંધ નીકળ્યો.

## બે ગઝલ ✻ લલિત ત્રિવેદી

### દર્પણ અને પથ્થર

હવે જ્યારે ક્યારેક દર્પણ મળે છે,
તરત મારી અંદરથી પથ્થર ઊઠે છે.

હું પથ્થર મટીને બની જાઉં કોમળ,
અરીસો કોઈ એ રીતે બંધ કરે છે.

કે પથ્થરના જેવું બની જૈને ક્યારેક,
આ પ્રતિબિમ્બ ચ્હેરાના ભુક્કા કરે છે.

મને કાચઘર જેવું રહેવાને આપે,
અને હાથમાં પથ્થરો પણ મૂકે છે.

તું દર્પણ સમા સ્પષ્ટ મનને નકામો,
આ 'દર્પણ ને પથ્થર' વિશે ગૂંચવે છે.

## ગઝલ ✻ થાકેલા માણસની

થયા કાચ શા સ્વપ્નના ભુક્કેભુક્કા,
કિરણ સૂર્યનાં જાણે પથ્થરના રુક્કા.

ઠરીઠામ થાવાની ચાલે છે કોશિશ,
કે ઉષ્મા નથી ને લોહીઝાણ મુક્કા.

એ ભીંતોની છાયામાં બેઠા છો અંતે,
પછાડ્યા હતા જેની છાતીમાં મુક્કા.

આ પથ્થર બનેલી નદીનું રુંવાડું,
ન ફરકે હવે સાંભળીને ટહુકા.

ત્વચા પર કરચળીઓ થડ જેવી પડશે,
ન કેમે ય ખરશે પીળાં પર્ણ સુક્કાં.

ગઝલ ○ મુકુલ ચોકસી

હું ક્યાં છું ? ક્યાં વરતાયો છું—આ ઘર ઉંબર ને ફળિયામાં,
હું માત્ર પવન થઈ વાયો છું આ ઘર ઉંબર ને ફળિયામાં.

આ શૈશવનાં સ્મરણોની ધૂળ પર અક્ષર કોણ હવે ચીતરે ?
હું ખાંભી શો ખોડાયો છું આ ઘર ઉંબર ને ફળિયામાં.

આ રણની ઉપર ઝૂર્યા કરતા ભીના ભીના આભ સમો,
હું ઘેરાયો–વિખરાયો છું આ ઘર ઉંબર ને ફળિયામાં.

આ આંખ વિનાના, પાંખ વિનાના કાંઠાઓને તોડીને,
હું સરવર થઈ છલકાયો છું આ ઘર ઉંબર ને ફળિયામાં!

આ ભીંત અરીસા પર્દા બારી આજુબાજુ રાખીને—
હું કોનાથી સંતાયો છું આ ઘર ઉંબર ને ફળિયામાં ? ०

○ ○ ○

# ‘ધ ફ્લાઉન્ડર’

[ ]

## રાલ્ફ મિખાઈલિસ

ગયે વર્ષે સોળમી ઑક્ટોબરે વિખ્યાત જર્મન નવલકથાકાર ગ્યૂંટર ગ્રાસનો પચાસમો જન્મદિવસ હતો. એ અવસરે એમણે પોતે પોતાને એક અનુપમ ભેટ આપી—પોતાની નવી નવલકથા ‘ધ ફ્લાઉન્ડર’ સાતસો પાનાંની એ નવલકથા જર્મનીમાં થોડાંક સપ્તાહમાં જ લોકપ્રિય થઈ ગઈ.

આજથી અડધી સદી પહેલાં ગ્યૂંટર ગ્રાસ પોલૅન્ડમાં ડૅન્ઝિંગ પ્રદેશમાં બટાટાનાં ખેતરો વચ્ચે જન્મ્યા હતા. બાલ્ટિક સાગર ડૅન્ઝિંગ ખાડીનો જ નિવાસી છે એ ફ્લાઉન્ડર મત્સ્ય. આ નવલકથાનું નામ બનવા સાથે એના કથાપ્રવાહમાં પણ એ તરતો ફરે છે અને માણસની ભાષા બોલે છે.

વાસ્તવમાં ‘ધ ફ્લાઉન્ડર’ પશ્ચિમ જર્મનીમાં પ્રગટ થયેલાં વિલક્ષણ પુસ્તકો-માંનું એક છે. એ નવલકથા પણ છે, પરીકથા પણ છે. ડાયરી પણ છે અને રાજકીય ટીકાટિપ્પણી પણ છે. એ વિશ્વનો પાકશાસ્ત્રીય અને પોષણતત્ત્વીય ઇતિહાસ રજૂ કરે છે, તે સાથે જ એ નારીમુક્તિઆંદોલન અને વિશ્વને એની દેનનો ઇતિહાસ છે.

ગ્યૂંટર ગ્રાસ માને છે કે બટાટાનો યુરોપમાં પ્રવેશ પ્રશિયાના રાજા ફ્રેડરિક મહાનની વિશ્વયાત્રાઓમાં વધારે મહત્ત્વનો રહ્યો છે. એમના મતે યુરોપનું ઔદ્યોગીકરણ અને તે પછી ત્યાં સર્વહારા વર્ગનો ઉદ્ભવ બટાટા વિના શક્ય બન્યાં નહોત. ‘ધ ફ્લાઉન્ડર’માં એ મત વ્યક્ત કરવા ઉપરાન્ત પોતાના મતને ઘણી રસિક વાર્તાઓમાં રજૂ કરે છે.

પુસ્તક, પ્રસ્તરયુગની રસોઈયણથી શરૂ થાય છે. ગ્યૂંટર ગ્રાસની વાર્તાની એ આદિ નારી હવ્વાને ત્રણ સ્તન છે. માતૃમૂલક યુગમાં તમામ સ્ત્રીઓને ત્રણ સ્તન હતાં. માત્ર નાનાં બાળકો જ નહીં, વયસ્ક પુરુષો પણ ત્યારે સ્તનપાન કરતા હતા અને ભરપૂર પૌષ્ટિક આહાર પામતા હતા. નિશ્ચિંતપણે જીવતા હતા.

પણ, એક દિવસ એમાંના એક માછીની જાળમાં એક ફ્લાઉન્ડર મત્સ્ય આવી ગયો. માછી તો એને હલાલ કરી નાખતે, પણ મત્સ્ય એની સાથે વાત કરવા લાગ્યો. એણે માછીને કહ્યું કે તું મને જીવનદાન આપે તો હું તારી અને સમસ્ત પુરુષજાતની સેવા ઉત્તમ સલાહ આપીને કરીશ. એ સર્વજ્ઞ મત્સ્ય ( ગ્યૂંટર ગ્રાસે એને 'તરતા અખબાર'ની ઉપમા આપી છે ) સાત સાગરની સહેલ કરતાં એવી જાણકારી એણે મેળવી હતી કે સુદૂર ગ્રીસમાં એક જ સમુન્નત સભ્યતા અસ્તિત્વમાં છે. પછીના દસકાઓમાં પુરુષો એની પાસેથી ઘણી બધી વાતો શીખે છે, અને ત્રણ સ્તનવાળી સ્ત્રીઓના હાથમાંથી સત્તા છીનવી લે છે. તે સાથે જ સ્ત્રીઓનું ત્રીજું સ્તન ગુમ થઈ જાય છે. એ પુરુષો પિતૃમૂલક વ્યવસ્થા કાયમ કરે છે અને ઉત્તરાધિકારના નવા નિયમો ચાલુ કરે છે. તે અત્યારે પણ ચાલે છે–જો કે નારીમુક્તિ આંદોલને એને સારી પેઠે હચમચાવ્યા છે.

નવલકથાના નવ લાંબા અધ્યાય નવ રસોઈયણોને અર્પણ થયા છે. એ અધ્યાયોમાં ગ્યૂંટર ગ્રાસ નવાશ્મયુગ, લોહયુગ, મધ્યયુગ, ત્રીસ વર્ષનું યુદ્ધ અને ક્રાન્તિકાળથી માંડીને ઠેઠ આપણી સદી સુધીના કિસ્સા કહે છે.

પછી એક વર્ષ ગ્રીષ્મ ઋતુમાં ફ્લાઉન્ડર મત્સ્ય પકડાઈ જાય છે અને પકડનાર હોય છે ત્રણ યુવાન સ્ત્રીઓ. પુરુષોની દુનિયાએ જે રૂપ ધારણ કરી લીધું હતું એથી ઘરડો ફ્લાઉન્ડર મત્સ્ય બહુ નાખુશ હતો. એણે સ્વપ્નેય ધાર્યું નહોતું કે નવું જ્ઞાન પામીને પુરુષ એ જ્ઞાનનો ઉપયોગ માત્ર ધરતીની બરબાદી અને યુદ્ધ તથા ઔદ્યોગીકરણ દ્વારા માનવસમાજના શોષણ માટે કરશે. આથી એ પોતાની

સેવા સ્ત્રીઓને અર્પણ કરે છે, જેથી સ્ત્રીઓ નિઃશંકનું અને નિરર્થક પિતૃમૂલક વ્યવસ્થાને ઊથલાવી પાડે અને આ પૃથ્વી પર સ્વર્ગીય શાંતિ સ્થાપે.

પરન્તુ સ્ત્રીઓ ફ્લાઉન્ડરની સેવાને નકારે છે. એમનો હેતુ તો કેવળ પુરુષોને અપદસ્થ કરવાનો છે. બને છે ઊલટું જ, સ્ત્રીઓ ફ્લાઉન્ડર પર જ કેસ કરે છે. કેસ ચાલે છે નારીમુક્તિઆંદોલનના કેન્દ્ર બર્લિનમાં. ફ્લાઉન્ડર પર આરોપ એ છે કે, માનવજાતિને છેલ્લાં હજારો વર્ષોમાં જે બુરાઈઓ સહન કરવી પડી છે, એ સૌથી છૂપી જડ ફ્લાઉન્ડર જ છે. એ બધું નવલકથાના તાણાવાણામાં વણાઈ ગયું છે.

અતીતના નવ યુગોની રસોઈયણોનો પ્રતિનિધિત્વ કરનારી નવ સ્ત્રી ન્યાયનો વિચાર કરવા બેસે છે. ફ્લાઉન્ડરને એક માછલીઘરમાં કેદ કરવામાં આવ્યો છે. એ પ્રસંગ ગ્યૂંટર ગ્રાસને પુરુષદ્વેષી નારીમુક્તિ આંદોલનના મતિભ્રમના મજેદાર કિસ્સા સંભળાવવાની તક આપે છે. સાર્વજનિક વાદવિવાદની મજાક ઉડાવનારાં પ્રહસનપૂર્ણ દૃશ્યો પછી, ફ્લાઉન્ડર કોઈ રીતે પોતાનો જીવ બચાવવામાં સફળ થઈ જાય છે. અને એને ફરી બાલ્ટિક સાગરમાં છોડી મૂકવામાં આવે છે.

છેલ્લાં વર્ષોમાં ગ્યૂંટર ગ્રાસ રાજકીય નવજાગૃતિ ફેલાવવામાં અને પોતાના મિત્ર વિલી બ્રાન્ટ તરફથી પ્રચાર કરવામાં એવા વ્યસ્ત રહ્યા કે એમને લખવાનો સમય બહુ ઓછો મળ્યો. એટલે અતીત અને વર્તમાનની આ મિશ્ર વાર્તા એમણે રસિકતાથી કહી છે.

ગ્યૂંટર ગ્રાસે પોતાની પહેલી નવલ કથા 'ધ ટિન ડ્રમ'થી આંતર-રાષ્ટ્રીય ખ્યાતિ મેળવી હતી. એમાં મહા કાવ્યો જેવી સચિત્ર વર્ણનાત્મકતા હતી. 'ધ ફ્લાઉન્ડર' પણ એ સૂત્ર પર આગળ વધે છે. એની વાર્તાના વિશાળ પટમાં કવિતાઓ પણ છે, અનેક ચિત્રો યે છે. પરંતુ માત્ર આવરણ પર ફ્લાઉન્ડર મત્સ્યનું ચિત્ર છે. જેમાં એને વાર્તાકારના કાનમાં કંઈ કહેતો ચીતર્યો છે. વાર્તાકારનો ચહેરો આદિ કશું જ બતાવ્યું નથી.

હળવા અને ઉદાસ, અટપટા અને સૌમ્ય વિચારોથી ભરી આ નવલકથાનો હેતુ છે—સ્વપ્નોના માધ્યમથી વાસ્તવને બદલવાનો. ફ્લાઉન્ડર પણ છેવટે તો એટલું જ કહે છે: 'માત્ર પરીકથાઓ સત્ય છે.' □

## ૬ ઈર્ષ્યાનો



કેતન મહેતા

ચોતરફ ઈર્ષ્યાનાં આવરણોથી છવાઈ જઈએ ત્યારે શું થાય છે તેનો અનુભવ પણ કરવા જેવો હોય છે. કદાચ કેટલાક લોકો તો આવાં આવરણોની અનુભૂતિને પોતાના સુખની, ભાગ્યની ચરમ સીમા પણ માનતા હોય છે. માની શકે. સામાન્ય રીતે તો આપણે ઈર્ષ્યાની સાથે ઝાળ લગાડતા અગ્નિને જ સાંકળ્યો, તેની સાથે કુરૂપતાને સાંકળી એટલે મંથરાને કવિએ કદરૂપી કલ્પી. પણ કેટલીક વખત ઈર્ષ્યાનું બાહ્યરૂપ અચરજ પમાડે એવું હોય છે. પ્રભાતનું ઝાકળ ઝીલીને સૌરભ પ્રસારવા માગતા પારિજાતકની ભીની ગન્ધ બનીને આ ઈર્ષ્યા આવી ચઢતી હોય છે. ત્યારે આપણે પણ મુગ્ધ બની જઈએ. એ ગન્ધ વધારે નિકટ જઈએ, ખૂબ નજીક જઈએ એટલે તરત જ ગન્ધ શાહુડીના કાંટામાં ફેરવાઈ જાય અને આપણા અંગઅંગ છેદાઈ જાય. આ ઈર્ષ્યા દ્વારા માનવી શાની પ્રાપ્તિ કરતો હોય છે તેની પૂરેપૂરી જાણ તો કદાચ દુર્યોધનને પણ નહીં હોય અને ઇયાગોને પણ નહીં હોય. મનોવિજ્ઞાનીઓ કદાચ આના મૂળમાં ગુરુતાગ્રન્થિ જુએ, લઘુતાગ્રન્થિ જુએ, કોઇ ફ્રોઈડને પણ લઈ આવે. ઈર્ષ્યાના આ સૌમ્ય રૂપથી તો બધા ઠગાઈ જતા હોય છે. આપણે ભોળા ભાવે બધાના મનને ભોળું માની લઈએ છીએ; એટલું જ નહીં પણ આપણા પોતાના મનને પણ ભોળું માની લઈએ છીએ. પણ ક્યારેક આ ભોળપણની પાછળ રહી રહીને ડોકિયાં કરી રહેલી કુટિલતાનો સાક્ષાત્કાર થઈ જાય ત્યારે આપણને આપણું નવું રૂપ જોવા મળે.

વર્ષો સુધી જે કેડીએ આપણે ચાલ્યા ન હોઈએ, તેને કાંઠે શું શું

મ્હોર્યું હશે, શું શું મ્હોરી શકે તેની કલ્પના કરવાનું પણ આપણે છોડી દીધું હોય એવી કેડી પર જ્યારે આપણે અચાનક આવી ચઢીએ. આપણા પગને પણ પાંખો ફૂટવા માંડે-પણ તે જ પળે બધું અદૃશ્ય થઇ જાય. ગરમાળાની ચામર, રાતરાણીના ગુચ્છ ચૈત્રની ચાંદની રાતમાં રેલાતું બુલબુલનું ગાન-'ચાલને ચૈત્રની ચાંદની રાતમાં' જેવી કોઈ કાવ્યપંક્તિ-બધું જ અદૃશ્ય થઈ જાય. કશું જ ન રહે. માત્ર આપણને ઘેરી વળે કીકીઓ. એવી કેડી પર ચાલી ગયેલાઓની, ચાલી રહેલાઓની અને ચાલવા માગતા માગતા માનવીઓની. જાણે ધરતીનો કણેકણ, વૃક્ષનું એકેએક પર્ણ-બધા જ ઈન્દ્રની જેમ સહસ્ત્રાક્ષ બની જાય. આપણે છળી જ મરીએ. પછી તો તરત આપણે સાવધ બની જઈએ. ખંધાઈ પ્રવેશી જાય. મોઢામાંથી પતંગિયા બનીને ઊડાઊડ કરવા માગતા આપણા શબ્દોના સ્વરવ્યંજન પણ આપણે તોલીતોલીને બોલવાનો પ્રયત્ન કરીએ, કારણ કે હજુ તો શબ્દ ઉચ્છ્વાસરૂપે જ હોય ત્યાં એનો ગ્રાસ કરવા માટે બધાની દૃષ્ટિ તોળાયેલી જ હોય. બધા રંગ ધીમે ધીમે શમવા માંડે, બધા સ્પર્શ બોદા થવા માંડે. પછી સૃષ્ટિનું પેલું અપરિચિત રૂપ જોવાનો કોઈ ઉત્સાહ ન રહે. પણ છતાં થોડી જ વારમાં આપણું ચિત્ત મોહિનીના પાશમાં બંધાવા માગે. કોઈ બાળકને ધાંટો પાડીને બેસાડી દીધો હોય તો બે પાંચ ક્ષણ તે ચૂપચાપ બેસી રહે એવી રીતે બે પાંચ ક્ષણની ચૂપકિદી પછી ફરી પાછા આજુબાજુના રંગ જોવા માટે અધીરા બની ઊઠીએ. ચારે બાજુ વહી રહેલી ગન્ધને ઝીલવાનો ઉત્સાહ વ્યાપવા માડે. જન્મ પામીને જાણે પહેલી વખત આ સૃષ્ટિને ભોગવતા હોઈએ એવું લાગવા માંડે. પણ પાછી પેલી વિરાટ જવનિકા છવાઈ જાય. ક્યારેક આ જવનિકા આત્મીય નારીનો કેશકલાપ બનીને આવે, ક્યારેક કોઈ પશુને ટોચી નાખવા તત્પર થયેલા પંખીની આંખો બનીને આ જવનિકા આવે. ક્યારેક બાળકને લલચાવવા માટે તેની આગળ ધરવામાં આવતી પીપરમીંટની જેમ આ જવનિકા છવાઈ જાય. એના શકયાર્થોને આપણે ઉકેલી પણ ન શકીએ એટલી એ ગૂઢ બની જાય. આપણે કોઈ પણ રીતે આપણા હૃદયનો અને

તેનો સંવાદ કલ્પી જ ન શકીએ. ધીરે ધીરે આપણી મુગ્ધતાને શાપતા થઈએ. એક પ્રકારનો વિષાદ કેળવતા થઈએ. શંકરાચાર્યની અદાથી પૂછતા પણ થઈએ. તતઃકિમ્ ? પણ કોણ જાણે આ દેહ કઈ માટીમાંથી ઘડાયેલો છે કે પાછી એની એ જ કેડી, એનું એ જ રહસ્ય પામવા માટે નીકળી પડીએ. ફરી મુકુલિત થવા માટે આપણી રઝળપાટ શરૂ થઈ જાય આવે વખતે સ્ટીફન ઝવગની 'Moonbeam Alley' જેવી વાર્તા યાદ આવી જાય. એ વાર્તામાં કૃતજ્ઞતા શબ્દો દ્વારા વ્યક્ત કરાવવા માગતા એક કંજૂસ માણસના આગ્રહથી વાજ આવીને વેશ્યાગીરી સ્વીકારી લેતી એક સ્ત્રીની વેર વાળવાની ભાવનાનું ઉત્કટ આલેખન કરવામાં આવ્યું છે. પોતાની પત્ની ભાગી જાય છે ત્યારે જ એ કંજૂસ માણસને તે સ્ત્રી માટે તેના હૃદયમાં ક્યાંક સંતાઈ રહેલી પ્રેમની પ્રતીતિ થાય છે. તેને પામવા માટેની રઝળપાટ પણ કશું જ વળતું નથી. પોતાના પતિના દેખતા કુટણખાનામાં બીજાઓને પ્રેમથી આલિંગન કરવાનો ડોળ કરતી આ સ્ત્રીની વેદના અને તેને કોઇ પણ ભોગે પામવા મથતા આ માનવીની વાત ઝવેગે કથનપદ્ધતિના વિશિષ્ટ ઉપયોગ દ્વારા સુન્દર રીતે મૂર્તિ કરી આપી છે. ત્યાં ઈર્ષ્યાનું એક નવું રૂપ આપણને જોવા મળે છે. બધાં જ રૂપનો જો મોહ રાખતા હોઈએ તો આ રૂપને શા માટે તિરસ્કારવું ? ()

# ઈર્ષ્યા



રતિલાલ 'અનિલ'

ઈર્ષ્યા એક એવી ઇચ્છા છે, જેની જાણ બીજામાં તે ફળવતી થયેલી જોતાં થાય છે।

ઈર્ષ્યા એ પોતાની અપ્રગટ ઇચ્છાનો અનાયાસ થતો આકસ્મિક પરિચય પણ છે.

ઈર્ષ્યા એક એવો અદમ્ય ભાવ છે, જે કેળવવા માટે શ્રદ્ધા જેવી પૂર્વતૈયારી કરવી પડતી નથી.

અપરિચિતના પરિચય માટેનું કૌતુક તો માનવચિત્તમાં પડ્યું જ હોય છે, આકસ્મિકતા એમાં સાહસ પ્રેરે છે-એટલે એ માત્ર લીલારાગ રહેતો નથી.

ઇર્ષ્યા અનિચ્છનીયનો યે સમ્બન્ધ આતુરતાથી ચાહે છે-અને તે વધુ ને વધુ ગાઢ થતો જાય એ માટે અધીર પણ બને છે.

ઈર્ષ્યા હોવું-ન હોવું, પ્રાપ્તિ-અપ્રાપ્તિનો છેદ ઉડાડી દે છે, તે સરમુખત્યાર તેના જ આવેગથી પીડાય છે અને પાડે છે એ લક્ષણ ઈર્ષ્યામાં પણ છે.

ઈર્ષ્યાની ઉત્પત્તિ 'જોવું'માં છે। માણસને પ્રાપ્ય તમામ દષ્ટિએ જોવું-નો એમાં સમાવેશ થાય છે. પણ માત્ર આંખથી જોનારો બહુ ઇર્ષ્યાળુ થઈ શકતો નથી, એમાં મુગ્ધતાનો અંશ રહે જ છે. પતંગિયાના રંગવૈભવની ઈર્ષ્યામાં પણ મુગ્ધતાનો ભાર તો હોય જ. પણ સુન્દર લલનાને ઈર્ષ્યાથી જોઈ રહેનારો લલનામાં જે છે તે માત્ર આંખથી જ

નથી જોતો, એનામાં હોવાનું દેખાય તેને મૂલવે છે—અને આ મારું, મારી માલિકીનું નથી, મને પ્રાપ્ય નથી એ પ્રતીતિમાંથી જાગે તે ઈર્ષ્યા હોય છે.

જય-પરાજયનાં દ્વંદ્વો આવ્યાં તે પણ ઈર્ષ્યામાંથી. સાહજિક ઈર્ષ્યાને જટિલ, કોરી, અટપટી, અનુભવાય પણ જેની વ્યાખ્યા ન કરી શકાય એવી બનાવી સામાજિકતા, સંસ્કારિતા અને સંસ્કૃતિએ. સામાજિક મૂલ્યો, સાંસ્કારિક મૂલ્યો અને સાંસ્કૃતિક મૂલ્યોએ માણસને માત્ર લાચારીની દશામાં જ ઈર્ષ્યાથી અલિપ્ત તો નહીં પણ ઓછો ઉપદ્રવી રાખ્યો અને ક્યારેક એમાંથી જ પ્રત્યાઘાત રૂપ ઐતિહાસિક ખૂનરેજી પણ ચાલી!

અસ્મિતા અને ઉપેક્ષાના ભાવમાંથી તો ઐતિહાસિક ખૂનરેજી જન્મી. અને અસ્મિતા ઘણીવાર સાંસ્કારિક, સાંસ્કૃતિક કે સામાજિક અહમ્ સિવાય બીજું શું હતું!

અને ઘણાંખરાં ધોરણો અને મૂલ્યો 'માન્યતા' સિવાય બીજું શું છે! જાડા હોઠનું ગૌરવ અનુભવતો હબસી અને પાતળા હોઠમાં રસિકતા આરોપતા આપણે આ વિરોધાભાસ ધારેલાને 'માન્યતા' ઠેરવે છે. પણ એ માન્યતામાં તો સામાજિક, સાંસ્કારિક અને સામાજિક મૂલ્યોનું આરોપણ થયેલું છે એ નહીં હોય તો વળી આપણી ઓળખ શી! આ લોભ થયો, અને એવા બે લોભમાંથી ઇર્ષ્યા અને સંઘર્ષ ફૂટી નીકળે! બારોટો એને રાગડા તાણી બિરદાવે અને ઈતિહાસકારો સોનેરી પૃષ્ઠો લખવા મંડી પડે!

સામાજિકના 'સબી ભૂમિ ગોપાલકી, વહાંપે અટક કહાં?'નો અર્થવિસ્તાર કરીને ઇર્ષ્યાને લાખ ડગલાં યે બસ ન થાય એવા અફાટ વિસ્તારમાં વ્યાપક કરે છે. એટલે તો બે પાડા કરતાં બે પંડિતો ઓછા ઝનૂનથી લડતા નથી! પાડાઓ ઈતિહાસ વાંચતા નથી, પોતાની સંસ્કૃતિ કેટલી પુરાણી છે અને મારો મહાન પૂર્વજ તો ચક્રવર્તી હતો એવું પૂર્વજ્ઞાન એને નથી એટલે એમનાં યુધ્ધો વંશપરંપરાગત ચાલતાં નથી! પણ પંડિતોને તો ભવ્ય વારસો મળેલો હોય છે એટલે બે પંડિતોના

શિષ્યો પણ પુષ્ય કરે છે. કારણ કે એમનામાં 'સામાજિક ભાવના છે!

સામાજિક મૂલ્યો બહુ કઠોર છે, સાંસ્કારિક મૂલ્યો હઠીલાં છે અને સાંસ્કૃતિક મૂલ્યો તો આખી પ્રજાને પરાજયના ઊંડા અવસાદમાં ધકેલી દે એટલાં નિખાલસ છે!

ધોરણ અને મૂલ્ય-પ્રતીતિને બદલે જાતજાતની વ્યવહારુ વ્યાખ્યા પામ્યાં અને ઈર્ષ્યા, લોભ, અહમ્, સંઘર્ષ, અંગત અને સામૂહિક વેર અને હત્યાકાણ્ડો સુધી પહોંચ્યાં.'

ગૌરવના કેટલાયે ચહેરા બિહામણા અને લોહીતરસ્યા છે-પરન્તુ માન્યતા એને જ સૌન્દર્યસ્પર્ધામાં ખડાં કરે છે!

મૂલ્યો નહોતાં ત્યારે મૂલ્યહ્રાસ મર્યાદિત હતો, ભોજન, કપડાં, ઘર અને પ્રેમ-સહચારનાં જ મૂલ્યો હતાં ત્યારે મૂલ્યહ્રાસ એટલો મર્યાદિત હતો, પછી તો દ્વિજો જ નહીં, દ્વિજો-ત્તમ કવિતાનાં મૂલ્યો યે આવ્યાં એટલે મૂલ્યહ્રાસ ત્યાં સુધી પહોંચ્યો!

'અગ્રજ' અને 'અંત્યજ' એવા બે છેડેનાં મૂલ્યો આવ્યાં એટલે બીજા છેડે વસતાની આંખમાં ઈર્ષ્યાનો ભાવ પણ આવ્યો, કારણ કે અંત્યજ જેને પોતાના કરતાં યે હીન અનુભવતો એવા 'અગ્રજ'ના સામાજિક, સાંસ્કારિક તે અધિકારી હતા!

હા, અધિકાર બહુ મોટું મૂલ્ય બન્યું. એમાં વળી અગ્રતા અને સિનિયોરિટીનાં એનેમલ ચઢે તેની ચકાચૌંધ અંત્યજની આંખમાં ઈર્ષ્યાઓ આતશ ભભૂકાવે! એમાં માત્ર ઈર્ષ્યા જ નહીં, વિના લક્ષ્યે મને પરાજિત જાહેર કરનાર આ મૂલ્યો છે શું? કોણ છે એની સ્થાપના કરનાર? આ પ્રશ્નો પણ ખરા! મેદાનમાં ઉતાર્યા વિના જ પરાજિત જાહેર કરવાની સમાજિક, સાંસ્કૃતિક માન્યતા પર કપરાએ ઈર્ષ્યાને તો બહુ નાની અને અવમાનના આઘાતને વિરાટ બનાવી દીધો.

હરિશ્ચન્દ્રને સતવાદી કહ્યા પછી હરિશ્ચન્દ્ર જે મૂલ્યો ખાતર

ચાણ્ડાળને વેચાયેલા એ મૂલ્યો માટે એવા જ ચાણ્ડાળને ત્યાં કોઈ વેચાય નહીં ત્યાં સુધી બીજો હરિશ્ચન્દ્ર જન્મે જ નહીં, સત્યને એવું સ્થિતિસ્થાપક, જડ પારમ્પરિક મૂલ્યોએ બનાવી દીધું તે વિશે ચૂં ચાં કરનારા સુધારકો કહેવાયા. અને ઉપર નીચે કરનારા ક્રાન્તિકારો કહેવાયા ! માત્ર સત્ય જોવાનો અને અનુભવીને નિખાલસપણે નિર્દોષભાવે એના પર હસનારો પાગલ કહેવાયો ! ગૃહીતોથી પર માણસને પારમ્પરિક મૂલ્યોએ ગાંડો ગણ્યો–કારણ કે એનું હાસ્ય પેલા સુધારકો અને ક્રાન્તિકારીઓનાં કાર્યો કરતાં વધારે ખતરનાક હતું ! પેલાં તો મૂલ્યરૂપે સ્વીકારીને એમાં ફેરફાર અને ઊથલપાથલ ઈચ્છતા હતા, પણ પાગલના હાસ્યમાં તો નર્યો અસ્વીકાર હતો ! 

## સાભાર સ્વીકાર

મહેસાણા જિલ્લામાં ગ્રામીણ વિકાસ. લેખક : વિનોદ મોદી, પ્રકાશક : દેના બૅન્ક ગ્રામીણ સેવાકેન્દ્ર, મહેસાણા, [ ઉ. ગ્ર. ].

## રાજીનામું



સત્યજિત શર્મા

એ ઈશ્વરની કોઈ કથાપોથીમાંથી ખરી પડેલો છે. એનું નામ ક્ષય નથી પણ અક્ષય છે. આ તો 'અ' જરા ઊધઈથી ખવાઈ ગયેલો એટલે ઉકેલાતો નહોતો. એના નામ નીચે કરેલી અન્ડરલાઈન પણ દેખાય છે. એટલે અક્ષય ટેલિફોનના તાર પર બેઠેલા પક્ષી જેવો દેખાય છે. આ અન્ડરલાઇન પર ઊભેલા અક્ષયના માથા પર ઈશ્વરની એક આંગળી અડી જવાથી એના કપાળ પર વાળ સરકી ગયા હોઈ એ કાયમ માટે કપાળ પર જ પથરાયેલા રહે છે.

અક્ષય ખરેખર ભલો માણસ છે. પરંતુ આજકાલ એ શહેરની વડી ઑફિસ તેમ જ પોતાના ગામની પોસ્ટ ઑફિસ વચ્ચે વારંવાર આંટાફેરા મારતો દોડધામ કરતો હોય એવું લાગે છે. એને પોતાની નોકરી જતી રહેશે એવી ચિંતા કેટલાક દિવસથી થઈ રહી છે.

અક્ષયે આ ગામ છોડી દેવાનું હતું કારણ કે ઑફિસમાં ગામનાં ઘણાં બધાં લોકોની અરજીઓ એવી આવી હતી કે અમારે આ ટપાલી ના જોઈએ. એ ભલે ભલો હોય પરંતુ એ જ્યારથી આ ગામમાં ટપાલી તરીકે કામ કરવા માંડયો છે ત્યારથી મોટે ભાગે અમારા સગાવહાલાનાં મરણના સમાચારો જ મળતા રહે છે. અમે જમવા બેઠા હોઈએ ત્યારે અથવા તો બપોરની કે રાતની નિરાંતની ઊંઘ તાણતા હોઈએ ત્યારે એ 'કોઈ મૂઆ' છે એવા તાર લઈને આવે અને પરિણામે જે આનંદ-આરામ હોય છે તે અમારે તજવો પડે છે.

કોઈએ તો કડક શબ્દોમાં ધમકી આપતાં પણ લખ્યું હતું કે જો આ ટપાલીને નથી કાઢયો તો અમે એની પાછળ આડા લઈને પડીશું ને

એને અહીંથી ભગાડીશું. આ શું રોજ ગામમાં નીકળીએ કે કોઈને કોઈ રોતું બહાર નીકળતું ભળાય.

ગામના અમથા મુખીએ તો એને અપશુકનિયાળ ટપાલી કહીને કહી દીધું કે જુઓને એની જ બૈરી પેલા કોઈ કૉલેજમાં ભણતા છોકરા જોડે ભાગી ગઈ. આપણા ગામમાં આવા ટપાલી ન જોઈએ. બીજા કોઈ સારા ટપાલીને ગોઠવો.

આવી બીજી ઘણી બધી અરજીઓ વાંચતાં વાંચતાં અક્ષયકુમારની આંખોમાં પાણી ઊભરાતાં. એ ફાનસના પ્રકાશમાં ચમકતી હતી. પોતાના જીવનમાં આ બીજી વાર બની ગયું. એને પહેલાં પણ કોઈ આવા જ કારણસર એક બીજા ગામમાંથી ખસેડવામાં આવ્યો હતો. એણે જોરથી ફૂંક મારીને ફાનસ ઓલવી નાંખ્યું. અંધારું. બારી ખોલતાં જ ઠંડો પવન ચાંદનીના પ્રકાશ સાથે અંદર ધસી આવ્યો. મનમાં ને મનમાં પોતાની જાતને ભાંડતો ને ધિક્કારતો એ ઊંઘવા માટે પ્રયત્નો કરવા માંડ્યો પણ ઊંઘવાને બદલે એ કોઈ સ્વપ્નામાં સરકવા માંડ્યો.

એવું દેખાવા માંડે છે કે એ ઊંઘતો હતો ત્યારે એનું પેટ ધીમેધીમે ફૂલ્યે જતું હતું તેમ એના વિસ્તરતા જતા પેટને કારણે એનું પેટ એક ઊભા ઢોળાવ પડતા શિખરવાળા પર્વતમાં ફેરવાઈ જાય છે. એ પર્વત પર ઘણાં બધાં યાત્રાળુઓ દેખાય છે. ક્યાંક એ પર્વત પર કેટલીક સફેદ ગાયોને ચરતી જુએ છે. પછીથી એ બધા દેખાતા બંધ થઈ જાય છે ને એની જગ્યાએ એ પર્વતના ઢોળાવ પરના ઘાસ પર બેસી પ્રેમગોષ્ઠી કરતાં પોતાની પત્ની કમલા તથા એની સાથેની કોઈ અજાણી વ્યક્તિને એ જુએ છે. એ હળવે રહીને પોતાનો હાથ ઊંચો કરે છે. એનો એ હાથ લંબાતો જાય છે. ઢોળાવ પર બેઠેલા એ લોકો જોઈ ના જાય એ રીતે એનો હાથ લીલા લીલા ભીના ભીના ઘાસમાં સરકતો ઊંચે ચઢે છે...એ હાથ વડે પેલી અજાણી વ્યક્તિના પગને ખેંચીને નીચે પાડવા માંગે છે પણ તે હાથને કમલા જોઈ જાય છે અને ચીસ પાડે છે. આજુબાજુના ઘાસ પર ફુલો પર બેઠેલા રંગબેરંગી પતંગિયાં ઊડાઊડ કરી મૂકે છે. પેલી

અજાણ્યી વ્યક્તિ હાથના એ પંજા પર પગ મૂકીને પોતાના બૂટ વડે ચગદી નાંખે છે. ગભરાઈ ગયેલો એ જાગી જાય છે. એની આંખો આગળ સ્વપ્નું ઊડેલી ધૂળ ધીમે ધીમે જમીન પર ઠરે એ રીતે ઓસરી જાય છે. વારા-ફરતી પોતાના બંને હાથના પંજાઓ પર હાથ ફેરવી લે છે. પાણિયારે જઈને પાણી પીએ છે. ખીંટીએ લટકાવેલા કાંડાઘડિયાળને બહાર ચાંદનીના પ્રકાશમાં જુએ છે તો રાત્રિના ત્રણ વાગ્યા હતા. એ કોઈક નિર્ણય લઈ લે છે.

હજુ પણ વીજળી-પાવર નહિ આવ્યો હોવાને કારણે એ ફાનસ પેટાવતો કશુંક લખવા બેસે છે એનો હાથ કણસતો હતો. આંગળીના ટચાકા ફોડતો જાય છે ને લખતો જાય છે...ક્યાંકથી કોરું કવર ખોળી એમાં પત્ર બીડીને એ પોતાના ખાખી ડગલામાં એ મૂકે છે ને બગલથેલામાં થોડાંક કપડાં ભરી લે છે. દાતણ કરી-નાહીધોઈને એ ક્યાંક જવા માટે તૈયાર થઈ જાય છે. વહેલી પરોઢના જતી બસમાં જવા માંગતો હતો પરંતુ એને પોતાના સાહેબના ઘરે જઈ બારણા નીચેથી પેલું કવર સરકાવવામાં મોડું થઈ જાય છે...એ ઉતાવળા પગે ગામની ભાગોળે આવેલા રોડ પર આવી પહોંચે છે. બસ જતી રહી હતી. બીજી બસની રાહ જોતો બેઠો હતો ત્યારે સૂર્યોદય થાય છે...સૂર્યનાં રંગબેરંગી કિરણોથી આકાશ લાલ વાદળોથી છવાઈ ગયું હતું...પક્ષીઓ પોતાના માળાને છોડીને ઊડાઊડ કરતા કલબલાટ કરતાં હતાં. એ બીજી બસ આવે એની રાહ જોતો હથેળી પર હડપચી ગોઠવતો અન્યમનસ્ક બેઠો હતો ત્યારે માથા પર હાથ ફેરવતી કમલાને બીજા હાથે કપરકાબીમાં ચા લઈને ઊભેલી એ જુએ છે. બાજુના ટેબલ ઉપર નોકરી માટે કરેલી અરજીઓ ફાઈલ ખૂલી જવાથી પવનમાં પટ પટ ફટ ફટ ફટાફટ પટાપટ કરતી હતી હતી તે ફાઈલ બંધ કરી દે છે. અને એના ઉપર એ અંદરનાં ફૂલો દેખાય એવા પાર-દર્શક કાચવાળા પેપરવેઇટને મૂકે છે...અને કમલા સામું જોઈને એ બોલે છે–'કમલા, આજે તો મેં રાજીનામું આપી દીધું !'

કમલા પૂછે છે 'શેનું રાજીનામું ?'

○

# ગાંડા હાથી ઉપર ઊભેલો માણસ



કનુ સુણાવકર

મોટા અદાના મોટા દીકરા પુરુષોત્તમને પોતાની મર્યાદાનું ભાન ન રહ્યું ને એ કડકડતી ઠંડીમાં માત્ર એક બંડી પહેરીને ઊભી બજારે, વહેલી સવારે લટાર મારવા નીકળી તો પડયો પણ એ લલ્લુ લાંબી ઊંઘમાંથી જાગી ગયો. છેલ્લે છેલ્લે આવી ગયેલા એક વિલક્ષણ ક્ષણિક સપનાને યાદ કરતાં, અનુપમ ઊંઘમાં ને ઊંઘમાં રાત પૂરી થઈ ગઈ. જાગીને જોયું તો શરીરે માત્ર બંડી, વાતાવરણમાં દાઢી ખખડાવી કકડતી ઠંડી ચમચમતી ધ્રુજારીમાંથી સ્વસ્થતા મેળવે તે પહેલાં પુરુષોત્તમ લલ્લુની આંખે એક કાળો ડિબાંગ લથબથ અંગોવાળો મશમહોરો હાથી પગ સૂંઢ નાનકી પૂંછડી ઊછાળતો ચિત્કારતો એની પોતાની ઉપર ધસી આવતો દેખાયો. ડામેજમણે જતોઆવતો હાથી! આડોઅવળો થતો જતો પુરુષોત્તમ ભણી આવતો હતો.

સમય નહોતો. હવે શું? કશું નહીં! હવે દિશાઓ ડોલવા લાગી, દિગ્ગજો ભાગવા મંડયા. આભ આખું ચક્કર ચક્કર...ખરા બપોરનો સૂર્ય નાનકડી ગોળની કાંકરી જેવો થયો, પુરુષોત્તમએ મંકોડાની આંખે જોઈ રહ્યો. હાથીએ નજીક આવી સૂંઢ ઉછાળી, સૂરજની કાંકરી ગાયબ પુરુષોત્તમને ત્રીજી આંખ ફૂટી ફૂટી તેવી જ ફૂટી ગઈ; હાથી પુરુષોત્તમ સમક્ષ ખડો હતો. ત્યાં દૂરથી કોઈનો શબ્દ આવ્યો. "ઓ પશલા! ભાગ! ભાગ!"

પણ પશલો કયાં ભાગે? આજુ-બાજુ ઉપર-નીચે બધે જ હાથી જ હાથી સૂંઢો ડોલાવતા ઊછળતા હતા ત્યાં.

"થવું હોય તે થાય. આપણા હાથમાં હાથી નથી." એણે સ્હેજ વિચાર્યું. એને સૂઝ્યું. સોનાની ખોળવાળા લાંબા લાંબા બે દંતુશર પગ આગળની ભોંયમાં ધોયાયાં હતાં. મર્યાદા પુરુષોત્તમ લલ્લુ દંતુશરની સીડીને સહારે હાથી ચિત્કાર–ઉપર–ચિત્કાર કરતો અંધારી રાત ભણી દોડી રહ્યો.

સવારે સૂરજની કાંકરી ક્ષિતિજે દેખાઇ ત્યારે પુરુષોત્તમે કાળા કાળા કાદવના બરફનો સાગર જોયો. હાથી એ બરફના કાદવના મહાસાગરના કળણના મધ્યમાં ખૂંપી રહ્યો હતો.

"હે રામ ! હાથીને બચાવ. એ ડૂબશે તો મારું શું ?" પુરુષોત્તમ પોકારતો રહ્યો, હે રામ ! હે રા ..! કરતો જ રહ્યો.

આજે હાથી જ્યાં ખૂંપી ગયો હતો ત્યાં સોનાની ખોળવાળા બે દતુશર અંગ્રેજી વી (V) રૂપે હયાત છે. જોજો કદીક એ બાજુ જાવ તો/ત્યારે. અત્યારે તો દાંન ખોતરો ખેમચંદભાઈ. ○

---

## શોધ



પ્રવીણસિંહ ચાવડા

એક દિવસ અમે બે મિત્રો એક ગામ જવા નીકળ્યા. સખત તડકો હતો. ભૂખ લાગી હતી. થોડું ચાલ્યા પછી આગળ જોયું તો કાંટાળાં ઝાડ હતાં અને ક્યાંય રસ્તો દેખાતો નહોતો. ત્યાં એક વડલો હતો એટલે અમે એની નીચે બેઠા. પાસે જ કૂવો હતો પણ પાણી કાઢવાનું સાધન નહોતું. અમે વિચાર કરતા હતા ત્યાં એક માણસ આવ્યો. એની પાસે એક ડબ્બો અને દોરી-લોટો હતા. એ વડલા નીચે અમારી સામે બેસી ગયો અને સાચવીને ડબ્બા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં અમારી સામે જોવા લાગ્યો. મેં ડરતાં ડરતાં કહ્યું, 'સામે જવું છે પણ આ બધા કાંટા છે અને ક્યાંય રસ્તો દેખાતો નથી અને ભૂખ લાગી છે - '

'હા, હા. કંઈ વાંધો નહીં. બેસો, પવન ખાઓ, મારી પાસે ડબ્બામાં ઢેબરાં છે. ખાઈશું. પહેલાં તમે એક કામ કરશો ? આમ પૂર્વ બાજુ થોડે દૂર જાઓ. ત્યાં એક ગામ છે. એમાં પૂનમચંદ ઘોડાગાડી-વાળો રહે છે, મારો મિત્ર છે. એને મળો. મારું નામ લેજો, આવી જશે. નહીં તો ઘોડાગાડી તમને આપશે. બેસીને લહેરથી ચલાવતા આવો તમતમારે. અમે બેઠા છીએ. ?

' પણ અહીં કાંટાંમાં ઘોડાગાડી'—

' અરે તમે જાઓ તો ખરા, ભલામાણસ ! '

તડકો બહુ હતો પણ હું ઊભો થયો. થોડે જઈને પાછળ નજર કરી તો મારો મિત્ર પગ ઉપર પગ ચડાવીને હાથ લંબાવી પેલાને તાળી આપતો હતો. ખૂબ ખૂબ ચાલ્યો પછી એક ગામ આવ્યું.

પાદરમાં એક કમરેથી વાંકો વળી ગયેલો માણસ મળ્યો મેં એને પૂનમચંદ વિશે પૂછ્યું. તો મારી સામે જોઈને કહે કે એવો કોઈ માણસ નથી. મેં કહ્યું, પૂનમચંદ ઘોડાગાડીવાળો, એટલે તાળી દઈને હસતો હસતો ચાલ્યો ગયો. હું આખા ગામમાં ભાગ્યો અને આડદશ માણસોને પૂછ્યું પણ બધા હસતા હતાં છેવટે થાકીને હું પાછો વાળ્યો પેલા વડલે પહોચ્યો ત્યારે મારો મિત્ર વડલા ઉપર ઊંધો લટકી રહ્યો હતો. મેં પેલા માણસને જે બન્યું હતું તે કહ્યું એટલે એ હસવા લાગ્યો અને બોલ્યો, પણ ગામ તો પશ્ચિમ બાજુ છે. તમે આમ ક્યાં ગયા, ભલા'દમી' ! મેં કહ્યું. તમે તો પૂર્વ કહેતા હતા. 'ના ભૂલ થઈ. પશ્ચિમ આ બાજુ જાઓ.' કહી ડબ્બા ઉપરનું કપડું સહેજ ખસેડીને પાછું ઢાંકી દીધું. મેં ઉપર મારા મિત્ર સામે જોતાં પૂછ્યું, 'આવવું છે ?' તો એણે ઊંધા લટકતાં લટકતાં મારા સામે આંખ મીંચકારી હું પાછો ચાલ્યો. થોડે ગયો ત્યારે ખ્યાલ આવ્યો કે મારા બૂટ રહી ગયા હતા. ખૂબ ચાલ્યા પછી એક ગામ આવ્યું. ત્યાં ભરબપોરે લોકો ઘરોમાં દુકાનોમાં ઓટલાઓ ઉપર સૂતા હતા. એક ઓટલા ઉપર સૂતેલા માણસને જગાડીને મેં પૂછ્યું, 'પૂનમચંદ ક્યાં રહે છે, પૂનમચંદ ઘોડાગાડીવાળો ?' તો એ કહે, અહીં કોઈ પૂનમચંદ નથી. ગામમાં એક જ ઘોડાગાડીવાળો છે. હરખચંદ' હું બીજા બેત્રણ માણસોને પૂછીને પાછો વાળ્યો. ગળું સૂકાતું હતું અને પગ બળતા હતા. થયું, ચાલો, પૂનમચંદ ન મળ્યો. જઈને ખાઇ લઇશું અને પાણી પીશું. પછી વડલાના છાંયડે પવનમાં સૂઈ જઇશું. વડલે પહોંચ્યો ત્યારે પેલો ડબ્બાનું ઓશીકું કરીને લાંબો થઈ સૂતો હતો: મને જોઈને બોલ્યો, 'મળ્યો ? હરખચંદ મળ્યો ?'

મેં કહ્યું, 'તમે તો પૂનમચંદ કહેતા હતા.'–

'અરે હોય યાર !'

'તો એ ગામમાં હરખચંદ તો હતો જ !'

'તો તમે પણ શું ભલા માણસ ! જાઓ જલદી પછી લાડુ

ખાવા નથી ?'

'ઢેબરાં નહીં ?'

'ના, ના લાડુ. લાડુ.' મેં ચાલવાનું કર્યું. થયું થોડું પાણી પી લઉં. એટલે હું બોલ્યો, 'થોડું પાણી'–એણે હસીને કહ્યું, 'તમારી વાત સાચી, પણ લાવશો ક્યાંથી ?' મેં જોયું તો ત્યાં કૂવો નહોતો. તરત જ વડના થડ પાછળથી હાસ્ય સંભળાયું. મેં જોયું તો મારો મિત્ર છૂપે છૂપે ફાંગી આંખે મારી સામે જોતો બૂચકારા બોલાવીને કંઈક ખાતો હતો હું પાછો હરખચંદની શોધમાં નીકળ્યો. થયું કે ઘોડાગાડી મળી એટલે થયું. બેઠા. ચાબુક વીંઝી ચાલ ઘોડા ચાલ. જલદી કર, ભાઈ, ભૂખ લાગી છે. તરસ લાગી છે. ગરમીથી શરીર ફાટે છે...પેલે ગામ પહોંચી હરખચંદ વિષે પૂછતાં કોઈએ એક ગંદાં કપડાંવાળો, પોટલું ઉપાડીને જતો એક માણસ બતાવ્યો, મેં પાસે જઈને કહ્યું, શું હરખચંદ શેઠ ઘોડાગાડીવાળા, તમે તો યાર ખરા નીકળ્યા ! આટઆટલું શોધીએ તો યે જડતા જ નથી ! કોઈ કહે પૂનમચંદ અને કોઈ કહે હરખચંદ ! ચાલો ચાલો, ઘોડાગાડી લઈને આવો.' એ માથા ઉપરનું પોટલું નીચે મારા પગ પાસે પછાડતાં ગુસ્સે થઈને બોલ્યો, 'મશ્કરી કરો છો ? હું અહીં લોકોનાં પોટલાં ઉપાડું છું. મારે ઘોડાગાડી કેવી ?' એણે મને બે-ચાર સંભળાવી એટલે હું ત્યાંથી ભાગ્યો, વડલે પહોંચીને વાત કરી એટલે પેલો કહે, 'શાનો હરખચંદ ? શાની ઘોડા ગાડી ? મેં તો હુકમચંદને બોલાવી લાવવાનું કહ્યું છે એ મારો મિત્ર છે. એણે રસ્તો જોયો છે. તે આપણને રસ્તો બતાવશે. તમે સોંપેલું કામ કરતા નથી અને ગપ્પાં મારો છો.' હવે મારી ધીરજનો અંત આવતો હતો. મેં કહ્યું, 'તમે જૂઠું બોલો છો. તમે મને ઘોડાગાડી લેવા મોકલ્યો હતો.' પછી મેં મારા મિત્ર સામે ફરીને કહ્યું. 'તું જ સાચું કહે' તો તો એ ગંભીર થઈને બોલવા લાગ્યો, 'જો દોસ્ત. તું રહ્યો મારો ખાસ મિત્ર, આપણે હૃદયનો સંબંધ. એટલે તને ખોટું લાગે એવું બોલતાં મારી જીભ ઊપડતી નથી.

પણ આજના તારા વર્તનથી મારું મસ્તક શરમથી ઝૂકી જાય છે. આ સાહેબે સોંપેલું કામ નહીં કરીને તે એમને અને મને–તારી જાતને પણ–મુશ્કેલીમાં મૂકી દીધાં છે, અને આપણા આખા શહેરનો કલંકિત કરી દીધું છે. આપણે બધા જો આવું વર્તન કરીશું તો સમાજનું શું થશે તેની કલ્પના કરવી મુશ્કેલ છે.' હું થોડી વાર ઊભો રહ્યો. પછી એને કહ્યું, 'ભાઈ, મને ખૂબ થાક લાગ્યો છે. એકવાર હવે તું જઈ આવ.' ત્યાં પેલો એના પણે હાથ મૂકીને બોલ્યો, ના, ના એ બિચારો એટલા ધક્કા ખાઈને થાકીને લોથ થઈ ગયો છે. તમે જ જાઓ.' મેં કહ્યું પણ ધક્કા તો મેં ખાધા છે. એ તો ડાળી ઉપર લટકીને કંઈક ખાતો હતો! પેલા એ કહ્યું. 'તમારો હાસ્યરસ ગજબનો છે, યાર! ડાળી ઉપર લટકીને ટેટા તો તમે ખાતા હતા? મારા મિત્રે હસીને હાથ લંબાવી મને કહ્યું, દે તાળી!' હું પાછો ચાલી નીકળ્યો છું. તાપ પડે છે. ભૂખ લાગી છે. પગમાં જૂતાં નથી. હરખચંદ/હુકમચંદ/પૂનમચંદ મળતો નથી, ગામ ક્યાં છે, પૂર્વમાં કે પશ્ચિમમાં, કંઈ ખબર નથી. કૂવો ચાલ્યો ગયો છે, ખાવાનું કીડીઓ તાણી જાય છે. ○

ખાવા નથી ?'

'ઢેબરાં નહીં ?'

'ના, ના લાડુ. લાડુ.' મેં ચાલવાનું કર્યું. થયું થોડું પાણી પી લઉં. એટલે હું બોલ્યો. 'થોડું પાણી'–એણે હસીને કહ્યું, 'તમારી વાત સાચી, પણ લાવશો ક્યાંથી ?' મેં જોયું તો ત્યાં કૂવો નહોતો. તરત જ વડના થડ પાછળથી હાસ્ય સંભળાયું. મેં જોયું તો મારો મિત્ર છૂપે છૂપે ફાંગી આંખે મારી સામે જોતો બૂચકાડા બોલાવીને કંઇક ખાતો હતો હું પાછો હરખચંદની શોધમાં નીકળ્યો. થયું કે ઘોડાગાડી મળી એટલે થયું. બેઠા. ચાબુક વીંઝી ચાલ ઘોડા ચાલ. જલદી કર, ભાઈ, ભૂખ લાગી છે. તરસ લાગી છે. ગરમીથી શરીર ફાટે છે...પેલે ગામ પહોંચી હરખચંદ વિષે પૂછતાં કોઈએ એક ગંદાં કપડાંવાળો, પોટલું ઉપાડીને જતો એક માણસ બતાવ્યો, મેં પાસે જઈને કહ્યું, શું હરખચંદ શેઠ ઘોડાગાડીવાળા, તમે તો યાર ખરા નીકળ્યા ! આટઆટલું શોધીએ તોયે જડતા જ નથી ! કોઈ કહે પૂનમચંદ અને કોઈ કહે હરખચંદ ! ચાલો ચાલો, ઘોડાગાડી લઈને આવો.' એ માથા ઉપરનું પોટલું નીચે મારા પગ પાસે પછાડતાં ગુસ્સે થઈને બોલ્યો, 'મશ્કરી કરો છો ? હું અહીં લોકોનાં પોટલાં ઉપાડું છું. મારે ઘોડાગાડી કેવી ?' એણે મને બે-ચાર સંભળાવી એટલે હું ત્યાંથી ભાગ્યો, વડલે પહોંચીને વાત કરી એટલે પેલો કહે, 'શાનો હરખચંદ ? શાની ઘોડા ગાડી ? મેં તો હુકમચંદને બોલાવી લાવવાનું કહ્યું છે એ મારો મિત્ર છે. એણે રસ્તો જોયો છે. તે આપણને રસ્તો બતાવશે. તમે સોંપેલું કામ કરતા નથી અને ગપ્પાં મારો છો.' હવે મારી ધીરજનો અંત આવતો હતો. મેં કહ્યું, 'તમે જૂઠું બોલો છો. તમે મને ઘોડાગાડી લેવા મોકલ્યો હતો.' પછી મેં મારા મિત્ર સામે ફરીને કહ્યું. 'તું જ સાચું કહે' તો તો એ ગંભીર થઈને બોલવા લાગ્યો, 'જો દોસ્ત. તું રહ્યો મારો ખાસ મિત્ર, આપણે હૃદયનો સંબંધ. એટલે તને ખોટું લાગે એવું બોલતાં મારી જીભ ઊપડતી નથી.

પણ આજના તારા વર્તનથી મારું મસ્તક શરમથી ઝૂકી જાય છે. આ સાહેબે સોંપેલું કામ નહીં કરીને તે એમને અને મને-તારી જાતને પણ- મુશ્કેલીમાં મૂકી દીધાં છે, અને આપણા આખા શહેરને કલંકિત કરી દીધું છે. આપણે બધા જો આવું વર્તન કરીશું તો સમાજનું શું થશે તેની કલ્પના મુશ્કેલ છે.' હું થોડીવાર ઊભો રહ્યો. પછી એને કહ્યું, 'ભાઈ, મને ખૂબ થાક લાગ્યો છે. એકવાર હવે તું જઈ આવ.' ત્યાં પેલો એના પર હાથ મૂકીને બોલ્યો, ના, ના એ બિચારો એટલા ધક્કા ખાઇને થાકીને લોથ થઇ ગયો છે. તમે જ જાઓ.' મેં કહ્યું પણ ધક્કા તો મેં ખાધા છે. એ તો ડાળી ઉપર લટકીને કંઈક ખાતો હતો! પેલા એ કહ્યું, 'તમારો હાસ્યરસ ગજબનો છે, યાર! ડાળી ઉપર લટકીને ટેટા તો તમે ખાતા હતા? મારા મિત્રે હસીને હાથ લંબાવી મને કહ્યું, દે તાળી!' હું પાછો ચાલી નીકળ્યો છું. તાપ પડે છે. ભૂખ લાગી છે. પગમાં જૂતાં નથી. હરખચંદ/હુકમચંદ/પૂનમચંદ મળતો નથી, ગામ ક્યાં છે, પૂર્વમાં કે પશ્ચિમમાં, કંઈ ખબર નથી. કૂવો ચાલ્યો ગયો છે, ખાવાનું કીડીઓ તાણી જાય છે.

# પ્રસવ



## રજની શાહ

"હરૂ' ડાબા હાથે બેઠેલા ફૂદાને ઉડાડતાં તેનાથી બોલાઈ જવાયું.

પલંગ ઉપરની સાવ સફેદ ચાદરને તેણે કાઢી નાખી. ને તેની જગ્યાએ હમણાં જ નવી ખરીદેલી મનોરમ્ય રંગીન ભાતવાળી ચાદર બિછાવી દીધી. ચાદર પાથરતાં પાથરતાં મોંમાં વળેલું થૂંક તે ગળી ગયો.

તેણે અસ્ત્રી કરેલાં કપડાં પહેર્યાં. અને સાયકલ ઉપર સવાર થઈ ભાગ ભાગ કરતો ભાગ્યો. "કેમ છો ?" એમ કોઈ પૂછી નાખશે અને પોતાનાથી કંઈ જ નહીં કહેવાય તેની તેને બીક લાગવા માંડી. તેણે એક વૃક્ષ પાસે સાયકલ ઊભી રાખી. પછી વૃક્ષની ઓથે જઈને–કોઈ આજુ બાજુમાંથી પોતાની તરફ જોતું નથી તેની ખાતરી કરી લીધા પછી—પેશાબ કરી લીધો અને ભાગતી સાયકલે પાછો આવ્યો.

"કેમ કંઈ થયું છે ?" કોઈકે તેને પૂછ્યું. તેણે ફૂંક મારીને ફાનસ હોલવી નાખ્યું. ઊભા થઈને બારીએ ટીંગાડેલ ડીએ બેઠેલી ચકલીને તેણે ઉડાડી મૂકી. પછી તે આયના સામે આવી ઊભો. તેને થયું કે આયનામાં કશું જ જોવા જેવું નથી એટલે પથારીમાં, જઈને આડો પડયો. પથારીમાં પડયાં પડયાં જ તેણે સિગારેટ સળગાવી.

"કહું, આજે..." ધુમાડા સિગારેટને તેણે એશ ટ્રેમાં કચડી નાખી. તેની નજર પલંગ જે ભીંતને અઢેલીને ગોઠવાયો છે તે ભીંત પર ફરવા માંડી. ખવાઈ ગયેલી વર્ષોજૂની ભીંત પરથી તેણે એક ચપતરી ઉખાડી પછી તે પેલી ચપતરીને તેની અસલ જગ્યાએ ચિપકાવવાના પ્રયત્નો કરવા લાગ્યો. થોડી જ ક્ષણોમાં પેલી ચપતરીની રેત થઈ ગઈ.

"વાદળ વરસવાં જ જોઈએ એવું થોડું છે?" તેણે મનોમન પ્રશ્ન કર્યો.

તે બારી ખોલે છે. આકાશ વાદળોથી નહીં પરંતુ ધુમ્મસથી ઘેરાઈ ગયું છે તે ઊભો થયો...બેઠો...ઊભેલાં બે મકાનો વચ્ચેની નેળ જેવી જગ્યામાંથી તે બહાર નીકળ્યો. આકાશ હજી ધુમ્મસથી છવાયેલું જ હતું. હવે બહાર નીકળ્યો છે એટલે કંઈક કરવું એમ થતાં તેણે ઘરે જઈને એક પાન ખાઈ નાખ્યું. અને પાછો પોતાના રૂમમાં આવી ભરાઈ ગયો.

મરેલા ઉંદરની બરદાસ્ત ન થાય તેવી બદબોથી ગૂંગળાવા લાગ્યો છતાંય તે ખુરશીની પીઠ પર માથું ટેકવી આંખ મીંચી થોડી વાર સુધી બેસી રહ્યો. ભૂરા ભૂરા આકાશમાંથી પગરવ સંભળાતો હોય તેવું તેણે અનુભવ્યું ને એકદમ તે ફાંફળો-ફાંફળો ઊભો થઈ ગયો. ખૂણામાં પડેલી બંદૂક ઉપાડી બહાર ગેલેરીમાં જઈને આકાશમાં એક બાર કરવાની ઇચ્છા થઈ આવી પરંતુ વિન્ડોસીલ પાસે એક પતંગિયું પાંખો ફફડાવતું હતું તે તેણે જોયું અને...

□

# શેઢો બદલાઈ ગયો છે

□ કિશોરસિંહ સોલંકી

**ક્યાંક** જતાં આવતાં ઘણી વખત ખેતર જોઉં છું ત્યારે મને વળગી પડે છે મારા ખેતરનો શેઢો.

એક વર્ષનું બાળક શેઢા ઉપર બેઠું બેઠું લીલા ઘાસને બાથોડિયાં ભરે છે. તેની પાસે આવીને બેઠેલા કાગડાની સાથે ઝઘડવા હવામાં હાથ હલાવે છે. ભાંખડિયે તણાય છે. પાસેની વાડ નજીક લડતી ઝઘડતી કાબરોને જોઈ રહે છે. એના હાથનાં કાંડાંમાં રૂપાની ઘુઘરીઓ રણકે છે અને ઘુઘરીઓના રણકારમાં એ ધૂળથી નહાય છે. પાસેથી પસાર થતી પાણીની નીકમાં ગબડી પડે છે. રડે છે. રમે છે. આનંદે છે.

આંબા નીચે છોકરાં ઘર ઘર / ખેતર ખેતર રમે છે. ખેતર છે. ખેતરમાં ક્યારા છે. ખેતરને શેઢા છે. પાણી ઉલેચીને, ખાડા ખોદીને, કૂવો બનાવીને પાણી વળાય છે. બહાર કઢાય છે. ક્યારે ક્યારે રેલાય છે. માટીનાં ઘર છે. ઘરનું ગામ. આખું ગામ ઢંકાયેલું છે. ઘાસની સળીઓ અને આંકડાનાં પાનથી. ઢોર બાંધવા કોઢ છે. ફૂટી ગયેલી માટલીના કાનાના બળદ કોઢમાં બાંધ્યા છે. લીલી ધ્રો ખાય છે. કાળિયો પૂંછડું વીંઝે છે. કોઈને જોઈને ધોળિયો વાહેરે છે. મુજડો ટગર ટગર તાકી રહે છે.

આંબાનાં પર્ણોમાં બેઠો બેઠો સૂરજ આ બધું જુએ છે. હસે છે. આંબાનાં પાન હવામાં લહેરાય છે. પવન આંબાના પાંદડે પાંદડે, ડાળીએ ડાળીએ આવીને, કશુંક કહીને ચાલ્યો જાય છે. દૂર આંબા નીચે ઢીંગલા ઢીંગલીનાં લગ્ન લેવાય છે. આંબો આનંદે છે. ઢીંગલી સાસરે જતાં રડી પડે છે. ડૂસકે ડૂસકે બધાંની આંખમાં આંસુ ઊભરાય છે. આ બધું જોતાં જોતાં આંબો અને શેઢો બેચેન બની જાય છે. શેઢાની આંખમાંથી અનાયાસે આંસુ સરી જાય છે. શેઢો રડે છે. વિચારે છે. આનંદે છે. હસે છે.

લીલાં લીલાં ખેતર લહેરાય છે. લીલી લીલી ધરતી હસે છે. લીલો લીલો તડકો તાકે છે. શેઢો આકાશ સામે જુએ છે. આંખો તાકી રહે છે શેઢાની નિષ્પલક આંખોને કૂવા ઉપરથી લીંબૂડી જોઈ રહે છે. શેઢાનાં કોમળ કોમળ પગલાંને. એકી સાથે શેઢો ઊભો થઈને સમૂહમાં ગાવા માંડે છે.

' ચડીયો ચડીયો રે....

કાળી કોડીનો મે......

ઊંડો ગાજે ને

નેડો વરહે રે......'

કાળાં ભમ્મર વાદળ તાકે છે. સૌ હસે છે. શેઢો આંખે નેજવાં કરીને જોઈ લે છે. શેઢો ટગર ટગર તાકે છે.

શેઢાની છાતી ઉપર ઢોરોની ખરીઓ. શેઢાના હૈયામાં કોમળ કોમળ પગલાં. પગલાં શેઢાને બચ બચ ધાવે ચસ ચસ ચૂસે. શેઢો ગજ ગજ આનંદે. કુળની મરજાદ. શેઢો પેઢીનું પુણ્ય. શેઢા માથે ઊગે ખળું. ખળાનો પહેરો શેઢો ભરે શેઢો ખેતરનું હૈયું. શેઢો સોનાની પાટો. શેઢા ઉપર મારી સાત પેઢીઓ ચી...ચી...ચી...કરતી ચરે. શેઢો રુંવે રુંવે ઊગે. મારી નસે નસમાં શેઢો ધબાક...ધબાક...ધબકે. મારામાં શેઢો ઘર ઘર જેવું રમે. અમે તો શેઢાનાં રહેવાસી રે. રોઢે રોઢે ફરીએ. શેઢો થાક ખાવા બેસે. શેઢો ચલમનો દમ મારે. શેઢો કોસ થઇને કુવામાં જાય. શેઢો પાણી થઈને રેલે. શેઢો ક્યારે ક્યારે જાય. શેઢો અનાજ થઈને ઊગે. શેઢો ખાતરમાં રોળાય. શેઢો દાતરડે કપાય. શેઢો ખળામાં ઢળાય. શેઢો વાણામાં ગવાય. શેઢો સૂપડામાં ઊપણાય. શેઢો ગાડામાં ભરાય.શેઢો ગામ ભણી જાય. શેઢો કોઠીમાં ઠલવાય. શેઢો ત્રાજવે તોળાય. શેઢો ભાવમાં ભરાય. શેઢો રૂપિયામાં વેચાય. શેઢો શહેર જવા નીકળે. શેઢો સસ્તા અનાજની દુકાનમાં વેચાય.

મારા શેઢાને ખરીદવા જ્યારે લાઇનમાં ઊભો રહું છુ. ત્યારે પોકે પોકે રડવાનું મન થાય છે. શેઢો જ્યારે ગ્રામ કિલ્લામાં તોળાઈને મારી પાસે આવે છે ત્યારે બદલાઈ ગયો હોય છે મારી જ જેમ.

# મંડળી મળવાથી થતા લાભ

* વિજય શાસ્ત્રી

લોકો માટેનું સાહિત્ય એવો પણ એક અર્થ "લોકસાહિત્ય" સંજ્ઞાનો કરીએ તો આજની તારીખે પણ "એવું" 'લોકસાહિત્ય" સરજાતું રહેતું હોવાના ઘણા પુરાવાઓ સાંપડે તેમ છે. પણ સાહિત્યની વ્યાખ્યા કરવાને બદલે પહેલાં 'લોક'ની વ્યાખ્યા કરવી પડે એમ છે. સ્વ. ઝવેરચંદ મેઘાણીએ તો અક્ષરજ્ઞાનથી વંચિત, તળપદી સંસ્કૃતિ અને તળપદા સંસ્કારોથી પોષાયેલા વર્ગના નૈસર્ગિક ઉન્મેષો ધરાવતા વર્ગને લોકસાહિત્યના સર્જક તરીકે ગણાવ્યો છે. આજે એવું Folk-Literature જે સરજાતું હશે ને જ્યાં સરજાતું હશે તેની વાત નથી કરવી. પણ આજે એક જુદા જ પ્રકારના લોકસાહિત્યનું વર્ચસ્વ પ્રસરતું જતું જણાય છે.

એ સાહિત્ય છે ભદ્રસમાજને આકર્ષતું, સોફિસ્ટીકેટેડ માણસોને આંજી દેતું અને કહેવાતા વિદગ્ધોની પ્રશંસા પામતું દેખાવડું સાહિત્ય. આવા સાહિત્યનું મુખ્ય લક્ષણ છે બનાવટી વિષાદ અને બનાવટી આધુનિકતા. બનાવટી સંસ્કૃતિચિંતન અને બનાવટી માનવનિયતિવિષયક ચિંતન. કૃતક ભાવુકતા, કૃતક રણ, કૃતક ઝાંઝવાંના વિસ્તારો એમાં પથરાયેલા પડ્યા છે. મીણબત્તી, દ્વીપ, ભૂતકાળ, વધતી જતી યાંત્રિકતા વગેરેનો સામાન્યોને સહસા આંજી નાખે એવો વિનિયોગ તેમાં થતો રહે છે. પાંપણ અને પરદા, નગર, શ્વાસ, ગામ, નેઈમ-પ્લેટ અને ચકરાતા 'હું'ની ભભકદાર સૃષ્ટિ તેમાં રચી દેવાતી હોય છે. આવી નવલકથા, નવલિકા, ગઝલ કે કવિતામાં પણ પાછાં 'ઝળઝળિયાં' તો આવે જ ! કયારેક કંઠે ડૂમો પણ ભરાય. કયારેક કવિ યા કોઈક પાત્ર ગદ્દગદ પણ થઈ જાય. કયારેક

કૃષ્ણનો નામોલ્લેખ આવે, ક્યારેક સ્વજનના મૃત્યુનો વિષાદ આવે, ક્યારેક વાસંતી વાયરો પણ આવે ને ક્યારેક આદિમતાના અશ્વનો હણહણાટ પણ સંભળાય.

તદબીરોનો તોટો નથી. આવા બધાથી મિડિયોકર ભાવક સહસા અંજાઈ જાય. ક્યારેક છંદમુક્ત રચનાને નામે ગદ્યપંક્તિઓની તોડફોડ પણ હોય. એની પાછળ કશું અનિવાર્યતાનું બળ નથી હોતું. આપણી વિદ્યાપીઠોનું અને જેમનાં વચનો વેદવાક્ય શાં ( કે પછી બાબાવાક્ય શાં ) ગણાતાં હોય એવા વિદગ્ધોમાં ગણાઈ ગયેલાં લોકોનું પ્રમાણપત્ર પણ આવી રચનાઓને મળતું હોય છે. આવાં પ્રમાણપત્રો હવે જોખમી પુરવાર થવા માંડયાં છે. પ્રમાણિત કરનારની પ્રમાણભૂતતા વિશે જ શંકાની નજર રાખવી પડે એવી રમતો રમાતી જાય છે.

આજનું લોકસાહિત્ય તે 'આ' લોકો–નું અથવા લોકો–માટેનું સાહિત્ય. યુનિવર્સિટી કક્ષાએ કે પાઠ્યપુસ્તકમાં કે અમુકતમુકે કરેલાં અમુકતમુક સંપાદનોમાં સ્થાન મળવાથી એક માન્યતા મળી જતી હોય છે. આવી માન્યતા આપનારો યા અપાવનારો એક ભૂદેવવર્ગ પણ પેદા થયો છે: વિવિધ સમિતિઓમાં કે વિવિધ અધિકારમંડળોમાં બિરાજમાન આ વર્ગ ધારે તેને મોક્ષ અપાવી શકે છે. એમાં પછી કૃતિ જોવાતી નથી. કર્તા જોવાય છે. કૃતિ પરથી કર્તા નહીં, કર્તા પરથી કૃતિ! કર્તા પણ જોવાતો નથી, કર્તાનાં કરતૂતો જ જોવાય છે! આને પરિણામે કૃતિનું માહાત્મ્ય ઘટતું જાય છે અને કરતૂતોનું માહાત્મ્ય વધતું જાય છે.

હવે સમારંભો, પ્રકાશનો અને કોલમો પરથી કર્તાનું મહત્ત્વ વધે છે. જાહેરમાં થાય તો જ પ્રવૃત્તિ કહેવાય. હિમાલયની કોઈ એકાન્તમાં ગુફામાં બેસીને કોઈનેય ખબર ન પડે એ રીતે સાધના કરનારનું હવે સાહિત્યમાં કોઈ સ્થાન નથી. કોઈ એકાંત ખૂણે બેસીને બૅકેટ, કાફકા, ટોમસ માન યા અન્ય સાહિત્યસ્વામીઓનાં સર્જનો વાંચનારનું કોઈ ગૌરવ નથી. હવે ગૌરવ થાય છે "મંડળી મળવાથી થતા લાભ" લઈ શકનારનું. આવા

સમારંભો (સદ્ભાગ્યે) નથી થતા ત્યારે સાહિત્યપ્રવૃત્તિ મંદ યા નિષ્પ્રાણ થઈ ગઈ છે એવી બૂમો મારી, ફરિયાદો કરી જાગરુક સાહિત્યસેવીમાં ખપવાનું પણ ઘણા લોકો ચૂકતા નથી.

આજનું 'લોક" છે સમારંભોમાં હાજરી આપનારાઓ, આભાર માનવા, આવકાર આપવા, પ્રમુખ બનવા, સ્ટેજ ઉપર જનારાઓ, સંદેશા મોકલનારાઓ, છાશવારે એકાદ નવી ચોપડી વિશે પૂછપરછ કરનારાઓ, કહેવાતા ભણેલાઓ–નું બનેલું. આવા લોકની ચોક્કસ ગણતરીઓ હોય છે. સાહિત્યક્ષેત્ર એ સરસ બહાનું યા સાધન હોય છે. સાહિત્યના કહેવાતા એવા આ માનવીઓ ધારો કે રાજકારણમાં જાય તો ત્યાં પણ આટલી જ, બલકે આથી યે વધુ સિદ્ધિ મેળવી શકે. કેમ કે મૂળે તો તેઓ રાજકારણીઓ જ હોય છે અને સાહિત્ય હાથમાં આવવાથી ત્યાં રાજકારણ ચલાવે છે.

પણ સાહિત્યના રાજકારણની રૂખ જરાક જુદી હોય છે. એમાં લાગ જોઈને ગળગળા થવાનું શીખવું પડે છે.

એક માણસ એક અપંગ ભિખારી છોકરા પાસેથી પસાર થાય છે.

"પાઈ પૈસો આલો માબાપ" અપંગ ભિખારી કરગરે છે.

પેલો "ઋજુ હૃદયવાળો" સર્જક છે. પણ તે એક ક્રોધઘૃણાસભર દૃષ્ટિ નાખી ત્યાંથી ચાલવા માંડે છે.

ઘેર આવીને જુએ છે તો (કોઈક વાર્તામાં બને તેમ) પોતાના એકના એક અને રસ્તે મળેલા અપંગ ભિખારીના જેવડી જ ઉંમરના પુત્રને અકસ્માત નડ્યો હોય છે અને તેમાં એ પુત્ર પેલા ભિખારીની જેમ જ અપંગ બન્યો હોય છે.

આ જોઈ પેલા "અત્યંત સંવેદનશીલ," "ઋજુ હૃદયના" સર્જકના હાથે કશુંક લખાઈ જાય છે.

એ કશુંક લખાયેલું કદાચ એલિજી પણ હોય, કદાચ ગતકડું પણ હોય પણ આપણી પ્રમાણિત કરનારી વ્યક્તિઓ/સંસ્થાઓ તેનામાં મહાકાવ્ય

સમાન ઉદાત્તતા જુએ છે. બધાં રીઝે છે. બધાંને તેમાંની ઘટના વગેરે સ્પર્શી જાય છે.

પણ એક, જેણે અપંગ ભિખારી તરફની ઘૃણા અને ક્રોધ પેલા "સર્જક"ની આંખમાં જોયાં છે તેને એ બધી જ વાતો પોકળ દંભ જણાય છે.

ચેખોવની એક વાર્તામાં આવે છે તેમ નાટકના કરુણ દૃશ્યને જોઈ આંસુ વહેવડાવનાર એક ઉમરાવબાનુ, બહાર આવીને ઠંડીમાં થીજીને ઠીકરું થઈ ગયેલા કોચમેન વિશે કશું પણ જાણતી નથી એમ સર્જનની પંક્તિઓમાં સંવેદનપટુની છાપ ઉપસાવનાર વાસ્તવમાં સાવ બીભત્સ પણ હોઈ શકે છે! ટૉમસ માને પોતાની "ધી ઈન્ફન્ટ પ્રોડીગી" વાર્તામાં નોંધ્યું છે તેમ, સર્જક, સાહિત્ય, આ, તે, પેલું એ બધું માત્ર સ્વપ્રચારનાં સાધનરૂપ છે કેમ કે–"Publicity cannot afford to neglect any means to its end"

૨ એપ્રિલ, ૧૯૭૮ □

(અનુસંધાન ૪૭ મા પાનેથી ચાલુ)

આ શે'રમાં પણ 'અહીં' શબ્દપ્રયોગ થયો છે, પણ ખીણ અહીં મુજરો કરવા માટેની કોઠાની ફર્શમાં પરિવર્તન થઈ ગઈ છે.

ત્રીજો શે'ર બાવાઆદમથી માંડીને આજના છેલ્લા પુરુષ સુધીનો અવિકાસ સૂચવે છે. સરકસમાં તો સુંદરીના માથા પરનું સફરજન બંદૂક કે પિસ્તોલની ગોળીથી વીંધાતું જોવાય છે–પણ એમાં કવિકર્મ સિદ્ધ થતું નથી, આથી કવિએ પ્રાચીન આયુધ 'તીર'નો ઉલ્લેખ કર્યો છે. ચંબલના ડાકુઓ બંદૂક, પિસ્તોલનો ઉપયોગ કરતા હતા છતાં તેમણે તીરના ઉપયોગને નકાર્યો નહોતો તે અહીં સંભારવા જેવું છે.

ત્રીજો શે'ર અતિ આધુનિક છે. અને સૂરતમાં કેન્સરનું નિદાન કેન્દ્ર ખૂલવા સાથે એને પ્રેરણાનો સમ્બન્ધ હોઈ શકે. 'અહીં' શબ્દ આ શે'રમાં 'આ' બને છે તે સાથે 'ખીણ' અને કોઠાની 'ફર્શ'નું રૂપાંતર

'ખેતર'માં થાય છે–એ ચમત્કાર ધ્યાનાકર્ષક છે. 'ઢગલા' તમાકુનું લૌકિક પ્રમાણ સૂચવે છે. ભારત ખેતીપ્રધાન દેશ છે.

એ વાસ્તવિકતા કવિને ખીણ અને ફર્શના સ્વીકાર પછી યે સ્વીકારવી પડી છે.

છેલ્લે શે'ર તો સાચા અર્થમાં કવિદષ્ટિએ 'વેધક' છે.છે! નજર કરે ત્યાં વીંધ પડે આથી વિશેષ વેધકતા અન્ય શી હોઈ શકે ?

કવિને વિનંતિ કરીએ કે તેઓને વાસ્તવિકતા ભલે અપેક્ષિત હોય આપણા કલ્યાણ માટે આકાશ પર નજર કરે, જેથી પેલી બાજુએ રહેતા ઈશ્વરનાં આપણને દર્શન થાય !

## 'બચ્ચા ઈ સાકુ' કેમ નહીં ?

ગઝલ ઈરાન, અરબસ્તાનથી ગુજરાતે આવી અને ડાકુ સુધી પહોંચી ગઈ, પણ તે ચંબલના ડાકુ સુધી પહોંચીને કેમ અટકી જાય છે ? ગઝલ જ્યાંથી આવી તે અરબસ્તાનમાં 'બચ્ચા ઈ સાકુ' નામનો વિખ્યાત ડાકુ થઈ ગયો તેનું નામ તો પ્રાસમેળના તાલમેલમાં યે આવી જાય છે, છતાં કવિએ—

આ રેતીના ઢગલા ને બચ્ચા ઈ સાકુ,
ખજૂરના ય ઠળિયા અહીં તો લડાકુ !

—આવો મત્લો કેમ ન લખ્યો એવો યક્ષપ્રશ્ન રસિકોને થશે. કવિ આધુનિક, ક્રાન્તિકારી અને રાષ્ટ્રીય સ્પર્શવાળી ગઝલના ઝંડાધારી છે, બચ્ચા ઈ સાકુ'ના સંદર્ભથી ગઝલ તેના પરંપરાવાદી પુરોગામી પ્રવાહમાં તણાય એ એમને માટે અસહ્ય છે. આથી 'બચ્ચા ઈ સાકુ' જેવા વિદેશી ડાકુને બદલે એમણે રાષ્ટ્રીય ડાકુને અગ્રતાક્રમ આપ્યો આપ્યો છે. ગઝલનું ગુજરાતીકરણ થયા પછી રાષ્ટ્રીયકરણ પણ અપેક્ષિત છે.

'ઢંગ વગરના તરંગોના પતંગો' ચગાવતી ગઝલ પછી ગુજરાતને મળેલી આ 'પરફેક્ટ' ગઝલ છે. □





## ડાકુ

અહીં બીજું ચંબલ, અહીં જગ્ગા ડાકુ
આ દુનિયાની એકકેક ગલી છે લડાકુ.
ચમેલીના મુજરા ને ફેંકાતા સિક્કા,
અહીં શબ ઉપર નિત્ય ઊછળે છે ચાકુ.
છે મારા જ શિર પર સુનારી સફરજન,
હું તાકું તો કોની ઉપર તીર તાકું ?
બન્યા કેન્સરી શ્વાસના ધુમ્રગોટા,
આ ખેતરમાં ઊગે છે ઢગલો તમાકુ.
હવે ભીંતનો કેમ વિશ્વાસ કરવો ?
કરું જ્યાં નજર ત્યાં પડી જાય બાકું.

( ઉદ્‌ગાર ) —ભગવતીકુમાર શર્મા

વાલિયા બહારવટિયાને ચિરંજીવ સાહિત્ય સાથે પોતાનો અખણ્ડ અતૂટ સમ્બન્ધ જોડાનું અનિવાર્ય જ લાગ્યું ત્યારે એણે સુદીર્ઘકાળની સાધનાએ એ સિદ્ધ કર્યું, પરન્તુ એક જવાંમર્દને ક્રાન્તિ સાથે પોતાનો અતૂટ સમ્બન્ધ જોડવાનું અનિવાર્ય લાગ્યું, પોતે લેનિન થવું જ જોઈએ એવો એણે સંકલ્પ જ કર્યો, પણ કાર્લમાર્ક્સ પાસે પહોંચવા માટે તો વર્ષો જોઈએ, ત્યાં સુધીમાં તો જરાવસ્થા આવી જાય, ત્યારે ખોંખારા, ઉધરસ ખાવા સિવાયનાં બીજાં સાહસો ન થઈ શકે...એણે કાર્લમાર્ક્સને બાજુએ મૂકીને મારી સૂઝ પ્રમાણેની, મારા માપની ક્રાન્તિ કરું એવો નિર્ધાર કર્યો અને એણે સ્થપાયેલાં ઘર અને ગામ ભાંગવા માંડ્યાં. એની ક્રાન્તિનિષ્ઠા વિશે તો શંકા સેવી શકાય નહીં. એણે પોતાની નિષ્ઠાનું પ્રમાણ ધાડ પાડીને આપ્યું જ ને ? સદ્‌ગત મેઘાણીભાઈએ બહારવટિયાઓની કથા લખીને ગુજરાતી સાહિત્ય સાથે બહારવટિયા-

એનો સમ્બન્ધ જોડી આપ્યો તે પહેલાં પણ ગુજરાતમાં બહારવટિયા હતા અને એમણે પોતાની સૂઝની, પોતાના માપની ક્રાન્તિઓ કરી જ હતી.

સદ્‌ગત મેઘાણીભાઈમાં ગુજરાતની અસ્મિતા સવિશેષ હતી એટલે એ સૌરાષ્ટ્રના બહારવટિયા અને પછી ખેડા જિલ્લાના બારૈયાઓનાં ચરિત્ર સુધી પહોંચ્યા, એથી આગળ ગયા નહીં, આ દુનિયાની એકેકેક ગલી 'લડાકુ' છે એવો સ્વીકાર કરવા જેટલું દૂરદર્શન એમને અપેક્ષિત નહોતું. પરન્તુ ટેલિવિઝન સુલભ થતા સાહિત્યકારોનું દર્શન હવે ગુજરાત પૂરતું મર્યાદિત રહ્યું નથી. આની સુખદ સરાહનીય પ્રતીતિ ઉપરની ગઝલનો પ્રથમ શે'ર કરાવી રહે છે.

પૂજ્ય શ્રી. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ ગુજરાતી ગઝલમાં 'છંદ તરંગોના પતંગો' ઊડતા જોઈને જે વિષાદ પ્રગટ કર્યો હતો તે પછી ગુજરાતી ગઝલે આત્મખોજ આરંભી અને જે પરમ સિદ્ધિ હાંસલ કરી તેનું ઉજ્જવળ ઉદાહરણ ઉપરની ગઝલ છે.

અસ્પૃશ્યતાનિવારણનું આંદોલન ચાલ્યું તેની સૌથી ઘેરી અને નિર્ણાયક અસર ગુજરાતી ગઝલ પર પડી અને ગઝલે અસ્પૃશ્ય ગણેલા હરિજન વિષયોને અપનાવવા અને એક પંક્તિએ બેસાડી પ્રીતિભોજન સમારમ્ભ યોજવાની પોતાના માપની ક્રાન્તિ કરી એનું યે આ ગઝલ એક પ્રતીતિજનક ઉદાહરણ છે.

સૌથી પહેલાં પ્રાસનું લિસ્ટ બનાવીને પછી પ્રાસની આસપાસ વિચાર જોડી દઈને ગઝલ જોડવાની તાલમેલિયા ટેકનિકને આ ગઝલ એક ચેલેન્જ કરે છે, કારણ કે એમાં 'તમાકુ' પ્રાસનો ઉપયોગ થયો છે, પરન્તુ "ગડાકુ" પ્રાસ પર શે'ર લખવાનુ કવિએ નિવાર્યું છે. તમાકુની સાથે જ, કાળા ગોળ સાથે તમાકુની ભૂકી ભેળવીને હુક્કો ગગડાવવા માટે બનાવવામાં આવતો ગડાકુ તરત સાંભરે, છતાં કવિએ પ્રાસમોહ ટાળવાનું સાહસ બતાવ્યું છે.

હવે ગોળ કાળો તો દારુમાં ચાલ્યો,
બનાવું તો કેવી રીતે હું ગડાકુ ?

આવો શે'ર એ સહેજે લખી શકયા હોત, પણ અપૂર્વ સામર્થ્યથી એ મોહને એમણે પરાસ્ત કર્યો છે.

કાફિયાપરસ્ત ગઝલથી ઊફરી જતી આ ગઝલમાં 'કાકુ' પ્રાસ પરનો શે'ર પણ મળતો નથી. કવિશ્રી વિવેચકરૂપે પણ સુખ્યાત છે, અને કવિતામાં 'કાકુ'નું સ્થાન સમજે છે, અને પીંખી શકે છે, છતાં એ પ્રાસના મોહને પણ એ વશ થયા નથી. પરન્તુ જગતની ગલીઓ તે ખીણ છે અને સ્થિતિસ્થાપક રસ્તા વહેતી ચંબલ છે એવો કાકુ ધ્વનિત કર્યો છે. એમણે અજબ કૌશલ્યથી ( શેરી, મહોલ્લા પોળ, પાડા અને ખડકી એ શાંત વિસ્તાર છે અને ત્યાં અહિંસક લોકો રહે છે એવો કાકુ રસપ્રદ છે. )

સાદૃશ્ય ઉપમાના ક્ષેત્રમાં માઈલસ્ટોન જેવી ક્રાન્તિ પણ નોંધપાત્ર છે. છે. ગુજરાતની અસ્મિતા કરતાં કવિને રાષ્ટ્રીયતા સવિશેષ અપેક્ષિત હોઈ, 'જગુ બહારવટિયા'ને બદલે સાભિપ્રાય, જગ્ગા ડાકુ શબ્દપ્રયોગ કર્યો છે. કાફિયાપરસ્તીને કારણે 'ડાકુ' અને 'લડાકુ'નો તાલમેલ બેસાડયો નથી; ડાકુ લઢકણો હોય તે કજોડ લાગે અથવા લડાકુ હોય તે બહારવટિયો કહેવાય તે કજોડ લાગે, એ સૂક્ષ્મ વિવેકનો કવિએ આ પસંદગીમાં સરસ પરિચય આપ્યો છે.

કવિને 'અખિલ બ્રહ્માંડ' કે ચૌદ બ્રહ્માંડની વાતમાં નહીં પણ ધરતીની અને છાપાના સમાચાર જેવી વાસ્તવિકતા અપેક્ષિત હોવાથી કશી જ ગેરસમજ ન થાય એ માટે 'અને' શબ્દપ્રયોગ સહેતુક બબ્બેવાર કર્યો છે, અને 'દુનિયા' શબ્દપ્રયોગ દ્વારા વાસ્તવિકતાને જડ બેસલાખ કરી દીધી છે.

બીજો શેર વાંચતાં મીનાકુમારી અને 'પાકીઝા' ફિલ્મનાં સ્મરણ તાજાં થાય છે!

મીનાકુમારી મુજરો કરે છે, અને એક ભાવક સિક્કાની થેલી ન્યોછાવર કરે છે—ફેંકે છે, પણ હરીફ ભાવક પિસ્તોલમાંથી ગોળી છોડીને સિક્કાને વેરણછેરણ કરે છે–એ દૃશ્ય બીજા શે'રની પ્રથમ પંક્તિમાં કવિએ અજબ કુશળતાથી આમેહૂબ વર્ણવ્યું છે. આ શે'રમાં છેલ્લે 'પિસ્તોલ' શબ્દને બદલે 'ચાકુ' પ્રાસ, કાફિયાપરસ્તીની ટેકનિકને કારણે નથી આવ્યો, પણ રાષ્ટ્રીયતાને કવિ અગ્રના ક્રમે મૂકે છે તેથી આવ્યો છે. જો કે બીજી પંક્તિનો આખો સીન કોઈ બીજી ફિલ્મનો હોય એવું ઘડીભર લાગે. દ્વિપરિમાણ કળાના આવિષ્કારનો ઈન્કાર થઈ શકે નહીં.

( અનુસંધાન ૪૩ મે પાને )

## છરી છે ? □ રતિલાલ 'અનિલ'

તમારી પાસે છરી છે—
ચૈત્રી બપોરના તડકા જેવી
લખલખતી, તરસી, તીખી, ધારદાર ?

મેં સાંભળ્યું છે
લોકો પાસે હવે ઘણી છરી છે
ચિત્તાની છલાંગ મારતી નજર જેવી

લ્યો, આ પથરાયેલો તડકો
કેટલાં જોજન ?
હજાર હજાર સાંઢણીઓની
સો સો દિવસની એકધારી
મજલ જેવો......લંબાયેલો......

તમારી પાસે ગજવા-છરી છે-
નાની, નાના હાથાની ?
એની હીરાકણી જેવી ધારથી
જરા
આ તડકાના થોડા કટકા કરી આપો !

હું એના રેજાની થપ્પી કરી દઉં,
મારા જેટલો તડકો સમેટી લઉં !
તમારી પાસે નાની છરી છે-
તડકાના રેજા કરે એવી ?

△

# ક્ષિતિજ

જૂન,
૧૯૭૮

કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે!

શિક્ષણક્ષેત્રે અજોડ નામ એટલે જ

# આશા ટ્યુશન ક્લાસ

દેસાઈ શેરી, સગરામપુરા, સૂરત-૨.

વિદ્યાર્થીમિત્રો,

ગત વર્ષમાં અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત કરી આશા ટ્યુશન ક્લાસ તેના **નવમા** મંગળ શૈક્ષણિક વર્ષમાં પ્રવેશતાં ગૌરવ અનુભવે છે.

નિત્યનૂતન પલટાતા વિશ્વમાં પ્રત્યેક ક્ષેત્રમાં નવીનતા આવકાર્ય છે. આજે શિક્ષણક્ષેત્રે મહાન ક્રાંતિ થઈ રહી છે. **નવી શિક્ષણપદ્ધતિ** આધુનિક યુગને અનુરૂપ છે. નવી તરેહની શિક્ષણપદ્ધતિ **નવીન દૃષ્ટિબિન્દુ** પર આધારિત છે, **નવો અભિગમ** છે.

આ વર્ષે **તા. ૧૫મી જૂન** થી **ધો. ૮** થી **૧૦** (ન્યૂ. એસ. એસ. સી.)ના વર્ગોનું સત્ર શરૂ થશે. **ધો. ૮** અને **ધો ૯** માં **બધા જ વિષયો** તથા ન્યૂ. એસ. એસ. સી.ના વર્ગમાં **મુખ્ય આઠ વિષયોનો** સંપૂર્ણ અભ્યાસક્રમ અનુભવી શિક્ષકો દ્વારા **તાર્કિક પદ્ધતિથી** શીખવવામાં આવશે. હાયર સેકન્ડરીમાં તર્કશાસ્ત્ર શીખવવામાં આવશે.

| ધોરણ | ૮ | ૯ | ૧૦ ન્યૂ. એસ એસ.સી. | એસ.એસ.સી. ઓક્ટો | હાયર સેકન્ડરી |
|---|---|---|---|---|---|
| કુલ વાર્ષિક ફી રૂ. | ૧૪૦ | ૧૫૦ | ૧૬૦ | ૯૦ | ૧૦૦ |

**તા. ક. :** **તા. ૧૦ મી જૂન** સુધીમાં પ્રવેશપત્ર ભરનારને **રૂ. ૧૦** કન્સેશન આપવામાં આવશે.

**નોંધ :** દરેક વર્ગમાં **મર્યાદિત** પ્રવેશ જ આપવામાં આવે છે. માટે આપનું નામ તાકીદે નોંધાવો.

: મળવાનો સમય :

સવારે : ૮ થી ૧૧

સાંજે : ૪ થી ૬

**A.T.C.**

સંચાલક,

જશવંતલાલ એ. જરીવાલા

# કંકાવટી

જૂન, ૧૯૭૮

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૯ : અંક ૨૩૩ : મૂલ્ય : એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૦, બે વર્ષના રૂા. ૧૯; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેના તમામ પત્રવ્યવહાર રતિલાલ અનિલ, ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨, સરનામે કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨, સરનામે મોકલવી.



તંત્રી-મુદ્રક-પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી દેસાઈ

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫ ૦૦૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત-૩૯૫ ૦૦૩

# કરચલાઓની જેમ

○ જેમ્મિ સબાઈન્સ

C અનુ. પ્રમોદકુમાર પટેલ

દરિયાકિનારે
ઘવાયેલા કરચલાઓ
જે રીતે પોતાના પંજાઓને ત્યજી દે છે
એ જ રીતે
મારી તૃષ્ણાઓને હું ઉશેટી દઉં છું
મારા હાથોને કરડું છું કાપું છું
મારા દિવસોની કાપકૂપ કરું છું
મારી આશાને ઓગાળી દઉં છું
મારી જાતનો નાશ કરું છું
આંસુઓ વહી જાય એ દશામાં હું છું.

ક્યાં લુપ્ત કરી મેં મારી જાતને
અને કઈ ક્ષણે
મારા ઘરમાં વસવાને હું આવી રહ્યો
અને એ બધું ય બિલકુલ મારી જ રીતે
કે મારાં બાળકો ય મને તેમના પિતા લેખવી રહે
અને મારી પત્નીય
મને હંમેશની વસ્તુઓ કહ્યા કરે ?

સ્મૃતિના ધૂળ-ઢૂવાઓમાંથી
ક્યારેક ક્યારેક
એક એક ટુકડો લઈને
મારી જાતને હું એકત્ર કરું છું

અને, મારી જાતની નવરચનાના પ્રયત્નો કરું છું
મારી પ્રતિમા સરખી મારી જાતને ઘડવાને.

પણ, અરે, કશુંય રહેતું નથી !
મારા હાથોમાંથી રકાબીઓ તૂટતી સરી પડે છે
અને ખુરશીના પાયાઓ
ગંદાં પાટલૂનો
મારાં ખોદી કાઢેલાં અસ્થિઓ
અને જે પ્રેમ અને માયાવી ભૂતાવળો દેખાડે છે
તે તસવીરો....
કશું ય નહિ.

મારા પર કરુણાદૃષ્ટિ કરો !
કરુણાદૃષ્ટિ માટે મારે કોઈકને કહેવું છે.
જે કોઈ વ્યક્તિ મને પહેલી સામે મળે તેને
ક્ષમા માટે હું કહેવાનો છું
હું તો છું કેવળ ગબડતી શિલા
કેમકે, ઢોળાવ પર રાત્રિ છે
અને અંતને કોઈ જોઈ શકતું નથી.
મારી હોજરીમાં
અને મારા આત્મામાં પીડા ઊપડી છે
અને
કોઈ કરુણાળુ હાથ એના પર ચાદર નાખી દે
એ માટે
મારું આખું ય શરીર
ભયમાં પ્રતીક્ષા કરી રહ્યું છે.



## પાંચ રચનાઓ



રાધેશ્યામ શર્મા

### યાદ

જ્યારે લોકો હું હાજરજવાબ નથી
એમ કહે છે ત્યારે
ટેબલ ઉપર હલેસાંને પોઢાડી કિનારે
પડેલી હોડી જેવાં
સ્થિર પડેલ ચશ્માામાં
સગર્ભ તુરંગો સાથે અફળાતા
અવકાશની આંખો જેવાં ચામાચીડિયાંની
યાદ આવે છે.

# ગોળ ગોળ

હવાના પરદા પર ફૂંક મારતાં જ
કાચની પૂતળી ગોળ ગોળ ઘૂમે છે
ગોળ ગોળ ઘૂમવા છતાં એ
ત્યાંની ત્યાં હસે છે
અને રડે છે.
પણ રડે શું ?
જ્યાં આંસુનું ટીપું નથી
ટીપું જો હોય તો
અંદર ટાવરના ડંકા લહેરાય
લહેરેલહેરે પૂતળીનો પિંડ
અને બહુમુખી બ્રહ્માંડ
જે ત્યાંનું ત્યાં હાજરાહજૂર
કાચિંડાની રંગીન ત્વચાસમું
ડબક ડબક ચક્ષુ ખોલે
વાંખે પાંપણ પટપટ
ઝટઝટ
દૃષ્ટિમાં દેખાઈએ
હું
પૂતળી
કાચનું બ્રહ્માંડ
પૂતળી
હું

## એકકાનં શ્વાસં

સંવારના સોનેમઢ્યા
આંબાવાડિયામાં જવા
વાડ સાથે શિંગડાં ભટકાવી
થાકીને ડોકિયું કરી લઈ
બપોરની લીલી ઘટાદારે
આંબલીની ખાટીબડખ છાયામાં
ખીલાની માયાપ્રીતને
સ્વપ્નિલ પલકારમાં સંભારીને
આવતી સાંજની ધૂંધળી ધીમી ગાયના ગળાંમાં
પૂનમના ચંદ્રનો ઘંટ જોઈને
ઊણાં સૂતેલાં વાંવકૂવા ઊંચાંનીચાં
અને
મારો શ્વાસં એકકાનં છે. ○

## વિવેચકવર્યને

તમારી આંગળીઓની લાંબી ચાંચોમાં
પતંગિયાની પીતવર્ણી પાંખોને
મરડાઈને રાતી થતી જોવા છતાં
મેં કવિ થવાનું નક્કી કર્યું.

આંગળીઓના નખના પોલાણમાં પેઠેલી—
પરંપરાની પ્રસ્વેદસિક્ત ઊધઈ
કેટલી કાઢી શકીશ એ નહિ કહું છતાં....
હા, મેં કવિ થવાનું તો નક્કી રાખ્યું.

મને આવું આવડ્યું ક્યાંથી ?
એવું તમે આદતના માર્યા પૂછી બેસો
તો તો કહી શકું કે
તમે ભાગ્યે જ ઉદય પામતા દીઠેલા
તમારી આંગળી ઉપર જ ચોંટેલા
અર્ધચંદ્રથી મારા હૈયે
ભરતીની ભાત ઊપસી આવી !
અને એટલે તો કહી શકું ને
કે
હું છું
તમારા વગર પણ....?

## ચિત્તમાં સ્થપતિ

પંખીનાં
પડછાયા
મકાન
બન્યા
ત્યારે
કવિચિત્તમાં
સ્થપતિ
સળવળ્યો
ને
શેરડીસાંઠામાંથી
સન્નાટો
સૂનકારને
પાછળ મેલી
ભાગ્યો.

## ગઝલ ▱ અજિત ઠાકોર

સાંજ ઢળતી રહી આંખ ફરકી નહીં,
શબ્દવેલ અર્થભીંતે ચડી પણ નહીં.

સાંજ ઢળતી રહી આંખ ફરકી નહીં,
કાગળે ટેકરી અવતરી પણ નહીં.

સાંજ ઢળતી રહી આંખ ફરકી નહીં,
આશ પર્વતનદી શી દડી પણ નહીં.

સાંજ ઢળતી રહી આંખ ફરકી નહીં,
રે ! હથેળીમાં ડમરી ચડી પણ નહીં.

સાંજ ઢળતી રહી આંખ ફરકી નહીં,
બંધ ઘર બારી એક્કે મળી પણ નહીં.

સાંજ ઢળતી રહી આંખ ફરકી નહીં,
ફૂખ ભીંત કન્યકાની ફળી પણ નહીં.

# મધુવ્રતના દિવસો



સુરેશ હ. જોષી

રોજ ને રોજ જે સંસારને જોતો આવ્યો છું તે જ સંસાર મારી નજર સામે છે. ક્યાંક લગ્નોત્સવને કારણે એની એ ફિલ્મી સંગીતની રેકર્ડ, સંગીત ઘોંઘાટ બની જાય એટલી હદે, મોટા અવાજે વાગી રહી છે. ક્યાંક શ્રમજીવીઓ આકરા સૂરજના તાપમાં જીવનના દારુણ સંઘર્ષમાં ઝૂઝી રહ્યા છે. રાજકારણીઓના દાવપેચ અને કાવાદાવા ચાલી રહ્યા છે. ક્યાંક અરાજકતાવાદીઓ ગેરવ્યવસ્થા અને હિંસા ફેલાવીને બધું છિન્નભિન્ન શી રીતે કરવું તે વિચારી રહ્યા છે. ક્યાંક કોઈ ગર્ભશ્રીમન્ત સુખી ઘરનો શાહજાદો સુખાસને પડ્યોપડ્યો કાર્લ માર્ક્સનું પુસ્તક હાથમાં લઈને ક્રાન્તિનો નશો કરી રહ્યો છે. ક્યાંક લાંબા ગાળાના કષ્ટસાધ્ય રોગ જેવી બની ગયેલી જિન્દગીનો અન્ત લાવવાનું કોઈ દુઃખિયો વિચારી રહ્યો છે. વલ્લભાચાર્યનું સ્મરણ કરીને વૈષ્ણવો વ્રજભૂમિની માનસયાત્રા કરી રહ્યા છે. આ બધાંની જ વચ્ચે ક્યાંક કોઈક જીવનની આ જુદી જુદી તરાહો વિશે સ્વસ્થતાથી, અનૌત્કલવ્યથી, વિચારતું પણ હશે.

આ દરમિયાન ગઈ કાલનો દિવસ પસાર થઈ ચૂક્યો છે. ખૂબ તાપને લીધે, રવિવાર જેવા રવિવારની બપોરે, સુખપૂર્વક વામકુક્ષી

કરી શકાઈ નહિ તેનો કેટલાકને ઉચાટ છે. પડોશીને ત્યાંથી માગી આણેલાં બરફનાં ચોસલાં અને સિન્થેટિક શરબતથી હું મન મનાવવાનો પ્રયત્ન કરું છું. આ દરમિયાન જ્યોર્જ સાન્તાયનાની ફિલસૂફીનું પુસ્તક વાંચવા લીધેલું તે એમ ને એમ પડી રહ્યું છે. આવા જ દિવસોમાં શ્વેતાશ્વતર ઉપનિષદ્‌ના ઋષિએ પ્રશ્ન પૂછ્યો હશે, 'કવચ સમ્પ્રતિષ્ઠા ?' આખરી આરામ અમને ક્યાં મળશે? 'અધિષ્ઠિતાઃ કેન સુખેતરેષુ વર્તામહે ?' કોના આદેશથી અમે આ સુખદુઃખમાં જીવી રહ્યા છીએ ? એ નિયતિ હશે, યદૃચ્છા હશે–કોને ખબર ? કોઈ વાર પ્રમાદની માત્રા એટલી વધી જાય છે કે 'ઈશ્વર'ના ત્રણ અક્ષરને જોડવાની પણ હોંશ રહેતી નથી !

શરીર ધર્મનું આદ્ય સાધન છે. તે આ ઋતુમાં બરાબર સમજાય છે. આજકાલ આધ્યાત્મિકથી જુદા જ પ્રકારની સમાધિમાં શરીર સરી પડે છે. કેવળ ભૌતિક તત્ત્વનું જ વર્ચસ્ રહે છે. ભગવાનને ફરીથી પહેલા અવતારથી જ શરૂઆત કરવી પડે એવી પરિસ્થિતિ ઊભી થાય છે. વિચારના સ્ફટિક બંધાય તે પહેલાં જ ઓગળી જાય છે. આવા સંતપ્ત દિવસોમાં ભગવાન બુદ્ધે એમનાં ક્ષમાસુન્દર નયનો ખોલીને જગતને શાતિનો માર્ગ ચીંધ્યો. નૃસિંહાવતાર પણ આ જ માસમાં થયેલો અને શંકરાચાર્યની જન્મજયન્તી પણ આ જ માસમાં.

આથી મને આશા બંધાય છે: ભલે શરૂઆત પ્રમાદથી થાય, ભલે સંતપ્ત ચિત્તે પ્રારમ્ભ કરીએ, આખરે તો શીતળતા લાધશે. બોધિવૃક્ષની છાયા આપણે જ સર્જી લેવાની રહે છે આપણા શબ્દોમાં, સ્પર્શમાં, આચરણમાં અન્યને એનો અનુભવ થવો જોઈએ; બધાં એવી શાતા પામે એવું બનવું જોઈએ. નિરુદ્યમને માટે કારણો ઘણાં છે; વૃત્તિ અનુકૂળ જ છે. છતાં એને શરણે જતાં વારનાર કશુંક રહ્યું છે ખરું ? નહિ તો નિદ્રાને જ સમાધિસ્થિતિ કહીને ઓળખાવી દીધી હોત !

હેમન્ત અને શિશિરમાં સૂર્યને સુખપૂર્વક સેવ્યો. હવે એવી સહચરી

છાયાનું શરણું લેવાના દિવસો આવ્યા. કેળનાં પાનની શીતળ છાયામાં બેઠેલો કાચિંડો ભીની માટી ખોદીને દરમાં ઠંડક માણતો નોળિયો, લીમડાની ગાઢ ઘટામાં આરામથી બેઠેલો વાંદરો, ટપકતા નળ નીચે નાહતી કાબર આ બધું જોવું ગમે છે.

વાતાવરણમાં થોડી કરુણતા છે. રાતે જોયું તો ચન્દ્રની આજુબાજુ નાનું ભેજનું વર્તુળ હતું. સવારે ઊઠ્યો ત્યારે મને એનો મહિમા સમજાયો. ઘરમાં ચકલીએ ઈંડાં મૂક્યાં ને એને ફરના પંખાની ઝાપટ વાગી. એ અકાળે મરી ગઈ. બે દિવસ ચકલાનો આક્રોશ એકસરખો ચાલુ રહ્યો. પછી એણે બચ્ચાં ઉછેરવાનો ઉદ્યમ આદર્યો. લીમડા પર કાગડાઓ વાંદરાની પૂછડી ખેંચીને એને પજવી રહ્યા છે. પહેલાં તો માન્યું કે કાગડાઓ ટિખ્ખળ કરી રહ્યા હશે. પણ પછીથી વાંદરો નીચે ઊતર્યો ત્યારે જોયું તો એની પૂંછડી તૂટી ગઈ હતી તે કાગડાઓ ટોચ્યા કરતા હતા. બીજા વાંદરાઓ એની વહારે ધાતા નહોતા. બધાએ એને ત્યજી દીધો હતો. પંખીઓમાં પણ એવું જ છે. માંદા થયેલા કાગડાને બીજા કાગડાઓ મળીને પૂરો જ કરી નાખે છે. સેવા-વૃત્તિ એમનામાં હોતી નથી. ટકી રહેવા માટે થોડા ઘણા નિષ્ઠુર થવું જ પડે એ આપણી લાચારી છે.

પોર્ટ બ્લેરની પાસે ઝંઝાવાતનું નિર્માણ થઈ રહ્યું છે એવું સાંભળ્યું. અહીં તો રાતે કોઈ યોગીએ શ્વાસને નિરુદ્ધ કર્યો હોય એવી સ્થિતિ છે. નિદ્રાના જુદા જુદા તબક્કાઓ પડી જાય છે. વચ્ચે વચ્ચે જાગૃતિ અને તન્દ્રાના તબક્કાઓ પણ આવી જાય છે. ચૈતન્યની જુદી જુદી સ્થિતિમાં વિહરવાનો આ સુયોગ છે એમ માનીએ તો શું ખોટું? પણ આ જ દિવસોમાં આમ્રફળ માધુર્યનો સંચય નથી કરતું? ખરું જોતાં આ તો મધુવ્રતના દિવસો છે. ○

# વિવેચનના નૂતન અભિગમો



હરિવલ્લભ ભાયાણી

સાહિત્યકૃતિનો **આસ્વાદ પામવા** પૂરતું જ તેનું પ્રયોજન છે, તેને માટે પણ પોતે સાચો અને પૂરેપૂરો આસ્વાદ પામ્યો કે નહીં તેની ચિંતા કરવાની કક્ષા કેટલીક વાર આવતી હોય છે. પણ વિશેષે તો જે બીજાને સાહિત્યકૃતિનો **આસ્વાદ કરાવવા** માગે છે, અથવા તો પોતાના **આસ્વાદને તપાસવા** માગે છે તેને માટે તો સાહિત્યકૃતિ અને સાહિત્ય શું છે અને શા માટે છે એ પ્રશ્નોનો સામનો કરવાનું અનિવાર્ય હોય છે. મને જે કાવ્ય લાગ્યું તે કાવ્ય, બીજાને કાવ્ય લાગતું હોય કે અકાવ્ય તેની સાથે મારે કશી ન લેવા, ન દેવા, એવું વલણ તે ન જ લઈ શકે. શાને આધારે, કયાં ધોરણોથી પોતાને અમુક કૃતિ કાવ્ય હોવાનું લાગ્યું છે તે તેણે પ્રગટપણે જાણવું અને જણાવવું પડે, કૃતિને આધારે, કૃતિમાંનાં તત્ત્વોને આધારે સમર્પિત કરવું પડે. તેને પોતાના અનુભવનો વસ્તુનિષ્ઠ, બીજો પણ ચર્ચાવિચારી શકે તેવા રૂપમાં, વૃત્તાંત આપવો પડે. એને જ આપણે સાચા અર્થમાં સાહિત્યવિવેચન કહીએ છીએ.

સાહિત્યવિવેચનના ચાર વિભાગ પડાય છે: સૈદ્ધાંતિક વિવેચન,

વિનિયુક્ત વિવેચન ( કે વ્યવહારુ ) વિવેચન તુલનાત્મક વિવેચન અને સાહિત્યિક ઇતિહાસ. આમાં સૈદ્ધાંતિક વિવેચન બાકીનાં ત્રણનો પાયો છે. રોમેન્ટિક વિવેચન પછી નવ્ય વિવેચન આવ્યું. નવ્ય વિવેચનની મર્યાદાઓ છતી થતાં (તેમ જ અન્ય કારણોએ) સૈદ્ધાંતિક વિવેચનમાં મોટી ઉથલપાથલ થઈ. મૂળભૂત પ્રશ્નો ફરીથી પૂછાવા લાગ્યા. સાહિત્યવિચારના જે વિવિધ નૂતન અભિગમો અત્યારે આગળ આવ્યા છે, તેમાં ભાષાકેન્દ્રી અભિગમોએ અતિશય પ્રબળ ઊહાપોહ મચાવ્યો છે. હમણાં કેટલાંક વરસોથી ભાષાકેન્દ્રી અભિગમોમાંના એક ફ્રેન્ચ બંધારણવાદી અભિગમે વિવેચન-વિચારને લગતી એક મહત્ત્વની સૂક્ષ્મદર્શી વિચારધારા આગળ કરી છે. પરન્તુ તેને યોગ્ય રીતે સમજવા અને મૂલવવા માટે વર્તમાન સાહિત્ય-વિચારના વિવિધ પ્રવાહો અને વલણોને નજર સામે રાખવાં જરૂરી છે. બ્રેડબરી અને પામરનું 'કન્ટેમપરરી ક્રિટિસિઝમ' ( ૧૯૭૦ ) વર્તમાન વિવેચનનો જે દૃશ્યપટ આપણી સામે રજૂ કરે છે તે આ હેતુ માટે ઘણો ઉપયોગી છે. તેમાં વિવેચનના જે આઠ અભિગમોનું નિરૂપણ છે. તે આ પ્રમાણે છે : માનવતાવાદી, કૃતિનિષ્ઠ, પ્રકારનિષ્ઠ, સાંસ્કૃતિક–સામાજિક, મનોવિશ્લેષણીય, તુલનાત્મક, ભાષાનિષ્ઠ અને ભાવનિષ્ઠ.

સમજવાની સગવડ ખાતર આપણે વિવેચનના ઉપર્યુક્ત તેમજ બીજા પણ જે કોઈ અભિગમો છે, તેમને ત્રણ વિભાગમાં વહેંચી શકીએ : સર્જકનિષ્ઠ, કૃતિનિષ્ઠ અને ભાવનિષ્ઠ. કૃતિને ભાષામય, સાંસ્કૃતિક અભિવ્યક્તિ કે માનવઅનુભવની અભિવ્યક્તિ તરીકે લેખતા અભિગમોને કૃતિનિષ્ઠ ગણી શકાય. સાહિત્યની પૂર્વપરમ્પરાના પરિચયથી પ્રાપ્ત કશાક સામર્થ્ય ઉપર ( સહૃદયતા કે અધિકાર ઉપર ) આધાર રાખતા પ્રકારનિષ્ઠ તથા બંધારણવાદી અભિગમો ભાવકનિષ્ઠની કોટિમાં આવશે.

સાહિત્ય બહુપાર્શ્વી અને અતિ સંકુલ હોઈને કોઈ સાદોસીધો

સિદ્ધાંત તેના તત્ત્વ અને સ્વરૂપનો ખુલાસો આપી શકે એમ નથી. અર્વાચીન સમયમાં જ્ઞાનની અનેક શાખાઓમાં સિદ્ધાંત, પદ્ધતિ અને ટેકનિકની દૃષ્ટિએ અભૂતપૂર્વ વિકાસ થયો છે. ભાષાવિજ્ઞાન, મનોવિજ્ઞાન વગેરેનો પ્રબળ પ્રભાવ સાહિત્યવિચાર પર પડ્યો છે અને સાહિત્યને લગતાં વિધાનોને વસ્તુલક્ષી મોભો અર્પવાની મથામણ કરતા કેટલાક અભિગમો વિચારણાના અત્યંત ચુસ્ત તંત્રની હિમાયત કરનારા છે. એક રીતે તો એ આપણને અજાણ્યું કે આકરું ન લાગવું જોઈએ, કારણ કે પ્રાચીન ભારતીય કાવ્યવિચાર એટલો જ ચુસ્તીને અને તન્ત્રબદ્ધતાને વરેલો હતો.

વર્તમાન સાહિત્યવિચાર અત્યન્ત સૂક્ષ્મ અને ચેતનવન્તો છે. તેનો સમ્યક્ પરિચય કેળવવા માટે વ્યવસ્થિત અને ગણનાપાત્ર બૌદ્ધિક પરિશ્રમ અનિવાર્ય છે. એકાદ બે લેખ કે પુસ્તક વાંચી, કોઈએ કરી આપેલી તારવણી કે સારનો જ આશ્રય લઈને ચલાવવાનું કરનારને માટે નાનામોટા ભ્રમોમાં ફસાવાનું અને સાચા ખોટા ખ્યાલોની ભૂલભુલામણીમાં અટવાવાનું મોટું જોખમ છે. આ કામ રવિવારી નવરાશની પ્રવૃત્તિ તરીકે ચલાવી શકાય તેવું નથી જ.

આપણું સાહિત્યનું વિવેચન અને અધ્યાપન આ ઊહાપોહ પરત્વે વધુ અભિજ્ઞતા અને જાણકારી કેળવે એ ઘણું જરૂરી છે વિવેચનના પાયાની પુનર્વિચારણા, બદલાતાં સાહિત્ય, સંસ્કૃતિ અને વૈચારિક પરિવેશ અનુસાર સતત થતી રહેવી જોઈએ. વિવેચનની અર્થવત્તા, પ્રતીતિકરતા અને દ્યોતકતા માટેની એ અનિવાર્ય શરત છે. આપણે આશા રાખીએ કે આ ચર્ચાસત્ર આ દૃષ્ટિએ પૂરેપૂરું ફળપ્રદ નીવડશે.

---

એપ્રિલ, ૧૯૭૭ માં અમદાવાદની એચ. કે. કૉલેજના આશ્રયે વિશ્વવિદ્યાલય અનુદાન આયોગની સહાયથી આયોજિત વિવેચનના બંધારણવાદી અભિગમને લગતા ગ્રીષ્મ–ચર્ચાસત્રનું પ્રારંભિક વકતવ્ય.

□ ચિનુ મોદી 'ઇર્શાદ'

સાત ઢગલીમાંથી
કઈ ઢગલીમાં
મારો પડછાયો સંતાયો હશે ?
એક જ ઢગલી
વીંખી સાચો ઉત્તર મેળવી
લેવા જેવી
હોશિયારી મારામાં વળી ક્યારે હતી
તે છત્રીસ વર્ષમાં છ ઢગલી તો
મેં વીંખીય નાખી
અકબંધ પડેલી સાતમી ઢગલી પાસે
લોહીઝાણ લાંબા ન્હોર કરડતો
હું ઊભો છું
ઊભો છું તળિયા વગરના દરિયા પાસે
તૂતક વગરના વહાણ જેવો,
મરેલા યોદ્ધાના ભાથામાંના બાણ જેવો.
ગઈ રાત્રે
મને મળીને તમે છૂટાં પડ્યાં ત્યારે
આલ્બમમાં
ચોંટાડેલા તમારા ફોટાને
ઉંશીને હું આવું જ બબડ્યો હતો—
પણ તમારે એ ક્યાં સાંભળવાનું હતું ?

નબળો નવલકથાકાર પાનાં ભરવાને જે રેઢિયાળ સંવાદ યોજે તેવો આ સંવાદ, લંબાવવો હોય તેટલો લંબાવી શકાય.

ખરેખર, જગત ધાર્યું હતું તેથી કાંઈક જુદું જ નીકળ્યું! પેલો સુકુમાર–એવું લાગતું હતું કે મોટો કવિ થશે, નામ કાઢશે પણ કશું જ થયું નહિ. એ તો સાવ મૂરખ નીકળ્યો. ચાર છોકરીઓ કવિતા પર વારી જઈને ઘેલાં કાઢે એટલાથી એ ભોળવાઈ ગયો. એ રેખામાં અક્કલ જ શી હતી! એ તો કોઈ ગ્રીન કાર્ડવાળાને જ શોધતી હતી. હવે સુકુમાર બેઠો રહે છે હૉટેલોમાં. ચા ગટગટાવ્યે જાય છે. જમાનો એને પાછળ મૂકીને આગળ નીકળી ગયો છે. અને સંયુકતા! કૉલેજની બ્યુટીકવીન, ભણવામાં હોશિયાર, ડીબેર્ટટમાં તો એ જ પહેલી. એવી તીક્ષ્ણ બુદ્ધિ કે રેંજીપેંજી પ્રોફેસરનું તો એની આગળ ચાલે જ નહિ. ગઈ કાલે જ એને જોઈ. હજી તો પાંત્રીસ જ થયાં છે પણ સાવ ડોશી જેવી થઈ ગઈ છે. કહે છે કે એને તો ઈન્સ્યુલીનના શૉકસ પણ આપવા પડ્યા હતા. એની આંખોમાં કશો ભાવ જ દેખાતો નથી ને! નકામી કૉમ્યુનિસ્ટ ફણીશ્વરના હાથમાં ફસાઈ.

સુખવાટિકામાં ખીલેલાં ગુલાબ જેવા અમે સહુ–આ શું થઈ ગયું? ગિરા સન્યાસિની થઈ ગઈ. પેલો ખાદીધારી આદર્શવાદી અમલેન્દુ રીઢો કાળાબજારિયો થઈ ગયો. ગરીબડી ગાય જેવી લાગતી રેણુકાએ એને પરણવા આવેલા મૂરતિયાને લીલે તોરણે પાછો કાઢ્યો. કહે છે કે હવે એ કોઈ પ્રૌઢ વયના, ભક્તિકાવ્યો લખનારા, કવિ જોડે રહે છે. નરી આધ્યાત્મિક થઈ ગઈ છે.

અને હું? રિલ્કેની કવિતાની પંક્તિ યાદ આવે છે: 'Now that I have experienced storm, I can celebrate calm.' હવે કિયર્કેગાર્દ, માર્ટિન બ્યુવર અને પોલ ટિલિચ વાંચું છું. સાઈમોન વેઈલની જેમ જગતનાં દુખિયાઓ ખાતર જાત ગાળી નાખવાનો પણ વિચાર આવે છે. હા, મને તો વિચાર કરવાનો જ નશો છે. ક્ષેમેન્દ્ર

અત્યારે ન્યૂયોર્કમાં છે. રીટા હસે આવી ત્યારે કહેતી હતી કે માસ્સો ફાલ્યો છે. છેલ્લી ઘડીએ હિમ્મત ન ચાલી અને એ ફસકી ગયો. એ જરાક ડરપોક તો હતો જ, અને તેથી જ મને એ ગમતો હતો. જેને કહે છે પુરુષર્ષભ તો મને ગમતા નથી. જે મને આધાર આપે તે નહિ, ને હું આધાર આપી શકું. હા, એટલો તો મારામાં અહંકાર છે જ. રીને તો આ અહંકાર જ તરણોપાય છે.

હવે હું શું કરું છું એમ પૂછો છો ? ના, ધોળાં વસ્ત્રો પહેરીને રાંબાઈની જેમ ફરતી નથી, આંખના ભાવ છૂપાવવા ગોગલ્સ પહેરતી થી, ટટાર ચાલું છું, અવાજ તરડાતો નથી, ચર્ચાઓમાં ઝૂકાવું છું. ચાર મુગ્ધ જુવાનો મારી બૌદ્ધિક કુશાગ્રતાથી અંજાઈ પણ ગયા છે. આમ છતાં—

આમ છતાં. કોઈ વાર એવું લાગે છે કે આગળ ડગલું ભરવાનું નું સ્થાન જ નથી. મેં કશો અજમ્પો ઊભો ન થાય એ માટે સાવચેતી ખી છે. બધું સ્વસ્થ, શાન્ત રાખવાને જ મથી છું. પ્રવૃત્તિ કરું છું ણ તે સપાટી પર રહીને. હું કશામાં સંડોવાતી નથી. કોઈ ગહન પ્રશ્ન કાવવાની જફા હું માથે લેતી નથી. નિહિલિઝમ વિશે વાંચું છું પણ શૂન્યમનસ્ક થતી નથી. આમ છતાં—

આમ છતાં કયાંકથી કશું એકાએક આવી ચઢીને આક્રમણ તો હે કરે ને એવી ભીતિ મનમાં રહે છે. મને મારા પર જ હસવું આવે આમ તો રોજ-બ-રોજના રેઢિયાળ ક્રમમાં ગોઠવાઈ ગઈ છું. હજી ા સાડી જોડે કેવા રંગનું બ્લાઉઝ મેચ થાય તેની પંચાતમાં પડું છું. રીના પડદા, મોટરનો રંગ, ભત્રીજાભત્રીજી ભાણાભાણીનાં સરસ નામ ડી આપું છું. વરસમાં એક વાર દક્ષિણમાં ઉત્તરમાં પર્યટને નીકળું છું. ર્મધામોમાં નહિ કલાધામોમાં જ મને રસ છે. સભાઓમાં ભાષણોમાં લે જઈને બેસું છું, આમ છતાં—

આમ છતાં મને વિશ્વાસ બેસતો નથી હું કાંઈક બનું એવી કરવાકાંક્ષા મને નથી. હું છું એ હકીકતનો પણ ભાર નહિ લાગે

એવું જ મેં તો ઈચ્છ્યું છે. છતાં હૃદય મારાથી છાનુંછપનું કંઈક કાવતરું રચી રહ્યું હશે તો ? એવો પ્રશ્ન મનમાં થાય છે. જાણ્યેઅજાણ્યે હું ભવિષ્યની કશીક પરિસ્થિતિ માટે તૈયાર થઈ રહી હોઉં એવું લાગે છે.

તે દિવસ ભાષણમાં ભારે ટિખ્ખળ થયું. કોણ જાણે શાથી મેં એ ટિખ્ખળમાં સારો એવો ભાગ લીધો. બોલનાર હતા કોઈ સાહિત્યકાર, ખાસ ખરાબ નહોતા બોલ્યા પણ ટિખ્ખળ કરવાને કોઈ બહાનાની થોડી જરૂર પડે ? ભાષણ પછી પ્રશ્નોત્તરી ચાલી. મેં પૂછ્યું, 'લખવું એ એક પ્રકારનો દમ્ભ નથી ? અથવા બીજી રીતે પૂછું તો બહાર પ્રકટ કરવાને માટેના વ્યક્તિત્વને ખાતર પોતાનામાં રહેલા બીજા વ્યક્તિત્વને નષ્ટ કરવાનો એમાં પ્રયત્ન નથી ?' એમનું નામ હતું જગન્મય.

જગન્મય જરા હેબતાઈ ગયા. પછી સહેજ હસીને બોલ્યા, 'આજે સવારે જ આજના દિવસનું મારુ ભવિષ્ય વાંચ્યું તેમાં એમ લખ્યું હતું કે આજે શત્રુથી સાવધ રહેવું પડશે. શ્રોતાઓ હસી પડ્યા પણ હું કાંઈ ગાંજી જાઉં એવી નહોતી. મેં કહ્યું, 'મેં ય આજનું મારું ભવિષ્ય વાંચ્યું હતું તેમાં લખ્યું હતું, 'ઉપરથી ભલાભોળા લાગતા માણસથી સાવધ રહેવું.' શ્રોતાઓમાં ફરી હાસ્યનું મોજું દોડી ગયું. સાહિત્ય તો બાજુ રહ્યું સામસામાં તીક્ષ્ણ વ્યંગબાણ છૂટ્યાં. આખરે એઓ બોલ્યા, 'આ રમત આમ તો ખૂબ ચલાવી શકાય પણ—' મેં એમને વચ્ચેથી જ અટકાવીને કહ્યું, 'પણ સ્ત્રીદાક્ષિણ્ય દાખવવાની આ તક જતી કરવી નથી ગમતી, એમ જ ને ?' સામાના અતિથિવિશેષ સજ્જન એમની વહારે ધાયા અને સભા સંકેલી લીધી.

પછી ચાપાણી માટે બધાં બેઠાં ત્યારે જગન્મયે મારો પરિચય કરવા ખાસ બોલાવી. પૂછ્યું, 'તમારો પરિચય ?' મેં ટિખ્ખળ ચાલુ રાખતાં કહ્યું, 'તમારો શત્રુ !' એઓ હસી પડ્યા. મને પણ હસવું આવી ગયું. મેં કહ્યું 'ભવિષ્યકથનને સાચું પાડવા જેવું એક મહત્ત્વનું કાર્ય તો આપણે સાથે મળીને કર્યું.' એમણે કહ્યું, 'સાથે

મળીને કરવા જેવાં બીજાં સારાં કામ પણ હોઈ શકે.' હું સાવધ બની. હું એવીતેવી કોઈ ઝંઝટમાં પડવા માગતી નહોતી ધા ઝીલીને શહીદ થવાનો પાઠ મારે ભજવવો નહોતો. મને એકાન્ત સદી ગયું હતું. હું આવું વિચારતી હતી ત્યાં એમણે પૂછયું, સાહિત્યમાં આટલો ઊંડો રસ છે તો કંઈક લખતાં તો હશો જ.' મેં તરત જવાબ વાળ્યો 'દરેકની જેમ મેં થોડાંક પ્રેમપત્રો લખેલા, પછી ડાયરી, પછી આજુબાજુના પડઘા ઝીલીને થોડાં જોડકણાં–એ બધું સારું મુહૂર્ત જોઈને એક દિવસ નદીમાં પધરાવી દીધું. તમારે ય જો એમ કરવું હોય તો મુહૂર્ત જોઈ આપીશ !' આમ વાતો ચાલતી રહી. અમારાં સિવાયનાં બીજાં બધાં તો જાણે હતાં જ નહિ ! છૂટાં પડતાં મેં કહ્યું, 'આપણાં બન્નેના વતી હું ચ્છું છું કે આ આપણી છેલ્લી મુલાકાત હોય.' એમણે સહેજ ાલ્લભ બનીને કહ્યું, 'ના, હું એમાં તમારી સાથે સમ્મત થતો નથી. એટલે ણ જાણે શાથી હું બોલી ગઈ 'તો જોઈએ વારુ શું થાય છે તે !' લીને પસ્તાઈ. મને લાગ્યું કે શત્રુ સાથેના મેં માંડેલા દ્વન્દ્વ યુદ્ધમાં મેં ક દાવ ખોટો ખેલ્યો. વચમાં ગિરાએ આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો. ન્દ્ર એની અમેરિકન પત્નીને છૂટાછેડા આપીને પાછો આવ્યો અને એણે ડ ઉદારતાથી પરણવાની મને ઓફર કરી. મેં લગભગ એનું અપમાન ય એ રીતે રોકડી ન પરખાવી દીધી. મારી બા મારા પર એથી નારાજ ઈ. મને ગિરાનો દાખલો ટાંકી બતાવ્યો. મેં કહ્યું, 'હું કાંઇ સન્યાસિની ડી જ છું ? મને તો બધી જ વાતનો હજી ખૂબ શોખ છે. દાળ શાકમાં નથી ને તે નથી એની રોજ રકઝક કરું છું. ભત્રીજા માટે રૂપાળી શોધું છું. હું તો સો ટકા સંસારી છું. તું મારી ચિન્તા કરીશ . બા નિઃસાસો નાખીને બોલી, 'તું ગયા જનમનું વેર લેવા જ આવી છે !'

તે દિવસે ઋતુનો પહેલો વરસાદ પડયો હ ા. ધરતી મહેંકી ઊઠી હજી ગુલમહોર ખીલેલાં જ હતાં. હું જરા ટહેલવા નીકળી હતી.

સાવ હળવી ફૂલ જેવી થઈ ગઈ હતી. જાણે ચાલતી નહોતી પણ ઊડતી હતી. ત્યાં નઠારા વાર્તાકાર ઈશ્વરે એક અકસ્માત કર્યો. એકદમ વરસાદનું મોટું ઝાપટું આવ્યું. હું પાસેનાં જ એક રેસ્તોરાંમાં ઘૂસી ગઈ. વાળની લટ પર વરસાદનાં ટીપાં, થોડાં ટીપાં મોઢા પરથી પણ નીતરતાં હતાં. હું તો આજુબાજુ કશું જોયા વિના નજીકમાં જે ખાલી જગ્યા મળી ત્યાં બેસી ગઈ. વેઈટરને કહ્યું, 'ચા.' પછી રૂમાલથી મોઢું લૂછતી હતી ત્યાં જોઉં છું તો સામે જ જગન્મય! મેં કહ્યું, 'ઓહો, તમે છો!' 'કેમ, નહિ ગમ્યું?' મેં કહ્યું, 'બહાર ટહેલતી હતી તે ગમતું હતું આ તો મારે નછૂટકે આશ્રય લેવો પડ્યો. એમણે કહ્યું, 'તો તમે આજે સારું મુહૂર્ત જોઈને નહોતાં નીકળ્યાં?' મને ટિખ્ખળ સૂઝ્યું. 'આજે મને શત્રુથી સાવધ રહેવાની ચેતવણી આપી જ છે જોષીએ!' એમણે હસીને કહ્યું, 'તમારે શત્રુઓ ઘણા લાગે છે!' મેં કહ્યું, 'હા, હું મિત્ર કરતાં શત્રુ વિશે વધુ નિશ્ચિન્ત રહું છું.' એઓ હસીને બોલ્યા, 'તો તો તમારે મારે વિશે કશી ચિન્તા કરવાની જરૂર નથી. 'મેં મારી લાક્ષણિક રીતે કહ્યું 'ના, મને તમારો જરાય ડર નથી.' એમણે કહ્યું, 'તમારા જેવા માણસને એક જ જણનો ડર હોય છે ' પછી હું કુતૂહલથી પ્રશ્ન પૂછીશ એની એઓ રાહ જોવા લાગ્યા. મેં હસીને કહ્યું, 'કોનો ડર તે હું કુતૂહલથી પણ પૂછવાની નથી.' પછી થોડી વાર સુધી અમે કશું બોલ્યાં નહિ. પછી એમણે કહ્યું, 'લડવાની મજા આવે છે, ખરું ને!' મેં કહ્યું, 'એ તો તમારા જેવા વાર્તાકારની વાર્તામાં બને એવો અકસ્માત થયો તેથી નહિ તો—' એમણે પૂછ્યું, 'નહિ તો!' મેં કહ્યું, 'તમને દૂર દૂર ચાલ્યા જવાનો શોખ લાગે છે.' મેં પણ હસીને કહ્યું, 'લો તમે તો મારા શોખની પણ યાદી કરવા માડી! હવે બીજા શોખ વિશે પૂછો એટલે કહીશ કે ના, કવિતાવાર્તા વાંચવાં ગમતાં નથી, ભરતગૂંથણ આવડતું નથી, છાપાં વાંચતી નથી વગેરે વગેરે. પછી એકાએક ગંભીર થઈને એમણે પૂછ્યુ. 'આમ દાંત કચકચાવીને જ હમેશાં બોલવાની ટેવ શા માટે! તમે તમારી સામે જ તો ઝૂઝી રહ્યાં

નથી ને?' મેં તરત જ સામો જવાબ વાળ્યો, 'ઝૂઝવા પૂરતી ય મેં કોઈની અપેક્ષા રાખી નથી. એમણે કહ્યું, 'એનો અર્થ એ કે તમારી સામે જ ઝઝૂમી રહ્યાં છો.' મેં કહ્યું, 'મૂકોને એ જીભાજોડી. સહુ કોઈને જુદી જુદી હરોળ પર ઝઝૂમવું પડે છે. દ્વાપરત્રેતામાં તો કોઈ કોઈ જ મહારથીઓ હતા. હવે તો આપણે બધાં જ મહારથીઓ.' તેઓ ખડખડ હસી પડ્યા. એમનું હાસ્ય નિર્દંશ હતું છતાં હું સાવધ તો હતી જ. વળી નવી હતાશાનો બલિ થવા હું તૈયાર નહોતી. થોડીવાર અમારી વચ્ચે ચૂપકીદી છવાઈ ગઈ. અમે બન્ને એકબીજાંની નજર ટાળવાનો પ્રયત્ન કરતાં હતાં. અમારાં વર્તનની અસ્વાભાવિકતા જ એક મોટું ભયસ્થાન નહોતું? સ્વાભાવિક થવાનો પ્રયત્ન કરતાં મેં પૂછ્યું, 'તમારે તમારી સાથે ઝૂઝવાના પ્રસંગો તો આવતા હશે જ, ખરું ને?' એમણે કહ્યું, 'હા, હું અત્યારે મારી સામે જ ઝૂઝી રહ્યો છું.' મારાથી કોણ જાણે શાથી એકદમ બોલાઈ ગયું, 'એવું કશું ન બને જેથી આ સાવધ રહીને ઝૂઝયા કરવાની તંગદિલીનો અન્ત આવે?' એમણે કહ્યું, 'ના, એવું શક્ય છે એમ કહીને હું તમને ભોળવવા નથી માગતો. છતાં ઝૂઝવામાં ય જો સાથ જોઈતો હોય તો—' પછી સંકોચથી કે મારો અનુત્સાહપ્રેરક જવાબ નહિ સાંભળવાની ઈચ્છાથી એઓ અટકી ગયા. વળી અમારી વચ્ચે ચૂપકીદી છવાઈ ગઈ. પછી હું જવા માટે ઊભી થઈ. મેં કહ્યું, 'હવે તો વરસાદ અટકી ગયો છે. અહીં બેસી રહેવા માટે કશું નિમિત્ત રહ્યું નથી.' આ બોલ્યા પછી મને લાગ્યું કે આ વાક્ય મારામાં જ જે મારો શત્રુ વસે છે તેણે જ ઉચ્ચાર્યું. પછી એમણે કહ્યું, 'સાહિત્ય, સંસ્કૃતિ, સમાજ, ફિલસૂફી–એ બધું જ અળગું કર્યા પછી પણ જો બે વ્યક્તિના સમ્બન્ધમાં કશું રહેતું હોય એમ બને?' મેં કહ્યું, 'એ પ્રશ્નનો જવાબ અત્યારે તો શું આપું? પછી કોઈકવાર' કહીને હું ચાલી નીકળી. પણ ચાલતાં ચાલતાં મને લાગ્યું કે જીવનભર જુસ્સાથી ઝૂઝવા માટે મને શત્રુ મળી ગયો હતો.

○

# તત્ર લુસા

## વિજય શાસ્ત્રી

બે ઘરના ઓટલા વચ્ચેનો રસ્તો એટલો તો સાંકડો એટલો તો સાંકડો કે સહેજ જ લાંબાં લાંબાં ડગલાં ભરો તો ત્રણ ડગલાંયે પૂરાં ન થાય. એ ઘરનો હીંચકો, શંકર ભગવાનનો ફોટો [ અરે, ફોટા પર લગાડેલ ચંદનનાં ડબકાં સુદ્ધાં ! ] બરાબર આ ઘરમાં બેઠાં બેઠાં જોઈ શકાતાં. બપોરની શાંતિ હોય અને બધે બધાં જંપી ગયાં હોય ત્યારે બંને ઘરમાં ચાલ્યા કરતાં હીંચકાના કિચૂડાટના ધ્વનિઓ પણ સાંભળી શકાતા. એ ઘરમાં વસતાં માણસો પણ સ્પષ્ટપણે જોઈ શકાતાં. બીજા રાચરચીલાને પણ કળી શકાય એ રીતે જોઈ શકાતું.

એ સામેના ઘરમાં વસતા કુટુંબના સભ્યો પાસે કશીક દૈવી અને ચમત્કારિક કાયાકલ્પની શકિત હતી એ વાતની ખબર તો બહુ મોડેથી પડી. પડી તેય મને એકલાને જ પડી. હું એમના થયેલા કાયાકલ્પોની વાત બીજાને કરતો પણ બીજાં સૌને તો એ બધાં યથાવત માનવી જ દેખાતાં એટલે મારી વાત બીજાઓને કહેવાનો કશો અર્થ રહ્યો નહીં.

એ ઘરમાં એ વ્યક્તિ પથરાળ ડુંગર બની ગઈ હતી અને એ જ ઘરમાં એક વ્યકિત રમતુંકૂદતું ઝરણું બની ગઈ હતી.

‘ડુંગરડા રે ડુંગરડા, તારું ઝરણું ક્યાં જશે ?’

‘અરે એમ ઉતાવળ શીદ કરો, હજી નદી તો થાવા દો એને’. ડુંગરડો જવાબ દેતો અને ઝરણું ત્યારે ખિલખિલ હસતું. કુકાપાંચીકા રમતું. પછી તો શ્રાવણ આવ્યો ને વરસાદ વરસ્યો. શ્રાવણમાં દેમાર પાણી વરસ્યું. ઝરણું તો જે છલકાય, જે છલકાય ને હ્યો જોતજોતામાં નદી થઈ ઊભું. એ ડુંગરડો તો કયાંય દૂર રહી ગયો. નદી હવે ડુંગરપૂર છોડી આગળ વધી.

પણ લ્યો કરો વાત ! એ નદી તો હીંચકે ઝૂલે. હવામાં તરે. ભણે. ઊંઘે, સ્વપ્નો જુએ. સાયર શોધે. સાયર ક્યાં ? તો કે સાયર ન્યાં. ન્યાં તો કે ક્યાં ? તો કે ન્યાં એટલે ન્યાં જ. જ્યાંથી હીંચકાના અવાજ સંભળાય, જ્યાંથી નદીનો ઓછો ઘુઘવાટ વરતાય, જ્યાંથી નદીમાં ભીંજાતા સાગરોની શાંત ગર્જનાઓ સંભળાય. લાંબાં લાંબાં ડગલાં ભરો તો ટૂંકો, એટલો તો ટૂંકો, એટલો તો ટૂંકો એટલો તો ટૂંકો કે નદીના દેહ પરની ભીંજાતાની નતોન્નત સપ્તપદી રેખાઓ / ગતિઓ વંચાય.

રસ્તો તો એટલો ટૂંકો કે નદી જ દેખાય. ને બધું અજાયબ અંજાયબ. માળો ડુંગરડો ક્યાં ગયો ? એ રિયો પણે. છાપું વાંચે. એ સોપારી કાતરે. એ હસે. એ થૂંકે. એ તો હારો માણહડો દેખું. હસે, બોલે, ફરે નિત્ય ! છાપું વાંચે ને નોકરી કરે. દિવાળી ને બેહતા વરહે મીઠું હસે. મીઠું હસે ને મીઠાઈ મોકલે. હારો હાવ માણહ જ લાગે. અદ્દલ માણહ જ જોઈ લ્યો. માંદોયે પડે. લડેય ખરો ને રડેય ખરો.

"એ રે માણહડા, એ રે, (પાપી) માણહાં"

"બોલો રે."

"તારે ઘેર નદી છે ?"

"ના ર ભાઈ, નદી કેવીને વાત કેવી ? કંઈ ગાંડા થયા...હી. હી. હી. હી."

'તાર તાં ડુંગર છે ?'

'હોય ભયલા ? ડુંગર હું રાખું કાં ( ક્યાં ? ) અને માયે ક્યાં ? હા, ડુંગરનો ફોટો છે.'

ટૂંકો ટૂંકો રસ્તો. ડુંગરડો રે ડુંગરડો. ડુંગર પાછળ નદી. નદી આગળ ડુંગર. ડુંગર હાલે, ડુંગર ચાલે. ડુંગર ઢાંકે. ડુંગર બધાંને ડારે.

એક દહાડો ઓટલાઓ હાલી ઊઠ્યા. બપોર હતી કે સવાર, રાત હતી કે વાર કોઈને કાંઈ ખબર્ય નહીં. ડુંગરો જાણે કે નદી તો એ...ઈ તિજોરીમાં પણ તિજોરીમાં તો નદીનું પાણી. નદી ચૂવે બહાર ! ઓટલા

હાલું હાલું, ચાલું ચાલું તો કે'દુના કરતા'તા. તી હાલ્યા. હાલ્યા તે હાલ્યા. ઓટલા જબરા હાલ્યા. વચ્ચે રસ્તો હાવ ટૂંકડો. નદીનો કેડો હાવ ટૂંકડો. તે રસ્તાની બેઉ ધારે ઓટલા લાગ્યા ડોલવા. ડોલે ડોલે કાંઈ કેટલું ઓટલિયા.

ઊંધે ઊંધે તે કાંઈ કેટલું ડુંગરિયા.

પછી તો ઓટલાની કાંકરીઓય ધીમ્ ધીમ્ માંડી ખરવા. ઓટલા તો જાય ઓગળતા.

નદી ઓટલો થાય ને ઓટલો નદી થાય ને વળી પાછી નદી, નદી થાય ને વળી પાછો ઓટલો, ઓટલો થાય ને વળી પાછી ને વળી પાછો ને વળી પાછો ને વળી પા......

ચોંકે ચોંકે તે કંઈ કેટલું ડુંગરિયા.
ગઈ ડુંગરને ગંધ તે(ણે) બારણાં કર્યાં બંધ.
સીધું જઈને પાછલું બારણું ખોલી કાઢયું
પાછલી પોળમાં તો સાગર વહે અંધ,
'અલ્યા સાગર, ઓ ભઈ સાગર'
'બોલો ભઈ ?'
'નદી લેશે ?'
'તું દેશે ?'
'હા. દેવા તો બેઠો છું. મારો હાળો હામો ઓટલો હાલકડોલક થાય છે !

નદીને દઈ દીધી પછી પેલો ડુંગરડો પાછો માણસ બની ગયો. પાછો સાલો છાપું વાંચે, પાછો હસે, પાછો થૂંકે, પાછો માંદો પડે, પાછો મારો બેટો ભગવાન શંકરની છબી પર ચંદનટીલાં કરે.

એકાએક ત્રણ લાંબાં લાંબાં ડગલાંમાં સમાઈ જતો બે ઓટલા વચ્ચેનો ટૂંકો ટૂંકો રસ્તો વિસ્તરવા લાગ્યો. વિસ્તરતો જ ગયો, વિસ્તરતો જ ગયો અને છેલ્લે એક એવા અફાટ રણમાં ફેરવઈ ગયો કે જેમાં અધવચ્ચે જ એક નદી ક્યાંક લુપ્ત થઈ ગઈ હતી. ○

# મૅજિક બૉક્સ



અરુણ પારેખ

મોહનભાઈ સાવ ભલા માણસ. દુનિયાદારીની એમને કશી ગતાગમ નહીં. દુનિયાની પ્રવૃત્તિઓ સામે એ આશ્ચર્યથી ટગર ટગર જોયા કરે. એમને એમાં કશી સમજ પડે નહીં. કેટલીક વાર તો બીજાને ગંભીર લાગતી ઘટના પ્રત્યે એ સાવ નાના બાળકની જેમ ખીખી ખીખી હસી પડે. આવા મોહનભાઈ આ વર્ષે મેળામાંથી એક મેજિક બોક્સ ખરીદી લાવ્યા. લાવ્યા'તા તો બાળકો માટે. પણ મોહનભાઈ જેનું નામ. એ તો રમવા મંડી પડ્યા. મેજિક બોક્સમાં નાનાં નાનાં સેંકડો ખાનાં. દરેક ખાના પર એક અદૃશ્ય લેબલ. અને સાથે એક ઢીંગલો. ઢીંગલો એક ખાનામાં ઊભો રાખો એટલે લાલ લાઈટથી લેબલ ચમકી ઊઠે. ક્રિકેટર બીજા ખાનામાં ઊભો રાખો એટલે વળી લાઈટ થાય. ટેનિસ પ્લેયર ત્રીજા ખાનામાં ઊભો રાખો તે લાઈટ થાય. જેમ્સ બૉન્ડ. આમ જુદા જુદા

ખાનામાં જુદું જુદું લેબલ. એમ કરતાં કરતાં મોહનભાઈ તો ખૂબ રમ્યા. રમતાં રમતાં થાકચા. ને થાકચા એટલે ઝોલે ચડચા. ઊંઘમાં તેમને સ્વપ્નું આવ્યું. મોહનભાઈ રસ્તે જઈ રહ્યા છે ને પાસેથી એક ટોળું સરઘસાકારે પસાર થઈ રહ્યું છે. મોહનભાઈ આદત મુજબ ટગર ટગર જુએ છે. ત્યાં તો હાથમાં કોઈ પાટિયું પકડાવી દે છે 'હર જોર જુલમકી ટક્કરમે હડતાલ હમારા નારા હૈ' ને મોહનભાઈ તો લાચારીના ભાવ સાથે ટોળામાં દૂર સુધી ઘસડાય છે. પ્રેક્ષકોમાંથી ત્રણ–ચાર આંગળીઓ ઊછળીને મોહનભાઈ તરફ તાકે છે 'ફસાયેલા મજદૂર નેતા.' જેમ તેમ કરી છૂટે છે તો વળી મોંઘવારીવિરોધી સરઘસની હડફેટે આવી જાય છે. અને એ ટોળું તેમને પોતાની સાથે થોડે સુધી ઘસડી જાય છે. કોઈ ઓળખીતું નીકળે છે તો બોલી ઊઠે છે. 'મોહનભાઈ તો પાકા સામ્યવાદી.' બિચારા મોહનભાઈ આ બધી ધાંધલધમાલમાંથી છૂટવા એક મંદિરમાં જઈ ચડચા. થોડી વાર બેઠા. શાંતિ જેવું લાગ્યું. ત્યાં તો બાજુમાં ઊભેલા બે જણમાંથી એકના શબ્દો કાને પડચા. 'મોહનભાઈ ચુસ્ત વૈષ્ણવ.' મોહનભાઈ અકળાયા. તેમને થયું માળું લેબલ વગર જીવવું જ અશક્ય લાગે છે. એટલે એ તો એક એકાન્ત સ્થળે ગયા. પલાંઠી વાળી આંખો નીચી પ્રાર્થના કરી. 'હે ઈશ્વર લેબલનો વરસાદ વરસાવ.' થોડી વારે અસંખ્ય અદૃશ્ય હાથ મોહનભાઈની દિશામાં લંબાયા. દરેક હાથે એક એક લેબલ આપ્યું. મોહનભાઈનો આખો ચહેરો ઢંકાઈ ગયો. તેઓ થોડી વાર તો ખૂબ ખુશ થયા. હાશ ! હવે લોકો મને ઓળખશે નહીં. ...ઝટ ગઈ. પણ પછી શ્વાસ લેવામાં તકલીફ પડવા માંડી એટલે ગુસ્સે ...ઈ લેબલ ઉખાડવા હાથ હવામાં વીંઝચા. એવું તો ધડાકા સાથે ...િક બૉક્સ પડયું નીચે ને ઢીંગલો ફેંકાઈ ગયો દૂર. મોહનભાઈની ઊંઘ ...ડી ગઈ ને મોહનભાઈ બિચારા ભોળાભાવે આંખો ચોળે. □

# દર્પણપર્વ



## સત્યજિત શર્મા

દર્પણ. રામલીલાની નાયિકાનું પાનચાવ દર્પણ. ભવૈયાઓનું પેટ્રો-મેક્સી દર્પણ અને મારા ઘરનું લીંપણુ-દર્પણ! પ્રથમ વાર મારી નિદ્રાળુ જાતને દર્પણમાં જોઈ ત્યારે જ મને ભાન થયેલું કે હું જીવું છું. સૌ કોઈ પોતે જીવે છે કે મરી ગયા એની પ્રતીતિ કદાચ વાવમાં કાંકરો નાંખીને મેળવે તો મેળવે. નાયે મેળવે. મારા દર્પણની ઉંમર તો ૨૫ વર્ષની હશે. મને લાગે છે કે દર્પણની ઉંમર ગણવી નિરર્થક છે. એને મૃત્યુ નથી કારણ કે એના નાના સરખા ટુકડામાં પણ આપણું એકાદ અંગ જોઈ શકાશે. સમુદ્રના તળિયે કરોડો જાતનાં પ્રાણીઓ છે એમ દર્પણના ધોળા ધફ ધરામાં આપણા પૂર્વજો એલાર્મ વાગવાની પ્રતીક્ષામાં છે. તેઓ આપણને દેખાતા નથી. તેઓ નિરાકાર છે. ક્યારેક તેઓ ધુમ્મસના સ્વરૂપમાં દર્પણ ઉપર છાઈ જાય છે અને ક્ષણમાં તેઓ ત્યાં ને ત્યાં જ અદૃશ્ય થઈ જાય છે. જ્યારે ત્યારે મારી જાતને દર્પણમાં જોઉં ત્યારે...મારી પોતાની બે આકૃતિ અને આ બે આકૃતિ વચ્ચે ઊંચી એવી ટેકરી પરથી પડતા પાણીના ધોધ જેવી કોઈ અવિરત ધારા છે. પણ મારી સામેની આકૃતિ મારા ઉપર સતત નજર રાખ્યા કરે છે. હું પૂછીશ 'કોણ છે તું?' તો માત્ર આપણી જેમ હોઠ હાલતા આપણને દેખાશે પણ કશું સંભળાશે નહિ. અંતર અનંત છે. હા, આપણે ક્યારેક ક્યાંક નજીક દેખાઈએ છીએ એ ખરું પણ એનું કારણ તો માત્ર દર્પણ છે.



# રસ્તો



## રતિલાલ 'અનિલ'

આ મેલા રસ્તા પર ચાલવાનો કોઈને ક્ષોભ નથી...હું પણ એ જ માર્ગે જવાને વિમાસું છું.. આ રસ્તા પર કોઈને પ્રેમ હોવાનું કોઈ લક્ષણ દેખાતું નથી, પણ સૌને એ માર્ગે જવાની અધીરાઈ છે. એટલા બધા માણસોને અધીરાઈ છે કે ચાલવાનો અવકાશ નથી...આગળ ચાલનારનો પડછાયો અખણ્ડ રહે એટલા અંતરે ચાલવાનો વિનય અશક્ય બની ગયો છે...પડછાયાનો થોડો ભાગ પોતે ઓઢીને એની પાછળ ચાલી પોતાનો પડછાયો તેને ઓઢાડવા માટે આગળ નીકળી જવા સૌ અધીર છે.

આ મેલા રસ્તા પર ચાલવાથી પગ ગંદા થવાની કોઈને ચિંતા નથી, ચિંતા છે આ ગંદો માર્ગ ઝટ વટાવી જવાની. પણ આ માર્ગ કોઈ ઠેકાણે પૂરો થાય છે ખરો–એ વિશે કોઈએ કશી ખોજ કરી નથી...કદાચ આટલા બધા માણસો ગંદા માર્ગે ચાલી ચાલીને પગને ગંદા કરીને સ્વચ્છ માર્ગ સુધી પહોંચશે તો તેને પણ ગંદો કરી મૂકવા માટે જ ને ! કારણ કે માણસને પાંખ મળી નથી, પાંખ ઊડતી રજથી રજોટાય છે તો યે તે વીંઝાવાને કારણે રજને ખંખેરતી પણ જાય છે...

આ ગંદા માર્ગ પર ચાલવાની જગ્યા નથી...આટલા બધા રાહદારી આ ગંદા માર્ગે ક્યાંથી ? સૌએ આ માર્ગ વિશેની અફવા સાંભળી હશે

અને આ માર્ગ પર ચાલતા વિચારતા હશે કે અમે જે માર્ગ વિશે સાંભળ્યું છે તે તો હવે આવવાનો હશે...

કહે છે કે અફવા એક સેનાપતિ છે...

ઘણાને આ નામપદ એક આરોપ લાગે છે, એમનું માનવું છે કે અફવા તો પયગમ્બર છે અને એની પાછળ પાછળ રાહદારીઓનો કાફલો ચાલ્યો જાય છે...

કોઈ થોભતું યે નથી અને પાછળ આવનારાઓને થોભાવીને પોતાના શંકા કે તર્ક વિશે વાત પણ કરતું નથી, મોડા પહોંચવાની તો નહીં, પણ નહીં પહોંચવાની બીકમાં કોઈ વાત કરવા માટે પણ રોકાતું નથી...

કદાચ આ માર્ગ અગાઉ આટલો મેલો ન પણ હોય, રાહદારીઓના અખણ્ડ પ્રવાહે એને મેલો કરી મૂક્યો હોય એમ પણ બને...તો પછી રોકાઈ જવું જોઈએ, કાફલાનો અંત આવે ત્યારે આ મેલા માર્ગને જ વાળીઝૂડી, હથેળી ઘસી ઘસીને ચોખ્ખો કરી શકાય. પણ કાફલાનો અંત હશે ખરો ? કારણ કે કાફલાના છેલ્લા માણસને પણ અફવા પયગમ્બર કહેશે અને એની પાછળ પાછળ એક નવો કાફલો જોડાઈ જશે...આ માર્ગને ચોખ્ખો કરવાને બદલે આપણી બંને બાજુ પાંખ લગાડી દઈએ...પણ ચોંટાડેલી પાંખ થોડી વાર વીંઝાયા પછી ખરી પડે છે એવું સાંભળ્યું છે...શું આ સાચું હશે ?

એક વિચિત્ર ઇજનેર કહે છે કે જમીન રસ્તા માટે હોય જ નહીં... જમીન તો ઘર માટે હોય, ખેતર માટે હોય, બાગ માટે હોય. રસ્તા માટે જમીન ફાળવવી એટલે એટલી જમીન ખોઈ નાખવી અથવા ઘરો અને ખેતરોને ગંદા રજકણો, દૂષિત શ્વાસોચ્છ્વાસ અને ઘોંઘાટથી ભરી દેવા......માણસ ઘરોમાં અને ખેતરોમાં રહી ન શકે એ માટે રસ્તા બન્યા લાગે છે, ઘરમાં રહી ન શકે એટલે રસ્તે નીકળી પડે, ચાલ્યા કરે, રસ્તાને વધારે ગંદા કરે અને ઘરોમાં રહેવાનું વધારે અશક્ય

બનાવ્યા કરે......પછી ઘરો ભાંગી નાખવાનો વિચાર આવે, પછી આદિ પૂર્વજની જેમ ગુફામાં વસવાનો વિચાર થાય પણ આ અવિરત ચાલ્યા જતા કાફલાની દફનજલના ધબકારાથી ગુફામાં કોઈ ઊંઘી શકશે? ઉજાગરાથી કંટાળીને એ લોકો પણ કાફલામાં જોડાઈ જશે. કાફલો રસ્તામાં કબ્રસ્તાનો રચ્યે જશે, કારણ કે માર્ગને છેડે અધીરા રાહદારીઓ પહોંચવાના ખરા? પણ માર્ગનો છેડો જ નહીં હોય તો પહોંચે પણ ક્યાંથી? એક કબ્રસ્તાનથી બીજા કબ્રસ્તાન સુધી એક પેઢી પૂરી થઈ જાય...આ કાફલો કદાચ કબ્રસ્તાનોની હારમાળા રચવા તો સતત આગળ ને આગળ ન વધતો હોય?

સ્મૃતિ એ શું છે? માઈલસ્ટોન શું છે?

કબરમાં અટકી ગયા છે તે માઈલસ્ટોન છે? અટકી ગયેલા કહે છે કે અહીંથી ચોખ્ખો માર્ગ આટલાં જોજન દૂર છે? પણ જોજન શબ્દ અને આંક નહીં હોય–'દૂર છે' એટલો જ નિર્દેશ હશે...તો આ કાફલાના માણસોમાં શ્વાસ હશે ત્યાં સુધી પગનાં તળિયાંથી આ માર્ગને રગદોળ્યા કરશે...મેલો કર્યા કરશે... કહે છે કે ધીરે ચાલે છે તેનું કબ્રસ્તાન દૂર હોય છે, પણ અહીં કોઈ પોતાની ગતિથી ચાલે છે જ ક્યાં? બધા ધકેલાય છે અને પાછલા ધક્કાથી બચવા આગળનાને ધક્કો મારી આગળ જાય છે, તો યે પાછલા ધક્કાથી કોણ બચે છે?

આપણે ગરુડની ભાળ કાઢીએ...પોતાની પીઠે બેસાડી, પોતાની પ્રચણ્ડ પાંખ વીંઝી માર્ગને મેલો કર્યા વિના તે આપણને લઈ જાય... પણ ગરુડ તો શોધ્યા યે જડતાં નથી અને, તો આ પગનું શું? એ શા માટે છે? કદાચ પેલા આગળ વધ્યા વિના એક જ સ્થાને ભીની માટી ખૂંદ્યા કરતા કુંભાર પાસે એનો ઉત્તર હોય. એને પૂછીશું?



# વસિયતનામું



## મેરી લેવિસ

'હું જે કંઈ વિચારતી હતી તે એની હાજરીમાં ન કહી શકી.' વકીલના ગયા પછી સૌથી મોટી કેટે બારણા બંધ કરતાં કહ્યું. વકીલ એમની મરણ પામેલી માતાનું વસિયતનામું વાંચીને ગયો હતો. કેટ સૌથી નાની બહેન સામે હાથ લંબાવીને બોલી : 'લીલી, હું તને કહી શકતી નથી કે આ જાણીને હું કેટલી ચકિત થઈ ગઈ છું. અમે જાણતાં નહોતાં કે મા તારાથી આટલી બધી વિરુદ્ધ હતી. કેમ, ઠીક છે ને?' એણે પરિવારના બીજા માણસો સામે જોયું. બધાં શોકનાં કાળાં વસ્ત્રો પહેરી લાલ ટેબલ આસપાસ ઊભાં હતાં.

'હું જાણું છું કે તું દુઃખી હતી.' છોકરામાં સૌથી નાનો મેથ્યુ બોલ્યો, 'તારું નામ લીધું હોત તો ઝઘડો થયા વિના ન રહ્યો હોત.'

પરિવારના અપરિણિત માણસોમાંની નેન્સીએ કહ્યું–'એક દિવસ કોઈએ તારા વિશે કશુંક કહ્યું, બસ, એણે પાસે પડેલી લાકડી ઘુમાવીને ફેંકી. બીજી જ ક્ષણે લૅમ્પ જમીન પર પડી ગયો. ભીની હવાને કારણે લૅમ્પ બુઝાઈ ન ગયો હોત તો આખું ઘર બળીને ખાક થઈ ગયું હોત.'

'તો પણ અમે ક્યારેય એવું વિચાર્યું નથી કે વસિયતનામામાં તારું નામ સાવ નહીં હોય. અમે ધારતા હતા કે એ તારા નામે કશુંક તો કરી જ શકે.' કેટ બોલી.

'મને એની પરવાહ નથી.' લીલીએ કહ્યું, 'સાચે જ, મને ખરાબ લાગ્યું નથી. સારું તો એ છે કે તમે પણ ખોટું ન લગાડો.' એણે સૌની સામે પ્રાર્થનાભરી નજરે જોયું.

'અમને શું કામ ખરાબ લાગે ?' મેથ્યુએ કહ્યું, 'તું અમારી બહેન જ છે. જેમ એ અમારી મા હતી, એમ તારી યે મા હતી.'

'મને તો માત્ર એક જ વાતનો અફસોસ છે.' લીલીએ આંખમાં આંસુ આણીને કહ્યું, 'હું છેલ્લી વેળાએ એને મળી ન શકી.'

'અમારા મતે તું વહેલી આવતે તોયે કશો ફરક પડતે નહીં. વસિયતનામું તો ઘણાં વર્ષ પર લખાઈ ચૂક્યું હતું.'

'ઓહ ! મારા કહેવાની મતલબ એવી નહોતી.' લીલીનું મોઢું લાલ થઈ ગયું, 'હું તો માત્ર માને મળવા માગતી હતી.' એની આંખમાંથી એકદમ આંસુ વહેવા લાગ્યાં. પોતે ઘર છોડી ગઈ હતી એ દિવસો એને યાદ આવ્યા. એણે આંસુ લૂછવાનો કશો જ પ્રયત્ન કર્યો નહીં બીજાઓને એનાં આંસુથી કષ્ટ થતું હતું. પણ એનું રુદન અણધાર્યું હતું. ઘરડી માની લાંબી માંદગીથી એના મૃત્યુના શોકની ઉત્તેજના બીજાઓ માટે સમાપ્ત થઈ ગઈ હતી. હવે એ લોકો પરિસ્થિતિને વ્યવહારુ રૂપ આપવામાં વ્યસ્ત હતાં.

'લીલી તું દુઃખી ન થા.' કેટે કહ્યું, 'એક રીતે એ સારું જ થયું. તને જોઈને મા કદાચ ગુસ્સામાં ઉન્મત્ત થઈને વહેલી મરી જતે. જે કંઈ થયું તે ઠીક જ થયું.'

'શું મૃત્યુ પહેલાં એણે મારું નામ દીધું હતું ?'

'ના, ઘણા દિવસ પહેલાં એણે તને છેલ્લી વાર સંભારી હતી. તે રાતે એની તબિયત ઠીક નહોતી. હું એનું બિછાનું સરખું કરતી હતી. બારીબહાર જોતાં એણે સહસા તારી ઉમર પૂછી. વર્ષો પછી માના મોઢે તારું નામ સાંભળી હું ચોંકી ઊઠી. મેં વિચાર્યા વિના મોઢે આવ્યું તે કહી દીધું.'

'પછી એણે શું કહ્યું ?'

'થોડી ક્ષણ ચૂપ રહી, પછી કશુંક બબડી. હું કશું સમજી ન શકી. ઊંઘ ન આવવાને કારણે એ મોટે ભાગે મતલબ વગરનું બોલ્યા કરતી હતી.'

'શું એણે મારા વિશે કંઈ કહ્યું હતું ?' લીલીએ પૂછ્યું. એની આંખો, ખુલ્લા અધર, એટલે સુધી કે એના લંબાયેલા હાથ પણ 'હા' સાંભળવાને તરસતા હતા.

'કોણ જાણે શું ય બોલી,' કેટે કહ્યું, 'મને તો માત્ર એટલું જ યાદ છે કે એ ભૂરાં પીંછાં વિશે કંઈક કહેતી હતી. એનું મગજ ઠેકાણે નહોતું.'

લીલીની આંખોમાં ફરી આંસુ ચમકવા લાગ્યાં. તે દિવસે હું માના ઓરડામાં, હું લગ્ન કરવા જાઉં છું એવું કહેવા ગઈ ત્યારે મેં મારી હેટમાં લીલાં પીંછાં ખોસ્યાં હતાં. મારી પાસે પહેરવાનાં નવાં કપડાં નહોતાં. મેં મારો જૂનો સિલ્કનો લીલો સૂટ પહેર્યો હતો. હા ભૂરાં પીંછાં ખરીદીને મેં હેટમાં ખોસ્યાં હતાં. હું માની ઇચ્છાવિરુદ્ધ લગ્ન કરવા જતી હતી એના કરતાં એ ભૂરાં પીંછાંથી એને વધારે દુઃખ થયું. હું એના ઓરડામાં પ્રવેશી ત્યારે એ પીંછાંને જ ધારી ધારીને જોયા કરતી હતી.'

'લીલી, રડ નહીં.' દુઃખી થઈને કેટે કહ્યું, એ વાતને ઘણો સમય વહી ગયો છે. વીતેલી વાત ભૂલી જા. જે થઈ ગયું તે થઈ ગયું, એ જ મારી માન્યતા છે.'

મેથ્યુ અને નીનીનો પણ એવો જ મત હતો. એમણે પણ એને રડતાં રોકી.

'મને મારા કર્યાનો ક્યારે ય પસ્તાવો થયો નથી.' લીલીએ કહ્યું, 'શરૂમાં અમારે ઘણું કષ્ટ વેઠવું પડયું, પણ મને એનું કશું દુઃખ નથી.

કેટ ઊઠીને પરદા સરખા કરતાં ધીરેથી મેથ્યુને, જે મે કહ્યું હતું તે જ કહેને !'

મેથ્યુ ગળું ખંખારીને બોલ્યો, 'અમારા મને તારે દુઃખી થવાની જરાયે જરૂર નથી.' એણે સંમતિ માટે કેટની સામે જોયું. એણે માથું હલાવીને ટેકો આપ્યો, 'એવો ખ્યાલ આવ્યા વિના નથી રહેતો કે તું તારે માટે વધારે સારું કરી શકી હોત. પણ હવે એવી વાતોનો શો લાભ? તો પણ, અમે તારે માટે કંઈક કરીશું. તને તંગીમાં નહીં રહેવા દઈએ.'

મેથ્યુની વાતને ટેકો આપતાં કેટે કહ્યું, 'અમે કોઈને ય એવું કહેવાની તક નહીં આપીએ કે તું નિર્ધન છે. અમે એનો પ્રબંધ કરી શકીએ.' એણે મેથ્યુની સામે જોયું–વાતનો દડો જાણે એની સામે ઉછાળ્યો.

પરંતુ લીલી હાથ ઊંચો કરીને બોલી ઊઠી, 'ઓહ! નહીં, નહીં. જેના પર મારો અધિકાર નથી તે હું નહીં લઉં...'

થોડી થોડી રકમ ફાળવતાં અમને કશો વાંધો નહીં આવે.' નીનીએ શાંત ભાવે કહ્યું.

'ના, ના,' લીલી બોલી, 'તમને લોકોને એવું નહીં કરવા દઉં. એ તો માની ઈચ્છાવિરુદ્ધ થશે.'

'હવે આટલા સમય પછી માની ઈચ્છાવિરુદ્ધ કામ નહીં કરવાનો ખ્યાલ આવે છે!' કેટ તીખાશથી બોલી. પછી તરત પોતાની ભૂલ સુધારવા માટે બોલી, 'તું સમજતી કેમ નથી કે અમારા જેટલો જ અધિકાર તારો પણ છે.'

'ના ના,' લીલીએ ફરી કહ્યું, 'મને એ રીતે લેવા પ્રત્યે ઘૃણા છે. એ જાણવા પછી કે મા મને કશું જ આપવા માગતી નહોતી, પછી હું શી રીતે લઉં? તમારે તમારા વિશે પણ વિચારવાનું ખરું ને!' એણે કેટને કહ્યું, 'તારે તારાં બાળકોને ભણાવવાનાં છે. અને મેથ્યુ, તારે આ ઘર ચલવવાનું છે. નીની, તારી દેખરેખ રાખનારું પણ કોઈ નથી. હું તમારી પાસેથી એક સિક્કો પણ લેવાની નથી.'

'શું તું તારાં બાળકોને ભૂલી ગઈ છે?' કેટે પૂછ્યું.

'ઓહ !......એ બધાં ઠીક છે. શહેરમાં ફ્રિ-સ્કૂલ છે. હુ ઘરના ઓરડા ભાડે આપીને થોડું કમાઈ લઉં છું.' લીનીએ કહ્યું.

થોડી વાર સુધી કોઈ કશું બોલ્યું નહીં. કેટે નીનીને આંખનો અણસાર કરીને કંઈક કહ્યું. મેથ્યુ સંકેત મળતાં જ ગળું ખંખારીને બોલ્યો, 'તારા આવ્યા પહેલાં અમે એનો જ વિચાર કરતાં હતાં. તું ઓરડા ભાડે આપવાનું બંધ કરી દે, એમાં જ પરિવારનું ભલું છે.'

'અમારી બહેન શહેરમાં સામાન્ય મકાનમાલિકણ કહેવડાવે એ અમને સારું નથી લાગતું. માએ આ માટે કદી યે તને ક્ષમા આપી નથી. લગનની બાબતમાં તો એ કદાચ તને ક્ષમા કરી ચૂકી હતી.'

'અમારે કોઈક રીતે જીવવાનું હતું જ.' લીલીએ સપાટ સાદે કહ્યું.

'હું માને દોષ નથી દેતી.' સહસા નીની રોષભર્યા સાદે બોલી, 'કોણ જાણે તું કયા કારણથી એની સાથે લગ્ન કરવા માટે વ્યગ્ર થઈ ગઈ હતી. એ પછી તારે ઓરડા ભાડે આપવા પડચા...!'

'એનો બીજો અર્થ એ પણ છે નીની, હું ભાડૂત રાખવા ઈચ્છતી હતી, એની સાથે પરણી શકું તે માટે.'

'છોડ હવે એ વાત,' મેથ્યુ બોલ્યો, 'લડવાની કશી જરૂર નથી. શાંતિથી વાત કરીએ. આમ તો આપણે કશા નિર્ણય પર નહીં આવી શકીએ. એક જ દિવસમાં બધું નક્કી કરવાનું છે. કાલનો દિવસ પણ આજ જેવો સારો, આજથી વધારે સારો હશે.'

લીલીએ એમના ચહેરા જોયા. પછી મેથ્યુ તરફ વળીને બોલી. 'હું કાલ સુધી નહીં થોભું. આજે રાતે પાછી ફરીશ. હું હવે વધારે થોભી નહીં શકું.'

'શા માટે નહીં થોભી શકે?' કેટે પૂછ્યું. પછી પગ પટકીને

બોલી, 'તારે થોભવું પડશે.'

'મારા રોકાવાથી તમને શું મળશે?' લીલીએ પૂછ્યું, 'હું તમારી પાસેથી કશું જ નહીં લઉં, તમારા કહેવાથી ન તો આજે, ન તો કાલે.'

'તું એમ સમજે છે કે. હું સાવ નિસ્વાર્થ વ્યવહાર કરું છું!' કેટ બોલી, 'એ તો મારાં બાળકો પણ નહીં પસંદ કરે કે એના મસિયાઈ ભાઈ-બહેન ફ્રિ-સ્કૂલમાં ભણે, અને મામૂલી ભાડૂતોની સાથે હળેમળે અને એમનું કામ કરે.'

'તું હોટલ ખોલે તો અમને ખરાબ ન લાગે,' મેથ્યુ બોલ્યો, 'હોટલમાં અમે સહુ પૈસા રોકીશું અને સારા લોકોને એમાં રહેવા સિફારસ પણ કરીશુ.' જોશમાં આવીને કેટે પૂછ્યું, 'કેમ. તારો શો વિચાર છે?' પછી લીલીને કહેવા લાગ્યો, 'તારે અહીં રાત તો રહેવું જ પડશે.'

'હું રોકાઈ શકીશ નહીં.' એ ધીમા સાદે બોલી.

'તારે રહેવું જ પડશે. તારો ઓરડો પણ ઠીક કરી દીધો છે. કેમ, બરાબરને?' મેથ્યુએ નીનીને પૂછ્યું.

'અમે તને ઘરમાં જ રાખવા ચાહતાં હતાં, પણ વ્યસ્તતાને કારણે ઓરડો ઠીક કરી શકયાં નથી. સ્ટેશનવાળી હોટલમાં તારા માટે એક સારો ઓરડો તૈયાર રાખવાનું કહી દીધું છે. ત્યાં તને સારો આરામ રહેશે. અહીં રહેતાં તને બધી વાતો યાદ આવશે. તું તો તે ભૂલવા ચાહતી હશે.'

'એટલી તકલીફ લેવા માટે ધન્યવાદ. હું થોભીશ નહીં. એક સ્ત્રી આવતી કાલે જ મારે ત્યાં ભાડે રહેવા આવશે. મારે એનો સામાન મુકાવવા ગોઠવવાનો છે.' લીલીએ કહ્યું.

'એ સ્ત્રીને જવા દે. આપણે હોટલ ખોલીશું ત્યારે સારા વર્ગના માણસો આવશે.' મેથ્યુ બોલ્યો.

'હું કદી હોટલ નહીં ખોલું. હવે હું કામ બદલી શકું નહીં. મારે વધારે પૈસા જોઈતા નથી. રોબર્ટ જ્યાં ચાલ્યો ગયો છે ત્યાં એને પૈસાથી કશો લાભ નહીં થાય. હવે એવી વાત માટે ઘણું મોડું થઈ ગયું છે. હવે હું ઘણી ઘરડી થઈ ગઈ છું.'

એ પોતાના મેલા અને ખરબચડા હાથો જોવા લાગી. કષ્ટોને કારણે લીલી અકાળે જ વૃદ્ધ લાગવા માંડી હતી. ઓલવાયેલી આંખો અને રૂક્ષ ચામડી એની સાક્ષીરૂપ હતી. એની એ દશા પર એનું હૈયું ભારે થઈ ગયું.

'હવે મને સમજાયું કે મા ઠીક જ કહેતી હતી કે તું એક સીધાસટ વૃક્ષ જેવી ઘમંડી છે.' મેથ્યુએ કહ્યું.

શું મા એવું કહેતી હતી ?' લીલીએ પૂછ્યું, પોતાની કલ્પનામાં, એને પ્રકાશમાં ચમકતા ઊંચા ઊંચા હર્યાભર્યાં વૃક્ષો દેખાવા લાગ્યાં. ક્ષણભર એના ચહેરે યૌવનના સૂર્યની આભા દેખાવા લાગી.

વ્યગ્રતાથી નીની બોલી, 'વાતો કરવાથી શું થશે ! કોઈ ઘમંડી જીવ માટે કોઈ કશુ જ ન કરી શકે. એને તો એના ભાગ્ય પર જ છોડી દેવાય. અમે તો તારે માટે કશું કરવામાં કસર રાખી નથી.'

' ધન્યવાદ !' લીલી બોલી.

' ઓહ ! તારા આ ધન્યવાદ તારી પાસે રાખ ! લોકો જ્યારે તારે વિશે વાત કરે છે ત્યારે અમને સારું લાગતું નથી.' નીની બોલી

'તેં કદી અરીસામાં તારું મોઢું જોયું છે ?' મેથ્યુએ પૂછ્યું.

'તારા દાંતની કેવી હાલત છે ! તારી સાથે વાત કરતાં મને ઊલટી થાય છે.' નીની ફરી બોલી.

રાતની નિઃસ્તબ્ધતાનો ભંગ કરતા આગગાડીનો અવાજ આવ્યો લાઈન પરનાં સિગ્નલોની બદલાતી લાલ-લીલી બત્તી પરદા પાછળથી દેખાતી હતી.

'કેટલો વખત થયો હશે ?' લીલીએ પૂછ્યું.

'તારી ગાડી આવવાને હજી ઘણીવાર છે. મેથ્યુએ જવાબ આપ્યો.

લીલી પોતાનો થેલો શોધવા લાગી. એણે સ્ટેશન સુધી મોટ રમાં આવવાની ના પાડી અને એ લોકો એને સ્ટેશને છોડવા આવે તે માટે પણ ના પાડી. એ અંધકાર અને વરસાદમાં પણ સૌની સાથે હાથ મેળવીને બહાર નીકળી પડી. અંધકારમાં એણે રસ્તા પર પોતાનો પગરવ સાંભળ્યો.

'લીલી જેવીને કંઈ પણ કહેવું નકામું છે. એનો દષ્ટિકોણ બદલી નહીં શકાય, તેમ એના દિલની વાત પણ નહીં જાણી શકાય.' મેથ્યુ બોલ્યો.

સહસા કેટ રડવા લાગી. 'લીલી જ્યારે સૌ પ્રથમ ડેન્સ કરવા ગઈ હતી ત્યારે મેં એનું ભૂરાં ફૂલોવાળું સફેદ ફ્રોક સીવ્યું હતું ત્યારે એના શિરકેશ કેવા સુંદર હતા ! તમારામાંનું કોઈ પણ એને મારી જેમ યાદ કરતું નથી.' એ ડૂસકાં ભરતી બોલી.

પેલી તરફ લીલી ઝડપી ચાલે ચાલી જતી હતી. બાળપણમાં એને સંસાર કેટલો રહસ્યમય લાગતો હતો. હવે ક્યાંયે કશું રહસ્ય નહોતું. હવે જીવન એક સરખું છે–અંધકારમાં યે અને પ્રકાશમાં યે. એને પોતાની કલ્પનામાં આગમાં સળગતા-તડપતા આત્મા દેખાયા. એ એક ક્ષણ થોભી, પછી પાછળ ફરીને પાદરીના ઘરે જઈ બારણે ટકોરા માર્યા. પાદરી આવ્યા ત્યારે પોતાનું લગ્ન પહેલાંનું નામ કહીને પોતાનો પરિચય આપ્યો, પછી બોલી–'ફાધર, હું ઉતાવળમાં છું.

ઊપડતી ગાડીએ જાઉં છું. કસમયે તકલીફ આપવા માટે ક્ષમા કરજો. તમે મારી મૃત માતાના આત્માની શાંતિને માટે સવારે પ્રાર્થના કરાવજો. હું શહેર પહોંચીને ભેટ માટે પૈસા મોકલી આપીશ. તમે ત્રણવાર પ્રાર્થના કરાવજો. હું કાલે જ પૈસા મોકલીશ.'

'તું પૈસાની ચિંતા ન કર. તારી મા માત્ર પ્રાર્થના કરાવવા માટે જ ત્રણસો પાઉન્ડ આપી ગઈ છે.' પાદરીએ પોતાના જૂના જોડા અને ઘસાયેલા ઝભ્ભા સામે જોયું.

'પોતાને માટે પ્રાર્થના કરવવા માટે પૈસા મૂકી જવા એ જુદી વાત છે, બીજાઓ પ્રાર્થના કરાવે એનો અર્થ જુદો જ છે. હું ઈચ્છું છું કે માના આત્માને કષ્ટ ન થાય. એ મને ક્ષમા કર્યા વિના જ સંસારમાંથી ચાલી ગઈ છે. એનું હૃદય મારી તરફ નિર્મળ નહોતું. હું મારા પૈસાથી જ પ્રાર્થના કરાવીશ; કરાવશો ને?'

'હું પ્રાર્થના કરીશ. તું પૈસાની ચિંતા ન કરતી.' પાદરીએ આશ્વાસન આપ્યું.

ત્યાંથી દોડતી એ સ્ટેશને પહોંચી. ગૂંગળામણ અને ગરમીથી ભર્યા આગગાડીના ડબ્બામાં બેઠી કે એની આંખમાં આંસુ આવી ગયાં. ઘેર પહોંચીને ત્યાંના ચર્ચમાં પણ પોતાની માના આત્માની શાંતિ માટે પ્રાર્થના કરાવવાનો એણે નિશ્ચય કર્યો. એ ભાડૂતો તરફથી મળનારા પૈસાનો હિસાબ કરવા લાગી. પછી અડવાડિયાના ઘરખર્ચના પૈસા એમાંથી બાદ કર્યા. એની પાસે વીસ પાઉન્ડ બચતા હતા. અરે, એટલા પૈસામાં તો દસ પ્રાર્થના કરાવી શકાશે! ચર્ચમાં પવિત્ર દીવો પ્રગટાવવા માટે કદાચ પૈસા વધે. બધો હિસાબ કરતાં એને સંતોષ થયો. ટ્રેન આગળ વધ્યે જતી હતી, લાલ ચીણગારીઓ ઊડયે જતી હતી. શબ્દો શોધ્યા વિના જ એ મા માટે પ્રાર્થના કરવા લાગી.



# ઉમેદવારી



## અલગારી

ભારત એવો ખુલ્લી તકોવાળો દેશ છે કે અહીં લગનની ઉમેદવારી પતી ગયા પછી પણ વિવિધ ક્ષેત્રે ઉમેદવારી કરવાની તક મળતી જ રહે છે. પરણ્યા પછી નોકરી માટે ઉમેદવારી કરવાની અજોડ પ્રથા તો ભારતમાં જ વિશેષ જોવા મળે છે. લગન પછી સ્ત્રીમિત્ર રાખવાની ઉદારતાની જેમ એક સ્થળે નોકરી સ્થિર હોવા છતાં બીજે પાર્ટ ટાઈમ સેવા આપવાનું ધોરણ પણ સારું મનાય છે. ચાલુ નોકરી છતાં બીજે નોકરી માટે ઉમેદવારી કરવાની તકો પણ હવે વધતી જાય છે, આમ છતાં નોકરિયાતો મોટે ભાગે એક પત્નીવ્રત પાળના હોવાથી તેની અસર નોકરી પર પણ પડે જ, એથી નવી નોકરી માટે ઉમેદવારી કરવી પણ મૂળ નોકરી છોડવી નહીં, પણ બઢતી મળે તો તેનો સાભાર સ્વીકાર કરવા જેટલા તેઓ વિનયી, વિવેકી હોય છે.

નોકરી કરતા હોય તે સંસ્થાની કલબ હોય તો તેના મંત્રીપદની ઉમેદવારી કરવાની તક રહે છે. બીજી ઉમેદવારી કરતાં આ મંત્રીપદની ઉમેદવારી વધારે આકર્ષક છે, કારણ કે દર વર્ષે ઉમેદવારી કરવાની તક મળે છે. રાજીનામું આપીને ફરી એ જ પદ માટે વર્ષની વચમાં પણ ઉમેદવારી કરવાની તક લઈ શકાય છે. આમ પણ ચૂંટણી પતી ગયા પછી બીજી ચૂંટણી આવે ત્યાં સુધી રસ પડે એવું બીજું કશું કરવાનું હોતું પણ નથી.

વેપારીઓ કરતાં નોકરિયાતોની સ્થિતિ વધારે આવકાર્ય છે, કારણ કે વેપારી પાસે ઑફર આવે છે અને એ પણ સામે ઑફર કરે છે, એમાં ઉમેદવારની લગભગ મૂરતિયા જેવી ગૌરવપ્રદ ભૂમિકાને સ્થાન જ નથી. જો કે હવે લગન જેવા ઉમેદવારી કરવાના ક્ષેત્રમાં પણ ઑફરના તત્ત્વે

પ્રવેશ કર્યો છે, અને ઑફરના આધારે ઉમેદવારીનો ઉત્સાહ પ્રેરાય એવું પણ બને છેઃ પણ ખરી મઝા ઑફર વિના જ ઉમેદવારી કરવામાં છે! એમાં સાહસ છે, પહેલ છે. પોતાની જ ઈચ્છાનું સ્વયંભૂ પ્રાગટ્ય છે. આ સાહસિક ભૂમિકા જ ઉમેદવારીને રસપ્રદ બનાવે છે. આથી જ તો સામાન્ય જુનિયર કલાર્કની નોકરી કરનારા બીજે મેનેજરની જગ્યા માટે ઉમેદવારી કરે છે, એમાં મેનેજરની જગ્યા ધરાવનારા સાહસિક ન હોવાનું પુરવાર થવાની ઘટના બને ખરી.

લોટરીની ટિકિટ ખરીદનારો વાસ્તવમાં ઈનામનો ઉમેદવાર જ હોય છે. એક-બે રૂપિયાના બદલામાં લાખ રૂપિયાનું ઈનામ મેળવવું એ ઓછું સાહસ નથી, આથી કોઈ લોટરાની ટિકિટ ખરીદે છે ત્યારે એ સાહસમૂર્તિને ઘડીભર મુગ્ધપણે જોઈ રહેવાનું જ બને છે.

માણસ ઉમેદવારી કરે એ જ એની મોટામાં મોટી લાયકાત છે. સામે પક્ષે કાયરતા પ્રગટ થાય અને ઉમેદવાર નિષ્ફળ જાય એથી ઉમેદવારની યોગ્યતાને કશી જ આંચ આવતી નથી. આદર્શ પ્રેમ હમેશ એકપક્ષી હોય છે. એમાં નિષ્ફળ જવાની તક માત્ર સામા પક્ષને જ હોય છે!

ટેન્ડર ભરવું અને ઉમેદવારી કરવી આ જુદી બાબતો છે. છતાં લગ્નના કેટલાક ઉમેદવારો આ સૂક્ષ્મ ભેદ સમજતા નથી, એથી દાયજામાં સ્ટીલનો કબાટ, ફ્રીજ, ટેપરેકોર્ડર, નોકરાને પણ સામેલ કરી દે છે, આ ઉમેદવારીને ટેન્ડરનું રૂપ આપે છે. જો કે આમાં સામો પક્ષ કેટલો સાહસિક છે તેની પરીક્ષા કરવાની મહત્ત્વાકાંક્ષા વધારે મહત્ત્વની હોય છે. સાચો ઉમેદવાર પોતે સાહસ કરીને અટકી નથી જતો, સામા પક્ષને પણ સાહસિક થવાની તક અને કયારેક ચેલેન્જ પણ આપે છે. આપણી લગ્નસંસ્થા મૂળે જ લોકશાહીની પ્રયોગશાળા છે, એમાં થયેલા પ્રયોગો પરથી જ ચૂંટણી અને ઉમેદવારીનાં લોકશાહી ધોરણો બંધાયાં છે. ડિપોઝીટ ગુમાવનારે ઉમેદવારી કરતી વેળાએ પણ સાહસ કર્યું અને ડિપોઝીટ ગુમાવવી એ પણ સાહસ નીવડે છે, અને વારમ્વાર ચૂંટાયેલા કરતાં યે વારમ્વાર ડિપોઝીટ

---

## યોગેશ્વરકૃત ધાર્મિક ગ્રંથો



ગુમાવનારાઓની સંખ્યા ભારતમાં ઓછી નથી. સુજ્ઞોએ કહ્યું છે કે 'સાહસ કદી નિષ્ફળ જતું નથી.' તેને ડિપોઝીટ ગુમાવનારાઓ ચરિતાર્થ કરે છે.

સસરા પાસે કન્યાના હાથની માંગણીની સાથે વિવિધ ચીજોની માગણી કરનારો ટેન્ડર પ્રથાનો અવળો અર્થ કરે છે, પણ ચૂંટણીનો ઉમેદવાર મને પસંદ કરશો તો હું તમને બધું અપાવીશ એવી સામેથી ઑફર કરે છે, એમાં જો કે થોડું વેપારી તત્ત્વ આવી જાય છે, પણ લોકશાહીને લોકપ્રિય કરવા એ જરૂરી મનાય છે.

અમને તો બસ, ટેલિફોન–ગ્રાહકની ઉમેદવારી કરવાનું મન થાય છે, કારણ, આ ઉંમરે માત્ર ટેલિફોન–ગ્રાહક તરીકે ઉમેદવારી કરવાનું જ સાહસ શક્ય છે. નિવૃત્ત થવાને ચારેક વર્ષ બાકી છે, એટલી રાહ તો ટેલિફોન માટે જોવી જ પડશે, અને નિવૃત્તિના સમયમાં ટેલિફોન કરવા સિવાય બીજું કોઈ સારું કામ થઈ શકે નહીં. પ્રશ્ન એ છે કે, નિવૃત્ત થયા પછી મને સામેથી કોઈ ટેલિફોન કરશે ખરું ? □

( અનુસંધાન પાના ૪૫ નું ચાલુ )

ભાવના ઉજાગર થાય, કૂંપળ પર પડેલું ઢેફું દૂર થતાં એ ઊંચું આવે, સૂર્ય અને પોતાની વચ્ચેનું અંતર થોડું યે ઓછું કરવા સહજપણે ઉછરે–એ એક શક્યતા છે, પરન્તુ એવો ચમત્કાર મીરાં કે કબીરની વાણીના પ્રભાવે અનાયાસ જ સિદ્ધ થાય. ભજનની કવાયત કરવાથી એક પ્રકારની વ્યાયામીય કુશળતા આવે; પણ ભજનનું ધ્યેય એ ન હોય.

પરલક્ષી કળાઓ પણ પોતીકી પ્રતીતિએ જ પાંગરે છે. લોકો પાસે જવા પહેલાં પોતાને કળાની પ્રતીતિ ન થઈ હોય તો એ કળા વ્યવસાય બની જાય, અને તેમાં બીજાઓનું સમર્થન અનિવાર્ય છે, અને પોતાની કળાને બજારુ સ્વરૂપ આપવાનું તેને માટે અનિવાર્ય બને, આથી તો ફિલ્મી ધૂનોમાં આજે ભજન ગવાય છે !

ભજન



સાંદીપનિ

ભગત ભજન ગાય છે પણ હોંકારો નથી સંભળાતો ત્યારે એમનો ગાનલય ખોડંગાય છે. ભજન લમ્બાતું નથી, રમણે ચઢતું નથી,...... ભગત હોંકારો દેનારને ખુશ કરવા ભજન ગાય છે કે પેલા ઈશ્વરને સંભળાવવા? હું જે કંઈ કરું છું એને બીજા લોકોનું સમર્થન મળે એવી ઇચ્છાનો આદર કરીએ, પણ ભગત ભજનમાં એટલા લીન કેમ નથી થઈ જતા કે કોઈ હોંકારો ભણે છે કે નથી ભણતું—એવી સભાનતાથી પણ એ પર થઈ જાય ?

ભગતે ભજન માંડ્યું છે અને મારે હોંકારા ભણવાના છે એવી સભાનતાથી ભજનમાં જોડાયેલા પ્રતીતિને બદલે સભાનતાથી જ પ્રેરાઈને હોંકારા ભણે એ તો ઉપકરણો તાલ પુરાવે એવું એક ઉપકરણ જ પેલો હોંકારા ભણનારો થઈ ગયો ને ?

ભજનને પુષ્ટ કરવા ઉપકરણો અને સહભજનિકોની વ્યવસ્થા થઈ. આનંદ સહાનંદ રૂપે વિસ્તરે એ સારું છે. એકલા ભજન કરનારમાં મીરાં કે કબીર જેવી ઊંચી નિષ્ઠા અને પ્રખર આત્મપ્રતીતિ હોવી ઘટે, તેમાં અનાયાસ કોઈ કે ઘણા જોડાય એ તો 'સાધુ સંગ બૈઠ બૈઠ લોક-લાજ ખોઈ' એવા એકરારની ભૂમિકા છે, પરન્તુ એમાં પ્રતીતિ જ પ્રબળ હોય છે, સમર્થનની સભાનતા હોતી નથી, સમર્થનના આનંદ કરતાં એક ભાવના ઘણામાં એક સ્તરે થોડા સમય માટે પણ વ્યાપી એટલી પ્રસન્નતા હોય. પણ સહભજનિકો, ઉપકરણો અને હોંકારાની વ્યવસ્થા વિના ભજન ન થાય—એ એક પરંપરાની ઘરેડનો, એક ભોજનસમારમ્ભ કોટિનો કાર્યક્રમ થયો. શું ભજન એવી સામાન્ય સભ્યતાની અપેક્ષાએ જન્મ્યું છે ?

એકાકી પ્રવૃત્તિ સમૂહમાં વિસ્તરે તો અન્યમાં સુષુપ્ત રહેલી આરત

( સાંધણ પાના ૪૪ )

## રે ! □ અજિત ઠાકોર

રાતી સૂરજડાળ લળે રે !
નમણી નમણી સાંજ હળે !

સૂના રસ્તા સૂની શેરી
કો'ક અજાણે ગામ વળે રે !

સૂનકારનો સૂસવે વાયુ
ટ......પ્ કોલાહલપાંદ ખરે રે !

અંગે અંગે મૌન ઝરે રે !
અકારીયો માણસ પલળે રે !

અવગતિયા પૂર્વજ શો વાયુ
ખરડે ટાઢે હાથ અડે રે !

ફ્રાનસિયા અર્થો ઝાલીને
શબ્દો શેરીમાં નીકળે રે !

અંકાશી આંખો ઊઘડે રે !
શામલ ગોરી ફેર ફરે રે !

# કંકાવટી

જુલાઈ,
૧૯૭૮

## □ વજ્ર માતરી

પાંખે ભડકો પ્હેરી ચાલો સૂરજ સૂરજ રમીએ,
આગનો દરિયો ઘટઘટ ઘૂંટી મસ્તીમાં ઝુમઝૂમીએ.
રેતના રણને કણકણ વસીએ, મૃગજળને આંતરીએ,
દરિયો આડી વાટ ફરે તો દરિયાને પી જઈએ.
એની એકલવાયી આંખે સમણું થઈ ફરફરીએ,
બળતા પ્હોરે કોઈ જુએ ના એમ અગાસી ચઢીએ.
રૂપને ભેટી રૂપને રડતું જોઈ પરેશાં થઈએ,
ફૂલની ગોદે રડતી શબનમ પાંપણ-પ્હેરી લઈએ.

૫-૭-'૭૮

# કંકાવટી

જુલાઈ ૧૯૭૮

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

## વર્ષ ૧૯ : અંક ૨૩૪ : મૂલ્ય : એક રૂપિયો

### વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૦, બે વર્ષના રૂા. ૧૯; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨, સરનામે કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨, સરનામે મોકલવી.



તંત્રી-મુદ્રક-પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી દેસાઈ**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫ ૦૦૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત-૩૯૫ ૦૦૩

# સૂર્યાસ્તની ક્ષણોમાં

☐ નોવેલા માત્વિચેવા ☐ પ્રમોદકુમાર પટેલ

ઝંઝાવાતી સૂર્યાસ્તમાં
સૂર્યનું બિંબ કેવું કંપી રહ્યું છે.
વૃક્ષોનાં બાકોરાંમાંથી
એનાં અનંતવિધ કિરણો
ઉછળતી તેજસ્વી કેશવાળીની ફરફરતી ઝૂલ શાં
આમતેમ ઊડી રહ્યાં છે.
તૃણપત્તીઓના તેજલ ઝબકારાઓની જેમ
એના ઝબકારાઓ એકરૂપ થઈ જાય છે
હરેક ઝબકાર

એની પૂર્વ ક્ષણના ઝબકારને ઢાંકી દે છે....
ત્રાંસાં કિરણોના કલાપ તળે
ધુમ્મસછાયું આ અરણ્ય
આંકી દે છે કો રાજવી ઈલકાબની મુદ્રા
એના ગૂંચળાભર્યા મસ્તકે સૂર્યના દાંતોનું ચિહ્ન છે.
અને એ બને છે વ્યાકુળ, વિલુપ્ત, વિષણ્ણ
પણ
ત્યાં તો
આખરી અંકના પરદાની જેમ
અરણ્યની કિનારી અંધકાર તરફ ખસી રહી છે,
સૂર્ય સફરે નીકળવાની તૈયારી કરે છે
અવકાશમાં નિરુત્સાહ વ્યાપે છે,
આકાશ અનાથ બની જાય છે

ઉન્મત્ત વૃક્ષોનાં ઝુંડ
આમથી તેમ ડોલતાં રહે છે
તેના અર્ધપારદર્શી
ધૂંધળા અને વિશ્રાન્તિમાં ડૂબેલા પડછાયાઓ
મૂંગા મૂંગા ઘસડાતા જાય છે.
અજ્ઞાત રાત્રિના પ્રાંગણમાંનાં વૃક્ષો
પ્રાંગણમાંનાં વૃક્ષો
પોતાના પડછાયાઓ હવે જ્યારે ભાગી છૂટ્યા છે
થર થર કંપી રહ્યાં છે.



## ● સોઝે-હસ્તી

હો મલંમ મંખમલી કે અકલિત આકરા,
જ્યાં લગી આંખ છે આંખને ઉજાગરા.

કૈં જ કારણ નથી ઊંઘના અભાવનું,
આંખને એ અગન યાદ છે જરાતરા.

સ્પર્શનો અર્થ કે રોમ રોમ નર્તતાં,
દૃશ્યનાં મર્મ તો આંખથી અરાંપરાં.

આવડી આંખ ને આવરણ અનેક છે,
ફૂલ ફેંકો તમે, મોકળાં મિજાગરાં !

આંખ ખૂલી હશે કોક એક શબ્દથી,
એ જ શબ્દે થશે પૂર્ણ એક જાતરા...

## ● સુરેન્દ્ર—કલ્પ

જો મળે છે તો મળે છે શ્વાસની વચ્ચે,
મૌન જાણે ઝળહળે છે પ્રાસની વચ્ચે.

શબ્દનું મંડળ ચગાવી કોક આ ઊભું,
કોક ઊભું ઓગળે છે રાસની વચ્ચે.

એક અજવાળી ઝલક મુજ શ્વાસમાં ડૂબી,
તૃપ્તિ જાણે સળવળે છે પ્યાસની વચ્ચે.

કૈંક ઓગાળું મને; આભાસને, મનને,
કૈંક ત્યાં પાછું ભળે છે ભાસની વચ્ચે.

સ્તબ્ધ જળનાં શાંત અજવાળે વસું છું,
દીપ જેવું પ્રજવળે છે વાસની વચ્ચે.

□ □ □

## શબ્દ-વસ્લ

જળ થળ અને આકાશ એકાકારની,
લો પળ સ્વયં આવી અકળ અભિસારની.

કંટક નહીં, કંકર નહીં, પથ પણ નહીં,
છેલ્લે કદમ છે ધાર બસ તલવારની.

નેત્રો પરસ્પર નિષ્પલક નિરખે નર્યું,
ને પરવરી પરવા સકળ શણગારની.

ઝળકાળની છાયા રહી, કેવળ રહી—
આરોહ ને અવરોહના અણસારની.

લો શબ્દનો દીપક બુઝાવી દો પ્રિયે,
અજવાળશે ભાષા હવે સીત્કારની.

□ □ □

## ● શુક્ર અલ્હમ્દુ લિલ્લાહ....

ચારે તરફથી એની રહેમતમાં તર થઈને,
નિકળો સુખન તો નિકળો, નિકળો શુકર થઈને.

ખોખાં બની ખયાલી, ખાલી ખબર થઈને,
ક્યાં લગ કહો ભટકવું ફોગટ ફિકર થઈને.

એવાં ય છે સવાલી કંઈ બોલતાં નથી ને—
દર પર ઊભાં રહે છે કેવળ સબર થઈને.

ખલકત નથી જ ખાલી, ભરપૂરતા ભરી છે,
ને શર્ત સાવ સાદી, નિરખો સભર થઈને.

આંખો ભમી ભમીને ભીતર ભણી વળે છે,
જાગી શકો તો જાગો, જાગો ઝિકર થઈને.

○ ○ ○

ગઝલ ☐ 'અંજૂમ' વાલોડી

અનાદિ કાળથી અજવાસના શિકાર છીએ.
અમે શરાબ નહીં, પણ સ્વયં ખુમાર છીએ !
ભલે જગતની નજરમાં અમે ખુવાર છીએ,
ખુશી છીએ કે મહોબ્બતના પક્ષકાર છીએ.
કંઈ યુગોથી પુકાર્યા કર્યો છે એક યુગને,
કંઈ યુગોથી અમે એક યુગપુકાર છીએ !
વળે કરાર હૃદયને તો શી રીતે ? કે અમે
ખરું પૂછો તો સ્વભાવે જ બેકરાર છીએ !
વિરહ–મિલનનો નથી એ પ્રભાવ તો શું છે ?
કદીક સાંજ છીએ તો કદી સવાર છીએ.
મળે તો કેમ મળે મેળ આપણો 'અંજુમ' ?
તમે પ્રણયના શિકારી, અમે શિકાર છીએ ;

રૂબાઈ

આ તારાભરી રાત ને આ હરિયાળી,
ઘૂમે છે પણે નભમાં ગ્રહોની થાળી !
ચાહું છું, સુણી ગીત ઝરણનાં, હું પણ,
તુજ હાથ મળી જાય તો આપું તાળી !

## □ વિજયલક્ષ્મી ગણાત્રા

આંગળી બોળ્યા વગર જ તેં માની લીધું
કે હું ધુમ્મસ છું, દરિયો છું, કાચ છું
અથવા મૃગજળ કે બરફ
કે....એવું જ કંઈક ?
સ્થિર સપાટીના પ્રશ્નાર્થમાં તેં
તરંગોનો અભાવ જોયો ?
તારા સાતેય કાફલાની વાત નથી
એક કાગળની હોડી તો તરતી મૂકવી હતી
કંઈ નહીં તો છેવટે
એક પથ્થર ફેંકી જોવો હતો
સાત પાતાળ ફૂટત....
દરેક ઋતુમાં તારાં પ્રખર કિરણો
મારું બાષ્પીભવન કરતાં રહે
ને મારા કિનારેથી અસંખ્ય પક્ષીઓ દેશવટો લે....
તોય તને ક્યાં ખબર છે કે
મારી આંખના જમણા ખૂણે ધ્રુવ તારો
હજી ય ખટક્યા કરે છે ?
એટલે તો કહું છું
ચિત્રના ઘુવડને તારા કેલેન્ડર પર
માળો બાંધવા દે અને પછી કહે–
મારે તો નિત્ય સૂર્યગ્રહણ, સમજ્યો ?
ખેર, કાચની ઢીંગલીનો ખેલ તો ચાલ્યા કરવાનો
તારા સાત કાફલા હંકારાતા રહેવાના
હું સાત રવિવાર પછી સોમવાર કરવાની
પરન્તુ તેથી....
હું તારા શબ્દની સ્યાહી થોડી બનવાની છું, પછી ???

## એક કાવ્ય □ ઈન્દુ પુવાર

શક્ય છે કે
મારે સાત પૂંછડિયો ઊગે
વળી પાછી સાતે કપાવવી પડે
લોકો
'ઉંદર બાંડો, ઉંદર' કહી બૂમો પાડે.
શક્ય છે કે
મારે દેશવટે જવું પડે
બાર વરસ એક પગે ઊભા રહી તપ તપવાં પડે
વરદાનને બદલે શાપ સામો મળે
સમજો ને ધ્રુવપદ છીનવાઈ જાય.
શક્ય છે કે
મારું કાળજું કાઢી આપ્યા બાદ
કોઈ એમ કહે : અમારે આ નહીં
ઝાડ પર રાખેલું કાળજું જોઈએ
તેથી થોડું લાંછન લાગવાનું છે
મારા રાજકુંવરપણાને ?
લાંછનનાં લાખાં તો
મારા આખા શરીરે લાગેલાં છે
આંગળિયોનાં ટેરવાં પર સ્થાળાંતર કર્યા કરે છે
ચક્રો બધાં અગણિત.
આંખો અને બાહુઓ ફરકયા કરે છે રાતદિવસ
કપાઇ ગઈ છે આયુષ્યની રેખા ત્રણ ત્રણ જગ્યાએથી
વાણી પાણી ને વહાણથી સંભાળવું
એવી જ્યોતિષિયોની ચેતવણી ચાલ્યા કરે છે
તેમ છતાં વાડે વળગેલા વેલાઓને વિશ્વાસ છે કે
બારે વહાણ લઈ બહારવટું ખેડવા નીકળેલો હું
જરૂર એક દિવસ ચક્રવર્તી સમ્રાટ થઈશ.
હાજી જરૂર, જરૂર............



## ગીત □ દ્વારકેશ વ્યાસ

કક્કાથી જ્ઞ લગી ચાલે તે કાચબો ને
ઊંઘે તો સસલાની જાત.

વચ્ચે વચ્ચે સરવર આવે, વચ્ચે વચ્ચે બાગ
વચ્ચે વચ્ચે ઊગે સૂરજ, જાગ કબીરા, જાગ
બખ્ખો પણ ચાલતાં વટાવે છે કાયદો ને
નન્નાની નાતરિયા નાત.

વચ્ચે વચ્ચે આંબો ઊગે વચ્ચે વચ્ચે જાંબુ
વચ્ચે વચ્ચે આભ મળે રે, લાંબુ લાંબુ લાંબુ
મમ્મો પણ સળવળતાં ભૂલે છે કાયદો ને
ચચ્ચો તો ચાળણીની જાત.



## જંગલમાં કુહાડી

ક્લિફૉર્ડ ડાયમન્ટ ○ અનુ. દીપ્તિ શાસ્ત્રી

વૃક્ષના થડ પર ઘા કરતા માનવને જોવા હું થોભ્યો.

વૃક્ષ–સદીઓથી ઊભેલ, અત્યંત મજબૂત–તેની ઝડપી કુહાડી
તીક્ષ્ણ અને ચળકતી, પાડી રહી ઘા ઊંડા.

પીતવર્ણ છોડિયાં રહ્યાં ઊડી હવામાં અને સ્મરી રહું હું ચળકંત
કુહાડીના તાલબદ્ધ પ્રહારોનું મનગમંત દૃશ્ય.

વૃક્ષને ઢાળી દેતો માનવ ખેંચે છે લોકોનું ધ્યાન, કેમકે
સમસ્ત ગૌરવ થાય છે એકઠું કુહાડી પર.

ઠપકાપૂર્ણ સંભવિત પ્રશ્નોના જવાબો હું ઉપજાવી શકું છું કે
વૃક્ષ હતું ખૂબ જ ખખડધજ,

જો પડે તો બની રહે ભયંકર લાકડું પરસાળમાં હોય તો, વિકસતા
વૃક્ષમાં હોય એથી વધુ સારું !!

—પણ મેં જોયું છે મૃત્યુને–હજારો માનવીને ઢાળી દેતું—
ઊંચાં સુંદર જંગલવૃક્ષોની જેમ.



## ઢૂંક



પ્રવીણસિંહ ચાવડા

હું અને લાલો શેરડી ચૂસતા રસ્તા વચ્ચે ચાલતા જતા હતા અને લાલો કંઈક તત્ત્વજ્ઞાન ડહોળતો હતો ત્યાં પાછળ હોર્ન વાગ્યું. અમે એકબીજાનો હાથ પકડ્યો અને એક બાજુ કૂદયા ત્યાં સામેથી ટ્રક આવતી દેખાઈ. અમે બીજી બાજુ કૂદયા, પાછળ બ્રેકનો કિચૂડાટ થયો અને મેં કહ્યું, 'લાલિયા, મર્યા.'

મને ભાન આવ્યું ત્યારે એક મોટા ટોળાની પાછળ હું ઊભો હતો; અને લોકોના ખભા ઉપરથી અંદર જોવા મથતો હતો. પોલીસ બધાને દૂર હાંકી રહી હતી ત્યાં મારા ખભા ઉપર એક ભારે હાથ પડ્યો, મેં પાછળ જોયું તો એક જાડો, કાળો માણસ ઊભો હતો.

'શું થયું ?' એણે પૂછ્યું.

'થાય શું ? લાલો ગયો.'

'તે તમે આમાં નહોતા ?'

'શી ખબર હતો–પણ શું થયું, ખબર નથી. બચી ગયા. બચી ગયા એટલે આ અહીં ઊભા છીએ,' અને મેં નાક ઊંચું કરીને સૂંઘ્યું, 'પેલી હોટલમાંથી ચા ઉકાળવાની વાસ આવે છે તે સૂંઘીએ છીએ.' પણ મને એકદમ યાદ આવ્યું, 'લાલાને ઘેર સમાચાર આપવા પડશે ને ? આ પોલિસનું લફરું તો લાંબું ચાલશે અને ઘેર એની બૈરી માથું ઓળીને આયના આગળ ઊભી ઊભી ચાંદલો કરતી હશે. આ બધા ઓછા જાણે કે મરનાર કોણ છે, ક્યાં રહે છે, આ તો બધાં મશીન ચાલો, હું જાઉં, ખબર આપવા પડે !

પણ હું ચાલ્યો એટલે પેલો જાડિયો પણ મારી સાથે થઈ ગયો. 'ચાલો, હું પણ આવું.'

'નવરા લાગો છો, યાર !' મેં આંખ મીંચકારતાં પૂછ્યું.

'ના, ના. એવું નહીં. આમ તો ડ્યુટી ઉપર જ છું.'

આગળ પાનનો ગલ્લો આવ્યો એટલે મેં પૂછ્યું, 'પાનબાન ખાશો ?'

એણે ના પાડી. મેં કાચમાં જોઈને માથું ઓળ્યું, પછી પાન મોંઢામાં ગોઠવી પૈસા ગલ્લા ઉપર ફેંક્યા અને ચાલવા ગયો પણ ભૈયાની નજર જોઈને થોડુંક અટક્યો. 'શું જુઓ છો, ભૈયાજી ?'

'હં–કંઈ નહીં, સાહેબ.' એણે કહ્યું.

'ઠીક. ચાલો, મહેરબાન.'

પેલાએ મારી સાથે ચાલતાં કહ્યું 'લાલો તમારો દોસ્ત ખરો ને ? મરી ગયો એટલે દુઃખ તો થતું હશે.'

'અરે જિગરી, દુ:ખ તો થાય જ ને, લોટ આફ, સાહેબ, એવી ભાઈબંધી હતી કે જુદા પડીએ જ નહીં. પેલા ખટારાની ટક્કર વાગી અને છૂટા પડી ગયા.' કહી હું રડવા જેવો થઈ ગયો.

એટલે પેલો જાડિયો મારો હાથ મજબૂતાઈથી પકડીને ડોળા કાઢવા લાગ્યો. 'હવે રસ્તામાં આવું નાટક સારું ન લાગે. સીધેસીધા ચાલો, મિસ્ટર.'

હું તો જોઈ જ રહ્યો. એકબાજુ રડતા હોઈએ, દુ:ખ થતું હોય તે આપણું મન જાણે, અને એમાં આવો જાડિયો પાછી જમાદારી કરે ! હું એને કંઈક સંભળાવવા જતો હતો પણ એની લાલ આંખો અને મોટામોટા દાંત જોઈને અટકી ગયો અને ચૂપચાપ ચાલવા લાગ્યો.

મારે તો બોલવું નહોતું. પણ એ પાછો વાતે વળ્યો, 'એટલે તમે બે જણા હતા.'

'હં ?'

'તમે બે, તમે અને લાલો.'

'હા.'

'એમાંથી એક મરી ગયો.'

'હો. લાલો બિચારો ગયો.'

મને લાલાની પત્નીની એકદમ દયા આવી ગઈ. વરસાદમાં એને ઘેર જાઉં ત્યારે ફૂદીનાની ચા પાતી અને મારી પાસે વાર્તાની ચોપડીઓ મંગાવતી, સવારે લાલાને ટિફિન તૈયાર કરી આપતી, હવે લાલો ગયો એટલે બિચારીને દુ:ખ તો ખરું જ ને ? એકલું એકલું લાગે, કોઈનું ટિફિન ભરવાનું નહીં, બૂટની દોરી છોડવાની નહીં, કોઈ માથામાં ટપલી મારે નહીં. અમે બધા ખરા, પણ—લાલો નહીં ને ? અત્યારે બેઠી હશે. જઈને ઊભા રહીશું. બારણું ખખડાવીશું—

'મેં કહ્યું, 'બારણું ખખડાવીશું ત્યારે કેવું લાગશે ?'

'મરનારની પત્નીને ?'

'હા. બિચારીને થશે કે દૂધવાળો આવ્યો કે પડોશણ છીણી લઈ ગઈ હતી તે આપવા આવી કે ટીનો બાલમંદિરેથી આવી ગયો. એને બિચારીને ઓછી ખબર કે—'

હું અટક્યો.

'કેમ ?' પેલાએ પૂછ્યું.

મેં સૂકા હોઠ ઉપર જીભ ફેરવતાં કહ્યું, 'કંઈ નહીં.' મારા પગ ઠંડા પડવા લાગ્યા અને પાનનો સ્વાદ વિચિત્ર લાગવા માંડ્યો, એટલે મેં પાન થૂંકી દીધું અને આજુબાજુ જોવા લાગ્યો.

'શું જુઓ છો ?' પેલાએ પૂછ્યું.

'કંઈ નહીં.'

'ઘર જોયેલું છે ને ?'

'અરે, આ આવી ગયું. !' કહી હું પગથિયાં ચડવા લાગ્યો. એટલા ઉપર બેઠેલો કૂતરો ભસ્યો અને પછી મારા પગ ચાટવા લાગ્યો. જાડિયાએ મારો હાથ પકડ્યો અને દાદર ઉપર લગભગ મને ઘસડતો હોય એમ જ ઉપર ચડવા લાગ્યો. દિવાલ ઉપર કીડીઓની હાર સરકતી હતી. ઉપર જઈને એ ઊભો રહ્યો અને બોલ્યો, 'આ બારણું ?'

હું કંઈ બોલી શક્યો નહીં. એણે જોરથી બારણું ધમધમાવ્યું. મેં આજુબાજુ નજર કરી, વળગણી ઉપર લટકતાં કપડાં જોયાં. ખૂણામાં પડેલાં જૂતાં અને ભાંગેલી ખુરશી જોઈ...

બસ, હવે હું અહીં એક અનંત ક્ષણમાં લટકું છું. ઘર કોનું છે તે ખબર નથી, મારું કે લાલાનું ? અકસ્માતમાં કોણ મરી ગયું છે અને હું કોના મોતના સમાચાર આપવા આવ્યો છું ?... □

# કથાસાહિત્ય વિશે

☐ માર્ક શોરર ☐ અનુ. વિજય શાસ્ત્રી

"પણ આ વાર્તાઓ છે શું ?" વર્જિનિયા વુલ્ફની એક નવલકથામાં આવતું એક નવલકથા-લેખકનું પાત્ર પૂછે છે, "રમકડાં. જેને હું યથેચ્છ ભાંગીમરડી શકું, પરપોટા-જેને હું ફૂંક મારી ઉડાડી દઈ શકું, પરસ્પરને છેદતાં વર્તુળો, મારી વાર્તા શું છે? રહોડાની વાર્તા શું છે? નેવિલની વાર્તા શું છે ? તેમાં વાસ્તવની વિગતો છે...પણ તેમની પડછે ? બધું જ અંધકારમય અને અટકળસભર."

કેટલીક વિગતો એવી હોય છે જે પૂરેપૂરી વાસ્તવિક લાગે જ્યારે કેટલીક વાર્તાઓમાં નિરૂપાયેલી વિગતો શંકા પ્રેરે એવી પણ હોય છે. કેવળ ગોઠવણીઓ, રમકડાંઓ, પરપોટા, ધૂમ્રવલયો, બાષ્પ. નકરા વાસ્તવને ટાળીને ચાલતી, વિસ્ફોટ પામતી ક્ષણિક અને અશાશ્વત તરેહો.

પોતે જેને સત્ય તરીકે ઓળખે છે તે અને એ સત્યને પોતાની વાર્તાસૃષ્ટિ પ્રતીતિકર રીતે કહેવાને મથે છે-એ બે વચ્ચેના અંતર વિશે વિચારમગ્ન થયેલો એ નવલકથાકાર આખરે નિરાશ થઈ ઊઠે છે. એક જ રચનામાં વાસ્તવ વિશેની પોતાની અભિજ્ઞતા અને એનાથી લેશમાત્ર ન ઊતરતી એવી માનવજીવનના સમગ્ર રહસ્ય તેમજ બ્રહ્માંડની ગતિવિધિ વિશેની અભિજ્ઞતા-ઉભયને કઈ રીતે સાંકળી શકાય ? જો તે વાર્તાઓને રમકડાં અને પરપોટા સમી ગણતો હોય તો આ બે અભિજ્ઞતાઓનું

સંયોજન એ કદીય ન સાધી શકશે. તેણે 'સૌ; પ્રથમ તો વાર્તાસૃષ્ટિને તેની આગવી નક્કરતા હોવાનું કબૂલવું પડશે. રોજબરોજ જેનો અનુભવ થાય છે એના કરતાં એ નક્કરતા જુદી પણ હોઈ શકે.

વાર્તા એ એક કળા છે, અથવા કળા બની શકે છે. એ બીજા કશા વિશે નહિ, જીવન વિશેની કળા છે. પણ તે જીવન 'વિશે' હોવાને કારણે જ જીવનથી ભિન્ન એવી વસ્તુ પણ છે. આ વિધાનનો અર્થ એટલો તો સ્પષ્ટ છે કે તેની સ્પષ્ટતા જ સંદિગ્ધતા જન્માવે એવો સંભવ છે! ઘણા લેખકો, ઘણા વાચકોની જેમ હમેશાં કળાને જીવનના અનુવાદરૂપે યોજવાને મથામણ કરતા હોય છે. શેરવૂડ એન્ડરસને લખેલું કે "માનવી પોતાના જીવન વિશે વિચાર કરતો રહે છે." અને 'જીવન પોતે તો એક શિથિલ, અવ્યવસ્થિત અને પ્રવાહી ઘટના છે. જીવન કંઈ સુસંકલિત કથાવસ્તુઓનું બનેલું નથી...ખરેખરી જરૂર તો એક નવા પ્રકારની શિથિલતા–A New loosness–ની છે. આપણે સૌ મહાન, ભિન્ન-ભિન્ન, અનેકની સંખ્યાવાળાં રાજ્યોમાં રહેતા હોવા છતાં એ બધાં જ રાજ્યો ભેગાં મળીને એક પ્રદેશ–એક દેશ–નથી બનતો શું? તે જ રીતે એક નવી શિથિલતા, પરસ્પરની પડછે ભિન્નવિભિન્ન જીવનપ્રવાહો ચાલ્યા કરતા હોવા છતાં સમગ્રપણે તો કશીક એકીભૂત અસર મૂકી જાય છે. કોઈ એકકેન્દ્રી છાપ પાડી જાય છે. જીવનનો આવો પણ એક આકાર છે. હું એને, આપણા યુવાન લેખકોની સામે, એ વિશે વધુ વિચારવાની ભલામણ સાથે મૂકું છું."

પરંતુ કમનસીબે આપણા ઘણા યુવાન સર્જકો, જૂની પેઢીના લેખકોની જેમ જ આ પ્રશ્નનો વિચાર સ્વવિનાશ નોતરે એ રીતે જ કરતા રહ્યા છે. કળાના આકાર વિશે બેપરવા રહીને તેઓ કળાકીય પરિણામ સિદ્ધ કરવાને મથે છે! કળાસ્વરૂપે પ્રગટ થતી સિદ્ધિની વાંછના રાખતા તેઓ પાછા જીવનસદૃશતાની સિદ્ધિનો આગ્રહ સેવે છે! પણ જીવનને કોઈ આકાર નથી એ આપણે જાણીએ છીએ. [ "બધું જ અંધકારમય અને અટકળસભર" ] અને કળા તેની શોધમાં ક્યાં તો

-જિંનિયા વુલ્ફમાં બને છે તેમ વાયવીપણામાં પહોંચી જાય છે યા તો પછી શેરવૂડ ઍન્ડરસનમાં બને છે તેમ પાર્થિવ નક્કરતામાં રગદોળાય છે. બંને માર્ગ કળાસિદ્ધિ અર્થે તો ત્યાજ્ય જ છે.

પરંતુ કેટલાક લેખકો આ બંને અંતિમો વચ્ચેના તફાવતને સ્પષ્ટપણે સમજે છે. દાખલા તરીકે ટૉમસ હાર્ડીએ એ અંગે અંગુલિનિર્દેશ કરતાં કહ્યું છે કે, "કેટલાક વાર્તાકારો વાર્તા એટલે જીવનનો અનુવાદ એવા આગ્રહમાં અંધ બનીને વાર્તાની કથનક્ષમતા તરફ ઉદાસીનતા સેવે છે, પણ તેઓ ભૂલી જાય છે કે જીવનનો મોટો ભાગ કથનક્ષમ હોય જ એવું નથી. વાચકો જે અનુભવ યા માહિતીઓ પોતે જ અપરોક્ષપણે મેળવી શકે તેમ હોય તેને જ વાર્તામાં ખેવડાવવાં વ્યર્થ છે." હેન્રી જેઈમ્સે તેની લાક્ષણિક ઢબે કહેલું કે "માનવજીવન અને વાર્તાવિષયને કોઈ સીધો સંબંધ નથી. આપણા સદ્ભાગ્યે માનવજીવન નર્યા બગાડ સિવાય અન્ય કશું પણ કરવાને સમર્થ નથી." માનવજીવન જ કથાસાહિત્યને બધા વિષયો પૂરા પાડે છે એ સાચું છતાં પોતે જેને ન્યાય કરી શકે એવા વિષયો પસંદ કરવાની અને તેમની વિશિષ્ટ માવજત કરવાની જવાબદારી કથ સાહિત્યની પોતાની છે. પ્રમાણમાં આધુનિક એવાં એક લેખિકા કુ. ઇવી કૉમ્પટન બર્નેટ તો એટલી હદ સુધી જઈને કહ્યું કે. "વાસ્તવજીવનમાં જોવા મળતાં માનવીઓમાં, સર્જનના શબ્દોમાં પ્રવેશવાની ભાગ્યે જ કશી લાયકાત હોય છે." આ બધાનો સાર ગટેના 'કળા એ ચોક્કસ નીતિનિયમોને વશવર્તીને અસ્તિત્વ ધરાવતો પદાર્થ છે" એ સૂત્રમાં આવી રહે છે.

હા, જો કે એ વાત સાવ સત્ય છે કે કથાસાહિત્યમાં નિરૂપિત સામગ્રી આપણા દૈનંદિનીય જીવનની વિગતો સાથે જ ખૂબ મળતી આવતી હોય છે. એમાંનાં પાત્રો આપણા જેવાં જ નામ અને સ્થળકાળમાં અસ્તિત્વ ધરાવનારાં હોય છે. તેમનાં બોલવાંચાલવાંની ઢબ પણ વાસ્તવિક માનવીઓના જેવી જ અને તેમનાં કામકાજ પણ વાસ્તવિક લાગે એ

પ્રકારનાં હોય છે. તેમને જોઈ સાંભળીને આપણે તેમનો સાચાં, જીવતાં-જાગતાં માનવીઓની સાથે તાળો મેળવી શકીએ. એટલું જ નહિ પણ આપણા મિત્રો, શત્રુઓ અને આંખ સામેથી પસાર થનારા અજાણ્યાઓને જે દૃષ્ટિએ આપણે જોઈએ-માપીએ છીએ એ જ દૃષ્ટિએ કથાસૃષ્ટિનાં પાત્રોને પણ જોવામાં આવતાં હોય છે. વ્યવહારજગતનાં સરેરાશ માનવીઓ સાથેનું કથાસૃષ્ટિનાં પાત્રોનું આટલું બધું મળતાપણું સ્વીકારવા પછી પણ એક મહત્ત્વનો અને પાયાનો એવો તફાવત ભૂલવો ન જોઈએ અને તે એ કે કથાસાહિત્યમાં રજૂ થયેલી એ અનુભવસૃષ્ટિ આખરે તો કોઈ એક સર્જનશીલ વ્યક્તિત્વનું નિર્માણ છે. એ સર્જક વ્યક્તિએ ભાષામાં અનુભવનો આભાસ રચ્યો હોય છે. આ ભેદ પાયાનો અને વ્યાવર્તક છે. કારણ કે અપરોક્ષ લાગતો હોવા છતાં કથાસૃષ્ટિમાંથી સાંપડતો અનુભવ વાસ્તવમાં પ્રત્યક્ષ, First Hand કે Direct હોતો નથી પણ કોઈક વ્યક્તિ દ્વારા રજૂ થતો કશાકનો યા કશાક વિશેનો, એક સુચોક્કસ, સુનિયંત્રિત, વ્યવસ્થિત સ્વરૂપ અને તદંતર્ગત સંવિધાનશરતોને વશવર્તતો આલેખ હોય છે. જે સ્વરૂપ અને સ્વરૂપગત સંવિધાનશરતોનો અત્રે ઉલ્લેખ થયો તે છે Fiction-નું સ્વરૂપ.

આને કારણે આપણી સામે ખરેખર સામગ્રીનો કોઈ સંચય પણ નહિ પણ જે તે સામગ્રીના યોજકનું વ્યક્તિત્વ જ પેશ થતું હોય છે. સામગ્રીના વિનિયોગ અર્થે તે જે કસબ કે અન્ય રીતો ઉપયોગે છે તેને આપણે 'ટેકનિક' સંજ્ઞા વડે ઓળખાવી શકીએ. જો કે આ સંજ્ઞા દ્વારા જેટલો કશીક યાંત્રિક પ્રક્રિયાનો ખ્યાલ ઊપસે છે તેટલો કોઈક જીવંત શક્તિવ્યાપાર (અં. Dynamic Process) નો ઊપસતો ન હોવાથી એટલે અંશે તે અર્થવત્તા ગુમાવી બેઠી છે. એ જ રીતે [સર્જકનું] 'વ્યક્તિત્વ' શબ્દપ્રયોગ પણ શિથિલ છે, કેમ કે કળાની સૃષ્ટિમાં સર્જકની કોઈ અપરોક્ષ ઉપસ્થિતિ તો હોતી જ નથી, હોય છે માત્ર તેણે નિર્મેલી સૃષ્ટિ. આથી એના વ્યક્તિત્વના સંપર્કમાં આપણે

નથી આવતા, ખરેખર તો તેના 'Prescience'[1] પરત્વે અભિજ્ઞતા ધરાવતા થઈએ છીએ. આ 'Prescience' સંજ્ઞા વધુ અર્થવાહક છે. બીજું, રચનામાં એક પ્રકારના દબાણ–Pressure–નો પણ સૂક્ષ્મપણે આપણને અનુભવ થતો હોય છે. આવા દબાણની ગેરહાજરી તરત કળી શકાય છે. કૃતિગત નૈતિક, કાલ્પનિક અને સાંવેદનિક ઉન્મેષોમાંથી સંભવતી એક પ્રકારની Urgency માંથી આ દબાણ જન્મે છે. વાર્તાસર્જન માટે આવું કોઈક દબાણ એક ધક્કાની ગરજ સારે છે. આવો સર્જનપ્રેરક ધક્કો ફરીથી તેની [ લેખક ] ટેકનિકના પ્રશ્ન પાસે આપણને લઈ જઈને ઊભા રાખે છે, કેમકે આગળ કહ્યું તેમ વાર્તાની નિર્મિતિ માટે ટેકનિક જ તો એક સાધન ( Means ) છે. અનુભવસામગ્રીમાં કરેલો હેયઉપાદેય વિવેક, વિગતોની ગોઠવણીમાં વરતાતી સાભિપ્રાયતા, અનુભવને રજૂ કરવા માટે ઉપયોગમાં લીધેલી પદ્ધતિ અને આ બધાં પર ઔચિત્યપૂર્વક અપાતો ભાર સઘળાંનો વિચાર ટેકનિકના સંદર્ભે કરવો રહ્યો. આમ દબાણ, કથાસૃષ્ટિનું નિયમન કરતી પ્રજ્ઞા, લેખકની ન જાણી શકાય છતાં માણી શકાય એવી વ્યક્તિત્વમુદ્રા એ બધું જ 'ટેકનિક'માં સમાવિષ્ટ થાય છે. કહો કે આ બધું જેમ એક તરફ વાર્તા સરજે છે તેમ સમાંતરે ટેકનિક પણ જન્માવતું રહે છે. એટલે જ તો વાર્તા શું કહે છે એ સ્વયં વાર્તાના રૂપે જ પામી શકાય. લેખકને અભિપ્રેત અર્થ માત્ર લેખકે યોજેલા ટેક-નિકના પ્રપંચ મારફત જ અવગત થઈ શકે. જો શરૂઆતથી જ ટેકનિકને લેખકના ઇષ્ટાર્થના Externalization લેખે, લખાણ અને શૈલીને લેખકની વેદનશીલતાની પારાશીશી લેખે અને સંવિધાનને તેના નૈતિક

---

1. Prescience શબ્દનો કોશગત અર્થ છે Foresight અને Fore-knowledge. પણ સર્જનમાં કર્તાનું સ્થાન અગાઉથી બધું જાણનારનું હોય છે એમ કહેવું લેખકને અભિપ્રેત છે ? કે કૃતિ પર પૂરેપૂરું નિયમન ધરાવનાર વ્યક્તિ એમ સૂચવવું હશે ? ગમે તેમ પણ કર્તાની કૃતિનિર્માણ પરત્વેની સર્વલક્ષી સ્વાધીનતા અને વાચકને તેનો થતો રહેતો સૂક્ષ્મ અનુભવ શોરર સૂચવવા માગે છે.

દબાણના પરિણામ સ્વરૂપે નીપજેલા આકાર લેખે વિચારી શકીએ તો કથાસાહિત્ય વિશેની ઘણી અનર્થક વિભાવનાઓનો ત્રાસ વેઠવામાંથી ઉગરી શકાય.

કથાસૃષ્ટિ અને કથાસૃષ્ટિના વિષય વચ્ચે કેવું અને કેટલું અંતર છે તે હવે સમજાશે. કથાસૃષ્ટિ એક નક્કર [ Solid ] રૂપબદ્ધ અને હેયઉપાદેય વિવેકપૂર્વક નિરૂપાયેલી વિગતોથી રચાતી આવે છે. તેને પોતાની આગવી વાસ્તવિકતા, આગવું રૂપ અને આગવી હેયઉપાદેયપ્રક્રિયા હોય છે અને આ દરેકના આગવાપણાને લીધે તે વ્યવહારજીવનથી ઈતર અને સ્વાયત્ત એવા પદાર્થ રૂપે અસ્તિત્વ સિદ્ધ કરે છે. વ્યવહારજીવનથી ઈતર હોવાની વિશિષ્ટ સ્થિતિને કારણે જ જીવન વિશે કશુંક કહી શકવાને તે સમર્થ બને છે. સઘળી કળાઓની જેમ જ જો એ વ્યવહારજીવનથી ઈતર અને સ્વાયત્ત છે. તેનું વાસ્તવનિર્માણ, તેનું રૂપનિર્માણ અને તેની વિગત પસંદગી, આ સઘળાંનું નિયમન કથાસાહિત્યની કળાની પોતીકી શરતોથી થાય છે અને શરતોનું આ પોતીકાપણું જ તેને કાવ્ય યા નાટક બનવામાંથી બચાવે છે. તેની આગવી અને પોતીકી શરતો પણ વળી પાછી તેના હેતુમાંથી જન્મેલી હોવાની. અને કથાસાહિત્યનો પાયાનો હેતુ બહુ સીધો સાદો છે એને માટે બીજા કોઈ ભારેખમ શબ્દપ્રયોગની જંજાળમાં ન પડીએ તો કહી શકાય કે એ હેતુ છે - 'વાર્તા' કહેવી—'To tell a story'.

[માર્ક શોરરકૃત 'The story'ની
પ્રસ્તાવનાના એક અંશનો અનુવાદ.]

## સાભાર સ્વીકાર

**અનુનય** [ કાવ્યસંગ્રહ ] **જયન્ત પાઠક** પ્રકાશક : કુમકુમ પ્રકાશન, ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧. કિંમત : સાત રૂપિયા.

**હોવું એટલે હોવું** (વાર્તાસંગ્રહ) વિજય શાસ્ત્રી, કુમકુમ પ્રકાશન, ગાંધીરોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧. કિંમત રૂ. ૮-૫૦ પૈ.

## એક પત્ર



### અમૃત ઘાયલ

પ્રિયભાઈ અનિલ,

'એતદ્' માસિકના છઠ્ઠા અંકમાં શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળાનો દ્વિવિધ સ્તરની સંકુલતા (રમેશ પારેખની કૃતિ 'હસ્તાયણ'નું ભાષા-પરિમાણનું વિશ્લેષણ)—આસ્વાદ જોયા પછી આપણે ત્યાં ગઝલ ક્ષેત્રે જાણ્યે અજાણ્યે ગઝલ' સંજ્ઞા અને બહેર (છંદ) પ્રત્યેની પ્રચલિત ગેરસમજ વિશે થોડી સ્પષ્ટતા કરવાના હેતુથી આ પત્ર લખું છું.

શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળા, રમેશની રચના વિશે કહે છે કે, આ રચનાનું સ્વરૂપ ગઝલનું છે. આધુનિક ગઝલમાં જુદા જુદા શે'રોમાંથી ભાવમુદ્રાની સ્થિતિ ઊભી કરવાનો જે પ્રયાસ હોય છે તેવો પ્રયાસ અહીં

પણ છે. પરન્તુ ગઝલોમાં અન્યત્ર 'પીંછું', 'મૌન' કે 'રેતી' વગેરે રદીફ (તુકાન્ત)ને સ્થાને આવે છે, ગોઠવાયેલા જોવા મળે છે, તેમ અહીં 'હાથ' દરેક શે'રમાં પુનરાવર્તન પામતો હોવા છતાં એને 'રદીફ'ની સાથે ગોઠવ્યો નથી, અને છતાં હાથ અંગે પ્રત્યેક શે'ર ભાવમુદ્રાનું સાતત્ય જાળવી રાખે છે.

અરૂઝ પ્રમાણે નઝમના (કવિતાના) દસ પ્રકાર પાડવામાં આવ્યા છે, (૧) ફર્દ યા બેત, (૨) રુબાઈ (૩) કત્અ, (૪) ગઝલ (૫) કસીદા, (૬) મસ્નવી, (૭) તરજીઅ બંદ, (૮) તરકીબ બંદ, (૯) મસ્મત અને (૧૦) મુસ્તઝાદ. જનાબ મુહમ્મદ મુસ્તફાખાં મદ્દાહ 'ગઝલ' સંજ્ઞાની વ્યાખ્યા આમ આપે છે—

'પ્રેમિકા સાથે વાર્તાલાપ, ઉર્દૂ-ફારસી કવિતાનો એક પ્રકાર વિશેષ, જેમાં પ્રાયઃ પાંચથી અગિયાર શે'ર હોય છે. બધા શે'ર એક જ રદીફ કાફિયામાં હોય છે, અને પ્રત્યેક શે'રનો વિષય અલગ હોય છે. પ્રથમ શે'ર મત્લા કહેવાય છે, જેના બન્ને મિસરા (પંક્તિ) સપ્રાસ અને રદીફ હોય તો રદીફસહ હોય છે, અંતિમ શે'ર મક્તા હોય છે, જેમાં શાયર પોતાનું ઉપનામ મૂકે છે. ગઝલનો સંગ્રહ 'દીવાન' અને સંપૂર્ણ પ્રકારના પદ્યસંગ્રહને 'બિયાઝ' કહે છે.'

ઉપર જણાવેલા તમામ કાવ્યસ્વરૂપોને પોતપોતાની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે, તથા પ્રકાર અને પ્રકારના બહિરંગ પ્રમાણે નિશ્ચિત ધોરણ અનુસાર કાફિયા, રદીફનો ઉપયોગ કરવાનો હોય છે—લંબાણના ભયે દરેકનાં દૃષ્ટાંત આપતો નથી. આપણે ગઝલ, નઝમનું વર્ગીકરણ ટૂંકમાં આમ કરી શકીએ :

ગઝલના તમામ શે'રોમાં કાફિયા રદીફ અનિવાર્ય. નઝમના બંધ અને શે'રોમાં નિર્ધારિત ધોરણે કાફિયા રદીફ અનિવાર્ય અને કવચિત પરિહાર્ય પણ. ગઝલનો શે'ર એટલે સ્વતંત્ર વિચાર-ભાવએકમ, નઝમનો શે'ર એટલે વિષયને વશ વર્તતો સાતત્યાધીન ભાવપિણ્ડ.

ગઝલમાં કાફિયારદીફ સમવાય સમ્બન્ધે જોડાયેલા હોય છે, એટલે કે કાફિયા રદીફ વગરની ગઝલ સંભવી જ ન શકે, જ્યારે કે નઝમમાં સંયોગ સમ્બન્ધે જોડાયેલા હોય છે. એટલે કે કાફિયા રદીફ ન હોય તો નઝમના લાવણ્યમાં બહુ બાધ આવતો નથી નઝમનો કવિ નઝમ-ગો, ગઝલનો કવિ ગઝલ-ગો. અને હઝલનો કવિ હઝલ-ગો શાયર કહેવાય છે. આપણે ત્યાં કમનસીબે નઝમ અને હઝલને પણ તે કાફિયા-રદીફવાળી રચના હોવાને કારણે ગઝલ માની લેવામાં આવે છે, અને 'ગઝલ' સંજ્ઞા નીચે જ બધી રચનાઓને ઉછેરવા પોષવામાં આવે છે ! એટલું જ નહીં, કાવ્યમુખી રચનાને અને ગીતમુખી રચનાને આધુનિક અને નખશીખ ગઝલ ગણાવવાની અનધિકૃત ચેષ્ટાઓ વિદ્યાપીઠોમાં થાય છે.

ઉપર, મસનવી તરીકે જેનો ઉલ્લેખ કર્યો છે, તે મસનવી એટલે ઉર્દૂ કાવ્યનો એક પ્રકાર, સ્વરૂપ. જેમાં કોઇ કહાણી અથવા ઉપદેશ એક જ છંદ (બહેર)માં હોય છે. અને એનો પ્રત્યેક શે'ર બીજા શે'રથી કાફિયા રદીફમાં ભિન્ન હોય છે. પરન્તુ બન્ને પંક્તિ અનુપ્રાસ હોય છે. હવે 'હસ્તાયણ' જુઓ. તેમાં હાથની એક જ કહાણી કથાનક એક જ (કહેવા ખાતર) બહેરમાં છે. પણ રમેશે મળતા કાફિયા રદીફનો વિનિયોગ કર્યો છે. એટલે પ્રસ્તુત રચનામાં મસનવીની દષ્ટિએ એટલો ફેરફાર છે. પરન્તુ મહત્ત્વનો ફેરફાર તો સ્વરૂપભેદનો છે. આમ હસ્તાયણ મસનવી છે, એટલે કે નઝમ છે, ગઝલ નહીં જ. આવી રચના ઉર્દૂમાં ગઝલનુમા નઝમ ગઝલમુકત કાવ્ય કહે છે. એટલે કૃતિ સ્વભાવે નઝમ પણ ગઝલના ઉપકરણમાં ઊઘડતી હોય તેવી રચના ગઝલ, હઝલ/નઝમ વચ્ચેની આ અત્યંત પાતળી ભેદરેખા લક્ષ્યમાં રાખવા જેવી છે. એના પ્રત્યે દુર્લક્ષ્ય સેવીશું તો મહાઅનર્થ સર્જાશે અને તમામ ટોપીવાળાઓ પોતાને ચન્દ્રકાન્ત સમજતા થઈ જશે.

ચન્દ્રકાન્ત તેમના લેખના ત્રીજા ફકરામાં નોંધે છે કે, આ ગઝલમાં દરેક મિસરાને લગાગાગા દઢ અંતિમથી બાંધેલો રાખી મિસરાના અન્ય

સ્થાનોમાં કવિએ ગાલગા અને લગાલનો યથેચ્છ વિનિયોગ કર્યો છે. કેટલાંક સ્થાનોએ વધુ પડતી છૂટ લઈ બહેરની શિસ્તનો આગ્રહ રાખ્યો નથી એવું પણ જોઈ શકાય છે. ગઝલની મુખ્ય પકડ બે પ્રકારની બહેર પર હોય એમ લાગે છે :

૧ ગાલગા ગાલગા ગાગાલગા લગાગાગા
૨ લગાલ ગાલગા ગાગાલગા લગાગાગા

સાચી વાત એ છે કે આ ગઝલમાં ક્યાંયે બહેરની ખેવના રાખી હોય એવું લાગતું જ નથી. પરન્તુ એણે મુખ્યત્વે ગીત, કાવ્ય, દોહા, અછાંદસ વગેરેનો કવિ હોવાથી એ કાવ્યપ્રકારોની ટેકનિકથી અને પોતાની આવડતથી એણે જેટલી છૂટ લેવાય તેટલી આ રચના પૂરતી લીધી છે. પ્રથમ અને અંતિમ શે'રનો બીજો મિસરો જોતાં લાગે છે કે કવિએ નીચેની 'મુજનસ મુસમ્મત મખબૂત મહેઝૂફ' બહેરમાં લખાયેલી કોઈકની ગઝલ સાંભળી છે અથવા જોઈ છે અને એના લયના પ્રભાવ હેઠળ 'હરતાયણ' રચ્યું છે.

## મુજનસ છંદ-૧૬ અક્ષરી

મફાઈલુન ફઇલાતુન મફાઈલુન ફઇલુન
લગાલગા લલગાગા લગાલગા લલગાગા
(જુઓ રા. મા. પાઠક કૃત બૃહદ પિંગળ, પાનું ૫૩૩)
દૃષ્ટાંત આપું—

ખબર દીવાનાને ક્યાં કે ખસી રહી છે દીવાલ,
હજીયે બેઠો છે આરામથી અઢેલીને.

પ્રથમ છે એ જ જરૂરી કરો મિજાજ બુલંદ,
નહીં થશે જ નહીં તો કદી અવાજ બુલંદ.

આમ આ બહેરમાં પટકલોનાં ચાર આવર્તનો છે. એકી સ્થાને

લગાલગા છે, બેકી સ્થાને લલગાગા છે. આ બહેરમાં પ્રથમ આવર્તનમાં બે લઘુ અનિવાર્ય છે, જ્યારે ચોથા આવર્તનમાં બે લઘુને સ્થાને ગુરુ નિર્વાહ્ય છે. આમ કરીએ ત્યારે બહેરના નામમાં 'મુસફ્ફન' શબ્દ ઉમેરવો પડે.

'હસ્તાયણ'માં લેવાયેલી વધુ પડતી છૂટ ગઝલજ્ઞ, સહૃદય અને સજાગ ભાવકના સરવા કાનને નરી કર્કશતાનો અનુભવ કરાવે છે, અને એને કૃતિના માધુર્ય, પ્રવાહિતા અને પ્રસાદથી વંચિત રાખે છે. વૃત્તબદ્ધ કાવ્યમાં કવિએ આવી છૂટ લીધી હોત તો ?

કવિએ પોતાની આગવી પ્રતિભા અને વ્યુત્પન્નમતિના બળે છંદના સ્વરૂપને કઢંગું બનાવતી શિથિલતાને છાવરતા પ્રમાદને તક ન આપવી ઘટે. આવું લોલે લોલ કોઇ સંજોગોમાં ચલાવી ન શકાય. કવિએ ATLEART ગઝલ ખાતર નહીં તો સહૃદય ભાવકો ખાતર પણ આમ ન કરવું જોઇએ.

—અમૃત 'ઘાયલ'

**તા. ક.** બહેર વિનાની ઢંગધડા વગરની રચનાને 'ગઝલ'ની સંજ્ઞા આપી 'અહોમુખ' અને 'અહો ધ્વનિ'ના અહોભાવથી આપણે પરસ્પરની પીઠ થાબડતા રહીશું તો આજ સુધી ગુજરાતી ગઝલે જે આત્મખોજ કરી છે, તેના પર પાણી ફરી વળશે. પરિણામે શરૂઆતમાં, એટલે કે ત્રીસીની પહેલાં કે પછી જે દશા આપણી પરમ્પરાપ્રાપ્ત ગઝલની હતી તેવી જ નહીં, બલકે તેથી વિશેષ હીણ પ્રભાવજન્ય આધુનિક, અતિ આધુનિક ગઝલના હાથે ગુજરાતી ગઝલની થશે, તે આપણા સન્માન્ય વિવેચકના વિષાદમાં વૃદ્ધિ જ કરશે. □

શબ્દ વિશે



## એદુઆર્દો ખાલીઆનો

જાગરણની લાંબી રાતો અને વિષાદના દિવસોમાં એક માખી મગજની આસપાસ ગણગણ્યા કરે છે: 'લેખન, શું ખરેખર એની જરૂર છે?'

વિદાય અને બપોરના ખતરનાક વાતાવરણમાં શું શબ્દ બચશે ખરા?

લખવાનો આ ધંધો એક વ્યક્તિએ પસંદ કર્યો છે અથવા એને એ કામ માટે પસંદ કરવામાં આવ્યો છે, શું એનો કશો અર્થ છે?

એક દક્ષિણ અમેરિકન દેશ, જેમાં મારો જન્મ થયો હતો, મેં કેટલાંક અખબાર અને સામયિકોનું સંપાદન કર્યું. એક પછી એક બધાં સામયિકો બંધ કરવામાં આવ્યાં, સરકાર તરફથી કે પૈસા આપનારાઓ તરફથી. મેં કેટલાં યે પુસ્તકો લખ્યાં, પણ એ બધાં પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. ૧૯૭૬ થી મારું નિર્વાસન શરૂ થયું. બ્યૂએનોસ આઈરિસમાં અમે અમારું એક સામયિક પ્રગટ કર્યું. નામ હતું 'ક્રાઈસીસ.' એ એક સાંસ્કૃતિક સામયિક હતું અને સ્પેનીશ ભાષાના ઇતિહાસમાં, એનો સૌથી વધારે પ્રસાર હતો. ગયા ઑગસ્ટ માસમાં એનો છેલ્લો અંક પ્રગટ ગયો. એ સામયિક ચલાવી શકાયું નહીં. શબ્દ જ્યારે ચૂપકીદીથી વધારે મહત્ત્વના ન રહે, ત્યારે કશું જ ન કહેવું એ બહેતર છે. કંઈ પણ ન કહીને કંઈ આશા રાખવી.

અખબાર કાઢનારા અમારા લેખકો અને પત્રકારો ક્યાં છે? લગભગ તમામ આર્જેન્ટાઈના છોડી ગયા છે. કેટલાક મરી પણ ગયા છે. જે રહ્યા છે તે ક્યાં તો જેલોમાં છે, અથવા ગુમ થઈ ગયા છે.

નવલકથાકાર હારોલ્ડો કોતી મે ૧૯૭૬ના મધ્યમાં છેલ્લી વાર દેખાયા હતા. યન્ત્રણાએ એમને ખતમ કરી નાખ્યા હતા. એ પછી એમના

વિશે કંઈ જ સાંભળવામાં આવ્યું નથી. સરકારી સ્તરે એમને અટક'માં લેવામાં આવ્યા નથી. સરકારે હાથ ધોઈ નાખ્યા હતા. કવિ બૂસ્તોસને એમના ઘરમાંથી પકડીને લઇ જવામાં આવ્યા ત્યારથી એ ગુમ છે. કવિ પાકો ઉરેંદો મેંદોથામાં માર્યા ગયા. પાઓલેત્તી અને ધી બેને દેત્તો-એ બન્ને લેખક જેલમાં છે. અમારા સામાયિકના પ્રકાશન અધિકારી લૂઈસ સાબીની પણ જેલમાં છે. એમના પર હથિયાર રાખવાનો આરોપ છે, કેમકે એમની પાસે ગોળી હતી, જેમાંથી તેઓ ચાવીનો એક ગુચ્છો બનાવવા માંગતા હતા. અમારા સંપાદક કાર્લોસ બીલ્લાર આરાઉખાને સૌથી પહેલાં દેશ છોડવો પડયો હતો. જુલાઈ ૧૯૭૫માં એમને દેશ છોડવો પડયો. એમણે પ્રમાણભૂત તથ્યોને આધારે આર્જેન્ટાઈનામાં ખનિજ તેલ વિશે એક અભ્યાસ પ્રગટ કર્યો હતો. ક્રાઈસીસ'નો એ અંક બજારમાં વેચવા માટે મૂકવાને ૭ દિવસના રઝળપાટ પછી કાર્લોસ સૂવા માટે ઘરે પાછા ફરી શકેલા. એમની આંખો પર પાટો બાંધીને એમની પૂછપરછ કરવામાં આવી. પોલિસે કાર્લોસને અટકમાં લીધાનું કબૂલ્યું નથી. બે દિવસ પછી એવીયેવાના જંગલમાં જ્યારે કાર્લોસને ફેંકી દેવામાં આવ્યા ત્યારે એ જીવતા રહ્યા એ એક ચમત્કાર જ કહેવાશે. પોલિસે જણાવ્યું કે કાર્લોસને ભૂલથી ગિરફતાર કર્યા હતા. પોલિસે એક યાદી બનાવી હતી, તેમાં જેમને ફાંસીની સજા ફરમાવવામાં આવી હતી એમનાં નામ હતાં. કવિ સેલમાન—અમારા મુખ્ય સંપાદકને વિમાનમાં ચઢી જવાની ફરજ પડી. થોડા સમય પછી પોલિસ એમને બ્યૂએનોસ આઇરેસના એમના ઘરે શોધવા પહોંચી. એ ઘરે નહોતા એટલે પોલિસ એમનાં બાળકોને ઉપાડી ગઈ. માત્ર એમની પુત્રી જ જીવતી પાછી ફરી શકી. એમના પુત્રો અને સાત માસની ગર્ભવતી પત્ની વિશે કશી જ જાણકારી મળી નહીં. ગેરસરકારી માહિતી પ્રમાણે એમને જેલમાં રાખવામાં આવ્યા પછી છોડી દેવામાં આવ્યાં હતાં. પૃથ્વી કદાચ એમને ગળી ગઈ.

આવા તોફાની વાતાવરણમાં લખવાનું કામ ખતરનાક છે. આવી પરિસ્થિતિઓમાં એક લેખક શબ્દોના ગૌરવ અને એમની ચમકને પામી

શકે છે, અથવા હંમેશાંને માટે એમના પ્રત્યેનો આદર ખોઈ બેસે એવું પણ બની શકે છે.

### એક

આપણે કંઈ કહી શકીએ અને બીજાના સંપર્કમાં આવી શકીએ એટલા માટે લખીએ છીએ. આપણાં દુઃખદર્દ સમાપ્ત કરી શકીએ અને ખુશી પામી શકીએ. કોઈ વ્યક્તિ પોતાની અને બીજાની એકલતાની વિરુદ્ધ લખે છે. આપણે એમ માનીને ચાલીએ છીએ કે સાહિત્ય જાણકારીને સંપ્રેષિત કરે છે અને ભાષામાં એ રીતે દખલ કરે છે, જેથી એ વાંચનારા પર એની અસર પડે. એટલે કે એ આપણને પોતાને જાણવાના કામમાં મદદ કરે છે, જેથી સામૂહિક મુક્તિ પામી શકાય. પણ 'બીજા' એ કદાચ બહુ અસ્પષ્ટ શબ્દ છે અને સંકટકાળમાં અસ્પષ્ટતા બહુ સહેલાઈથી એક જૂઠાણાનું સ્થાન લઈ લે છે. વાસ્તવમાં કોઈ લેખક એવા લોકો માટે લખે છે, જેમની હાલત સાથે પોતાને જોડી શકે; જે લોકોને પૂરતો ખોરાક મળતો નથી, ઊંઘી શકતા નથી, એવા વિદ્રોહી અને સતાવવામાં આવેલા લોકો માટે. એમાંના મોટા ભાગના લોકો વાંચી શકતા નથી, અને જે અલ્પસંખ્ય વર્ગ વાંચી શકે છે, એમાંના કેટલા લોકો પુસ્તકો ખરીદી શકે છે? આપણે કહીએ છીએ, 'અમે લોકો માટે લખીએ છીએ,' પણ 'લોકો' એ કેવું સહેલું અમૂર્ત રૂપ છે? શું આપણે આપણા આ આંતરવિરોધને પાર કરી શકીએ છીએ?

### બે

આપણે ચન્દ્ર પર જન્મ્યા ન હોતા અને સાતમા આસમાન પર પણ રહેતા નથી. એ કદાચ આપણું સદ્ભાગ્ય કે દુર્ભાગ્ય છે કે આપણે દુનિયાના એક સતાવવામાં આવેલા ભાગ, લેટિન અમેરિકા સાથે જોડાયેલા છીએ, અને આપણે એક એવા ઐતિહાસિક સમયે શ્વાસ લઈએ છીએ કે જ્યારે સમયનો માર આપણા પર સૌથી વધારે પડે છે. ધનવાન દેશોની સરખામણીમાં વર્ગ સમાજનો આંતરવિરોધ આપણે ત્યાં વધારે પ્રચણ્ડ રૂપમાં

છે. ગરીબ દેશોને પોતાની ગરીબીની કિંમતે વિશ્વની જનસંખ્યાના ૭ ટકા ભાગને પોતાની સંપૂર્ણ સંપદાનો અણઉપયોગાયેલો અડધો ભાગ 'ઓહિયાં' કરવાની 'સગવડ' આપવી પડે છે. કેટલાંક લોકોની અમીરી અને અધિક સંખ્યાના લોકોની ગરીબી વચ્ચેનું આ અંતર લેટિન અમેરિકામાં ક્યાંક વધારે છે અને એ અંતરને અકબંધ રાખવા માટે જે રીતો ઉપયોગમાં લેવામાં આવે છે તે બહુ હત્યારી છે.

ખેતી અને ખનનના જૂનવાણી માળખા પર મર્યાદિત તથા નિર્ભર પ્રકારના ઉદ્યોગોના વિકાસે ચીજોના ઊતરતા સ્તરને બદલવા અને સામાજિક પ્રતિરોધને ઓછો કરવાને બદલે એને વધારે ઉગ્ર કરવામાં આવે છે. જૂના રાજનેતાઓની ક્ષમતાઓ–ઠગાઈ અને ગપ્પાં મારવામાં એઓ કાબેલ છે–માત્ર જૂની જ નથી, બલ્કે નકામી પણ છે. અમુક સગવડો આપીને કામ કઢાવી લેવાનો કીમિયો હવે ચાલી શકે એમ નથી. બળવાન વર્ગ અને બળવાન દેશ દમનની મશીનરી અપનાવે છે, તે પણ એક એવી સામાજિક વ્યવસ્થામાં, જે દિવસે દિવસે એક યાતનાશિબિરમાં બદલાતી જતી હોય ત્યાં પરિવર્તન વિના બચવાનું શી રીતે શક્ય છે? ધરતી પર અભાગી માણસોની વધતી જતી ભીડને કાંટાળા તારો સિવાય શી રીતે રોકી શકાય? બેરોજગારી અને ગરીબી બરાબર વધતી જવાથી ખતરો જેમ જેમ વધતો જાય છે તેમ તેમ સામાજિક અને રાજનૈતિક તંગદિલીમાં વધારો થાય છે, એનું પરિણામ એ આવે છે કે બહાનાંબાજી અને મીઠી મીઠી વાતો માટે ભાગ્યે જ સ્થાન રહે છે. વાસ્તવમાં દુનિયાભરનાં 'ઉપનગરો'માં વ્યવસ્થાનો અસલી ચહેરો નજર સામે આવે છે.

અમારા દેશોના મોટા ભાગના લોકો પર જે તાનાશાહ રાજ કરે છે તે પોતાનું કામ ખુલ્લમ ખુલ્લાં કરે છે. સંકટકાળમાં વ્યવસાયની સ્વતંત્રતાની આડમાં લોકોને જેલમાં ઠાંસવા સહેલા છે.

લેટિન અમેરિકી વૈજ્ઞાનિકો દેશ છોડી રહ્યા છે. પ્રયોગશાળાઓ અને વિશ્વવિદ્યાલયો પાસે કશાં સાધન નથી. ઔદ્યોગિક જાણકારી હમેશાં વિદેશી અને બહુ મોંઘી હોય છે, પરન્તુ આતંકની ટેકનોલોજીના વિકાસમાં

જે અદ્ભુત રચનાત્મકતા અમારા દેશોમાં જોવા મળે છે, તેને કેમ ન ઓળખીએ ? લેટિન અમેરિકામાં યાતના આપવાની વિધિઓમાં જે પ્રગતિ ગઈ રહી છે એથી આખી દુનિયાને ફાયદો થઈ રહ્યો છે. લોકો અને એમના વિચારોને ખતમ કરવા, ચૂપકીદીને પ્રોત્સાહિત કરવા અને લાચારીને વધારવા તથા ભયનું વાતાવરણ સર્જવામાં ખરેખર અમારે ત્યાં ઘણું કામ થયું છે.

અમે લોકો સાહિત્ય માટે કામ કરવા માગીએ છીએ, જે લોકોનો કશો અવાજ નથી એમનો અવાજ સંભળાય તે માટે. આથી પ્રશ્ન એ ઊભો થાય છે કે આ હાલતમાં આપણે કઈ રીતે કામ કરી શકીએ ? એક ગૂંગી અને બહેરી સંસ્કૃતિમાં શું અમને સાંભળવામાં આવશે ? અમારા દેશો સન્નાટાનાં લોકતંત્ર છે, અને લેખકની થોડીક સ્વતંત્રતા શું એની નિષ્ફળતાનું પ્રમાણ નથી ? આપણે દૂર સુધી જઈ શકીએ, પણ કેવી રીતે જઈ શકીએ ?

આ કામ મહત્ત્વનું છે કે ન્યાયપૂર્ણ અને સ્વતંત્ર દુનિયા બનાવવી જોઈએ અને એ ભૂમિકા પણ મહત્ત્વની છે કે ભૂખ તથા દુઃખ અને પીંજરાંની વ્યવસ્થાનો અસ્વીકાર કરવામાં આવે. પરન્તુ આપણી સીમા કેટલી દૂર છે ? શક્તિસંચાલકો આપણને કેટલી છૂટ આપે છે ?

## ત્રણ

વિભિન્ન દેશોએ લાગુ પાડેલી સેન્સર-વ્યવસ્થાઓ વિશે ઘણું કહેવાયું છે. અગવડભર્યાં અથવા ખતરનાક પુસ્તકો પર પ્રતિબન્ધ તથા લેખકો અને પત્રકારોની હદપારી, જેલ તથા મૃત્યુની નિયતિનો સામનો કરવાનાં અનેક ઉદાહરણો છે. પરન્તુ અપ્રત્યક્ષ સેન્સર-વ્યવસ્થા અતિ સૂક્ષ્મ અને જટિલ રીતે કામ કરે છે. એ નરી આંખે ભલે ન દેખાતી હોય, પણ એનો અર્થ એવો નથી કે એની વાસ્તવિકતા ઓછી છે. વાસ્તવમાં એના વિશે બહુ ઓછું કહેવાયું છે. તો પણ એ અપ્રત્યક્ષ સેન્સર-વ્યવસ્થા અમારા મોટા ભાગના દેશો પર બહુ ઊંડી અસરકારકતાએ શાસન કરે છે. જે ખુલ્લી રીતે કામ કરતી નથી, એમાં શું થાય છે ?

એનો એક અર્થ તો કંઈક એવો થાય છે કે સાગરમાં પાણી નથી, એટલે જહાજ ચાલતું નથી! લેટિન અમેરિકામાં જો માત્ર પાંચ ટકા લોકો ફ્રિજ ખરીદી શકે છે, તો પુસ્તકો ખરીદનારા લોકોના ટકા કેટલા હશે, અને કેટલા ટકા એ પુસ્તકો વાંચી શકે છે, એની જરૂર અનુભવે છે અને એનાથી પ્રભાવિત થઇ શકે છે?

લેટિન અમેરિકી લેખક એક એવી સાંસ્કૃતિક વ્યવસ્થાનો ગુલામ છે, જે એક ભણેલા ગણેલા વિશિષ્ટ વર્ગની જરૂરિયાત પૂરી પાડવા માટે લખે છે. લેખક એ જ અલ્પસંખ્ય વર્ગ માટે લખે છે. સામાજિક અસમાનતા તથા સત્તાની વિચારધારાને અનુમોદન આપનારા લેખકોની આ વાસ્તવિક સ્થિતિ છે. પરંતુ આ સ્થિતિને જે લોકો દૂર કરવા માગે છે, એમની વાસ્તવિક સ્થિતિ પણ એ જ છે. જે વાસ્તવિકતાના નિયમોમાં આપણે પોતાનું કામ કરીએ છીએ એમાં જ આપણે બંધાયેલા છીએ. વર્તમાન સામાજિક વ્યવસ્થા અધિસંખ્ય લોકોના રચનાત્મક સામર્થ્યને ભ્રષ્ટ કરે છે, અને ખતમ કરે છે. આ રચનાત્મકતા માનવીય પીડા તથા મૃત્યુની અનિવાર્યતા પણ, જે એક પ્રાચીન પ્રતિક્રિયા છે—કેટલાક ખાસ પ્રકારના ધંધાદારી નિષ્ણાતોના હાથમાં રહે છે. આવા નિષ્ણાતો લેટિન અમેરિકામાં કેટલા છે? આપણે કોને માટે લખીએ છીએ અને આપણી વાત ક્યાં સુધી, કોના સુધી પહોંચે છે? આપણા ખરેખરા વાંચકો કોણ છે? આપણને શાબાસીથી પ્રોત્સાહિત કરવા જોઈએ. પરન્તુ આપણને એવા લોકો તરફથી શાબાસી અને અભિનંદન મળે છે, જેઓ આપણને વાર્તાકાર સમજે છે.

## ચાર

આપણે મૃત્યુને છેતરવા માટે તથા આપણી ભીતરમાં વસતા દુષ્ટાત્માઓને ખતમ કરવા માટે લખીએ છીએ. પણ આપણે જે લખીએ છીએ તે ઐતિહાસિક નજરે ક્યારે ઉપયોગી પુરવાર થાય? ખુદ પોતાને પિછાનવાની એક સામૂહિક જરૂરિયાત સાથે પણ લેખન જોડાયેલું હોય

ત્યારે, 'આ હું-છું'ની શૈલીથી એક લેખક ઘણા બધા બીજા લોકોને મદદ કરી શકે છે–તેઓ પોતાને સમજી શકે. એક સામૂહિક પિછાનને સામે લાવવાના સાધનના રૂપમાં કળા કોઈ વિલાસિતાની ચીજ ન રહેતાં એક મોટી જરૂરિયાત બની રહે છે. પરન્તુ વિડમ્બના એ છે કે લેટિન અમેરિકામાં કળા અને સંસ્કૃતિ સુદ્ધાં બહુસંખ્ય લોકો સુધી પહોંચી જ શકતી નથી.

તમામ હુમલાખોર સભ્યતાઓએ એકેક કરીને જે લોકોની પિછાન નષ્ટ કરી નાખી હોય, અને જેનો ઉપયોગ વૈશ્વિક પૂંજીવાદની એક વ્યાપક મશીનરી બરાબર કરી રહી હોય, ત્યાં વ્યવસ્થા એક ખાસ પ્રકારની 'લોકસંસ્કૃતિ' રચે છે. એ વિકૃત કળાને 'જનતાને માટે સંસ્કૃતિ' કહીને વધારે સારી રીતે પરિભાષિત કરી શકાય છે. એક એવી સંસ્કૃતિ જે વ્યક્તિની ચેતનાને તોડે છે, વિકૃત કરે છે, વાસ્તવિકતાને છુપાવે છે અને રચનાત્મક કલ્પનાશક્તિને કચડી નાખવાના પ્રયત્નો કરે છે.

એ સંસ્કૃતિ લોકોની કોઈ પણ પિછાન નજર સામે આણતી નથી, બલ્કે એમની પિછાનને વિકૃત કરીને દૂર કરવા ચાહે છે. લોકસંપર્કનાં સાધનો મારફત આ સંસ્કૃતિ એક ખાસ પ્રકારની જિંદગી લોકો પર લાદે છે. આપણે જેને 'રાષ્ટ્રીય સંસ્કૃતિ' કહીએ છીએ તે એક આયાત કરેલું જીવન ગુજારે છે અને માત્ર નકલ કરે છે. એ સંસ્કૃતિને એક ખતરનાક રીતે 'વિશ્વ સંસ્કૃતિ' સમજવામાં આવે છે, જેથી લોકો એને શક્તિશાળી દેશોની સંસ્કૃતિ સાથે મેળવી દે છે. આપણા સમયમાં જ્યારે બહુ રાષ્ટ્રીય કંપનીઓ અને બહુવિધ બજારોની બોલબાલા છે, આંતરરાષ્ટ્રીયતાવાદ માત્ર અર્થશાસ્ત્રમાં જ નહીં, બલ્કે સંસ્કૃતિના ક્ષેત્રમાં યે હોય છે.

શક્તિકેન્દ્ર માત્ર મશીનો જ આપણા સુધી પહોંચાડતાં નથી, પોતાની સાથે વિચારધારા પણ લાવે છે. લેટિન અમેરિકામાં પૃથ્વીનાં તમામ સુખો ભોગવવાના અવસર જો એક નાનકડા વર્ગને માટે સુરક્ષિત હોય તો બહુસંખ્ય વર્ગને પોતાની ફેન્તાસી જિંદગીથી જ તુષ્ટ રહેવું પડે.

ધનવાન વર્ગની છબી ગરીબોને વેચવામાં આવે છે. દલિતોની સ્વતંત્રતા, પર જિતોને વિજય તથા કમજોરને તાકાતનાં સ્વપ્નાં વેચવામાં આવે છે. ટેલિવિઝન, રેડિયો તથા સિનેમા દ્વારા પ્રચારવામાં આવેલી અસમાન વ્યવસ્થાના પ્રતીકાત્મક ઔચિત્યનો ઉપભોગ કરવાને માટે વાંચવાના સામર્થ્યની જરૂર પડતી નથી.

આ પૃથ્વી પર દર મિનિટે એક બાળક ભૂખ અથવા માંદગીથી મરે છે, ત્યાં શાસક વર્ગની દષ્ટિએ ચીજોને સમજવાની ટેવ પાડવામાં આવે છે. લોકોને એ દશાને એક સ્વાભાવિક દશા સમજવાને માટે શિક્ષિત કરવામાં આવે છે. લોકો એ વ્યવસ્થાને દેશભક્તિ સાથે જોડી દે છે, અને એ રીતે એ વ્યવસ્થાનો વિરોધી એક દેશદ્રોહી અથવા વિદેશી એજન્ટ બની જાય છે. જંગલના કાનૂનોને પવિત્ર રૂપ આપવામાં આવે છે, જેથી પરાજિત લોકો પોતાની હાલતને પોતાની નિયતિ સમજી બેસે. ભૂતકાળ પર એક જૂઠાણું લાદી દેવાને કારણે લેટિન અમેરિકામાં ઐતિહાસિક નિષ્ફળતાનાં ખરાં કારણો સમજી શકાતાં નથી. લેટિન અમેરિકામાં લોકોની ગરીબીએ બીજાઓની ખુશહાલી પર હમેશાં પોતાનું બલિદાન આપ્યું છે. 'સૌથી સારો' માણસ જીતે છે અને તે તાકાતવાળો માણસ હોય છે. ચીજોની બરબાદી, ઉપલક ઠઠારો અને નૈતિક સંકોચના અભાવથી લોકો વિતૃષ્ણા અનુભવવાને બદલે એ બધાં પ્રત્યે આકર્ષાય છે. દરેક ચીજ અહીં ખરીદી શકાય છે, આત્મા સુદ્ધાં ખરીદી, વેચી અને ભાડે આપી શકાય છે. એનો ઉપભોગ કરી શકાય છે. એક સિગારેટ, એક મોટર, શરાબની એક બાટલી અથવા એક ઘડિયાળ, એ તમામ ચીજોને એક જાદુઈ રૂપ આપી દેવામાં આવે છે. આ બધાંથી વ્યક્તિત્વ બને છે. જીવનમાં સફળતા મળે છે, સુખ મળે છે. ધનવાન દેશોની ચીજો અને ફેશન અમારે ત્યાં લોકોની કલ્પનાશક્તિ પર એક નમૂના રૂપે સવાર થયેલી રહે છે. પશ્ચિમી ઈસાઈ લોકતંત્રને હિંસા અને ટમેટાંના જ્યૂસ સાથે આપણાં લોકસંપર્કનાં સાધનો પર ખરાબ રીતે લાદી દેવામાં આવ્યું છે. (અપૂર્ણ) ▱

## અનુભવી



### અલગારી

**આમ** હોટલમાં જવું પડે એને હું સદ્‌ભાગ્ય માનતો નથી. મેં સાદ કર્યો ત્યારે હોટલનો એક છોકરો બીજા ટેબલ પર હતો છતાં એણે મારી સામે જોયું, પણ બીજો મોટો છોકરો ઊભો જ રહ્યો. નોકરોમાં એ 'હેડ' હતો. જો કે તેની ઉંમર ઝાઝી નહોતી, છતાં તે 'હેડ' હતો. કારણ કે......શું કારણ હશે? મને એનો ચહેરો 'અનુભવી' લાગ્યો. મારી આસપાસ જે ચહેરા હું જોઉં છું, તેમાં કેટલાક ચહેરા પર 'અનુભવી'ની છાપ વંચાય છે. પેલો ગ્રાહક નિરાંતે બીડી પીએ છે. હોટલના છાપાનું ચૂંથાયેલું પાનું ટેબલ પર રાખી એની સામે જુએ છે એને ઑર્ડર આપવાની ઉતાવળ નથી! મારી જેમ એ હોટલના છોકરાને ઑર્ડર માટે બૂમ નહીં પાડે. ખુદ પેલો અનુભવી છોકરો એને પૂછવા આવશે કે તે હાથ નીચેના છોકરાને પૂછવા તેની પાસે મોકલશે અથવા, ઊભો છે ત્યાંથી જ ઈશારો કરીને પૂછશે અને પેલો હાથમાં પ્યાલો લીધો હોય એવો હાથનો આકાર કરશે અને એની પાસે ચાનો પ્યાલો પહોંચી જશે! અનુભવી માટે વ્યવહાર કેટલો સરળ થઈ જાય છે!

હા, પેલા છોકરાનો ચહેરો એને 'અનુભવી' કહે છે. કોઈ પણ ઘટનાની એના ચહેરા પર તરત કશી અસર થતી દેખાતી નથી. એ તરત જવાબ નહીં આપે, જવાબ આપે તો ટૂંકો જ આપે. એ પ્રત્યે અસંતોષ વ્યક્ત કરો ત્યારે સચોટ જવાબ આપે! એને નોકરીની

પડી નથી ? ના, એવું નથી. જરૂર છે એટલે તો એ નોકરી કરે છે, પણ હોટલમાલિકને પણ મારી જરૂર છે એની એને પ્રતીતિ છે ! હોટલમાલિકને જરૂર નહીં લાગે તો પણ પોતે રખડી નહીં પડે એટલો વિશ્વાસ પણ એને છે ! અરે, કોઈ કારખાનાની નજીક એને ચાના વાસણ અને પ્રાયમસ લઈને બેસી ગયેલો હવે પછી જોઉં તો મને આશ્ચર્ય નહીં થાય ! આ જગત કોઈ કોયડો છે ? આ જગતમાં કશુંક રહસ્યમય છે ? અનુભવી ચહેરો એ વિશે કશું કહેવા ઉત્સુક નથી. હશે, જે હશે તે હશે !

એ છોકરો 'મુંબઈ રિટર્ન' છે ! 'ફોરેઈન રિટર્ન' પ્રત્યે લોકો અહોભાવથી જુએ છે એમ એ મુંબઈથી પાછો ફર્યો ત્યારે હોટલમાં કામ કરતા છોકરા એવા જ ભાવથી એને જોઈ રહ્યા હતા ! એરેબિયન નાઈટસના કોઈ પાત્ર જેવો એમને એ લાગ્યો હશે ! એની સામે જોનારાઓની આંખોમાં ઉત્સુકતા, કૌતુક અને જિજ્ઞાસા હશે, પણ એના અનુભવી ચહેરે કશો વિશેષભાવ નહીં તરવર્યો હોય !

એ પણ એમની સામે જોઈ રહેલા છોકરાઓ જેવો જ બિનઅનુભવી હતો. એટલે તો એ મુંબઈ ભાગી ગયો હતો ! શા માટે ? મુંબઈ જોવા ? એને મુંબઇ જોવાનો મોહ તો હતો જ, પણ મુખ્ય અપેક્ષા તો એને કોઈ ફિલ્મ કંપનીમાં કામ મળી જાય એની હતી ! ઘણા ઉજળિયાત છોકરા પણ એવાં સ્વપ્નાં જુએ છે. એ દૃષ્ટિએ એ એમની સમકક્ષ હતો ! અસમાન વર્ગોમાં પણ અમુક પ્રકારની સમાનતા હોય છે ! એને ફિલ્મમાં કામ મળ્યું હોત તો એ હોટલમાં કામ કરવા માટે પાછો ફર્યો ન હોત ! પણ મુંબઇમાં એણે ઘરનોકરથી માંડીને ફેરિયા અને હોટલના છોકરા રૂપે કામ કર્યું અને 'અનુભવીની'ની મુદ્રા લઈને એ વતન પાછો ફર્યો !

હવે એને સામાન્ય ઘટના બને તે પ્રત્યે કશી ઉત્સુકતા નથી. એના વર્તનમાં કશી ઉતાવળ નથી. ઠીક છે, એવું તો ચાલ્યા કરે એવો,

અનુભવીને જ પ્રાપ્ત ભાવ એના ચહેરા પર અંકાઈ ગયેલો છે. ચાને કીટલીમાં રેડતાં દાઝી જાય તો યે એ સ્વસ્થપણે સહી લે. મુંબઈ રિટર્ન અનુભવી ખરો ને!

વાંચનની ટેવનો સારો વિકાસ થયો છે, સાક્ષરતા વધતી જાય છે એવી ઘોષણાઓનો મારે માટે હવે ખાસ અર્થ રહ્યો નથી, કારણ કે મારી આસપાસ દેખાતા ચહેરાઓમાં અનુભવી ચહેરાઓનું બાહુલ્ય છે. એ ચહેરાઓ પર માત્ર 'અનુભવી' એટલું જ વંચાય છે. શબ્દકોશમાં બીજા લાખેક શબ્દો છે. એ શબ્દોને એ એક શબ્દે નિરર્થક બનાવી દીધા છે. બાળકો વચ્ચે જવાનું ગમે છે પણ કોન્વેન્ટમાં ભણતાં બાળકો પણ 'અનુભવી' થઈ ગયાં છે! એટલે અભણ બાળકો પાસે જવાનો ઉત્સાહ રહે છે ખરો, પણ એમની પરિસ્થિતિએ. સંજોગોએ અને એમાં છવી જવાની એમની ટેવોએ એમને પણ 'અનુભવી' બનાવી દીધા છે, છતાં તેમની પાસે જતાં શબ્દકોશમાંના ઘણા શબ્દો વાચ્ય બને છે.

મને લાગે છે કે હું બહુ વિચિત્ર માણસ છું–મને 'બિન-અનુભવી' માણસો જીવંત લાગે છે, એમનામાં હું રસ લઈ શકું છું એમની સાથે વાત કરવામાં હું ઠીકઠીક સંખ્યામાં શબ્દોનો વિનિયોગ કરી શકું છું, વાંચી શકું છું મને એમનામાં રસ રહે છે. પણ ટેબલ પર પડેલા છાપામાં જાહેરખબર જોઉં છું તો સૌને 'અનુભવી' માણસ જ જોઈએ છે! અનુભવી માણસ કશાથી આઘાત પામતો નથી, કશાથી આનંદવિભોર થઈ શકતો નથી, સંવેદનને પ્રગટ કરવા માટે એના ચહેરે કોઈ રેખા ઉપસતી નથી એટલે એ સગવડભર્યો બની રહે છે, એને સમજવામાં કે એને સમજાવવામાં સમય બગડતો નથી, અને ધંધાદારીઓ સમયની કિંમત સમજે છે!

જાહેરખબરમાં મેનેજર શબ્દ નીચે સહીને સ્થાને 'અવાચ્ય' શબ્દ વંચાય છે, એ શબ્દ હવે હું 'અનુભવી' ચહેરે વાંચતો થઈ ગયો છું.



# પહેલી તારીખ



## જે. એચ. બીમર

**પાંચે** નવજવાન એક પછી એક ટ્રકમાંથી કૂદી પડચા. ટ્રક પર એક મોટી ઉત્પાદક કંપનીનું નામ લખેલુ હતું. નવયુવાનોનાં ધૂળભર્યાં કપડાં કહેતાં હતાં કે તેઓ કંપનીના કા·દારો છે. એમના લાંબા લાંબા વાળ સ્કંધ સુધી ઝુલતા હતા. એમના રંગીન ડિઝાઈનવાળા ખમીશનાં બટન ખુલ્લાં હતાં. તેઓ એક પછી એક બારમાં· દાખલ થયા. માત્ર બબ્બે, ત્રણ ત્રણ જામ પીધા પછી તેઓ બહેકવા લાગ્યા. ખૂણે મેજ પર એક ડોસો બેઠો હતો. તે ચૂપચાપ બિયર પીતો હતો. નવયુવાનો એને છેડવા–છંછેડવા લાગ્યા. એકે કહ્યું : 'વડીલ, છોકરાઓના પીણામાં શું રાખ્યું છે. આવો એકાદ જામ અમારી સાથે અસલી પીણું પીઓ.'

'જાઓ ભાઈ જાઓ ! તમારું કામ કરો !' ડોસાએ અકળાઈને કહ્યું, 'હું તમારા જેવા લોકોની મજાક જરા યે પસંદ કરતો નથી...'

નવયુવાનો ડોસાના મેજને ઘેરીને ઊભા અને મેજ પર હાથ પછાડવા લાગ્યા. લાંબા નાકવાળો યુવાન બોલ્યો, 'તમે ચોક્કસ જ બહુ સરસ નાચતા હશો !'

ડોસાના ભવાં સંકોચાયાં. એ ખૂબ જ વ્યાકુળ લાગતા હતા. એમણે ખિજવાઈને કહ્યું, 'તમે લોકોએ જીરવી શકાય તે કરતાં વધારે ઢીંચ્યો છે...'

કાઉન્ટર પાસે એક છોકરી ઊભી હતી. એકાએક એક યુવાનની નજર એના પર પડી. એણે અણસારો કરીને બીજા યુવાનોનું ધ્યાન એ છોકરી તરફ દોર્યું. સોનેરી વાળવાળી સુન્દર તન્દુરસ્ત છોકરીએ બહુ ટૂંકું ચસોચસ સ્કર્ટ પહેર્યું હતું નવયુવાનો ડોસાને પડતો મૂકીને

એ છોકરીને ઘેરીને ઊભા. એક યુવાને એને પૂછ્યું, 'ડિયર, શું તું તારા મૂલ્યવાન સમયમાંથી થોડો સમય અમારી સાથે ગુજારવાનું પસંદ કરશે ?'

છોકરીએ એના કહેવા તરફ જરાયે ધ્યાન આપ્યું નહીં. ત્યાં સુધીમાં બીજા યુવાનો છોકરીની પાછળ ઊભા થઈ ગયા. એમણે પોતાના બન્ને હાથ છોકરીના શરીરની આસપાસ એવી રીતે પસારવા માંડચા જાણે એ લોકો કોઈ મૂર્તિ ઘડવા માટે શરીરનું માપ ન લેતા હોય ! એમણે છોકરીને પૂછ્યું, 'શું તું અમારી સાથે એક જામ પીવાનું પસંદ કરશે ?'

છોકરી થોડી ક્ષણો તો મૂર્તિ જેવી બની રહી. પછી દિલેરીથી બોલી, 'તમે પેલા કાકાએ કહ્યું તે સાંભળ્યું નહીં ? ચોક્કસ જ તમે તમારી હેસિયત કરતાં ઘણું વધારે પીધું છે. જાઓ મને પરેશાન નં કરો. તમારું કામ કરો.'

'હેરી, તેં સાંભળ્યું ? આ આદરણીય લેડી શું કહે છે તે ?' એક નવયુવાને વ્યંગ્યાત્મક તોરથી કહ્યું, 'એનો મત છે કે આપણે હદથી વધારે પીધું છે...'

'મારો ખ્યાલ પણ એવો જ છે...' બારના માલિકે કહ્યું, 'અહીં ધાંધલ થાય તે પહેલાં તમે ચાલ્યા જાવ.'

'અમને તરત જ વધારાનો એકેક જામ આપો !' દાઢીવાળા યુવાને ધમકીના સાદે કહ્યું એ લોકો છોકરી હાલી ચાલી શકે નહીં એવી રીતે એને ઘેરી વળ્યા.

'આ શો તમાશો છે !' ડોસો ખુરશી પરથી ઊભો થઈને એમની તરફ જતાં બોલ્યો, 'તમારે જેટલું ઢીંચવું હોય એટલું ઢીંચો, મને એની સાથે કશો સમ્બન્ધ નથી, પણ આ છોકરીની પાસેથી હટી જાવ !'

તમામ યુવાનોએ એ ડોસાની સામે ડોળા તાણીને જોયું. પછી

એમને ભાન થયું કે આ ડોસો અમને પડકારે છે. 'ડોસલા ! તારી સલામતી ચાહતો હોય તો અહીંથી સીધેસીધો ચાલ્યો જા !' એક જુવાને ડોસાને ધકેલતા કહ્યું, 'તારે તારા દેદાર બગાડવા હોય તો જુદી વાત છે !'

'તમે મને ધકેલ્યો ? હવે ફરી એવું કર્યું છે ને તો...પસ્તાશો, હા...' ડોસો ગુસ્સા પર કાબૂ મેળવવાનો પ્રયત્ન કરતો બોલ્યો.

'તું શું કરી લેવાનો હતો ?' એમણે ડોસાને ઘેરી લીધો અને દડાની જેમ એને ધકેલવા લાગ્યા. પછી એમણે ડોસાને ઉપાડી લીધો અને હવામાં અદ્ધર ઉછાળ્યો. ડોસો પોતાને છોડાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પણ પાંચ જુવાનોની તાકાત અને સ્ફૂર્તિ સામે એ લાચાર હતો. ડોસો એમને ગાળ દેવા લાગ્યો. નવયુવાનોનાં અટ્ટહાસ્યો ઊંચાં જવા લાગ્યાં. એમણે ડોસાને હાથોમાં તોળ્યો અને એક, બે અને ત્રણ કહીને ડોસાને બહાર ફેંકી દીધો. પાકા રસ્તા પર પડતાં ડોસાનું શરીર ખખડી ઊઠ્યું.

આ ધાંધલ-ધમાલ દરમ્યાન છોકરી બારની બહાર નીકળી ગઈ હતી. નવયુવાનો બારમાં દાખલ થઈને ફરી મજાક કરવા લાગ્યા.

'બહુ વાગ્યું નથી ને ?' છોકરીએ ડોસાને પૂછ્યું.

'કમબખ્ત સાવ બેરહમ છે...' ડોસાએ ઊઠીને લંગડાતાં છોકરીની સાથે ચાલવા માંડતાં કહ્યું. છોકરીની બેબી ઓસ્ટીનકાર થોડે દૂર ઊભી હતી. છોકરીએ એનું બારણું ખોલ્યું અને અંદર બેસી ગઈ. પછી અંદરથી એણે બીજું બારણું ખોલ્યું. ડોસો એની બીજી બાજુએ બેસી ગયો.

એમણે બહુ ખરાબ રીતે તમને પટક્યા હતા. તમને વાગ્યું હશે !' છોકરીએ સહાનુભૂતિ વ્યક્ત કરતાં, ડોસાના પગનાં ઘૂંટણ પસવારતાં કહ્યું.

'એમના દિલ–દિમાગને પણ ઓછો આઘાત નહીં પહોંચે, પોતપોતાનાં મનીપોકેટ ખોવાયેલાં જાણશે ત્યારે,' ડોસાએ કહ્યું, 'મને ટ્રક પર એમની કંપનીનું નામ વાંચતાં જ ખ્યાલ આવી ગયો હતો કે આજે એમનાં ગજવાંમાં મહિનાનો પગાર હશે. મેં પણ એ કંપનીમાં થોડા મહિના કામ કર્યું છે. કમબખ્ત, દર પહેલી તારીખે પગાર ચૂકવે છે.' ડોસો બહુ જ ખુશ હતો.

છોકરીએ કહ્યું, 'ડેડી, ઈશ્વરનો આભાર માનો કે આજે પહેલી તારીખ છે. નહિતર આજે તમે સાવ, મફતમાં જ પીટાયા હોત.' ▱

## સાભાર સ્વીકાર

**સાહિત્ય :** ત્રૈમાસિક : તંત્રી : નિરંજન ભગત, અંક ૧ લો, વાર્ષિક લવાજમ રૂ. ૨૦, એક અંકના રૂ ૫; ઈ, ૨૩, જલદર્શન, આશ્રમરોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૯.

**નિમજ્જન :** વાર્તાસંગ્રહ : લે. ઉત્પલ ભાયાણી, પ્રકાશક : આર. આર. શેઠની કંપની, અમદાવાદ, મૂલ્ય : ૭ રૂપિયા.

**પુરુરવા ઉર્વશી :** સંસ્કૃત નાટકનો અનુવાદ : હંસાબેન મહેતા, મૂલ્ય પાંચ રૂપિયા.

**કેટલાક લેખો :** લેખસંગ્રહ : હંસાબહેન મહેતા, મૂલ્ય વીસ રૂપિયા. પ્રકાશક બંનેના : ફાર્બસ ગુજરાતી સભા, ૩૬૫ વિઠ્ઠલભાઈ પટેલ માર્ગ, મુંબઈ–૪૦૦ ૦૦૯.

**ફટફટ** : લે. નીરા ગણદોત્રા, ચિત્રકાર : ઈન્દર ગજ્જર, **ચુગ્ગુ** : લે. નીરા ગણદોત્રા, ચિત્રકાર ઈન્દર ગજ્જર, **હું શું બનવાનો ? :** લે. ચિ. મેરેલીન હર્ષ, **ચપની ચપની** : પંજાબી લોકવાર્તા ; અનુપલાલ, ચિ. સુગા, **મોરે પીપલ** : દસ સ્કેચોનું આલબમ : ચિત્રકાર બચુ, પ્રાપ્તિસ્થાન : લોકમિલાપ કાર્યાલય, પો. બો. નં. ૨૩, ભાવનગર મૂલ્ય : દરેકના અઢી રૂપિયા.

હિન્દી



દલ્લુભાઈ

## પેન્સીલ નહીં છોલતાં

મારા હાથમાં રીફીલપેન છે, અને હું કવિતા લખી શકતો નથી. વિમાનમાં બેસતાં, ખુરશી પર બેસતાં, કેલેન્ડરનું પાનું ફાડતાં, નવાં કપડાં બદલતાં, જૂનું ઘર બદલતાં –આવા વિષયો પર કવિતા લખવામાં મારો હાથ બેસી ગયો છે. નિશાળ કૉલેજમાં એ કવિતાઓ ભણાવવામાં આવે છે.

કવિતા ન સ્ફૂરે ત્યારે હું જે કંઈ ક્રિયા કરતો હોઉં તેના પર મંગળ ચિંતને ચઢી જાઉં છું અને એ જ કાવ્ય બની જાય છે! હું પેન્સીલ વાપરતો હતો ત્યારે એનાથી મેં ઘણાં એવાં કાવ્યો લખ્યાં છે. પણ રીફીલપેન હાથમાં છે, પણ કશું લખવાનું સૂઝતું નથી. 'પેન્સીલ છોલતાં—' એ વિષયની કવિતા મેં ખોઈ નાખી છે, આથી આ બોલપેન ખોઈ નાખવાનું મને કવિતાના હિતમાં લાગે છે.

## આ માસનું ગીત

ગાંધીયુગના કાવ્યસંગ્રહોનો અભ્યાસ કરતાં તેમાં ઋતુવર્ણન કાવ્ય દેખાતાં અને શ્રી મેઘાણીએ તો 'બારમાસી' ગીત પણ લખેલું, તે વળી કવિને પણ સ્પર્શતું હતું! રેડિયો પર 'આ માસનું ગીત' આવવા માંડયું તેની પ્રેરણા એમાં રહ્યાનું ચિંત્ય વિધાન હજી વિવેચનમાં થયું નથી. રેડિયો પરથી એ જ ગીત બાર માસના દરેક રવિવારે આવે તો, બીજા કવિઓને માસનાં ગીત લખવાં ન પડે! વિકેન્દ્રિકરણ અને વહેંચણીના સિદ્ધાંત પ્રમાણે આખા વર્ષમાં ડઝન કવિને માસિક ગીતની તક મળે તે તો જાણે ઠીક જ છે. 'માસનું ગીત' લખવાનો લાભ એ કે તે ચાર રવિવારે તો આવે! તેના પાઠ થાય રેડિયોમાં નોકરી કરતો સઘજ્ઞાતા વિવેચક આસ્વાદ કરાવે અને એક

આખું વૃંદ ગાય! ગીતકારને તો માસોમાં માગસર સર્વોત્તમ તેમ ગીતોમાં 'આ માસનું ગીત' જ સર્વોત્તમ લાગે એ હૃદયપ્રવૃત્તિ જ કહી શકાય!

## ઉપરણા વિના

ટાગોર–શરદબાબુની ગુજરાતી સાહિત્ય પર થયેલી અસર તે સમયે પ્રગટ થતાં પુસ્તકો પર પ્રથમ નજરે જ દેખાતી હતી...બંગાળીઓ કફની ઉપર ઉપરણું ઓઢે એમ ગુજરાતી પુસ્તકો પણ ઉપરણું–ઉપરનું કવર–ઓઢતાં હતાં. એ યુગની અસર ક્યારથી ઓછી થતી ગઈ એનો કયાસ ગુજરાતી પુસ્તકો પરથી ઉપરણાં અદૃશ્ય થતાં ગયાં તે પરથી કાઢી શકાય છે.

આજની ટપાલમાં મળેલી ઉપ-ણાવિહોણી નવલ જોતાં હું આવા ચિંતને ચઢી ગયો. બંગાળી પુસ્તકો પરથી ઉપરણાં અદૃશ્ય થયાં હોય તો ટાગોર–શરદનો પ્રભાવ તેમના જ પ્રદેશમાં યે ઓછો થયાનું સહેજે સૂચવાય છે.

## લેખકની સામાજિક જવાબદારી

લગ્નસરા આવે છે અને મને વિદેહ લેખક ડુંગરશી ધરમશી સંપટ સાંભરે છે. ગુજરાતનાં દિગ્વિજયી લેખકોમાં તેમનું નામ પ્રથમ હરોળમાં રહેલું ગણું છું. કાકાસાહેબ કાલેલકરને બલ્લુકાકાએ 'સર્વ વિષયના ભંડારી' કહ્યા એ બિરુદ વાસ્તવમાં સંપટને મળવું જોઈતું હતું. 'એક તું શ્રી હરિ, એક તું શ્રી હરિ'ની જેમ વ્યાપારના અખબારથી માંડીને માસિકો સુધી સંપટનું નામ વંચાતું અને લગ્નસરામાં એમના લગ્ન કે લગ્નજીવન વિષયક પુસ્તકો બોકસમાં મિઠાઈના બોકસની જેમ ભેટ અપાતાં...

સાહિત્યકારને કશો સામાજિક ધર્મ ખરો કે નહીં? 'પ્રભુતામાં પગલાં માંડતાં', 'પ્રથમ લગ્નતિથિએ' એવાં વિષયો પર લખેલાં કાવ્યોનો એક સરસ છાપેલો સચિત્ર કાવ્યસંગ્રહ પ્રગટ કરવા વિશે મારે ગંભીરપણે વિચારવું જોઈએ. ○

# મારિયા વીને

કેટલાક લોકો એટલા કાબેલ હોય છે કે આંખના પલકારામાં, આકાશ તરફ વળેલી પોતાની આંગળીને ગોળી છોડતી પિસ્તોલમાં બદલી નાંખે છે.



એક સરમુખત્યાર એકાદ દિવસે તો પોતાના મોટા મોટા બૂટમાં ડૂબી જ જાય છે.



'પોતાના પગની વ્યાકૂળતાને એક ઊઘડતી પાંખમાં પલટી ના ખવાચાહનારા લોકોમાંના આપણે છીએ.



એક ઝડપભેર ફરતા ચક્ર પર,- મારી આંખો ઊલટી દિશામાં ફરતી ગરોળીઓની જેમ સવાર થઈ ગઈ છે.



ધીરે ધીરે એણે લોહીથી ખરડાયેલી પોતાની તલવારને લૂછી, એક તાજું કપાયેલું સ્ત્રીનું માથું રસ્તા પર પડ્યું હતું. એ પછી એક બીજી તલવારથી તે પોતાની પત્નીને પ્રેમ કરવામાં વ્યસ્ત થઈ ગયો.

## મારિયા વીને

કેટલાક લોકો એટલા કાબેલ હોય છે કે આંખના પલકારામાં, આકાશ તરફ વળેલી પોતાની આંગળીને ગોળી છોડતી પિસ્તોલમાં બદલી નાંખે છે.



એક સંતમુખત્યાર એકાદ દિવસે તો પોતાના મોટા મોટા બૂટમાં ડૂબી જ જાય છે.



પોતાના પગની વ્યાકૂળતાને એક ઊંઘડતી પાંખમાં પલટી ના ખવાચાહનારા લોકોમાંના આપણે છીએ.



એક ઝડપભેર ફરતા ચક્ર પર, મારી આંખો ઊલટી દિશામાં ફરતી ગરોળીઓની જેમ સવાર થઈ ગઈ છે.



ધીરે ધીરે એણે લોહીથી ખરડાયેલી પોતાની તલવારને લૂછી, એક તાજું કપાયેલું સ્ત્રીનું માથું રસ્તા પર પડ્યું હતું. એ પછી એક બીજી તલવારથી તે પોતાની પત્નીને પ્રેમ કરવામાં વ્યસ્ત થઈ ગયો.

# એતદ્

'ક્ષિતિજ' અને 'ઊહાપોહ'ના સંચાલકો તરફથી પ્રગટ થતા આ સાહિત્ય માસિકમાં ગ્રન્થાવલોકન, તત્ત્વચર્ચા, અન્ય લલિતકળા અને વિવેચનને સ્થાન છે.

ડેમી સાઈઝ, ૪૮ પાનાં : વાર્ષિક લવાજમ રૂ. ૨૦-૦૦

**લવાજમ ભરવાનાં સ્થળો**

૧. ડૉ. સુરેશ હ. જોષી ક્યૂ/૪, અધ્યાપકકુટીર, પ્રતાપગંજ, વડોદરા-૩૯૦ ૦૦૬

૨. શિરીષ પંચાલ, ૪/એ, હરિ કૉલોની, આજવા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૬

૩. રસિક શાહ, ત્રીજે માળે, બ્લૉક નં. ૧૦, ઈન્ડિયા હાઉસ, પેડર રોડ, મુંબઈ-૩૭

---

□ ફ્લેવિયન રાનેવા

મને ચાહો નહીં મારા મિત્ર
પોતાના પડછાયાની જેમ
પડછાયા સાંજ પડતાં જ
ગુમ થવા માંડે છે
અને હું
મરઘો બોલે ત્યાં સુધી
તમારી સાથે રહીશ

મને મરચાંની જેમ ચાહો નહીં
એ મારું શરીર ગરમ કરી નાખે છે
જ્યારે મને ભૂખ લાગે છે.

મને ચાહો નહીં તકિયાની જેમ
જેની સાથે કોઈ માત્ર સૂતી વખતે
મુલાકાત કરે છે
અને આખો દિવસ
બંને એકબીજાને જોતા નથી.

મને એક સ્વપ્નાની જેમ ચાહો
કેમ કે સ્વપ્નાં
રાત્રે તમારી જિંદગી છે
અને દિવસે મારી આશા છે.

△

# કૃતિ

ઑગસ્ટ, ૧૯૭૮

રાજ્યનાં ગામોની કાયાપલટ માટે સ્પષ્ટ દષ્ટિકોણ સાથે સરકાર આગળ વધી રહી છે. આ છે જનતા સરકારના ગ્રામાભિમુખ આયોજનના આધારસ્થંભો :

* ખેતીની સમૃદ્ધિ દ્વારા ગ્રામ-અર્થતંત્રનો વિકાસ.
* નાના ખેડૂતો અને ખેતમજૂરોના તેમ જ તેમની ખેતીના ઉત્કર્ષ માટે વિશેષ ઝોક.
* અનાવૃષ્ટિપાત્ર વિસ્તારો માટે ખાસ કાર્યક્રમનું આયોજન.
* સિંચાઈ અને વીજળીવિકાસને પ્રાધાન્ય. વર્ષે ૧૨૦૦ ગામો અને ૨૦,૦૦૦ કૂવાઓનું વીજળીકરણ.
* પીવાના પાણીની સગવડ વિનાનાં ગામોમાં પાણીનો પ્રબંધ.
* ગુરુત્તમ ઉત્પાદન, સપ્રમાણ વહેંચણી અને વધુ ને વધુ રોજગારી.
* શિક્ષણ, આરોગ્ય જેવી સામાજિક સેવાઓનું વિસ્તરણ.
* આદિમજાતિ અને પછાત વર્ગોના ઉત્કર્ષ માટે વિશિષ્ટ અભિગમ.
* જનતાના સહયોગ સાથે પંચાયતીરાજ દ્વારા લોક-પ્રવૃત્તિઓનું સંચાલન.

ગાંધીવાદી માર્ગે ગુજરાત

# ગ્રામાભિમુખ આયોજન

# કંકાવટી

ઑગસ્ટ ૧૯૭૮

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૯ : અંક ૨૩૫ : મૂલ્ય : એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૦, બે વર્ષના રૂા. ૧૯; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ અનિલ, ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨, સરનામે કરવો.




'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨. સરનામે મોકલવી.




તંત્રી-મુદ્રક-પ્રકાશક

**દાદાભાઈ જીવણજી દેસાઈ**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫ ૦૦૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત-૩૯૫ ૦૦૩

# મુક્તિ !

જ્યાં એપ્તિસ્ત તેટી □ પ્રમોદકુમાર પટેલ

ધરતીના ઉદરમાં પુરાયેલાં
લાખ્ખો કરોડો જંતુઓને
આ ઝંઝાવાત મુક્ત કરે છે;
સૂર્ય-પર્વતના આરોહણ માટેની ક્ષણ
આવી પહોંચી છે
એમ તેમને લાગે છે અને
પ્રવાસી ચકલીની ચાંચમાં
તેમનાં સ્વપ્નો રૂંધાય છે.
રોજ રોજ મારા જીવનની હું ચોકી કરું છું
સ્વપ્નોનાં મૂળને જ હું છેદી નાખું છું
રાત્રિની ફળદ્રુપ દાંડીમાં ઉછરેલા
દર્શનના એકે એક રેસાઓને હું
તોડી તોડીને અલગ કરી દઉં છું
અને આ સર્વ પરોપજીવીઓ પવનને
પોષણ આપવા જાય છે....
સીધો માથે આવેલો સૂર્ય જ્યારે
એના સ્પષ્ટ અક્ષરો ઉચરે છે
ત્યારે આ રીતે
મધ્યાહ્ન હજ્જારો સ્વપ્નોને જલાવી દે છે;
ગામમાં તેઓ જે મુક્તિનો બૂંગિયો વગાડી રહ્યા છે
તે ફાટવાની તૈયારીમાં છે:
પણ
હજીય રોષાવેશ કંટકો ચિત્કાર કરે છે એ માર્ગ પર
પોતાના ઉઘાડા પગોથી
જે માનવી નૃત્ય કરી રહ્યો છે તેને યાદ રાખજો. □ □ □

# આજની ગુજરાતી ગઝલ



## ચન્દ્રકાન્ત ટોપીવાળા

**આ**જનું કોઈ પણ સુપ્રતિષ્ઠ સામયિક ઉઘાડો અને એકાદી ગઝલ એમાં જોવા ન મળે તો જ નવાઈ! આજનો નવતર કવિ ગઝલના સ્વરૂપ પર જ હાથ અજમાવી જોવાની પહેલી ઈચ્છા કરે એ સ્વાભાવિક છે. પાછલાં કેટલાંક વર્ષોમાં બહાર પડી ચૂકેલા 'કૃતિ' કે 'કંકે'ના ગઝલ વિશેષાંકોએ તેમજ 'ગમી તે ગઝલ' 'નખશિખ' જેવાં ભિન્ન રુચિ સંપાદકોનાં ગઝલ સંપાદનોએ અને છેલ્લે છેલ્લે જાણીતી સંસ્થાઓએ યોજેલા ગઝલ પરના પરિસંવાદોએ એટલું તો જરૂર સાબિત કર્યું છે કે પ્રતિભાવાન કવિઓનો ગઝલને શુદ્ધ કાવ્યના સ્વરૂપ તરીકે સ્થાપવાનો દોઢ દાયકાનો પુરુષાર્થ એક રીતે એળે નથી ગયો. ગુજરાતી સાહિત્યનો ગઝલ સાથેનો નાતો કોઈ નવો તો નથી જ; પણ ફારસી અરબીમાંથી ઊતરી આવેલો ત્યાંની સંસ્કૃતિનો આ વિશેષ આવિષ્કાર એનું મૂળ સ્વરૂપ જાળવી રાખીને બાલાશંકર મણિલાલ અને કલાપીના પ્રયત્નોથી વિકસે એ પહેલાં ગુજરાતી ધંધાદારી રંગભૂમિ સાથે અને મુશાયરાની મનોરંજન તાસીર સાથે જોડાઈ ગયો અને એમ ગઝલનો સાહિત્ય સાથેનો નાતો લગભગ ઓરમાયો રહ્યો.

પરન્તુ ૧૯૬૦ થી સુરેશ જોષીનાં સર્જનવિવેચનથી જે શુદ્ધ સાહિત્ય અંગેની વિભાવનાઓનો યુગ શરૂ થયો અને સદ્દભાગ્યે ઊંચા બરના જે નવા કવિઓ મળ્યા એમણે નવલકથા અને નવલિકાનાં પરંપરા સ્વરૂપોને જેમ આધુનિક સંદર્ભો વચ્ચે મૂકયાં તેમ કવિતાનાં અન્ય સ્વરૂપો સાથે ગઝલની પણ આધુનિક સંદર્ભમાં પ્રતિષ્ઠા કરી. બીજી રીતે કહીએ તો આધુનિક કવિતા અને ગઝલનો વિકાસ લગભગ સતત સમાન્તર રહ્યો છે. આધુનિકતાનું એક પ્રબળ લક્ષણ છે અને તે છે પ્રતિગતિ. પ્રવાહમાં આગળ વધી પ્રવાહની ગતિમાંથી પોતાની અલાયદી ગતિ ઉપસાવી લેતી

સંવાદી રચનાઓ નથી હોતી એવું નથી પરન્તુ આધુનિક રચનાઓ તો મોટે ભાગે પ્રવાહની ગતિનો પોતાની ગતિથી પ્રતિકાર કરતી સંઘર્ષી રચનાઓ છે. આજની ગઝલ આ અર્થમાં આધુનિક છે અને સાથે સાથે ગુજરાતી પણ છે.

ગઝલ મૂળ સ્વરૂપથી પ્રમાણમાં ખૂબ દૂર નીકળી ગઈ છે; એ તો ગઈકાલની અને આજની ગઝલને બાજુબાજુમાં મૂકવાથી તરત સમજાઈ જશે. કલાપી અને મનહર મોદીના શેર સાથે જોઈએ :

કયાંયે હશે જો કો ખુદા તો ઇશ્કનો બંદો હશે
જો ઇશ્કથી જુદો થશે તો ઇશ્કથી હારી જશે



વરસાદ બંધ થાય ત્યારે બળી ઝળી
ભીંતો બહાર જાય ને પલળે છે વૃક્ષમાં

કલાપીના શેરના 'ખુદા' 'ઇશ્ક' 'બંદો' વગેરે શબ્દોમાં અને એ દ્વારા સધાતી અભિવ્યક્તિમાં ગઝલ મૂળ સંસ્કૃતિની નજીક છે. શમા પરવાના ગુલ-બુલબુલ સનમસુરા મિલન જુદાઈ વગેરેની આસપાસ ગઝલના શેર તૈયાર થયા કરતા. નિશ્ચિત પ્રતીકો અને નિશ્ચિત કલ્પનોનાં વિવિધ સંયોજનો દ્વારા ભાષાનું સ્તર રચાતું આવતું, રૂઢ પ્રતીકો અને સીધાં અભિધાપૂર્ણ વિધાનોથી શબ્દ ચાતુરી દ્વારા સ્પષ્ટ અર્થ રચી આપતી ગઝલ પરંપરામાં આ શેર બેસી શકે તેવો છે- આની સામે મનહરનો શેર 'વરસાદ' 'ભીંત' અને વૃક્ષ'નાં પ્રતીકોની આસપાસ સંદિગ્ધ ભાષાકાર્ય કરે છે; જે સહેજમાં ઉકેલી શકાય તેવું નથી. ભીના વરસાદથી બળી ઝળી ભીંત 'સ્થિર ભીંતનું બહાર જવું' બહાર ગયેલી ભીંતનું વૃક્ષમાં પલળવું આ બધા વિરોધોની સંદિગ્ધતા દ્વારા અહીં ભાષાને રચાતી જોઈ શકાય છે. પરંપરાની ગઝલ તૈયાર ભાષાને ખપમાં લેતી, એની સામે આધુનિક ગઝલ કઈ રીતે ભાષાને તૈયાર કરતી રહે છે એ પ્રક્રિયા જોવી પણ રસપ્રદ થઈ પડશે:

રેત ડમરી મૃગ તરસ મૃગજળ વગેરે
મન મરણ શ્વાસો અનાદિ છળ વગેરે

ભગવતીકુમારની આ ગઝલમાં પ્રતીક એક પણ નવું નથી, પણ વાક્ય-વિન્યાસના અનિવાર્ય અંશોને કાપી નાખી અનેકવિધ સાહચર્યોની શક્યતા માટે શબ્દોને છૂટા મૂકી દીધા છે અને એમ ભાષાને ઘનીકૃત કરી છે. રાજેન્દ્ર શુક્લની ગઝલમાં સોરઠી બોલીનું દૂરનું દોહા સગપણ ગૂંથાય:

ઉંબરમાં ખાખરોને ફાગણના દંન
આવામાં નૈ જ હવે જાજું જિવાય.

કે હરીશ મીનાશ્રુની ગઝલમાં ભજન ઢાળનો 'હોજી' રદીફ સ્થાને ગોઠવાય :

પવન પાંદડું પર્વત પડઘો; બધું હવે સમજાઈ ગયું
તરણાની માફક વંટોળે રહેવું ક્ષેમકુશળમાં હોજી!

કે મનોજ ખંડેરિયાની ગઝલમાં સ્થાનિક 'ગિર' અને 'જૂનાગઢ' અંદરખાનાના અર્થવાહકો બને :

ગિરનો થાક કળે પિંડીમાં
રગ રગ જૂનાગઢ તૂટે છે!

કે નયન દેસાઈની ગઝલમાં ભૌમિતિક ભાષાવિશેષનો સર્જક સંદર્ભ રચાય :

લંબચોરસ ઓરડામાં એક્ર સમય ઘૂંટાય છે
વક્રરેખાઓ ક્ષણોની શ્વાસમાં છેદાય છે

કે મુકેશ માલવણકરની ગઝલમાં પ્રાચીન સંદર્ભ અંગત પરિસ્થિતિમાં વક્રવિનોદનું રૂપ લે :

હંસ મારો કેમ કે મેં તીર માર્યું હી હી હી
ઓળખો છો? ડાહ્યો છું હું બુદ્ધ મારું નામ છે

અહીં જોઈ શકાશે કે આધુનિક ગઝલના સામગ્રીઆધારો વિવિધ પ્રભાષાઓ (Registers) થી માંડી, લોકગીત લોકવાર્તા ઉપનિષદ્ અને તળપદા સંસ્કારો સુધી વિસ્તરેલા છે.

ક્યારેક મનસુખ વાઘેલાએ ગઝલને મિથિકલ બનાવવાનો પુરુષાર્થ હાથ ધર્યો છે, ક્યારેક મનોજ ખંડેરિયા અને અદમ ટંકારવીએ ગઝલને

સૉનેટ અને હાઈકુ સાથે સાંકળવાનો પ્રયોગ કર્યો છે. ક્યારેક રાજેન્દ્ર મધ્યકાલીન બારમાસીને અભૂતપૂર્વ વિધુરના સમેત તળપદા સ્તરે ગઝલમાં રોપી છે; ક્યારેક 'ક્ષણિકા' જેવા ચિનુ મોદીના પોતીકા ઉપજાવેલા સ્વરૂપમાં ગઝલને ભાવસાતત્ય આપવાનો પ્રબળ ઉદ્યોગ થયો છે. ક્યારેક આદિલ મન્સૂરીએ ગઝલસાંકળીમાં આંતરયમકનો વિનિયોગ કર્યો છે, ક્યારેક મણિલાલ પટેલે શેરમાં બે મિસરાને બદલે ત્રણ મિસરા સુધી પહોંચવાનો માર્ગ લીધો છે. ક્યારેક શ્યામ સાધુએ એક જ શેરમાં મિસરાઓના માપમાં વધઘટ કરવાનો નુસ્ખો અજમાવ્યો છે; તો એ જ શ્યામ સાધુએ ગઝલને છેક લોકવાર્તાબાલવાર્તાના સીમાડે પહોંચાડ્યાનો દાખલો પણ જતો કરવા જેવો નથી. જેમકે :

ચકા પીપળનું પાન ખર્યું છે
ચકા જીવન તો તૂત નર્યું છે
ચકા નદીની પાર ટહુકા
ચકા અહીં તો વમળ નર્યું છે !

આ તબક્કે રમેશ પારેખની સળંગ પ્રસંગ જેમ ઊઘડતી અને છેક અંગ્રેજી મિસરા પાસે અંતે જઈને ઊભી રહેતી ગઝલ પણ ઉવેખવા જેવી નથી;

રમેશ, આમ કાગડાની જેમ તું કરાંજ મા
You Stop Stop Stop now કાગડોમરી ગયો.

ભાષાથી માંડી અભિવ્યક્તિ પર્યંતની આ બધી સભાન પ્રયોગશીલતામાં ગઝલ જો ટકી હોય તો રદીફ અને કાફિયાનાં એનાં માત્ર બે બાહ્યનિયંત્રણોમાં. અને ક્યારેક તો ગઝલની ઓળખ જેવાં બચી ગયેલાં આ બે નિયંત્રણોથી પણ ભગવતીકુમાર શર્મા જેવો ગઝલકાર ફારેગ થવા તત્પર થાય છે. જો કે કલાપીની ગઝલમાં રદીફ કાફિયાનાં નિયંત્રણોથી ફારેગ થવાની વાત ખાસ્સી જોવા મળે છે, છતાં ગઝલના મૂળ સ્વરૂપની નજીકની કલાપીની પ્રણયમસ્તી સ્વરૂપની બીજી રીતે ઓળખ જાળવી રાખી શકી છે પણ ગઝલના મૂળ સ્વરૂપથી તદ્દન ફંટાઈ ગયેલો આધુનિક અવાજ અને મિજાજ જ્યારે ગઝલની ઓળખનાં રહ્યાંસહ્યાં બે રદીફ કાફિયાનાં

( સાંધણ પાનાં આઠ પર જુઓ )

# તમામ ઘાયલ થયેલા અમૃતોને શીખ

□ ચન્દ્રકાન્ત ટોપીવાળા

મુરબ્બી રતિભાઈ,

'એતદ્'ના મારા, રમેશ પારેખની કૃતિ 'હસ્તાયણ' પરના લેખ સંદર્ભમાં શ્રી અમૃત ઘાયલનો પ્રતિભાવ વાંચ્યો

એમણે અરૂઝ પ્રમાણે નઝમના પ્રકાર વર્ણવી, ગઝલની વ્યાખ્યા બાંધી ગઝલ નઝમનો ભેદ ઉપસાવવાનો પ્રયત્ન કરી, અંતે રમેશ પારેખની મેં ગઝલ તરીકે ઓળખાવેલી કૃતિને મસ્નવીમાં મૂકવાનો આગ્રહ સેવ્યો છે. એમણે ત્રણ લક્ષણો તારવ્યાં છે. એક જ ઉપદેશ–એક કહાણી–એક છંદમાં; કાફિયા રદીફની ભિન્નતા; અને બંને પંક્તિમાં અનુપ્રાસ આ લક્ષણો તારવી ઉમેરે છે કે આમ છતાં રમેશે મળતા કાફિયા રદીફનો વિનિયોગ કર્યો છે એટલે પ્રસ્તુત રચનામાં મસ્નવીની દૃષ્ટિએ એટલો ફેરફાર છે. આ ફેરફાર હોય તો તે મહત્ત્વનો નથી ? આ પછી આગળ વધે છે કે મહત્ત્વનો ફેરફાર તો સૂક્ષ્મભેદનો છે. પરંતુ મહત્ત્વનો ફેરફાર થયા પછી કઈ રીતે કૃતિ મસ્નવી રહે છે એની કોઈ વિગતે ચર્ચા કરી નથી. ખરી વાત તો એ છે કે આ ત્રણે લક્ષણો આ કૃતિને અનુકૂળ નથી એમના કહ્યા પ્રમાણેના કાફિયા રદીફ નથી; એક કહાણી કે ઉપદેશ નથી ('હાથ'ની આસપાસ જુદાંજુદાં સાહચર્યો એક ભાવમુદ્રામાં સંકળાય છે એને કહાણી કે ઉપદેશ કહીશું ?) બંને પંક્તિઓમાં અનુપ્રાસ નથી–પછી આને મસ્નવી કહેવાનો આગ્રહ રખાશે ખરો ? એમના કહેવા પ્રમાણે ગઝલ, હઝલ, અને નઝમની અત્યંત પાતળી ભેદરેખા હોય અને તેમાંય જ્યાં મહત્ત્વનું તો સ્વરૂપ જ હોય ત્યાં શ્રી ઘાયલના કહેવા પ્રમાણે તો રમેશે ફેરફાર કર્યો છે પછી શાસ્ત્રીય વર્ગીકરણને વળગી રહી નામના ઝઘડામાં પડવાની જરૂર છે ખરી ? મેં અન્યત્ર પણ કહ્યું છે કે ગઝલનું સ્વરૂપ એના મૂળ ફારસી અરબી/સ્વરૂપથી ખૂબ દૂર હટીને ગુજરાતી ભાષામાં હવે લગભગ પ્રતિ ગઝલની સ્થિતિએ પહોંચ્યું છે. બહેરના શુધ્ધ સ્વરૂપમાં નિર્જીવ ઢલવાતી ગઝલો કરતાં બહેરભંગ સાથે આવતી કોઈ સજીવ ગઝલની ભાવકને વિશેષ ગરજ છે. રમેશ પારેખની કૃતિ 'હસ્તાયણ' કવિતાના કેન્દ્રની નજીક છે એવી પ્રતીતિ

કોઈ પણ સહૃદયને થયા વિના રહેશે નહિ. પરન્તુ નરી શાસ્ત્રબુદ્ધિએ પોતાની જગ્યાથી સહેજ પણ હટવા ન માગતા તમામ સ્થિતિચુસ્ત ઘાયલ થયેલા અમૃતોને મારી શીખ છે કે કાવ્યમુખી રચના કે ગીતમુખી રચના ભલે આધુનિક અને નખશીખ ગઝલમાં ગણાય, એનો રંજ ન રાખે.

મારા લેખમાં કૃતિના મૂલ્યાંકન કરતાં કૃતિના વર્ણનનો અભિગમ વિશેષ છે ને તેથી પરસ્પરની પીઠ થાબડવાનો કે અહોભાવનો પ્રશ્ન અસ્થાને છે. ગઝલને પણ ભાષાવિશ્લેષણની વિશેષ પદ્ધતિએ તપાસીએ તો કયા પ્રકારનાં ફલિતો તરફ જવાય, એ શોધની દિશા તરફનો એમાં ઉદ્યમ છે. એ જુદા વિવેચનના નુસ્ખાનો ગઝલકારને રોમાંચ થવો જોઈતો હતો, પણ ખેર. આપણાં લક્ષ્ય એક નથી હોતાં ક્યારેય. □

---

( છઠ્ઠા પાનાથી ચાલુ )

નિયંત્રણોને પણ જો ફગાવવા તૈયાર થાય તો યોગ્ય રીતે કહેવાયું છે કે કાચના ઘરમાં વજ્જરના પાંચીકે રમવા જેવી આ વાત છે.

ટૂંકમાં આધુનિક ગઝલ, ગઝલ છે એથી વધુ પ્રતિગઝલ ( Anti Ghezal ) છે. પ્રતિગઝલ બનવામાં મૂળ સ્વરૂપથી જુદા પડવાના પુરુષાર્થે અને ગુજરાતી બનવા સુધી પ્રેરી છે. પણ દુર્ભાગ્યે અતિપક્વતાની ક્રિયાથી સડવાની ક્રિયા બહુ દૂર નથી હોતી. આધુનિક ગઝલ પણ આ બધી પ્રયોગશીલતા સાથે પોતાની ઘરેડમાં આવીને સ્થિર ઊભી રહી ગઈ હોવાની ભીતિ વર્તાયા કરે છે. અલબત્ત, હમણાં હમણાં રાજેન્દ્ર શુક્લની ગઝલોમાં, સોરઠી સંસ્કાર અને સંસ્કૃતશિષ્ટતા ઉપરાંત હવે વધારાનો જે અંગત રહસ્યવાદ ઉમેરાયો છે એમાં એક નવી દિશાનો ઉન્મેષ છે: જેમકે,

ગઈ ક્યાં તળેટી, શિખર ક્યાં ગયાં સૌ
ન પંખી ન વાદળ ન શબ્દો ન કાગળ
હવા જેમ ફરકે હવે માત્ર હોવું

•

શૂન્યને ક્યારેક ટચલી આંગળીના ટેરવે
ઊંચકું નીરખું અને મૂકું ભ્રમણકક્ષા મહીં

ગઝલને ફરી ટચલી આંગળીના ટેરવે ઊંચકી નીરખી અને નવી ભ્રમણકક્ષામાં મૂકવા માટેની ક્ષણ આવી પહોંચી છે.

( આકાશવાણીના સૌજન્યથી )

# એક ગદ્યખંડ

☐ કેતન મહેતા

મુગ્ધાવસ્થામાં પ્રિયતમાને સંકેતસ્થાને બોલાવી હોય, શરીરનું એકે એક અંગ પ્રતીક્ષા કરતું હોય–પંચેન્દ્રિયો ભૂતકાળની અનુભૂતિઓને મમરાવતી હોય–સામે સમુદ્ર હોય–ભરતીને કારણે જળ હેલે ચઢયાં હોય, પવન આપણી કાયાને, વસ્ત્રોને અસ્તવ્યસ્ત કરી નાંખતાં હોય, આપણા હૃદયની ભરતીનો વેગ વધારે હોય, આપણા હૃદયમાં જાગેલો હિલ્લોળ સામેના સમુદ્ર, ધરતી, આકાશથી ય વધારે હોય, આ વિરાટ તત્ત્વોની પડછે આપણી કાયાનું લઘુ પરિમાણ કદાચ આપણને ક્ષુભિત કરે. પણ ધીમે ધીમે આપણું પરિમાણ વિસ્તરવા માંડે, દૂર દૂરથી એના આગમનનો આભાસ થવા માંડે અને તરત જ હૃદયમાં બીજી ભરતી આવવા માંડે, લોહીનો કણેકણ શીમળો બનીને મહોરવા માંડે પ્રતીક્ષા અકળાવી ન નાખે–જેમ સમય વધારે તેમ આપણો આનન્દ પણ અનેક ગણો વિસ્તરવા માંડે. પણ આપણે મોટા થઈએ–ફરી કયારેક સંકેતસ્થાને આપણે પ્રિયાને બોલાવીએ. પરંતુ તે વખતે તો આખું વાતાવરણ બદલાઈ ગયેલું લાગે. સંકેતસ્થાનની લીલા જુદી જ લાગે. આજુબાજુનો પરિવેશ જુદી જ વિગતો ધરાવતો હોય ! આપણી આંખો આગળ જળ તો હોય પણ એ જળમાં સાગરનાં ભરતીઓટ ન હોય, ખળખળ વહેતાં ઝરણાંની મધુર શીતળતા ન હોય–વૃક્ષની છાયા હેઠળ જ આપણે ઊભા હોઈએ પણ ત્યાં પક્ષીઓનાં કૂજન ન હોય, માથા પર આકાશ હોય પણ તારાઓનું તેજ ન હોય, ચન્દ્રની ચાંદની ન હોય, કૃષ્ણ પક્ષનો અન્ધકાર ન હોય, સામેના જળમાં હોડી સરતી હોય પણ એમાં કોઈ નાવિક ન હોય, હોડી આમતેમ ડોલતી ન હોય, એકસરખી ગતિથી સીધી લીટીમાં ધસી જતી હોય–ચારે બાજુ લોકોનાં ટોળાં જ હોય, ટયુબલાઈટો નીઓન લાઈટોના ટોળામાં માનવીઓનો રઘવાટ ઉઘાડો પડી જતો હોય, પાણીમાં લીલની વાસ વાચાળ બની ઊઠી હોય આવા વાતાવરણમાં હૃદયમાં પ્રિય પાત્ર માટે

કયા સ્પંદનો જાગે ? જે યાંત્રિક, એકધારું જીવન જીવીએ છીએ તેમાં આપણા પ્રેમને માટે કેટલું સ્થાન હશે એનો વિચાર કરવા આપણે રોકાતા નથી. ચારે બાજુ ગમે તેવી અસ્તિત્વવાદની, સુર્રિયલિઝમની વાતો સંભળાતી હશે, આપણે પણ એમાં ભાગ લેતા હોઈશું પરંતુ પ્રેમની બાબતમાં તો લાગે છે કે આપણો અભિગમ એવો ને એવો જ રોમેન્ટિક રહ્યો છે. ટેનેસી વિલિયમ્સના કોઈ નાટકનું એક પાત્ર બોલે છે–It is better to be loved and lost than never to be loved at all. આપણા બધા અનુભવોમાં પ્રેમનો અનુભવ સૌથી વધારે ઉત્કટતાની પ્રતીતિ કરાવતો હોય છે. 'કાન્ત'ના 'વસંતવિજય'માં પાંડુની સમક્ષ ઊભી થયેલી વિકલ્પાત્મક પરિસ્થિતિને જરા જુદા સન્દર્ભમાં તપાસી જોવી જોઈએ, પાંડુ શા માટે માદ્રીના સહવાસને ઝંખતો મરણ પામે છે ? પાંડુની સમક્ષ બે વિકલ્પ છે. કાં તો માદ્રી, કુન્તા સાથે તપસ્વી જીવન ગાળીને લાંબું આયુષ્ય ભોગવવું, કાં તો માદ્રી સાથે સહવાસની ક્ષણો ભોગવીને જીવાદોરીને ખતમ કરી નાંખવી. પરંતુ આ લાંબા આયુષ્યવાળા જીવનનો કયો અર્થ ? સ્પર્શ, સ્વાદ, શ્રુતિ, દૃષ્ટિ, અને ગન્ધ-આ પંચેન્દ્રિયોના અનુભવને એકી સાથે ચરિતાર્થ કરતી નારીની કાયાનો જો વિરહ જ ભોગવવાનો હોય તો એનો કયો અર્થ ? એ કારણે જીવનની અલ્પ ક્ષણોને બધી રીતે ભોગવીને તેને ચરિતાર્થ કરવું એ વધારે સારો વિકલ્પ.

પરંતુ આપણે તો ભીરુ જીવ. ઊંડે ઊંડે ઘણું બધું માણવાની ઈચ્છા છતાં સમાજનાં નિયમનોથી આપણે ડરીડરીને ચાલનારા. આ સમાજની સામે વિદ્રોહ પણ કરતાં લાખ વખત ડરીએ. સમાજના શિષ્ટ ધોરણોથી ઊફરા જઈને કદાચ કોઈને ચાહીએ પણ ડરી ડરીને. આપણે સ્વકીયા અને પરકીયા એવા બે વિભાગ પાડ્યા. પણ આપણે જેને સ્વકીયા કહીએ છીએ તે શું કાયમને માટે સ્વકીયા બની રહે છે ખરી ? ચેખોવની 'લોટરી' વાર્તામાં આ ભૂમિકા બહુ જ સૂક્ષ્મતાથી આલેખવામાં આવી છે.

લગ્નજીવનનાં ખાસ્સાં વર્ષો સુધી સુખે રહેનાર દંપતીના જીવનમાં એક ક્ષણ એવી આવે છે જ્યારે બંનેને પ્રતીતિ થાય છે કે આપણે અત્યાર સુધી એકબીજાને ચાહતા જ ન હતા. બંને એકબીજાને માત્ર તિરસ્કારતા હતા. આ આત્મપરિચય કરવા માટે કંઈ સમયના વિસ્તૃત પટની જરૂર નથી હોતી. આવી કોઈ ક્ષણ આવી ચઢે અને અત્યારે આપણા બધા ખ્યાલ, માન્યતાઓ શ્રદ્ધાનાં ચીંથરાં ઊડવા માંડે. ઉપર જે પ્રેમના અનુભવની વાત કરી તે પ્રેમ કઈ રીતે અનુભવાય છે? જ્યાં સુધી પ્રિયતમાનો સ્પર્શ આપણી રક્તવાહિનીઓમાં ધબકાર બનતો નથી, જ્યાં સુધી તેની સુવાસ આપણા ચિત્તપાત્રને છલકાવી દેતી નથી, જ્યાં સુધી તેની દૃષ્ટિનું તેજ આપણા શ્વાસની બાષ્પમાં મેઘધનુષ પ્રગટાવતું નથી ત્યાં સુધી આ પ્રેમની અનુભૂતિ થતી નથી. એલિયટે ભલે આ મરુભૂમિમાં પ્રેમને માટે હવે કોઈ અવકાશ રહ્યો નથી, હવે સન્ધ્યા પહેલાંના જેવી મોહક નથી. એ તો ઈથર છાંટીને ઓપરેશનટેબલ પર સૂવાડેલા દરદીના જેવી છે તો પણ આપણામાંથી કોણ એ મોહક સન્ધ્યાની, એ અન્ધકારની પ્રતીક્ષા નથી કરતા ? 

### ગઝલ ▱ રતિલાલ 'અનિલ'

પૃથ્વીને તોળતો રહેલ દંત છે ખરો !
બાહુ વિહોણો કોઈ તો બળવન્ત છે ખરો !
પયગમ્બરો તો આવવાના છે હજી ઘણા,
ઉપચાર મારા દર્દનો તુરન્ત છે ખરો ?
ખ્ડીવડાવતો રહે છે કશું ને કશું કહી,
હા, આપણામાં કોઇ એક સંત છે ખરો !
શબના ભિડાયા હોઠે કરી વાત એક શરૂ,
સંવાદની કળાનો કોઈ અંત છે ખરો ?
સમ્બન્ધનો કરોળિયો ઝૂલી રહ્યો અનિલ,
કંઇ તાંતણો કહેવાય એવો તંત છે ખરો !

# આગમન

□ પ્રવીણસિંહ ચાવડા

તે દિવસ પ્રતાપ બહાર જવાની તૈયારી કરતો હતો. કપડાં પહેરી હાથમાં તાળું લઈને પાણી પી રહ્યો હતો ત્યાં સામે ભીંત ઉપર એક પડછાયો પડ્યો અને પાછા વળીને જોયું તો બારણામાં એક પાતળો, ફિક્કો માણસ ઊભો હતો. પ્રતાપ હાથમાં પ્યાલા સાથે એની સામે જોઈ રહ્યો. પેલો અંદર આવ્યો અને હાંફતો હાંફતો ખાટલા ઉપર બેસી ગયો. પછી પીળી આંખો પ્રતાપની ઉપર માંડીને બોલ્યો, 'ઓળખાણ ન પડી, પ્રતાપ? હું તારો ભાઈ છું.'

પ્રતાપ એની સામે ખુરશીમાં બેસી પડ્યો. એને ભાઈ હતો નહીં. હોય તો એને યાદ નહોતું. અત્યારે આ માણસ ન આવ્યો હોત તો બારણું બંધ કરી, તાળું મારી, ચાવી ગજવામાં મૂકીને એ નીકળી પડ્યો હોત, અને પછી પુલ, હાથને રેલીંગનો ઠંડો સ્પર્શ, નીચે સરકતાં પાણી, કે પછી કોઈ હોટલનું ખૂણાનું ટેબલ.

'ભાઈ હતો એવું તો યાદ છે ને?' પેલો પૂછતો હતો.

'હા, પણ એ તો—ઘણાં વર્ષો થઈ ગયાં.' પોતાનાથી થોડોક મોટો એક છોકરો યાદ હતો. પણ આ ઊંડી આંખો અને દોરડી જેવા લટકતા હાથ—

'પણ એ તો નાસી ગયો હતો.' એણે કહ્યું. પછી એને રડતી મા અને એની સામે કંટાળાથી જોઈ રહેલા પિતા યાદ આવ્યા. પોતે કંઈ ન સમજતાં ઉંબર ઉપર એકલો ઊભો હતો અને ઘરની બહાર લીમડા ઉપર કાગડા બોલતા હતા.

'એક ગ્લાસ પાણી આપ, ભાઈ' પેલાએ કહ્યું, એને પાણી પીધા પછી આગળ ચલાવ્યું, 'ઘર, મા, બાપ, તું–બધું ભુલાઈ ગયું હતું, પ્રતાપ આજ સુધી બસ ભટક્યા કર્યું છે. પૈસા મળ્યા, વાપર્યા. મુંબઈ હતો, એ પહેલાં કલકત્તા–'

'તો પછી હવે શું કરવા આવ્યા છો?' પ્રતાપે કંટાળાથી પૂછ્યું.

'મરવા.'

અને પછી એ બધું ચાલ્યું. પેલાને ઉધરસ આવી અને આંખો બંધ કરીને મોડે સુધી હાંફતો ગયો. પ્રતાપ કંઇ બોલ્યા વગર એમ જ હાથમાં તાળા સાથે સામે ખુરશી પર બેસી રહ્યો. હાંફ ઊતરી એટલે પેલાએ પથારી સરખી કરી અને એની ઉપર લંબાવ્યું. પડયે પડયે ઘરની ખાલી દીવાલો, છતની સામે નજર ફેરવી ફેરવીને જોતો ગયો અને બે-ત્રણ વાર બબડયો, 'ઘર-ઘર-ઘર-' પ્રતાપ કંઈ બોલ્યો નહી. એને ખૂબ કંટાળો આવતો હતો. આ માણસ એનો ભાઈ હોય એમાં એને રસ નહોતો. એકદમ બહાર નીકળી જઈને ખુલ્લા આકાશ નીચે પહોળા પહોળા રસ્તાઓ ઉપર ચાલતાં, કોઈ ઓળખીતા સાથે વાત કરવાની ઇચ્છા થઈ આવતી હતી. પેલો બબડયે જતો હતો.

પ્રતાપને કહેવાનું મન થયું, 'જો ભાઈ, હું તને ઓળખતો નથી. તારી રાહ જોઈને બેઠો નહોતો. મારે તારી જરૂર પણ નથી-'

પેલો બોલતો હતો, 'પણ ગમે તેટલું ભટકો, છેવટે તો ઘર યાદ આવે જ છે. પછી ગાડીઓ, ભાઈબંધો, સ્ત્રીઓ-બધું નકામું. મા-બાપ તો ગુજરી ગયાં હશે ?'

'હા,' પ્રતાપે કહ્યું. એને બધું ભુલાઈ ગયું હતું.

બીજા દિવસે સવારે ઊઠીને એણે પેલા ખૂણામાં જોયા વગર ચા બનાવી. પેલાએ ચા પીતાંપીતાં પૂછ્યું, 'પ્રતાપ, પેલો ઈસ્કોતરો હતો ને પેલા ખૂણામાં, બાપુજીનો-'

'ખબર નથી, એવું બધું તો મેં કાઢી નાખ્યું છે.'

'યાદ છે ને જૂનો કાળો ઈસ્કોતરો ? આમ અસલ તો કાળો નહોતો, પણ ખૂબ જૂનો હતો, દાદા પાસેથી બાપુજી પાસે આવ્યો અને ધુમાડાથી ધીમેધીમે કાળો થઈ ગયો. બાપુજી એમનાં પેલાં બધાં નકામાં કાગળિયાં એમાં ઠાંસીઠાંસીને ભરી રાખતા. હું કહેતો ફેંકી દો આ બધું. પણ એ માનતા નહીં. કહે બહુ મહત્ત્વના દસ્તાવેજ છે. પણ એ ના હોય અને બા બહાર ગઈ હોય ત્યારે આપણે એનાં રોકેટ અને હોડીઓ બનાવતાં અને ઘેર આવીને એ આપણને મારવા દોડતા. મને. તું તો નાનો હતો. બિચારા ખરેખર એમ માનતા કે એમાંથી એક દિવસ મોટો

દફ્તરો હાથમાં આવશે. કઈ રીતે મરી ગયેલા ?'

'બસ, રાત્રે સૂઈ ગયા તે ઊઠયા જ નહીં.'

'હું પણ મરવાનો જ છું અને એટલે તો આવ્યો છું.'

બપોરે પ્રતાપ બજારમાં ગયો. એની ઇચ્છા તો ખૂબ રખડવાની હતી. ઘેર જવાનું મન થતું નહોતું. આ માણસની ન સમજાય એવી બીક લાગતી હતી. પણ અડધા કલાકમાં મોસંબી લઈને એ પાછો આવી ગયો.

પછી આખો દિવસ પેલો એકધારું બોલ્યે જ ગયો, 'તું તો કેવો પાતળો અને દુબળો હતો! હું તને મારતો અને તું રડતો...દાદા યાદ છે; દાદા? આટલાં વરસ શહેરમાં રહ્યા પણ કદી ગામડું ભૂલ્યા નહોતા. કહે કે ગામડામાં આપણી જમીન છે. વચ્ચે કૂવો છે, ગામનું નામ તો ભૂલી ગયો પણ પાસે ડુંગર છે. દાદા બધી વાતો કરતા. પિતા ગામ પાછા જવાની વાતો કરતા પણ શહેર છોડાતું નહોતું. શહેરમાં રહી રાતોરાત પૈસાદાર થઈ જવું હતું. પેલાં પીળાં કાગળિયાં હતાં ને! અને પિતા કહેતા કે દાદા તો ભવિષ્ય પણ ભાખી શકતા અને કહેતા કે આપણા બેમાંથી એક મોટો થઈને કુટુંબનું નામ કાઢશે. તું કે હું.' અહીં એ હસવા મથ્યો પણ એકદમ ઉધરસ આવી.

એની વાતો અસંબધ્ધ હતી. બહાર પંખી ઊડતાં હતાં અને લોકોનો ઘોંઘાટ સંભળાતો હતો. ક્યારેક એકદમ થાકી જઈને એ બારી બહાર આકાશ સામે તાકીને બેસી રહેતો, કંઈક સાંભળવા મથતો હોય તેમ.

'પેલું મકાન ક્યાં નહોતું. આ રોડ પણ નહોતો. શહેર ખૂબ બદલાઈ ગયું છે. અહીં બાજુમાં એક મદ્રાસી કુટુંબ નહોતું ?'

પ્રતાપ આમ બે દિવસ જાગતાં-ઊંઘતાં સાંભળ્યે ગયો. શરીર ભારે ભારે થઈ જતું, બધું ઝાંખું ઝાંખું થઈ જતું, અને પછી કોઈનો અવાજ સંભળાતો...કોઈ એના પિતા, એક સ્ત્રી, એની મા, હંમેશાં ઝઘડા કરતી પેલી મદ્રાસી સ્ત્રી, તાજી નાહી છે અને એના ટૂંકા બરછટ વાળમાંથી પાણી ટપકી રહ્યું છે, જમીનનો ટુકડો, કૂવો, એક ડોસો ખેતરના આ ખૂણેથી પેલે ખૂણે દોટ દઈ રહ્યો છે અને એક છોકરો બૂમ પાડે છે, 'અહીં-અહીં-આ રહ્યું.' ડોસાએ પાછા વળીને જોયું, હસ્યો અને પછી

એકદમ એને ખાંસી આવી.

પછીના દિવસે પ્રતાપ બારી આગળ ઊભો રહી બહાર જોતો હતો. એક છોકરો અને છોકરી બત્તીના થાંભલા પાસે ઊભાં ઊભાં વાતો કરતાં હતાં.

'પ્રતાપ'

પ્રતાપ ખાટલા પાસે ગયો. શરીર ધ્રૂજતું હતું. એણે ચાદર એના ઉપર ઓઢાડી અને પૂછ્યું, 'ડૉકટરને બોલાવું ?'

'ડૉકટરની જરૂર નથી. મને ઠીક છે. તું પેલી ખુરશી લાવ અને અહીં બેસ.'

પ્રતાપ ખુરશી ખેંચીને એની પાસે બેઠો.

'પિતાજી જિંદગીમાં પૈસા કમાયા જ નહીં. દાદાનું ગોમ શું ખોટું હતું ? ત્યાં પાછા ચાલ્યા ગયા હોત તો ? બાને પણ સારું લાગત. બા યાદ છે ને ? બિચારી જાણે કશાકથી ડરતી હોય કોઈ વસ્તુ સાથે અથડાઈ જવાની હોય, એમ ઘરમાં સાચવી સાચવીને ફરતી. કાલે રાત્રે તું બારી બહાર શું જોતો હતો ?'

'કંઈ નહીં.'

'ના, ઉપર તારા શાંતિથી બેઠા છે અને મલકે છે. બેઠાબેઠા રાહ જુએ છે. પેલો પિતાજીવાળો ઈસ્કોતરો તેં કોને આપેલો ?'

"યાદ નથી.''

'અરે, હું યે કેવો મૂરખ હતો ! એ પીળાં કાગળિયાં ઉપર ચિત્રો દોરતો—ફૂલ, વરસાદ. મોટીમોટી મૂછોવાળો રાજા. તું તે દિવસે કેમ રડતો હતો ?'

'ક્યારે ?'

'તે દિવસે ?'

'યાદ નથી.'

ક્યાંક ઘડિયાળમાં બેના ટકોરા સંભળાયા. થોડીવાર પેલાના હોઠ બંધ રહ્યા. પ્રતાપને થયું કે એ સૂઈ ગયો છે. ત્યાં પાછો અવાજ સંભળાયો, 'દાદા મેલી વાત કહેતા. એક દિવસ દાદા ક્યાંક ગામ જાય છે,

ઘોડા ઉપર બેઠા છે અને હાથમાં તલવાર છે. વચ્ચે જંગલ આવ્યું. બે બાજુ ઊંચાઊંચા ડુંગર. ત્યાં ત્રણ ચોર વાડ પાછળથી કૂદી પડ્યા અને 'છમ્મ' દઈને દાદાની તલવાર ખેંચાણી...ત્યારે તો કંઈ વરસાદ આવતો, કંઈ વરસાદ, હું પહેરણ કાઢીને ફેંકી દેતો અને પછી વરસાદ પડે છાતી ઉપર, ગાલ ઉપર આંખો ઉપર એટલે બૂમ પાડતો 'હે...ભગવાન, અને એમના મામા ગેડીદડો રમે છે...'

હવે પ્રતાપથી ખુરશીમાં બેસાતું પણ નહોતું. કમર દુઃખતી હતી. આંખો ભારેભારે થઈને નમી જતી હતી.

'તું પેલા દિવસે કેમ રડતો હતો ?'

'ક્યારે !'

'પેલા દિવસે ?'

'યાદ નથી. તમે સૂઈ જાઓ. બોલી બોલીને થાકી જવાશે.'

'હવે ઊંઘ નહીં આવે. સવાર થવા આવ્યું છે. ઘર આગળ લીમડો હતો અને શિયાળામાં સાંજે કાગડાના અવાજોથી વાતાવરણ ભરાઈ જતું. પણ કોઈએ લીમડો કાપી નાખ્યો છે. લીમડાની પાસે વાડ હતી. હું નાનો હતો, પિતાજીના હાથ ઉપર બેસી બીલીનાં ફૂલ પકડવા મથતો હતો. હું હાથ લંબાવું છું, ફૂલ મોં ફેરવી લઈને દૂર ચાલ્યું જાય છે...'

પ્રતાપને ઊંઘ આવતી. 'કોણ છે ?' 'ભાઈ.' 'એને વાગશે 'પાછુ લાવો.' 'દોડીશ નહીં, દોડીશ નહીં, આગળ ડુંગર છે અને પછી ખીણ' પણ એ તો દોડચે જ ગયો. 'શું ?' 'જો, આ ચીંથરાં તે રૂપિયા' સૂરજ ઊગે છે ત્યારે એક વાદળી ફૂલ ધીમું ધીમું ડોલીને દૂર ચાલ્યું જાય છે. મદ્રાસી સ્ત્રી હસે છે અને ઝઘડે છે. ઉપર તારા શાંતિથી બેઠા છે અને નીચે એક છોકરો અને છોકરી ઊભાં છે. એક પાંદડું ધીમે ધીમે હવામાં તરવા લાગ્યું, એની ઉપર એક ચહેરો હતો......

પ્રતાપની આંખ ઊઘડી ત્યારે ઘર અજવાળાથી ભરાઈ ગયું હતું. એકદમ ઊભો થઈને એ પથારી પાસે ગયો. પથારીમાં સૂતેલા માણસની આંખો બંધ હતી અને એક આછું સ્મિત હોઠ ઉપર જડાઈ ગયું હતું. આછા પવનમાં શરીર ઉપરની ચાદર ધીમે ધીમે ફરફરી રહી હતી. □

# બાળવાદક

ટૉમસ માન
અં. અનુ. : એચ. ટી. લૉપૉર્ટર
ગુ. અનુ. : વિજય શાસ્ત્રી

નાનકડા પિયાનોવાદકે પ્રવેશ કર્યો. ખણ્ડમાં શાંતિ છવાઈ ગઈ. શાંતિ છવાઈ ન છવાઈ ને શ્રોતાવર્ગે તાળીઓનો ગડગડાટ શરૂ કર્યો. કોઈક ખૂણેથી ટોળાંઓના નેતાએ–જન્મજાત વહીવટકર્તાએ– તાળીઓ પાડવી શરૂ કરી તેનું એ પરિણામ હતું. પ્રેક્ષકોએ, જો કે હજી કાર્યક્રમ જરાયે સાંભળ્યો નહોતો છતાંય તાળીઓ પાડ્યે રાખી. એનું કારણ કદાચ એ હતું કે એક સમૃદ્ધ જાહેરા સંસ્થાએ આ કળાકારની જબરદસ્ત જાહેરાત કરીને લોકો પર જબરો પ્રભાવ પાડી દીધો હતો. ભલે પછી લોકો એને વિશે કશું ન જાણતાં હોય !

દબદબાભર્યાં તોરણો અને ભપકાદાર છતાં આવા પ્રસંગે સામાન્ય રીતે કાયમ વપરાતાં પુષ્પો વડે સુશોભિત ઉમદા પડદાની પાછળથી કળાકાર બહાર આવ્યો અને જાણે સ્નાનાર્થે પાણીમાં ડૂબકી લગાવતો હોય તેમ હિલ્લોળી રહેલા પ્રશંસાસાગરમાં ભીંજાતો છટાપૂર્વક સ્ટેજનાં પગથિયાં પર ચડવા લાગ્યો. વાતાવરણમાં આછી ઠણ્ડક અને તજ્જન્ય ધ્રૂજારી હતાં છતાં જાણે ખુશનુમા હવા હોય એમ તે દેખાડતો હતો. સ્ટેજની ધાર તરફ આગળ વધતાં તેણે, જાણે ફોટો પડાવવાનો હોય તેવું સ્મિત વેર્યું. નાનકડી કન્યકા સમું મીઠું અને શરમાળ મુખ કરી સૌનાં અભિવાદન ઝીલ્યાં.

જોનારને અભિરામ લાગે એવો સફેદ રેશમી પોશાક તેણે નખશિખ

તરજો તેના વિલક્ષણ નાનકડા મસ્તિષ્કમાં પરલક્ષી રીતે જોઈએ તો આ કાર્યક્રમ [-માં રજૂ થનાર બધી તરજો-]માં એ કળારહસ્ય ઊતરી આવતું હતું. આખોય કાર્યક્રમ તેના ચીવટવાળા વ્યવસ્થાપકે ખૂબ જ મહેનતપૂર્વક તૈયાર કર્યો હોવાનું સ્પષ્ટ વરતાઈ આવતુ હતું.

વાદકે ફરતી બેઠક પર પોતાનું સ્થાન લીધું અને પગ વડે જ પેડલ ફંફોસવા માંડયું. બિબિના પગ પેડલ સુધી પહોંચી શકે તદર્થે તેને કુશળતાપૂર્વક ગોઠવીને સહેજ ઊંચે લવાયું. હતું એ પિયાનો બિબિનો પોતાનો હતો અને બધેબધ એને જ તે પોતાની સાથે લઈ જતો. તેને એક લાકડાના સ્ટેન્ડ પર ફીટ કરવામાં આવ્યો હતો અને વારંવાર લાવવો લઈ જવો પડતો હોઈ તેના પરનું પોલિશ ક્યાંક ક્યાંક ઉઝરડાઈ ગયું હતું પણ એને લીધે તો ઊલટો તે વધુ "વિશિષ્ટ' લાગતો હતો!

બિબિએ પોતાના રેશમના બૂટથી સજ્જ પગ પેડલ પર ટેકવીને પોતાના નાનકડા મોંને, કળાકાર હોવાની સભાનતા ધારણ કરી, ઊંચું કરી, શ્રોતાવર્ગ સામે નજર નાખી જમણો હાથ અભિવાદન ઝીલવાની મુદ્રામાં ઊંચો કર્યો. શો નાનકડો ભોળો હાથ! છતાં કાંડું કેવું સખત! જાણે કોઈ મોટી ઉંમરના માણસનું હોય એવું. તે (કાંડાનાં) * હાડકાંયે કેવાં સુવિકસિત!

બિબિએ શ્રોતાઓ પર પ્રભાવ પાડી શકે એવી મુખમુદ્રા ધારણ કરી કેમ કે શ્રોતાઓને આવે વખતે આંજી દેવા પણ જરૂરી હોય છે એ તરફ પણ તે સભાન હતો. પણ આ બધાંની સાથોસાથ જ, આ બધાંમાંથી જ તેને માત્ર પોતાના જ કહેવાય એવા આનંદનો પણ અનુભવ થતો આવતો હતો. એવો આનંદ, જે અન્યો સુધી ક્યારેય સંક્રાંત ન કરી શકાય. જ્યારે પણ તે ખુલ્લા પિયાનો સામે બેસતો ત્યારે કશાક અવર્ણનીય અનંદનો અંતરતમમાં અનુભવ થતો. હમેશાં આવું બનતું.

---

* આ અને આની પછી આવતા કૌંસગત શબ્દો અર્થની વિશદતા માટે અનુવાદકે મૂક્યા છે.

પહેર્યો હતો. અંદર અસ્તર લગાવેલ જાકીટ મનોહર રીતે "કટ" થયેલું હતું. અરે તેના બૂટ સુદ્ધાં સફેદ રેશમના બનાવેલા હતા. પણ સફેદ મોજાંની બહાર દેખાતા પગ, તેના ઘઉંવર્ણાપણાને કારણે તે ગ્રીક છોકરો હોવાની ચાડી ખાતા જુદા તરી આવતા હતા.

આ બાળવાદક બિબિ સાકસેલાફિલાક્કાસ નામથી ઓળખાતો હતો. તેનું 'બિબિ" એવું લાડનામ કેમ કરતાં પડયું તે આ કાર્યક્રમના વ્યવસ્થાપક સિવાય કોઈ જાણતું નહોતું અને તે (વ્યવસ્થાપક) તેને "ધંધાકીય રહસ્ય" માનતો હતો. તેના વાળ ગળા સુધી પહોંચતા, લાંબા, કાળા અને સુંવાળા હતા, તેને બાજુ પર સેથો પાડીને તેના કપાળ પર ગોળાકાર પથરાય એ રીતે નાનકડી રીબનથી બાંધ્યા હતા. સહેજ ચીબા નાક અને નિર્દોષ મોંવાળી એ આકૃતિ જગતભરનો જાણે એકમાત્ર બાળકત્વ અને મૌગ્ધ્ય-સભર ચહેરો હતી. જો કે, તેની ઘેરી, કાળી ઉંદર સમી આંખો થાકેલી અને કંટાળેલી લાગતી હતી. એનો દેખાવ નવ વર્ષનો હોય એવો લાગતો હતો, છતાં વાસ્તવમાં તે આઠ, નહિ સાતજ વર્ષનો હતો. તેની ઉંમર ચોકકસપણે કહી શકાય તેમ નહોતું. પણ દરેક બાબતમાં બને છે તેમ બધાં જ તેની ઉમર વિશે પૂરેપૂરી જાણકારી ધરાવતાં હોય એમ જ વરતતાં હતાં. સરેરાશ માનવી એમ માને છે કે પ્રત્યેક સૌંદર્યમાં થોડાક કૃતકતા અને મિથ્યાભિમાનના અંશો રહ્યા હોય છે અને થોડોક યે દંભ અને કૃતક સંનિવેશ ન હોય તો દૈનંદિનીય જીવનની જીવનની રેઢિયાળ નીરસતામાં રોમાંચ કયાં રહ્યો ?

ગડગડાટ ચાલ્યો ત્યાં સુધી બાળ કલાકારે લળી લળીને અભિવાદન ઝીલ્યે રાખ્યું. પછી તે પોતાના અદ્દ્ભુત વાજિંત્ર તરફ આગળ વધ્યો. પ્રેક્ષકોએ કાર્યક્રમના છાપેલા પત્તા તરફ છેલ્લી નજર નાખી લીધી. પ્રથમ હતું: "માર્શ સોલેનેલ્લી" પછી એક "રેવરૂ" પછી "લા હિબઉ એટ ધ મોઈનેકસ" બધાંની રજૂઆતઃ બિબિ સાકસેલાફિલાકકાસ. સમગ્ર કાર્યક્રમ માત્ર બિબિ વડે જ રજૂ થનાર હતો. બધાં તેનાં જ કમ્પોઝિશન્સ હતાં. અલબત્ત, એનો એને પોતાનો ય ખ્યાલ નહિ હોય પણ એ બધી જ

તરજો તેના વિલક્ષણ નાનકડા મસ્તિષ્કમાં પરલક્ષી રીતે જોઈએ તો આ કાર્યક્રમ [-માં રજૂ થનાર બધી તરજો-]માં એ કળારહસ્ય ઊતરી આવતું હતું. આખોય કાર્યક્રમ તેના ચીવટવાળા વ્યવસ્થાપકે ખૂબ જ મહેનતપૂર્વક તૈયાર કર્યો હોવાનું સ્પષ્ટ વરતાઈ આવતું હતું.

વાદકે ફરતી બેઠક પર પોતાનું સ્થાન લીધું અને પગ વડે જ પેડલ ફંફોસવા માંડયું. બિબિના પગ પેડલ સુધી પહોંચી શકે તદર્થે તેને કુશળતાપૂર્વક ગોઠવીને સહેજ ઊંચે લવાયું હતું એ પિયાનો બિબિનો પોતાનો હતો અને બધેબધ એને જ તે પોતાની સાથે લઈ જતો. તેને એક લાકડાના સ્ટેન્ડ પર ફીટ કરવામાં આવ્યો હતો અને વારંવાર લાવવો લઈ જવો પડતો હોઈ તેના પરનું પોલિશ કયાંક કયાંક ઉઝરડાઈ ગયું હતું પણ એને લીધે તો ઊલટો તે વધુ "વિશિષ્ટ' લાગતો હતો !

બિબિએ પોતાના રેશમના બૂટથી સજ્જ પગ પેડલ પર ટેકવીને પોતાના નાનકડા મોંને, કળાકાર હોવાની સભાનતા ધારણ કરી, ઊંચું કરી, શ્રોતાવર્ગ સામે નજર નાખી જમણો હાથ અભિવાદન ઝીલવાની મુદ્રામાં ઊંચો કર્યો. શો નાનકડો ભોળો હાથ ! છતાં કાંડું કેવું સખત ! જાણે કોઈ મોટી ઉંમરના માણસનું હોય એવું. તે (કાંડાનાં)* હાડકાંયે કેવાં સુવિકસિત !

બિબિએ શ્રોતાઓ પર પ્રભાવ પાડી શકે એવી મુખમુદ્રા ધારણ કરી કેમ કે શ્રોતાઓને આવે વખતે આંજી દેવા પણ જરૂરી હોય છે એ તરફ પણ તે સભાન હતો. પણ આ બધાંની સાથોસાથ જ, આ બધાંમાંથી જ તેને માત્ર પોતાના જ કહેવાય એવા આનંદનો પણ અનુભવ થતો આવતો હતો. એવો આનંદ, જે અન્યો સુધી કયારેય સંક્રાંત ન કરી શકાય. જ્યારે પણ તે ખુલ્લા પિયાનો સામે બેસતો ત્યારે કશાક અવર્ણનીય અનંદનો અંતરતમમાં અનુભવ થતો. હમેશાં આવું બનતું.

---

* આ અને આની પછી આવતા કૌંસગત શબ્દો અર્થની વિશદતા માટે અનુવાદકે મૂકયા છે.

અને અદબભેર બેસવું પડયું હતું.

બિબિએ અદ્ભુત પરાકાષ્ઠાના બિન્દુએ સમાપન કર્યું: કઈ શકિતથી આ બાળવાદક કળો ઉપર આંગળીઓ ફેરવતો હશે એવા આશ્ચર્યની લાગણી અનુભવતા શ્રોતાઓને તેમના કાન પર પણ વિશ્વાસ નહોતો બેસતો. પછી આરમ્ભાયું નૃત્યગીત. ખૂબ જ હૃદયસ્પર્શી અને ખૂબ જ સુસંવાદી મુક્ત અને સ્પષ્ટધ્વનિ. પ્રત્યેક સૂરના પ્રાગટ્ય સાથે બિબિ પણ તેની બેઠકમાં આછો ઉછાળ અનુભવતો. જાણે કોઈ ખરેખરા વિજયને વરીને નૃત્ય કરતા સરઘસમાં ચાલી ન રહ્યો હોય. પછી તેણે 'ફોર્ટીસ્સિમો' પૂરું કર્યું ત્યારે તો ને પિયાનો પર લગભગ ઝૂકી જ પડયો. વચ્ચે વચ્ચે કયારેક બેઠકની એક કોર પર સરકી આવતો હતો અને અંતે શ્રોતાગણના અભિવાદનને ઝીલવાની તત્પરતાસૂચક સ્મિત સહ તે ઊભો થઈ ગયો.

અને ફરીથી તાળીઓ ગાજી ઊઠી–એકધારી અને ઉત્સાહપૂર્ણ. બાળ કલાકારે તેના શાંત અને સ્રૈણ વિવેકથી તેને ઝીલી. સામેની પહેલી જ હરોળમાં બેઠેલા શ્રોતાઓએ વિચાર્યું: એની કમર કેટલી તો નાજુક છે! તાળી–તાળી! હુર્ર્ર્રાહ! શાબાશ, નાનકડા કલાકાર સાકો ! ફ્લેકસ, યા તારું જે નામ હો તે હો! થોભો, મને મારાં હાથમોજાં કાઢી નાખવા દો. આ નાનકડો છોકરડો સાચે જ શેતાનનો બચ્ચો છે.

તાળીઓના ગડગડાટ એટલો તો લાંબો અને એકધારો ચાલતો રહ્યો કે તે અટકયો ત્યાં સુધીમાં તો બિબિને પડદા પાછળથી ત્રણવાર આગળ આવવું પડયું. કેટલાક મોડા આવનારાઓ ખણ્ડમાં પ્રવેશીને જગ્યા શોધવા આમતેમ ફાંફાં મારતા હતા પુનઃ કાર્યક્રમ આગળ વધ્યો. બિબિની અતંત્ર ચિત્તતરંગાવલિઓ પિયાનોમાંથી એકધારા, કયારેક તૂટક તૂટક અને નબળાસબળા સૂરો જન્માવ્યે જતી હતી. પછી આવ્યું 'લા હિબોઉ એટ લા' મોર્ઈનેઉકસ.' આ તરજ ખૂબ જ સફળતાપૂર્વક રજૂઆત પામી. તેણે શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી નાખ્યા. બાળપણની હૃદયસ્પર્શી તરંગલીલાઓ તેમાં પ્રતિધ્વનિત થતી હતી. એનું મનોચિત્રણ પણ નોંધપાત્ર રીતે સારું

હતું. પહુંજના સૂરમાં, ચકિવા થઈ પોતાની ચળકતી આંખો આમતેમ ઘુમાવતા બેઠેલા કોઈક ઘુવડની છબી પ્રત્યક્ષ થતી હતી જ્યારે વિષાદના સૂરમાં અર્ધ ભીત ચંચળ ચકલીઓની ચકચક મુખરિત થઈ ઊઠતી હતી. પૂરું કર્યું ત્યારે બિબિને ઉત્સાહપૂર્ણ પ્રત્યાઘાત સાંપડ્યો. એને ચાર વખત [ પડદાની પાછળથી ] આગળ આવવું પડ્યું. બિબિ મસ્તક ઝુકાવી સૌના ભણી આભાર વ્યક્ત કરતો હતો તે દરમિયાનમાં ચળકતાં બટનો-વાળો પોશાક પહેરેલ હોટેલનો એક નોકર ત્રણ દળદળાપૂર્ણ હારતોરા લઈ સ્ટેજ પર ચડ્યો અને એક તરફ જઈ બિબિને પહેરાવ્યા. ખુદ રાણી-બાએ પણ તાળીઓના ગડગડાટ દ્વારા થઈ રહેલા અભિવાદનમાં છટાપૂર્વક સાથ પુરાવવા પોતાની હથેળીઓ પરસ્પર સાથે ભીડીને દબાવી.

ઓહ, એ નાનકડો વિદ્યાવિશારદ જીવ બધાં પાસે કેમ તાળી પડાવવી એ શીખી ગયો હતો ! એ નેપથ્યે જઈ થોભ્યો. લોકોએ એની રાહ જોવી જ રહી. એ આવ્યો. સ્ટેજ ઉપર ખચકાતાં ડગલે આગળ વધ્યો. હારતોરાનો ઢગલો જોઈ આનંદ્યો જોકે વાસ્તવમાં એને આવી બધી વસ્તુઓ હવે ત્રાસરૂપ લાગવા માંડી હતી. તેણે શક્ય એટલો ઉત્સાહ મુખ પર આણીને અભિવાદન ઝીલવા મસ્તક નમાવ્યું. પોતાના આનંદો-ત્સાહને અભિવ્યક્ત કરતા શ્રોતાઓનાં ટોળાંઓને એણે ઠીકઠીક વાર તેમ કરવા દીધું, કેમકે પ્રશંસાની તાળીઓ એ (કલાકાર માટે) કીમતી વસ્તુ છે, એને અધવચ્ચે જ કાપી ન નખાય ! " 'લા હિબોઉ' એ તો મારું ડ્રોઈંગકાર્ડ છે"–એણે વિચાર્યું. આવું વિચારતાં તે મૅનેજર પાસેથી શીખ્યો હતો. "હવે હું ફૅન્ટસી" બજાવીશ, "લા-હિબોઉ" કરતાં ક્યાંય ચડિયાતી. અલબત્ત, ખાસ કરીને સી. શાર્પવાળો ભાગ પણ તમે મૂર-ખાઓ "હિબોઉ"ની પાછળ ગાંડા થયા છો. એ મારી સૌપ્રથમ અને સાવ કચરા જેવી રચના છે." પણ આવું મનમાં વિચારતાં તેણે સ્મિત-પૂર્વક લળી-લળીને અભિવાદન ઝીલવાનું તો ચાલુ જ રાખ્યું.

પછી આવ્યું "મેડીશન" અને પછી એક "એટ્યૂ"–કાર્યક્રમ

ખરે જ રોચક અને સુગ્રથિત હતો. "મેડીટેશન" બરાબર "રેવર"ના જેવું જ હતું-એની તોલે જો કે કશું જ આવી શકે નહિ અને 'એટ્યૂ'માં તો બિબિની શક્તિ સોળે કળાએ પ્રગટી ઊઠી હતી જે દેખીતી રીતે જ તેની નવોન્મેષશાલિની કલાકારપ્રતિભાની દ્યોતક હતી. દરેક વખતે તે તેમાં સૂક્ષ્મતમ પરિવર્તનો પ્રયોજતો રહેતો અને પોતાની નવોન્મેષ-શાલિની પ્રતિભાથી ખુદ જ આશ્ચર્ય પામતો તે ક્યારેક મુક્તપણે તરજો પ્રગટાવતો.

એ ત્યાં બેસીને સૂરો પ્રગટાવતો ત્યારે તેનો શ્વેત, નાનકડો તેજસ્વી દેહ જબરદસ્ત કાળામસ પિયાનોને મુકાબલે એકલવાયો અને અટૂલો ભાસતો. અસંખ્ય ચહેરાઓના જડ અને સંવેદનહીન પ્રક્ષોભક સાગરથી ઊફરો તેનો એકાકી આત્મા, જેને ખાતર આ સમસ્ત પરિશ્રમ વેઠી રહ્યો હતો તે સમૂહથી કોઈક જુદી જ સૃષ્ટિનો હોય એવો દીસતો હતો. તેની લટ અને સ્નિગ્ધશ્યામ કેશરાશિ શ્વેત રીબનથી બાંધ્યા છતાં ભાલ-પ્રદેશે આવી લહેરાતાં હતાં. તેનાં કેળવાયેલાં નાનકડાં કાંડાં જાણે [પિયાનો પર ] તરાપ મારતાં હતાં અને તેના બાલકોમળ ઘઉંવર્ણા કપોલ પરનાં હાડકાં પણ ધ્યાન ખેંચે એવી રીતે ઊપસી આવ્યાં હતાં.

ત્યાં બેઠાં બેઠાં એ ઘણીય વાર વિસ્મૃતિ અને એકલતાની ક્ષણોમાં ગરક થઈ જતો અને તેવે વખતે નીચે કુંડાળાં-વળેલ તેની ઉંદર શી આંખો ક્યાંક ઊણ્ડે ખોવાઈ જતી અને સ્ટેજની પારના શૂન્યતાસભર, અજાણ્યા જીવનથી ભરેલા અવકાશમાં તાકી રહેતી છતાં તે જ વખતે બિબિ ત્રાંસી આંખે પ્રેક્ષાગારમાં જોઈ લેતો અને પુનઃ શ્રોતાગણોની સામે ઊભેલો વાદક બની જતો.

"આનંદ અને વેદના, આરોહ અને અવરોહ-એ જ છે મારી ફૅન્ટસી" તેણે પ્રેમપૂર્વક વિચાર્યું. "સાંભળો, હવે આવે છે-સી શાર્પવાળો ભાગ." એ શરૂ કરતાં સહેજ ખંચકાયો-એ જોવા માટે કે લોકોએ પોતાનું કહેવું કાને ધર્યું છે કે નહિ. પણ ના અલબત્ત ના જ. તેઓને

પોતાના કહેવામાં શો રસ હોઈ શકે ? અને તેણે તેની દૃષ્ટિ ઉપર છત તરફ ફેરવી, કદાચ લોકો ત્યાં જોતા થાય !

પણ લોકો તો, હરોળબંધ બેસીને માત્ર કલાકાર તરફ જ નિહાળતાં હતાં. અને તેમનાં સરેરાશ અને યાંત્રિકતાપૂર્વક કામ કરતાં મસ્તિષ્કોમાં જે કંઈ ચાલતું હતું તેય એવું જ સરેરાશ અને યાંત્રિક હતું. સફેદ દાઢી, આંગળીએ વીંટી, કપાળ પર ઊપસી આવેલ ગોળાકાર ગૂમડું ધરાવતો એક વૃદ્ધ મનમાં વિચારી રહ્યો હતો: 'ખરેખર [આને સાંભળીને] શરમાવું પડે તેમ છે.' એનું કારણ કદાચ એ હતું કે એ મહાશય પોતાના પિયાનો પર "ઓ વહાલા, ઑગસ્ટીન"–પંક્તિથી જરાય આગળ નહોતા વધી શકયા.

પણ એક ઘઉંવર્ણો વૃદ્ધ નાનકડા અંગૂઠાની કરામતથી સરજાઈ રહેલા ચમત્કારને નિહાળતો બેઠો હતો. નક્કી ! નક્કી ! દૈવી બક્ષિસ વગર આવું શક્ય જ નથી. આપણે સૌએ એ સ્વીકારવું જ પડશે કે ઈશ્વરી બક્ષિસ વિના આવું બને જ નહીં. અને હા, જોકે, સરેરાશ માનવી બની રહેવામાંયે કશું શરમાવાપણું નથી. જુઓને ઈશુની બાલ્યાવસ્થા સરેરાશ માનવી તરીકેની જ હતી ને ? અને બાળક સમક્ષ પણ શરમાયા વિના ઘૂંટણિયે પડી શકાય છે. આવા આવા અફલાતૂન વિચારો તેને પરમ પ્રસન્નતા આપતા હતા. એ પોતે તો કદાચ એ [વિચારો]ને 'મધુર" કહેવા પણ તૈયાર હતો. પણ એક વૃદ્ધ માનવી માટે એ ['મધુર"] શબ્દ મૂર્ખાઈભરેલો કહેવાય એવો હોઈ, ન વાપર્યો–પણ તેને કંઈક આવી લાગણી થઈ હતી એટલું તો ચોક્કસ.

"કળા..." પોપટ જેવા નાકવાળો એક વેપારી વિચારી રહ્યો હતો...'જિંદગીમાં કશાક આનંદકારક તત્ત્વનો ઉમેરો કરી શકે છે. નાનકડો સફેદ પોશાક અને નાનકડું ટમ્ટી–ટી–ટમ. ખરેખર એ કંઈ ખરાબ કહેવાય એવું તો નથી જ વગાડતો. પચાસ બેઠક પૂરી. માથાદીઠ બાર માર્ક એટલે કુલ છસો માર્ક. બસ બીજું બધું બાજુ પર. એમાંથી

હૉલનું ભાડુ વીજળીનું ભાડું કાર્યક્રમનો ખર્ચ વગેરે બાદ કરો તેય હજાર માર્કનો ચોખ્ખો નફો તો રહેજ રહે. એ કંઈ ઓછો ન કહેવાય.

"હમણાં જે બજાવ્યું તે 'ચોપિન' હતું"–કાર્યક્રમ સાંભળતી એક પિયાનોશિક્ષિકાએ [મનમાં જ] અભિપ્રાય આપ્યો. તે એક તીણા નાકવાળી સ્ત્રી હતી. આશાઓ ક્ષીણ થતી જતી હોય અને સમજદારી કુશાગ્ર બનતી જતી હોય એવી અવસ્થાએ તે પહોંચી ચૂકી હતી. 'પણ એમાં ઝાઝી મૌલિકતા નથી. એને વિશે હું પછીથી કહીશ. છતાં તે લાગે છે સારું. અને તેના હાથની પોઝિશન તો સાવ નવા નિશાળિયા જેવી જ છે. હાથ, તેની પર સિક્કો મૂકી શકાય એ રીતે રખાવા જોઈએ. હું હોઉં તો ફૂટપટ્ટી જ મૂકું.'

પછી બેઠી હતી એક જાતયૌવન કન્યકા. ધાતુક્ષય થવાને કારણે આવતી ફિકાશ અને મનમાં ચકરાયા કરતાં જાતભાતનાં સ્વપ્નોની વયમાં તે હતી. વધુ પડતી આત્મસન્માન. એ બેઠી બેઠી વિચારતી હતી કે "આ શું વગાડી રહ્યો છે! એમાં કેવા હૃદયભાવો અભિવ્યક્ત થાય છે! છતાં એ છે હજુ બાળક જ! જો એ મને ચુમ્બન કરે તો મને એમ જ લાગે કે મને મારા નાના ભઈલાએ જ ચુમ્બન કર્યું છે. ટૂંકમાં–ચુમ્બન જેવું લાગે જ નહિને. આ બાળક જે જન્માવી રહ્યો છે એવી, સ્થૂળ વાસનાઓના નિગરણવાળી, મલિનતાનો જેમાં પાસ સરખો ન બેઠો હોય એવી પણ શું કોઈ લાગણી હોઈ શકે ખરી? સાવ વાહિયાત વાત! હું જો આવી ને આવી વાતો કર્યે રાખીશ તો બધા જ કૉડ–લીવર ઑઈલ લઈને મારી પાછળ પડશે. આવી છે જિંદગી!

એક અમલદાર પોતાની બેઠકમાં સહેજ આગળ ઝૂકીને બેઠો હતો. તેણે બિબિની સફળતાને ઉદ્દેશી વિચાર્યું: હા, તું [તારા ક્ષેત્રમાં] કંઈક છે તો હું પણ [મારા ક્ષેત્રમાં] કંઈક છું.' એટલું બોલી તેણે બૂટની એડી એકબીજા સાથે ઠોકી અને [તે વડે] બાળકલાકારને સન્માન્યો, કેમકે શક્તિ, તે પછી જ્યાં પણ હોય, માનાર્હ હોય છે એવી તેની દૃઢ

પ્રતીતિ હતી.

એક વિવેચક મહાશય પણ ત્યાં હાજર હતા. આધેડ વય વટાવી ચૂકેલા તેમણે કાળો, ચળકતો કોટ અને કાદવથી ખરડાયેલો હોઈ નીચેથી વાળી દીધેલ પાયજામો પહેર્યા હતા કે "આ જુઓ પેલા ટચૂકડા, ભિખારી વેડા કરતા બિબલાને. મૌલિકતા માટે તેણે હજુ ઘણું મથવું પડશે. જો કે 'ટાઈપ' તરીકે તે બરાબર છે–ઉત્તમ કલાકાર ! એક કલાકારમાં હોય તે બધાં જ લક્ષણો તેનામાં છે–ભાવુકતા, કૃતક ઉપચાર આત્મશ્લાઘા, છૂપું તેજ, દાહક તેજ અને છૂપો રોમાંચ. અલબત્ત આ બધું જ કાંઈ હું વિવેચનમાં ઉતારી શકું નહિ કેમ કે એ અતિશય સુંદર છે. જો આ આ બધા જ વ્યાપારો હું આટલા સ્પષ્ટપણે નિહાળી શકતો ના હોત તો હું પોતે જ એક ઉત્તમ કલાકાર બની જાત.

પછી કલાકારે વાદન થંભાવ્યું અને તે સાથે જ ખણ્ડમાં તાળીઓનો દેકારો મચી ગયો. તેને વારંવાર પડદાની પાછળથી બહાર આવવું પડયું. પેલો ચળકતાં બટનોવાળો આદમી હાર લઈને આવ્યા કરતો હતો. એમાં ચાર તો લોરેલના[2] હાર હતા વાયેલેટનાં પુષ્પોની બનાવેલી એક લાયર[3] પણ તેમાં હતી અને એક ગુલાબનો ગુલદસ્તો હતો. આટલાં બધાં અભિવાદનો એકસામટાં ઝીલવા તેની પાસે બેથી વધુ હાથે ય નહોતા ! એટલે કાર્યક્રમના વ્યવસ્થાપકે ખુદ તેની મદદ માટે સ્ટેજ ઉપર આવવું પડયું. તેણે પણ એક લોરેલનો હાર બિબિની ગરદન ફરતે આરોપ્યો અને મૃદુતાપૂર્વક તેની કેશલટને સમારી આપી અને એકાએક જ જાણે અત્યંત ભાવુક બની ગયો હોય તેમ નીચા નમીને ધ્વનિ જન્માવતું ચુમ્બન કર્યું. આથી તો જાણે તાળીઓનો દેકારો ભયંકર તોફાનમાં પલટાઈ ગયો. એ ચુમ્બન જાણે વીજળીના આંચકાની જેમ ખંડ આખાને રોમાંચિત કરી ગયુ. લોકોનાં હાડમાં સોંસરું પેસીને કમ્પનો જન્માવી ગયું. અને એકેએક જણ બસ મૂઢપણે તાળીઓનો ગોકીરો મચાવતું રહ્યું. ગાંડપણભર્યા તાળીઓના

---

[2]એક વનસ્પતિ, જેનાં પાંદડાં ચળકતાં હોય છે. [3]એ નામનું વાજિંત્ર.

ગડગડાટમાં બૂમબરાડાઓ પણ ભળી જતા હતા. બિબિના સામાન્ય, નાનકડા મિત્રો પણ રૂમાલ ફરકાવવા લાગ્યા. આ બધું જોઈ પેલા વિવેચક મહાશય વિચારતા હતા કે :

'આ બધું જ પેલા ચુમ્બનનો પ્રતાપ છે. ભલા ભગવાન, કોઈને બધું જ સ્પષ્ટપણે ન દેખાતું હોય તો તેમાં મારો શો વાંક ?'

અને આમ સમારંભ પૂરો થયો. એ સાડાસાતે શરૂ થયેલો અને સાડાઆઠે પૂરો થયો. આખુંય સ્ટેજ હારતોરાના ઢગલાથી છવાઈ ગયું હતું. બે નાનકડી ફૂલદાનીઓ પિયાનો પાસેના લૅમ્પસ્ટૅન્ડ પાસે પડી હતી. બિબિએ સૌથી છેલ્લી વગાડેલી તરજ અંતે ગ્રીસના રાષ્ટ્રગીતમાં ફેરવાઈ ગઈ હતી. પ્રેક્ષકોમાંના તેના દેશબંધુઓ, જો તેમની આસપાસ આટલાં બધાં માણસો ન હોત તો કદાચ ખુશીથી ગાવા પણ લાગતે. આમ છતાંય અત્યંત મોટા અવાજે હલ્લોબલ્લો કરી તેમની ઉગ્ર દેશદાઝને તેમણે પ્રગટ તો કરી જ. અને તે જોઈ પેલા આધેડવયી વિવેચક વિચારતા હતા કે : હા, રાષ્ટ્રગીત પણ આવવું જોઈએ જ. તેમની નસેનસનો કસ તો નીકળવો જોઈએ ને ! પ્રચારલીલાને પોતાના હેતુની સિદ્ધિ માટે કશાની પણ અવગણના કરવી પરવડે નહિ. હું, જો જો ને, બિન–કલાત્મક તરીકે આ બધાંની ઝાટકણી કાઢું છું કે નહિ. પણ કદાચ હું ખોટોયે હોઉં, કેમ કે કદાચ આ જ વાત (પ્રચારની સૌથી વધુ કલાત્મકતાની અપેક્ષા રાખે એવી છે. કલાકાર એટલે શું ? ચોકઠાંમાં પૂરાયેલો ગુલામ. વિવેચન તો એના [ કલાના ] કરતાં ક્યાંય ઊર્ધ્વ કક્ષાએ વિલસતું તત્ત્વ છે. પણ જવા દો, એ બધું મારે કહેવું નથી. અને કાદવથી ખરડાયેલા પાયજામાવાળો તે દૂર ચાલી ગયો.

નવદસ વાર બહાર બોલાવાયા પછી તો પેલો કલાકાર પડદા પાછળથી આગળ જ ન આવ્યો અને નીચે ઊતરી સીધો ખંડમાં બેઠેલ પોતાની માતા અને વ્યવસ્થાપક પાસે ગયો. ખુરસીઓની વચ્ચે ઊભેલ શ્રોતાગણ હજુય તાળીઓના ગડગડાટ કર્યે જતા હતા અને બિબિને સાવ

નજીકથી જોવાને મથતા હતા. આને પરિણામે રાણીબાની ફરતે એક અને કલાકારની ફરતે બીજું એમ બે મોટાં જબરાં કુંડાળાં રચાઈ ગયાં. અને તમે કહી જ ન શકો કે બેમાંથી કયું વધુ મોટું ને વધુ ઉત્સાહી હતું. પણ એટલામાં જ (રાણીબાની) પરિચારિકાને બિબિ પાસે જઈ તેને તેડી લાવવાનો હુકમ થયો. એણે, ફરજ બજાવવા જાય છે એવું સૂચવતી છટાથી પોતાનાં રેશમી વસ્ત્રો સંકોર્યાં અને હાથ પકડી બિબિને રાણીબા પાસે લઈ આવી એટલું જ નહિ પણ બિબિને, રાણીબાના હાથે ચુમ્બન કરવાનું ગમ્ભીર મુદ્રા ધારીને સૂચનયે કરી દીધું.

"કેમ છે ભાઈલા," રાણીબાએ પૂછ્યું 'તું વગાડવા બેસે ત્યારે શું આપોઆપ જ બધું તરા મગજમાં આવવા માંડે છે?"

"એવું જ કંઈક મૅડમ" બિબિએ ઉત્તર આપ્યો પણ પછી તરત જ મનમાં બોલ્યો "રાણી કેટલી મૂરખ છે!" પછી તે પાછો ફર્યો—બિલકુલ બિનદરકારી ઢબે, અને પોતાના કુટુમ્બ સાથે ચાલ્યો ગયો,

કલોકરૂમની બહાર ખાસ્સું ટોળું એકઠું થયું હતું. લોકો તેમના નંબરો હાથમાં પકડી રાખીને તેમની શાલ, ફરના કોટ અને બૂટ પાછા મેળવી રહ્યાં હતાં. પોતાના પરિચિતો સાથે ઊભેલી પિયાનોશિક્ષિકા હજુય વિવેચન ચલાવી રહી હતી. "તેનામાં ઝાઝી મૌલિકતા નથી" આટલું તો તે આજુબાજુનાને સંભળાય એ રીતે બોલી જ બોલી. અને પછી પોતાની આસપાસ ડોકું ઘુમાવી જોવા લાગી.

મોટા મોટા અરીસાઓ જ્યાં ગોઠવેલા હતા ત્યાં–તેમાંના એકની સામે–ઊભી ઊભી એક સુંદર દેખાવડી યુવતી પોતાના રાત્રિઝભ્ભો અને રૂંછાદાર બૂટ પહેરી રહી હતી. પડખે તેના બે લૅફ્ટેનન્ટ ભાઈઓ ઊભા હતા. તે ખૂબ જ સુંદર હતી. તેની ભૂખરી આંખો, સુરેખ ચ્હેરો વગેરે તેને વધુ દીપાવતાં હતાં. ખરેખાત સુંદર, મોહક આકૃતિ. એ તૈયાર થઈ રહી પછી ભાઈઓ [ના તૈયાર થવા]ની રાહ જોતી ઊભી.

"અરીસા સામે ઊભા રહીને આટલું મોડું ના થાય, ઍડોલ્ફ" તેણે બેમાંના એક ભાઈને સંબોધીને કહ્યું. એ ભાઈ પોતાના આકર્ષક દેખાવને ધરાઈને જોવા-માણવામાં એટલા તો મશગૂલ હતા કે ત્યાંથી

હટવાનું નામ નહોતા લેતા. એ પોતાના ગાલ" જોઈને હરખાતા હતા અને ગણગણતા હતા. "કેવા સરસ ગાલ!" બસ, અહીં અરીસામાં જોઈને જ પ્રકાશથી સફેદ ધુમ્મસથી વીંધતી હરોળથી શોભતી શેરીમાં આવી પૂગ્યાં. લેફ્ટેનન્ટ ઍડોલ્ફ થીજી ગયેલ બરફમાં ગરમાટો મેળવવા પોતાના ઢળતા ઓવરકોટનાં ખીસાંમાં હાથ રાખી કૉલરને પાછલી બાજુએ વાળી, થોડુંક હળસીનૃત્ય કરી લેતો હતો.

અવ્યવસ્થિત કેશભૂષાવાળી અને બંને હાથ ઝુલાવતી ચાલતી એક યુવતી તેમની પાછળ પાછળ એક ગમગીન મુખમુદ્રાધારી યુવાન સાથે આવ્યા કરતી હતી. નાનકડો છોકરો! મઝેનો! પણ ત્યાં તો તે સાચે જ રોમાંચપ્રેરક બની રહ્યો હતો.. અને સ્પષ્ટ છતાં ઉષ્માહીન સ્વરે તેણે કહ્યું: "આપણે બધા જ બાળવાદકો છીએ આપણે કલાકારો."

"પ્રભુ, મને આશીર્વાદ આપો." પેલો, ઑગસ્ટીનની પંક્તિથી પિયાનો પર આગળ ન વધી શકતો વૃદ્ધ સજ્જન બબડતો હતો. તેના માથા પરનુ ગૂમડું અત્યારે તેણે પહેરેલી હેટની નીચે ઢંકાઈ ગયું હતું. તે વૃદ્ધ સજ્જન બબડતો રહ્યો: "આ બધાંનો શો અર્થ છે, વારુ? આ છોકરો તો કાંઈ ગૂઢાર્થસભર દૈવી વાણી જેવું બોલીને?" પણ પેલા ગમગીન મુખમુદ્રાધારી યુવાનને બધું સમજાઈ ગયું હતું. તેણે પોતાનું માથું ધીમેથી ધુણાવ્યું.

પછી તેઓ મૂગાં બની ગયાં અને પેલી અવ્યવસ્થિત કેશભૂષા ધરાવતી છોકરી, પેલાં આગળ જતાં ભાઈઓ અને બહેનને તાકી રહી. કદાચ તેમને તે ધિક્કારતી હતી છતાંય, હા છતાંય, તેઓ શેરીને છેડે આવેલા ખૂણે વળી ગયાં ત્યાં સુધી એમને તાકતી જ રહી, તાકતી જ રહી.

૩૧ માર્ચ, ૧૯૭૮.

[ F J. Lamport સંપાદિત
'The penguin book of German
stories' માંની 'The infant
Prodigy'નો અનુવાદ ]

# 'બાળવાદક' એક પરિચય

☐ વિજય શાસ્ત્રી

વ્યવહારજગતની વચ્ચે ઘેરાયેલા કળાકારની પરિસ્થિતિનું આલેખન આ રચનાના કેન્દ્રસ્થાને રહેલું છે. આમ છતાં પ્રથમ દૃષ્ટિએ વાર્તાની વિગતોમાંથી કશો હેતુ ઊપસતો દેખાતો નથી. પરંતુ રચના વાંચીને બાજુ પર મૂકી દઈએ ત્યાર પછી મનમાં એનું પુનર્વિધાન થતું આવે છે. આ વાર્તા આમ તો સાદ્યન્ત એક સંગીતના કાર્યક્રમનો હેવાલ હોય એ રીતે જ ઊઘડતી આવે છે અને સાથેસાથે તેમાં કશાકના અભાવનો વિષાદ વ્યક્ત થતો હોય એમ લાગ્યા કરે છે. સંગીતનો કાર્યક્રમ, એ કાર્યક્રમ રજૂ કરનાર બાળવાદક અને તેને માણનારા વિવિધ પ્રકારના શ્રોતાઓ, તેમની ખાસિયતો અને વર્તણૂકની ઝીણી ઝીણી વિગતોનું નિરૂપણ થતું આવે છે. કલાકાર અને તેની આજુબાજુના પરિવેશને જોડાજોડ મૂકતા જઈ તેમાંથી નિષ્પન્ન થતાં કેટલાંક તથ્યો અહીં રજૂ થતાં આવે છે.

શરૂઆત જ કલાકાર અને શ્રોતાઓના Confrontation-થી થાય છે. કલાકારને જે જગતમાં જીવવાનું છે એ જગત તો કેટલાક રૂઢ થઈ ચૂકેલા અને વ્યવહારદૃષ્ટિએ યોગ્ય એવાં રીતરિવાજોથી ભરેલું છે જાહેરાતો, વ્યવસ્થાઓ અને દબદબાપૂર્ણ સંનિવેશો એ જ આ જગતનું સત્ય છે. અને એવા જગતની સામે પેશ થતો કલાકાર પણ ઈચ્છાએ કે અનિચ્છાએ જગતની રીતિનીતિઓને વશ થતો આવે છે.

લોકોની સામે આવતાંની સાથે જ નાનકડો કલાકાર 'જાણે ફોટો પડાવવ નો હોય" એવું સ્મિત કરે છે. F. J. Lamport ટોમસ માન વિશે નોંધે છે તેમ તેનામાં 'The elements of satirical fantasy' 'Vital part' બનીને આવે છે. તેની પ્રતીતિ અહીંથી થવા માંડે છે:

Lamport ના મતે 'Social resonances' પણ ટોમસ માનની રચનાનો બળવાન અંશ છે. અહીં કલાકારે જે 'સફેદ રેશમી પોશાક' 'અસ્તર લગાવેલ જાકીટ' અને 'સફેદ રેશમના બૂટ' પહેર્યા છે તે માટે પણ માન નોંધે છે કે 'જોનારને અભિરામ લાગે એવા' છે. એટલે કે કળાકારના વસ્ત્ર-પરિધાન સજાવટ વગેરે પર પણ જાણ્યેઅજાણ્યે લોક-ચાહનાની અપેક્ષા, લોકેચ્છાનો પ્રભાવ પડતો હોય છે. કલાકારનો આ એક સૂક્ષ્મ પ્રકારનો અધઃપાત છે. કલાકારનું લોકશાહીકરણ એ ટોમસ માનના મતે ચિંતાપ્રેરક અનિષ્ટ છે.

પરંતુ સ્થૂળ દેખાવની જાગતિક પ્રભાવો વડે કળાકારનાં માનસ, સ્થૂળ વર્તન તેમજ સ્થૂળ દેખાવની આકર્ષકતા વધારવાની ઈચ્છા વગેરે બાબતોનું કેવું અને કેટલું નિયમન થાય છે એટલું જ જો માને બતાવ્યું હોત તો કૃતિ જગત અને કળાકારની સંબંધમીમાંસામાં રાચતો નિબંધ બની જાત. પરંતુ અહીં જે બાળવાદકનું પાત્ર રજૂ થયું છે તેના સંકુલ મનોભાવોની વિલક્ષણતા અને તેની Multi-dimensional પ્રકૃતિમાં રહેલા કલા અને જગત વચ્ચેના દ્વૈતભાવની કેટલીક ક્ષણોનું પણ આલેખન થયું છે. કૃતિની વાર્તાત્મકતા આ પાત્રગત વિલક્ષણતાના થયેલા આલેખનમાં જ રહેલી છે.

રચનાનો મોટો ભાગ શ્રોતાઓના અને કલાકાર સિવાયના બીજાં માનવીઓનાં લાક્ષણિક કહેવાય એવાં ચિત્રો ઉપસાવવામાં રોકાયેલો હોવાનું લાગવાનો પૂરો સંભવ છે. પણ વાસ્તવમાં એ બધાં લાક્ષણિક વિચારવર્તનવાળી ધરાવતાં માનવીઓના સાક્ષી બનતા ભાવકના મનમાં

આ બધાંથી વેરાયેલા કલાકારની દયનીય અને વિડંબનાસભર પરિસ્થિતિ જે હદપૂર્વક ઊપસતી રહે છે. જે સામે આવે છે તેનું ભાવકમાનસમાં તિરોધાન થતું રહે અને જે પરોક્ષ છે તેનું પ્રબળપણે સૂચન થતું રહે એ પ્રસ્તુત રચનાની આલેખનરીતિનો વિશેષ છે.

બાહ્ય વ્યક્તિત્વ આખું આકર્ષક હોવા છતાં પેલા ખા વાદકની આંખો ધ્યાનથી તપાસીશું તો એમાં "થાક અને કંટાળો" ભરેલાં જણાશે. આ થાક અને કંટાળો તે કળાકારના રહસ્યાત્મક એકાંતને જગતના બજારમાં મૂકવું પડયું/પડતું હોવાને કારણેય કદાચ જન્મ્યાં હોય. આમ, તેની આંખો તેનામાં ચાલી રહેલા કશાક અણગમતા ભાવોને સૂચવે છે.

પછી કાર્યક્રમની શરૂઆત થાય છે. ઉપલક દૃષ્ટિએ જોતાં બધું સીધી લીટીમાં બનતું આવતું લાગે છે પણ ઘટનાની તિર્યક્તા તેના સ્થૂળ નહીં પણ આંતરિક નિર્વહણમાં વરતાય તેમ છે. શ્રોતાઓના વિવિધ વર્ગો અને પ્રકારો, તેમની ખાસિયતો અને તેમના લાક્ષણિક મનોભાવો તેમ જ કલાકારની રજૂઆતને અનુલક્ષીને થતાં ટીકાટિપ્પણો વાર્તાનો મોટો ભાગ રોકે છે. આ બધાં નિરૂપણોમાં એક જ કલાકારને વિશેના જુદા જુદા જુદા દૃષ્ટિકોણોનો જે આલેખ પ્રાપ્ત થતો આવે છે તેમાં રહેલી પરસ્પરવિરોધી ટીકાઓ અને અસંગતિઓ સ્વયં વ્યંગ્યાત્મક બની રહે છે.

શ્રોતાઓને મન આ કલાકાર એક વિશિષ્ટ શક્તિવાળો માનવી છે ખરો પણ એવી વિશિષ્ટ શક્તિના હોવાપણા વિશેની સભાનતા, લેખકના મતે, કોઈ કલાપરક વલણની દ્યોતક નથી તેઓ તો કલાને પોતાનામાં રોમાંચ જન્માવનાર, નશાકારક એવા પદાર્થરૂપે જ ઓળખે છે. કલાને નર્યો રંજકતાનો પર્યાય ગણતી અને રંજનાતિરીકત અન્ય કશાની અપેક્ષા ન રાખી શકતી શ્રોતાઓની સમજ આમ સરેરાશ જ છે એ હકીકત લેખકના કટાક્ષનું ભાજન બને છે. ઉત્તમ કલાને બિરદાવનાર ભાવકની કલાવિષયક સમજ કયારેક ભ્રામક પુરવાર થાય એવી જ હોય છે. આમ સરેરાશ કલાસમજ ધરાવનાર વર્ગ પણ કેવો

અનાયાસે જ કલાવિદગ્ધમાં ખપી જાય છે તે અત્રે દર્શાવાયું છે. આવો વર્ગ કલાને બહાને નરી આનંદ-ઉપભોગની જ તૃપ્તિ માણતો હોય છે. કળાને કે કળાકારને સાચી રીતે ઊંડાણથી સમજ્યા વગર સમજવાનો ડોળ ઘાલનારો ભદ્રવર્ગ કળાકાર તરફ જે પ્રશંસાભાવ દાખવે છે તે પણ, આમ તેની પાછળ કલાકીય સમજ ન રહેલી હોવાથી, બીભત્સ લાગે છે.

પણ બિબિની પરિસ્થિતિ જુદી છે. શ્રોતાઓની સામે શ્રોતાઓને રીઝવે એ રીતે પેશ થતો હોવા છતાં તેને પિયાનોવાદનમાંથી "માત્ર પોતાનો જ કહેવાય એવો" આનંદ પણ મળતો રહે છે. તેને પોતાના 'અંતરતમ'માં એક અવર્ણનીય આનંદનો અનુભવ થાય છે. બિબિના હૃદયવિશ્વનો આ બનાવ તેની નકરા કલાકાર તરીકેની લબ્ધિ છે.

બિબિની આ અંતરતમ ઉપલબ્ધિની જોડાજોડ જ કાર્યક્રમના વ્યવસ્થાપકનો "પ્રત્યેક મૂલ્યવાન ચીજ ઊંચી કિંમતે જ મેળવાવી જોઈએ" એવો "દૃઢ અભિપ્રાય" લેખક મૂકી આપે છે અને ત્યાં કળા અને કળાનું નિયમન કરનારા કળાનું વ્યાપારીકરણ કરનારની ઘૃણાસ્પદ માન્યતા પરનો કટાક્ષ દેખાઈ આવે છે.

જર્મન સમાજની દેખાડાવૃત્તિ અને ભદ્રવર્ગની હાસ્યાસ્પદ આડંબરવૃત્તિનાં દર્શન બાળકલાકારની માતાએ "લબડતી હડસચીને પાવડરના થપેડાથી ઢાંકી દીધી હતી" એમાં થાય છે.

રાણીબાનું જાજરમાનપણું અને તેનું મિથ્યાપણું તેમની "સમગ્ર અંગભંગી કો'ક ભવ્ય ચિત્રમાં ચીતરાયેલ ભવ્ય આકૃતિસદૃશ હતાં"માં ઊપસાવાયું છે. આ રાણીબાને "કલોત્તેજક વૃત્તિ પોતાનામાં જીવન્ત હોવાનું બતાવવાનો" અભરખો છે. કલાની પ્રતિષ્ઠાને પોતાની પ્રતિષ્ઠા વધારવાનું સાધન બનાવનાર વર્ગનું આ રાણીબા પ્રતિનિધિત્વ કરે છે.

કળાકારને બિરદાવવામાં કળાકારનું નહિ પણ પોતાનું ગૌરવ વધારનારા હોટેલના મૅનેજરના પાત્રને વારંવાર અભિભૂત થઈ જઈ

હારતોરા લઈ સ્ટેજ પર દોડી જતું આલેખાયું છે. એને તો કલાકારને બહાને સ્વની પ્રસિદ્ધિ કેમ થાય એની જ ચિંતા છે. એક યા બીજા નિમિત્તે આવકારથી માંડી આભાર સુધીનાં વિધિઓમાંથી ગમે તે એકમાં, ગમે તે બહાને સ્ટેજ પર ચડવાની તક શોધી સ્વને આગળ કરનાર આવા હૉટેલ મૅનેજરના સગોત્રો આજે પણ કયાં જડે તેમ નથી ?

ફરી પાછી કલાકારની આંતરસ્થિતિનું એકસ-રે દર્શન મૂકાયું છે. વાર્તાની રચનારીતિ જ આ પ્રકારની છે કે સર્જકનો કૅમેરો શ્રોતાઓ અને કલાકાર તરફ વારાફરતી ફરતો રહે છે. શ્રોતાઓની લાક્ષણિકતાઓ [Typicalities] વીગતે આપ્યા પછી તરત જ આવતી કલાકારની આગવી ચિત્તસ્થિતિ [Individuality]નાં Juxtapositions લેખકની દરમિયાનગીરી [Meddeling]વગર જ ઘણું ઘણું કહેતાં જાય છે. વાસ્તવમાં તો શ્રોતાવર્ગની ભદ્દી રીતભાતો અને કલાકારના વૈયક્તિક, આગવા અનુભૂતિવિશ્વ એ બે વચ્ચેનો જે અવકાશ છે તે જ વ્યંજનાથી સભર છે. અહીં એક સૂચક ઘટસ્ફોટ ખુદ લેખકે જ કરી આપ્યો છે. કલાકાર આમ તો શ્રોતાઓને રીઝવવા પર લક્ષ કેન્દ્રિત કરી બેઠો છે, છતાં કયારેક અચાનક તેનું લક્ષ ઓતાઓ પરથી હટી જઈને શ્રોતાઓ અને પોતાની વચ્ચેના શૂન્ય અવકાશમાં ખોવાઈ જાય છે. આ આવકાશ કલાકારને માટે તો "અજાણ્યા જીવનથી ભરેલો છે." એક ધારદાર વ્યંગ્યાત્મક પરિસ્થિતિ અહીં દેખા દે છે કે કલાકારને માટે તો શ્રોતાવર્ગ એક અત્યંત સ્પર્શક્ષમ અને અતિપરિચિત એવું બિન્દુ છે. એની અતિપરિચિતતા કયારેક કલાકારને "થાક અને કંટાળાનો" પણ અનુભવ કરાવી જાય છે. જ્યારે શ્રોતાવર્ગની પૂર્વેનું જે બિન્દુ છે ત્યાં "અજાણ્યા જીવનની" સામગ્રી છે. કલાકારની કદાચ આ જ નિયતિ છે. એક તરફ અતિપરિચિતતા એવા વિશ્વની સતત અને કલેશકર હાજરી તો બીજી તરફ અજાણ્યા રોમાંચક જીવનનું આહ્વાન. આ બે બિન્દુઓના વચ્ચેના આકર્ષણ-અપાકર્ષણના આનંદ-અવસાદ જ કલાકારને માટે નિયત થયેલા છે. એટલે જ બિજિની સ્વગતોક્તિ "આનંદ

અને વેદના, આરોહ અને અવરોહ એ જ છે 'મારી ફેન્ટસી" કલાકારને માટે સરજાયેલા મનોજીવનના પ્રમાણપત્ર શી બની ઊભી રહે છે.

વાર્તાનો બીજો ભાગ વિવિધ; ચૂંટેલા શ્રોતાઓના પ્રતિભાવોમાં વણેલો. આ બધા જ પ્રતિભાવોની હાસ્યાસ્પદતા, તેની પૂર્વે જ કલાકારની મનઃસ્થિતિથી પરિચિત એવા ભાવકને માટે અનાયાસે જ સિદ્ધ થાય એવી છે.

સૌ પ્રથમ આવે છે "કપાળ પર ઊપસી આવેલ ગોળાકાર ગૂમડા" વાળો વૃદ્ધ. એ વૃદ્ધ પોતે ધર્મપરાયણ છે. પિયાનો પર 'ઓ વહાલા ઑગસ્ટીન" પંક્તિથી જરાય આગળ નથી વધી શક્યા તેમાં તેમની ધાર્મિકતા જ તેમની કલાપ્રવૃત્તિ માટે એક વળગણરૂપ મર્યાદા બની રહેતી હોવાનું કલ્પી શકાય. વૃદ્ધની કલાસમજ વિશે અતિવ્યાપ્તિનો દોષ વહોરીને કહીએ તો કળાને સૌ પોતપોતાના અભિગમ મુજબ જોવાનો, અર્થઘટન કરવાનો અને બહુધા પોતાને અભિપ્રેત એવી માન્યતાઓના પર્યાય લેખે વટાવી ખાવાનો યત્ન કરે છે એનું દૃષ્ટાંત પૂરું પાડે છે. ધર્મપ્રેરિત દૃષ્ટિથી કળાપદાર્થને જોવા–મુલવવાનો પ્રયત્ન રોગિષ્ઠ રસવૃત્તિનો દ્યોતક હોઈ તેના કપાળે જે ગૂમડું છે તેય તેની એ રોગિષ્ઠ રસવૃત્તિનું જ પ્રતીક બની રહે છે.

પછી આવતો વેપારી નફાતોટાની ગણતરી કરે છે. સંગીતશિક્ષિકા પ્રિસ્ક્રિપ્શન મુજબ જ કળાને મૂલવે છે અને તેની પછી આવતી વિવેચક મહાશયની કુણ્ઠિત મૂલ્યાંકનરીતિને વેધક કટાક્ષોથી લેખક પ્રહારે છે. શિક્ષિકાનું "હું હોઉં તો ફુટપટ્ટી જ મૂકું" વાક્ય અને તેમાંનો "ફુટપટ્ટી" નો ઉલ્લેખ, તેની સમગ્ર કોષ્ટકપ્રિય રુચિનું પ્રતીક બની રહે છે.

પછી આવતી ધાતુક્ષયથી પીડાતી સદ્યઆવેગા કન્યકાને આ કલાકારના ચુમ્બનની ઝંખના જન્મે છે. અમલદાર, અમલદારીની રીતે જ વિચારે છે. વિવેચકના મોંમાં વિવેચનમાં રૂઢ ઓજારો, ચવાઈ ગયેલી અને લાક્ષણિક બની ચૂકેલી સપાટ Slang-નો વારંવાર મુકાયેલો પ્રયોગ વ્યંગ્યમૂલક છે. કળાકારને તેના વડે મળતું "'ટાઈપ' તરીકે તો બરાબર છે" એવું

પ્રમાણપત્ર ખુદ તેને પોતાને જ પૂરેપૂરું બંધબેસતું આવે તેવું છે !

પણ પછી આ વિવેચક મહાશય એક બહુ સાચી વાત વાત કહી દે છે. કાર્યક્રમને અંતે રાષ્ટ્રગીત બજાવાય છે. રાષ્ટ્રગીતનું આવવું પણ વાસ્તવમાં કલાકાર કે શ્રોતાઓના રાષ્ટ્રપ્રેમનું પરિણામ નથી, બલકે કળાકાર તેમ જ શ્રોતાઓ ઉભયમાં રાષ્ટ્રપ્રેમ કેટલો છે તેનાથી કદાચ એ વિવેચક મહાશય સારી રીતે પરિચિત છે, પણ ખરી વાત એ છે કે કલાકાર શ્રોતાઓના એકેએક exploitable sentiment નો લાભ પોતાની તરફેણમાં ઉઠાવતાં શીખી ગયો છે, તેનું એ દ્યોતક છે. જેમ આદર્શની, સાંસ્કારિક મૂલ્યોની અને નૈતિક અભિગ્રહોની વાતો જ કરનાર તેમ કરીને માત્ર પોતાની પ્રતિષ્ઠામાં વધારો કરવાની તક જ સાધતો હોય છે તેમ કલાકારના અને સમારમ્ભના પ્રચાર અર્થે જ રાષ્ટ્રગીત પણ આવતું હોવાનું વિવેચકશ્રીને સાચી રીતે જ લાગે છે. વાર્તામાં તેને મોઢે બોલાવાયું છે કે–"Publicity cannot afford to neglect any means to its end" રાષ્ટ્રગીતને પણ પોતાના પ્રચાર માટે વટાવી ખાવાની ચતુરાઈ–ચાલાકી–ને વિવેચક પકડી પાડે છે.

વાર્તાઓનો ત્રીજો ભાગ કલોકરૂમ આગળ પોતાના બૂટ–કોટ વગેરે લેવા એકઠાં થયેલાં સ્ત્રીપુરુષોનાં વર્ણનથી ભરેલો છે. ઘડી પહેલાં કલાસ્વાદ માણનારો, ખૂબ જ રોમાંચિત થઈ જનારો, ખૂબ જ તાળીઓનો દેકારો મચાવી દેનારો આ જ શ્રોતાવર્ગ બીજી જ ઘડીએ એ બધું જ ભૂલી જઈ "મારા ગાલ કેવા સરસ છે"થી માંડી "થોડુંક હબસીનૃત્ય" કરવા સુધીના વ્યાપારોમાં ગૂંથાઈ જાય છે એના આલેખન દ્વારા તેમની દેખીતી કલા-પ્રિયતા કેટલી તો પોકળ હતી / છે એ લેખકે દર્શાવી દીધું છે. લાગ આવ્યે કલાપ્રેમી દેખાવાનો ડોળ કરતાં માનવીઓ પણ વાસ્તવમાં કેટલાં અને કેવાં બીભત્સ અને ક્ષુદ્ર વ્યાપારોમાં રાચતાં હોય છે તે હકીકત પર અહીં આકરો વ્યંગ્ય થયો છે.

વળી પાછું એક Juxtaposition આવે છે. બાહ્ય ટાપટીપને જ

સર્વસ્વ સમજી, તેની જ માવજત પાછળ રચ્યાપચ્યાં રહેતાં ત્રણ ભાઈબહેનોનાં પાત્રોની પડછે "એક ગમગીન મુખ્ય મુદ્રાધારી યુવાન અને અવ્યવસ્થિત કેશભૂષાવાળી છોકરી."

આ લવરવઘરપણાથી શોભતી બંનેની વિલક્ષણ છબી, તેમનામાં રહેલા સાચા કાલાપિથાસુ જીવની ચાડી ખાય છે. કલાએ તેમનાં હૃદય પર કરેલી અસર તેમને ગમગીન બનાવે છે. તેઓનો કલાપ્રેમ શુદ્ધ હોવા છતાં માત્ર બાહ્ય અને સ્થૂળ સુંદરતામાં તેઓને સુખ નથી. બાહ્ય લવરવઘર-પણાની પડછે પણ સાચો કલાપ્રિય આત્મા ધબકી રહેલો હોય છે. અને એટલે જ સમારંભમાંથી બહાર નીકળ્યા પછી પણ તેઓ બીજા બધાની જેમ વ્યવહારની આંટીઘૂંટીઓની પૂજા કરવા મંડી પડતાં નથી પણ "કેવો મઝેનો છોકરો" જેવા વાક્ય દ્વારા કલાપ્રશસ્તિમાં રાચે છે. સાથે ચાલતી યુવતી પણ કલાકાર છે અને તે બોલે છે "આપણે બધા બાળવાદકો છીએ–આપણે કલાકારો." અહીં મૂળમાં "Infant prodigy" શબ્દો છે જેનો અર્થ થાય છે અસામાન્ય પ્રતિભા બુદ્ધિશક્તિવાળું બાળક. કલાકારને "Infant-Prodigy" કહેવા પાછળ તેનામાં બાલસહજ મૌગ્ધ્ય/કૌતુકાદિનો અખંડ કોશ હોવાનું અને સાથોસાથ સરેરાશ માનવથી વિશેષ એવું પ્રતિભાબળ હોવાનું સૂચન જોઈ શકાય. વળી જેમ પેલો બાળવાદક શ્રોતાઓને અવગણી શકતો નથી, છતાં શ્રોતાઓને જ અંતિમ લક્ષ્ય પણ માની શકતો નથી, તેમ કલાકારમાત્ર પણ વ્યવહારને અવગણી ન શકતો હોવા છતાં વ્યવહારના સ્થૂળ વાસ્તવને જ અંતિમ સત્ય ગણી શકતો હોતો નથી વ્યવહારવશતાની સ્થિતિ એક અનિષ્ટ હોવા છતાં એ અનિષ્ટથી ઊફરા થવાપણાની પણ એક ઝંખના કલાકારમાં કાર્યવન્ત હોય છે. કળાકારની આ વ્યવહારબધ્ધ મુક્તિની સ્થિતિ સરેરાશ માનવો સમજી નથી શકતા, એટલે જ તો પેલો વૃદ્ધ સજ્જન એવી સ્થિતિની વાત કરતી યુવતીના શબ્દો સાંભળીને "આ બધાંનો શો અર્થ છે વારુ ? આ છોકરી તો કંઈ ગૂઢાર્થસભર દૈવી વાણી જેવું બોલીને !" એવો બડબડાટ કરે છે. પણ "પેલા યુવાનને બધું સમજાઈ ગયું" હોય છે.

છેલ્લા પેરેગ્રાફમાં પેલી કલાપ્રેમી યુવતી સ્થૂળ અને બાહ્ય ટાપટીપને જ અંતિમ સત્ય માનતી ભાઈબહેનની ત્રિપુટીને ધિક્કારે છે ત્યારે તેના ધિક્કારમાં એક કલાકારનામાં વસતો વ્યવહારના વાસ્તવ તરફનો રોષ પ્રગટ થાય છે પણ તેમ છતાં તે ત્રિપુટી શેરીને છેડે આવેલા ખૂણે વળી ગઈ ત્યાં સુધી તેને તાકતી જ રહે છે, તાકતી જ રહે છે તેમાં—જે વ્યવહાર-પરાયણતાને તે ધિક્કારે છે એ જ વ્યવહારપરાયણતાનો અવશ બનીને સ્વીકાર કરવો પડે છે. વ્યવહારમાં ખેંચાવું જ પડે છે એ કલાકાર માટે નિર્માયેલી વિધિવિચિત્રતાને ઊપસતી જોઈ શકાય છે.

કલાકારને માટે પ્રવર્તતા અનિષ્ટ—વ્યવહારલોક—ની સંવેદના અને તેને પરિણામે તેના આધ્યાત્મિક જીવનમાં આવતી જતી શૂન્યતાની અનુ-ભૂતિ અહીં કલાસૂઝપૂર્વક નિરૂપાઈ છે. ડૉ. સુરેશ જોષીએ નોંધ્યું છે તેમ "કલાકાર અને એનો આજુબાજુના પરિવેશ સાથેનો સમ્બન્ધ, એની સર્જનપ્રક્રિયાનાં પર એની થતી અસર, આ દુનિયામાં કલાકારની શક્તિનો ધીમે ધીમે થતો હ્રાસ આનું નિરૂપણ એણે કુશળતાથી કર્યું છે."* □

---

* 'કથોપકથન', (પૃ. ૨૯૩) 'પશ્ચિમમાં ટૂંકી વાર્તાનો વિકાસ'-લેખ.

---

**દ્વિદલ** : પથિક પરમાર અને દાન વાઘેલાનો સંયુક્ત કાવ્યસંગ્રહ : પ્રાપ્તિસ્થાન : સુમન પ્રકાશન, ૪૧, ડામર ગલી, મુંબઈ મૂ. રૂ. ૪–૫૦

**રણક** : વિવિધ કવિઓનાં કાવ્યોનો સંગ્રહ': સં. દુર્ગેશ ઉપાધ્યાય, પ્ર. નવોદિત સહકારી પ્રકાશન, જળોવાળી પોળ સામે, રાયપુર, અમદાવાદ, મૂ. રૂ. ૫–૦૦.

## શબ્દ વિશે



## એદુઆર્દો ગાલીઆનો

### પાંચ

નવયુવાનોથી ભર્યા અમારા દેશમાં દિન-બ-દિન વસ્તી વધતી જાય છે અને એમને નોકરી મળતી નથી, ત્યાં ટાઈમબૉમ્બની ટકટક શક્તિ-કેન્દ્રો પર બેઠેલા લોકોને એક આંખ ખુલ્લી રાખીને ઊંઘવાને લાચાર કરે છે. દરરોજ સાંસ્કૃતિક અલગતાની બહુવિધ પદ્ધતિઓ તથા માણસને નકામો બનાવી દેનારાં યંત્રો મહત્ત્વનાં બનતાં જાય છે. જન્મપ્રમાણને રોકવાના ઉપાયોના મુકાબલે ચેતનાને નષ્ટ કરનારી પધ્ધતિઓનો વિકાસ વધારે ઝડપથી થાય છે.

ચેતના પર શાસન કરવાની એક સારી રીત એ છે કે એને નષ્ટ કરી નાખવી ! લૅટિન અમેરિકાની યુવાન પેઢીમાં જે ખોટી પ્રતિ-સંસ્કૃતિની આયાત થવા લાગી છે તે આ બાબતમાં બહુ સારી રીતે કામ કરે છે. જે દેશો કઠોર તથા શ્વાસને જકડી રાખનારી દમનકારી પદ્ધતિઓથી પોતાનું કામ ખૂબીથી કરે છે, ત્યાં યુવાનોને રાજકીય ભાગીદારીથી દૂર રાખવાને કારણે કહેવાતા વિરોધની સંસ્કૃતિને ફૂલવા ફાલવાની તકો વધારે રહે છે.

છેલ્લા દસકામાં અમેરિકા અને યુરોપમાં વિદ્રોહી યુવાનોની ટેવો અને એના પ્રતીકરૂપ ઉપભોક્તાવાદની વિરુદ્ધ એક પ્રતિક્રિયા હતી પરન્તુ હવે એ યુવાનોની વિદ્રોહી મુદ્રાઓ ખુદ વ્યાપક પ્રમાણમાં ઉત્પાદનનું એક અંગ બની ગઈ છે. રંગબેરંગી કપડાં મુક્તિને નામે વેચવામાં આવે છે. નશીલી દવાઓનો ભ્રમ, સંસારના ધોરણે સંગીત, પોસ્ટર, માથાના વાળ તથા શરીરનાં કપડાંને મોટા ઉદ્યોગોનો એક ભાગ બનાવીને ત્રીજી દુનિયા પર લાદી દેવામાં આવ્યાં છે. યુવાન વર્ગ નર્કથી બચવાની

કોશિશમાં સ્વર્ગની ટિકિટ પોતાની સામે જુએ છે. નવી પેઢીને નિર્વાણને માટે ઈતિહાસની પીડામાંથી છૂટકારો અપાવવાને માટે કોશિશ થાય છે. એ ઔષધ સંસ્કૃતિના માધ્યમથી લેટિન અમેરિકાના યુવાન વર્ગનો એક ખાસ ભાગ ધનવાન દેશોની જિંદગીનાં ભ્રમોમાં જીવવાનું શરૂ કરી દે છે. અમારા સમાજની પિછાન અને નિયતિમાં એ ખોટી પ્રતિ સંસ્કૃતિની કશી વાસ્તવિક જરૂર જ નથી. આ સંસ્કૃતિ નબળા લોકોને કંઈક કર્યાનો ભ્રમ આપે છે. કશાંય દુઃખ-દર્દ વિના યથાર્થને શાંતિનાં સ્વપ્ન બચાવી દે છે. એ માત્ર એની છબિ બદલી નાંખે છે. સંવેદનાઓને ઉપયોગનો સામાન બનાવવાની પ્રક્રિયામાં એ સંસ્કૃતિ મીડિયા દ્વારા પ્રસારિત સુપર બજારના વિચારને બહુ અનુકુળ હોય છે.

છ

ચેતનાને જગાડવા અને વાસ્તવિક સ્થિતિને ખુલ્લી કરવાના હેતુથી અમારા સમયમાં અને અમારા દેશોમાં કયું સાહિત્ય એક બહેતર ભૂમિકાનો દાવો કરી શકે એમ છે? વ્યવસ્થાની સંસ્કૃતિ યથાર્થને છુપાવીને ચેતનાને સુન્ન કરે છે. એ વાસ્તવિક જીવનને એક બીજું જ જીવન બનાવી દે છે. જૂઠાણાના એ વ્યાપક તંત્ર સાથે લડવા માટે એક લેખક શું કરી શકે? જો સમાજનું સંગઠન જ એવું બની જાય કે લોકો એકબીજાને મળી ન શકે અને માનવસમ્બન્ધ સ્પર્ધા તથા ઉપભોગના ભયાનક તંત્રમાં ફસાઈ જાય, તો મૈત્રી અને એકતા જેવી ચાજોથી સર્જાતા સાહિત્ય પાસેથી શું પામી શકાય? અત્યારે આપણે એવા તબક્કે આવી પહોંચ્યા છીએ કે જે ચાજોનું નામ લઈએ છીએ ત્યારે તેનો અર્થ એ ખતમ થઈ ચૂકી છે એવો થાય છે. પરંતુ કોની સામે? કોને માટે?

સાત

લેટિન અમેરિકી લેખક રૂપે અમારી નિયતિ એક ઘેરા સામાજિક પરિવર્તનની આવશ્યકતા સાથે જોડાયેલી છે. એ તો સ્પષ્ટ છે કે સાહિત્ય સંપૂર્ણ સંપ્રેષણના પોતાના પ્રયત્નોમાં ગરીબી અને અશિક્ષણને કારણે

મુશ્કેલી અનુભવશે. શકિતકેન્દ્રો પર બેઠેલા લોકો જનસંચારનાં બળવાન સાધનો દ્વારા સામૂહિક કાયરતાને આશ્રય આપતા રહેશે.

લેખકની સ્વતંત્રતા બીજા કામદારો કરતાં જુદી હોવાની વાત સાથે હું સંમત થતો નથી. એવી માંગણી સાથે પણ નહીં. અમારા દેશોમાં બહુ મોટું પરિવર્તન થવું જરૂરી છે, જેથી લેખક વર્ગ વિશિષ્ટના બંધ કિલ્લામાંથી બહાર આવીને પોતાને અભિવ્યક્ત કરી શકે. કોઈ સ્પષ્ટ રીતે લેખકોની જબાનબંધી કરવામાં આવતી નથી. એક બંધ પ્રકારના સમાજમાં સાહિત્ય અનિષ્ટ પ્રકાશન અને આશાની સાથે જ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખી શકે છે. લોકોની રચનાત્મક ક્ષમતા હવે કઠણ આર્થિક સ્થિતિઓને કારણે લગભગ અચેત થઈ ચૂકી હોય ત્યારે કોઈ નિજી સાંસ્કૃતિક રૂપમાં એનાંથી મુક્તિ પામી શકાય નહીં. લૅટિન અમેરિકામાં પ્રતિભાનો કેટલો મોટો અંશ પોતાને પ્રગટ કરવા, લોક સમક્ષ આવવા પહેલાં જ ખતમ થઈ જાય છે! કેટલાક લેખકો પોતાને પામી શકે એટલે દૂર જઈ શકે છે ખરા?

## આઠ

અને વળી દેશનાં સત્તાકેન્દ્રો વિદેશી પ્રભાવો પર આશ્રિત હશે તો શું ખરેખર કોઈ રાષ્ટ્રીય સંસ્કૃતિને પામી શકશે ખરો? જો સ્વતંત્રતા અશકય છે, તો લેખનનો શો અર્થ છે?

ઈતિહાસનું કોઈ શૂન્યબિન્દુ એ રીતે સંસ્કૃતિના ક્ષેત્રમાં પણ કોઈ શૂન્યબિન્દુ નથી. જો સામાજિક વિકાસની પ્રક્રિયામાં આપણે પ્રભુત્વ અને એનાથી મુક્તિની નિરંતરતાની અનિવાર્યતા જોઈએ છીએ, તો આપણી વાસ્તવિક પિછાનને શોધવા, સામે લાવવા અને એના પ્રસરની ક્રાન્તિકારી ભૂમિકાના રૂપમાં સાહિત્યના મહત્ત્વને શા માટે નકારવામાં આવે? જે લોકો એ નથી જાણી શકયા કે પોતે શું છે અને કયાંથી આવ્યા છીએ, તેઓ પલટાની ભૂમિકા શી રીતે અદા કરી શકે? આપણે શું હોવાના હકદાર છીએ, એ સમજવાને માટે આપણે શું છીએ ની પ્રક્રિયા-

માંથી પસાર થવું જરૂરી છે. શું સાહિત્ય પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રૂપે એ કામમાં મદદ નથી કરતું ?

મારો વિચાર એવો છે કે આ પ્રકારની કોઈ ભૂમિકા અદા કરવા માટે લેખકે પોતાનાં મૂળિયાં સાથે જોડાઈ રહેવું તથા એણે પોતે, પોતાના લોકોનાં પરિવર્તનો અને એમની નિયતિ સાથે એક ખૂબ જ તીવ્ર પ્રકારનો સંપર્ક જરૂરી છે. એક લેખક કેટલી ગહેરાઈથી એક પ્રામાણિક પ્રતિસંસ્કૃતિનું પ્રત્યક્ષીકરણ કરી શકે છે, એ પણ જરૂરી છે. સંસ્કૃતિનો અભાવ સમજવામાં આવે છે, એમાં જ મોટે ભાગે બીજી સંસ્કૃતિનાં બીજ હોય છે-એક એવી સંસ્કૃતિનાં બીજ, જે શાસક વર્ગની સંસ્કૃતિનો વિરોધ કરે છે અને એનાં મૂલ્યો તથા એના શબ્દાડમ્બર સાથે લડે છે. એ એક સત્ય છે કે, મોટભાગે એક લોકપ્રિય પ્રકારનું કથાનક એક ગંભીર પ્રકારની નવલકથાની તુલનામાં આપણને વધારે જાણકારી આપી શકે છે. એ જ રીતે કેટલાક અજાણ્યા લેખકોએ રચેલાં ગીતોમાં પોતાની સ્થાનિક પરમ્પરાના સ્વાદને કારણે વાસ્તવિક જીવનની ઝલક આપણને કોઈ સમર્થ કવિની કવિતાઓની સરખામણીમાં વધારે સારી મળે છે. લોકો જ્યારે પોતાની તકલીફો અને પોતાની ઉમેદોને કેટલાં યે વિભિન્ન રૂપોમાં અભિવ્યક્ત કરે છે, ત્યારે એની સુંદરતા 'લોકો'ની દુહાઈ દેતી રચનાઓ કરતાં કયાંક વિશેષ હોય છે.

આપણી સાચી સામૂહિક પિછાન અતીતમાંથી આવે છે અને એના દ્વારા જ ફૂલેફાલે છે. પરન્તુ અતીત તરફ જોવાનો અર્થ એ નથી કે આપણે અતીતની ભાવુક પ્રકારની મોહજાળમાં સપડાઈ જઈએ. એ સાચું છે કે, આપણે પોતાનો વાસ્તવિક ચહેરો એ પ્રકારનાં કપડાં અને રીતો તથા ચીજોમાં ન પામી શકીએ, વિજિત રાષ્ટ્રો પાસે જેની માંગ સહેલ પર નીકળેલા સહેલાણી કરે છે. આપણે જે કરીએ છીએ તે લોક અને એથી યે વધારે આપણે પોતાને બદલવા માટે જે કરીએ છીએ તે છીએ. પિછાન આપણાં કામ અને આપણા સંઘર્ષમાં છે. એજ કારણે પોતાને

વાની પ્રક્રિયામાં એ રહેલું છે કે આપણે જે થઇ શકીએ છીએ, તેમાં જે અડચણો છે, તેનો મુકાબલો શી રીતે કરી શકાય ? આપણે પોતાની પરિભાષા વિરોધ તથા અડચણોનો મુકાબલો કરવા માટે કરીએ છીએ. એક એવું સાહિત્ય, જે સંકટકાળમાં પરિવર્તનની ઇચ્છાથી પ્રેરિત છે તથા પોતાના સમયના સમસ્ત ભય અને યુદ્ધોમાં બહુ ગહેરાઈમાં ડૂબેલું છે તે નવી વાસ્તવિકતાનાં પ્રતીકોને માત્ર સર્જી શકે છે, ચમકદાર રીતે સામે આણી પણ શકે છે. અગર પ્રતિભા અને સાહસની ઓછપ આપણામાં ન હોય તો એ ચમકતાં ચિહ્નો પરથી આપણે ઘણું બધું શીખી શકીએ છીએ.

લેટિન અમેરિકામાં જન્મવાનાં દુઃખદર્દ અને એની સુંદરતાનું ગાન વ્યર્થ નથી.

## નવ

એક પુસ્તકની કેટલી નકલ છપાઈ અને કેટલી નકલ ખપી એના આંકડા પુસ્તકનો સાચો પ્રભાવ બતાવતા નથી. કોઈ કોઈવાર લેખન બહુ અસરકારક રીતે લોકો સુધી પહોંચે છે. કોઈ કોઈ વાર એ સામૂહિક સમસ્યાઓ અને જરૂરિયાતો વિશે વર્ષો પહેલાં આપણને એની જાણ કરે છે. પરન્તુ એ કામને માટે એક કળાધર્મીએ પોતાની શંકા અને માનસિક તણની દુનિયામાં બહુ ઘેરું કરવું પડે છે. લેખકની જખમી ચેતનાનાં પડોમાંથી એક રચના દુનિયાની સામે આવે છે, તેની રચનાનું કાર્ય એક સામૂહિક એકતાનું કામ છે, તે લેખકની જિંદગીમાં પૂરું થઈ જાય એ જરૂરી નથી.

## દસ

પોતાને માટે ખાસ સગવડોની માંગ કરતા લેખકો સાથે હું સંમત થતો નથી. અને લખવાના કામમાં કાયમ મડ્યા રહેવા માગતા લેખકો સાથે પણ હું સંમત નથી. લેખક દેવ પણ નથી તેમ જંતુ પણ નથી. પોતાની મર્યાદા વિશેની સજાગતા પોતાની નબળાઈ વિશેની સભાનતા નથી. સાહિત્ય સંઘર્ષનો એક પ્રકાર છે, તે કોઈ દૈવી ક્રાન્તિ નથી. પરન્તુ

એક લેખક માત્ર પોતાની રીતે પોતાના લેખનના જાદુને પામી શકે છે. એ માટે એણે લોકો અને એમના રહસ્યમય અનુભવોને પ્રભાવશાળી રીતે અભિવ્યક્ત કરવા જોઈએ.

લેખન જો વાચકને કોઈક રીતે બદલી શકે, એને ઉત્તેજિત કરી શકે તો પરિવર્તનની પ્રક્રિયામાં લેખક પોતાની ભૂમિકાનો દાવો કરી શકે. એ દાવામાં અહંકાર નથી. લેખક તો માત્ર એક બહુ મોટા સમૂહમાં શામેલ છે. મને એ તાર્કિક લાગે છે કે ભાષાને નાની કરવાનું કામ પોતાના પડછાયા તથા એક અંતહીન ભૂલભુલામણી સાથે સંવાદની સ્થિતિ જાળવી રાખનારા લેખકો કરે છે. પરન્તુ માનવીની દશાને એક ગંદું નાળું નહીં સમજનારા લોકો માટે સાચે જ શબ્દનો અર્થ છે. આપણી જેમ તેઓ આપણી તરફ શબ્દ સાથે સંવાદ કરવા માટે જુએ છે, પ્રશંસા માટે નહીં. આપણે એક એવા સાચા અર્થની ખોજ કરવા ચાહીએ છીએ જેના દ્વારા વાંચક શબ્દોના સંપર્કમાં એવી રીતે આવી શકે કે જે શબ્દો આપણને વાચક તરફથી મળે, તે જ વાચક પાસે એક પ્રેરણા અને એક ભવિષ્યવાણી સાથે પહોંચે.

## અગિયાર

સાહિત્ય આપોઆપ યથાર્થને બદલી નાખશે એવો દાવો એક જાતનો ઘમંડ અથવા ગાંડપણની દશામાં જ કરી શકાય. પોતાની મર્યાદાઓ વિશે સજાગ હોવું બુનિયાદી રૂપે પોતાના યથાર્થ પ્રત્યે સજાગ હોવું છે. નિરાશા અને સંદેહની ધૂંધળાશમાં ચીજોનું સામે હોવું અને એની સાથે લડવું શક્ય છે. અતિ વામપંથી સાહિત્ય રચનારા લોકો પણ છે. એ સાહિત્ય ભાવિસૂચક છે અને એની સાથે પહેલેથી જ સંમત થયેલા સમાજના નાના વર્ગને સંબોધીને રચાયેલું છે. એવો લેખક ક્રાંતિકારી હોવાનો ગમે તેવો દાવો કરે, પણ તે કોઈ પણ પ્રકારનો ખતરો વહોરતો નથી. પોતાની જેમ વિચાર-નારા નાની સંખ્યાના લોકો માટે એવા લખનારા પાસેથી વાંચકો શું પામે છે? એવી સ્થિતિમાં નિષ્ફળ જવાની કશી જ શક્યતા નથી. પરન્તુ

વાની પ્રક્રિયામાં એ રહેલું છે કે આપણે જે થઇ શકીએ છીએ, તેમાં જે અડચણો છે, તેનો મુકાબલો શી રીતે કરી શકાય ? આપણે પોતાની પરિભાષા વિરોધ તથા અડચણોનો મુકાબલો કરવા માટે કરીએ છીએ. એક એવું સાહિત્ય, જે સંકટકાળમાં પરિવર્તનની ઈચ્છાથી પ્રેરિત છે તથા પોતાના સમયના સમસ્ત ભય અને યુદ્ધોમાં બહુ ગહેરાઈમાં ડૂબેલું છે તે નવી વાસ્તવિકતાનાં પ્રતીકોને માત્ર સર્જી શકે છે, ચમકદાર રીતે સામે આણી પણ શકે છે. અગર પ્રતિભા અને સાહસની ઓછપ આપણાંમાં ન હોય તો એ ચમકતાં ચિહ્નો પરથી આપણે ઘણું બધું શીખી શકીએ છીએ.

લેટિન અમેરિકામાં જન્મવાનાં દુઃખદર્દ અને એની સુંદરતાનું ગાન વ્યર્થ નથી.

## નવ

એક પુસ્તકની કેટલી નકલ છપાઈ અને કેટલી નકલ ખપી એના આંકડા પુસ્તકનો સાચો પ્રભાવ બતાવતા નથી. કોઈ કોઈવાર લેખન બહુ અસરકારક રીતે લોકો સુધી પહોંચે છે. કોઈ કોઈ વાર એ સામૂહિક સમસ્યાઓ અને જરૂરિયાતો વિશે વર્ષો પહેલાં આપણને એની જાણ કરે છે. પરન્તુ એ કામને માટે એક કળાધર્મીએ પોતાની શંકા અને માનસિક તણની દુનિયામાં બહુ ઘેરું કરવું પડે છે. લેખકની જખમી ચેતનાનાં પડોમાંથી એક રચના દુનિયાની સામે આવે છે, તેની રચનાનું કાર્ય એક સામૂહિક એકતાનું કામ છે, તે લેખકની જિંદગીમાં પૂરું થઈ જાય એ જરૂરી નથી.

## દસ

પોતાને માટે ખાસ સગવડોની માંગ કરતા લેખકો સાથે હું સંમત થતો નથી. અને લખવાના કામમાં કાયમ મડ્યા રહેવા માગતા લેખકો સાથે પણ હું સંમત નથી. લેખક દેવ પણ નથી તેમ જંતુ પણ નથી. પોતાની મર્યાદા વિશેની સજાગતા પોતાની નબળાઈ વિશેની સભાનતા નથી. સાહિત્ય સંઘર્ષનો એક પ્રકાર છે, તે કોઈ દૈવી ક્રાન્તિ નથી. પરન્તુ

એક લેખક માત્ર પોતાની રીતે પોતાના લેખનના જાદુને પામી શકે છે. એ માટે એણે લોકો અને એમના રહસ્યમય અનુભવોને પ્રભાવશાળી રીતે અભિવ્યકત કરવા જોઈએ.

લેખન જો વાચકને કોઈક રીતે બદલી શકે, એને ઉત્તેજિત કરી શકે તો પરિવર્તનની પ્રક્રિયામાં લેખક પોતાની ભૂમિકાનો દાવો કરી શકે. એ દાવામાં અહંકાર નથી. લેખક તો માત્ર એક બહુ મોટા સમૂહમાં શામેલ છે. મને એ તાર્કિક લાગે છે કે ભાષાને નાની કરવાનું કામ પોતાના પડછાયા તથા એક અંતહીન ભૂલભુલામણી સાથે સંવાદની સ્થિતિ જાળવી રાખનારા લેખકો કરે છે. પરન્તુ માનવીની દશાને એક ગંદું નાળું નહીં સમજનારા લોકો માટે સાચે જ શબ્દનો અર્થ છે. આપણી જેમ તેઓ આપણી તરફ શબ્દ સાથે સંવાદ કરવા માટે જુએ છે, પ્રશંસા માટે નહીં. આપણે એક એવા સાચા અર્થની ખોજ કરવા ચાહીએ છીએ જેના દ્વારા વાંચક શબ્દોના સંપર્કમાં એવી રીતે આવી શકે કે જે શબ્દો આપણને વાચક તરફથી મળે, તે જ વાચક પાસે એક પ્રેરણા અને એક ભવિષ્યવાણી સાથે પહોંચે.

## અગિયાર

સાહિત્ય આપોઆપ યથાર્થને બદલી નાખશે એવો દાવો એક જાતનો ઘમંડ અથવા ગાંડપણની દશામાં જ કરી શકાય. પોતાની મર્યાદાઓ વિશે સજાગ હોવું બુનિયાદી રૂપે પોતાના યથાર્થ પ્રત્યે સજાગ હોવું છે. નિરાશા અને સંદેહની ધૂંધળાશમાં ચીજોનું સામે હોવું અને એની સાથે લડવું શકય છે. અતિ વામપંથી સાહિત્ય રચનારા લોકો પણ છે. એ સાહિત્ય ભાવિસૂચક છે અને એની સાથે પહેલેથી જ સંમત થયેલા સમાજના નાના વર્ગને સંબોધીને રચાયેલું છે. એવો લેખક ક્રાંતિકારી હોવાનો ગમે તેવો દાવો કરે, પણ તે કોઈ પણ પ્રકારનો ખતરો વહોરતો નથી. પોતાની જેમ વિચાર-નારા નાની સંખ્યાના લોકો માટે એવા લખનારા પાસેથી વાંચકો શું પામે છે? એવી સ્થિતિમાં નિષ્ફળ જવાની કશી જ શકયતા નથી. પરન્તુ

મહત્ત્વનું એ છે કે આપણે સફળ પણ નહીં થઈ શકીએ. એક અસંમત સંદેશની આસપાસ વ્યવસ્થાએ સર્જેલી ઘેરાબંધી લેખક તોડી ન શકે તો લેખનનો શો અર્થ છે?

આપણી અભિવ્યક્તિમાં આપણે કેટલા નિર્ભિક અને વિદગ્ધ છીએ એના પર આપણા લેખનની અસરકારકતા અવલમ્બે છે. આપણે કેટલી સ્પષ્ટ અને આકર્ષક રીતે આપણી વાત કહી શકીએ છીએ? આપણે આશા રાખવી જોઈએ કે અનુસારી અને ચબરાક ભાષામાં આપણે વધારે તાકાત અને સુંદરતા આણી શકીશું.

## બાર

પરન્તુ આ માત્ર ભાષાની જ સમસ્યા નથી મીડિયાનો પ્રશ્ન પણ મહત્ત્વનો છે. પ્રતિરોધની સંસ્કૃતિ જે પણ મીડિયા એની પાસે છે તેનો ઉપયોગ કરે છે, અને અભિવ્યકિતની કોઈ પણ તક જવા દેતી નથી. સમય બહુ થોડો છે અને ચેલેન્જ મોટી છે. અને આપણું કામ ઘણું વધારે છે. સામાજિક પરિવર્તન માટે પ્રતિબધ્ધ લેટિન અમેરિકી લેખક માટે પુસ્તકોનો અર્થ અનેક પ્રકારે લડવું એવો છે અધિક સંખ્યામાં પ્રસાર માટે વૃત્તચિત્ર, રિપોર્ટ, રેડિયો, ફિલ્મ, ટેલિવિઝન વગેરે માટે પટ-કથાઓ, લોકપ્રિય ગીત વગેરે તમામ સાધન કોઈ તુચ્છ વસ્તુ તો નથી. રચનાત્મક પ્રયત્નોમાં એમનો ઉપયોગ શકય છે.

## તેર

મને મારી કળામાં વિશ્વાસ છે અને હું મારાં ઓજારો પર પણ વિશ્વાસ રાખું છું. લેખક ખૂબ જ ઉત્સાહથી આમ કહ્યા પછી કહે કે લોકો ભૂખે મરી રહ્યા હોય એવી દુનિયામાં લખવાનો કશો અર્થ નથી–આ વાત હું કદી સમજી શક્યો નથી. તો પછી તેઓ શી રીતે લખ્યે જાય છે? અપરાધની જવાબદારી ક્યારેય ચપ્પુ પર નથી હોતી. શબ્દ હથિયાર છે અને એનો સારો અથવા ખરાબ બન્ને પ્રકારે

ઉપયોગ થઇ શકે છે. મારા મતે સમકાલીન લૅટિન અમેરિકી સાહિત્યનું સૌથી મોટું કામ શબ્દોને ભ્રષ્ટ થતા બચાવવાનું છે. 'સ્વતંત્રતા'નો અર્થ મારા દેશમાં રાજકીય કેદીઓની જેલ, 'લોકતંત્ર' આતંકની અનેક વ્યવસ્થાઓનું નામ, 'પ્રેમ' વ્યક્તિ અને એની મોટરકારના સમ્બન્ધને પરિભાષિત કરવો અને 'ક્રાંતિ'નો અર્થ રસોડાને સ્વચ્છ કરવાનું નવું સાધન છે. અમારા દેશોમાં 'શાંતિપૂર્ણ દેશ'નો અર્થ છે-એક સુવ્યવસ્થિત કબ્રસ્તાન. સેન્સરતંત્રની જાળ અને તમામ પ્રકારે સતાવવામાં આવ્યા પછી પણ લેખન અમારા સમય અને લોકોનું સાક્ષી છે. મારા મતે આ પ્રકારનું સાહિત્ય આવનારી યુવાન પેઢીને માટે, કવિની ભાષામાં કહીએ તો પ્રત્યેક ચીજનું સાચું નામ સાચવી રાખે એમ છે. (ગતાંકથી સંપૂર્ણ)

એગ્નિસ સોટિરાકોપૌલૌ – સ્કિના

## સત્યની ક્ષણ

જેનાં ચુંબનો મેં ટાળ્યાં,
મમતા ફગાવી જે કોઈની,
પ્રેમસંબંધો જેટલા ખાળ્યા—
આજ રાત્રે એ બધા
ભૂતાવળ સમો હલ્લો લઈ, ધસમસતા આવે.
ઝંખું એ વીર્યવંતા પુરુષોને આજ રાત્રે,
તડપું
રાક્ષસી કામક્રીડામાં સર્વસ્વ ખોવાને.
આજ રાત્રે, અહીં આ ઓરડામાં
હું ઊભી છું—એક અબળા—
મેજથી શૈયા સુધીના તીક્ષ્ણ ફરસની ધાર પર;
પરંતુ ના કશું ચોપાસ,
આધાર જેનો લઈ શકું.
આજ ગાયબ સઘળાં જૂઠાણાં, દંભ સઘળા—
અરે તુચ્છ, નૈતિકતા અને વાત મોભાની બધી,
જો હું ખુદ ઢગલો ગંદકીનો!
ને કેવું હળાહળ જૂઠાણું હતી આ જિંદગી,
—ઊંડી ખાઈ આજે, આંખમાં વમળો રચે.
હવે જો બસ એટલું સમજી શકું
કે અંતર સાવ થોડું, સાવ ક્ષુલ્લક
સૌ પ્રથમ ચુંબન
અને
છેલ્લા સુધીનું.

# કંકાવટી

સપ્ટેમ્બર,
૧૯૭૮

## કવિતા

જુલે સુપરવિલ – પ્રમોદકુમાર પટેલ / આર. એસ. થોમસ
વિજય શાસ્ત્રી / જયન્ત પાઠક / સતીશ વ્યાસ / મુકુલ ચોકસી
ભગીરથ બ્રહ્મભટ્ટ / ધીરેન્દ્ર મહેતા / કિશોર બારોટ / સરૂપ ધ્રુવ
મહેશ દેસાઈ / રવીન્દ્ર પારેખ / જયેન્દ્ર શેખડીવાળા / લલિત
ત્રિવેદી/કરસનદાસ લુહાર/ ડી. જે. એન્રાઈટ–ચન્દ્રકાન્ત ટોપીવાળા

## વાર્તા

કનુ સુણાવકર / જૂલિયસ ફ્યૂચિક

## ગદ્યખણ્ડ

સ્ટીફન માલાર્મે – વિજય શાસ્ત્રી

## નાટિકા

અર્નેસ્ટ હેમિંગ્વે – આભા આચાર્ય

## ચર્ચા

અમૃત ઘાયલ

## અવલોકન

મણિલાલ પટેલ

## આસ્વાદ

મંગળ રાઠોડ

# કંકાવટી

સપ્ટેમ્બર
૧૯૭૮

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૧૯ : અંક ૨૩૬ : મૂલ્ય : એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૦, બે વર્ષના રૂ. ૧૯; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨, સરનામે કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા–ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨, સરનામે મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક
રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'
પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨
મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦૦૩.

# મૃતાત્માની વ્યથા

☐ જુલે સુપરવિલ
☐ પ્રમોદકુમાર પટેલ

પગરવ અને તારાઓનાં ખંડિયેરો વચ્ચે
માર્ગ ભૂલેલો અને
આકાશને ગળી જતી ખાઈમાં
ખેંચાઈ આવેલો હું,
કદમ ભરતા તારાના શ્વાસોચ્છ્‌વાસ
અરે, મારા ચિરંતન ઉરનાં ઊંડાણોમાંય
સાંભળી શકું છું.
આર્ત ચિત્કારભરી મારી આશાઓ
અને વિશૃંખલિત મારી સ્મૃતિઓ–
એ બધો મારો માનવીય અસબાબ લઈને,
પૃથ્વી પરથી હું અહીં આવ્યો છું.
જાણે હજીય સૂર્ય તળેના લોકમાં હોય
એ રીતે જ જે વર્તતું રહે
અને કેવી રીતે મૃત્યુ પામવું
તે જ જેને આવડતું નથી,
એવા ઉરનો આ આકાશમાં શો ખપ ?
આ સ્થળમાં
જ્યાં નિકટ અને અતીત સમાન રીતે જ
સર્વ કિનારાઓનો નિષેધ કરે છે,
ત્યાં મારી આંખોને તમે રઝળતી જોઈ છે ખરી ?
અંધસ્થિતિમાં નેતરની લાકડીના આલંબન વિના
બળ કે આસ્થા વિના

જે શરીર મને પૂર્વે પ્રાપ્ત થયું હતું
તેની હું શોધ કરું છું.
હજીયે મારા ઘરની આસપાસ ઢૂંઢતી ફરતી સ્મૃતિઓ
મારા પ્રિય ચહેરાઓ
અને
અગાશીમાં હોઉં ને
એમ તર્કબુદ્ધિની ભૂમિકાએથી
હું મને પોતાને જે રીતે નિહાળતો હતો
તે સર્વ વસ્તુઓને
આ લોલુપ અવકાશથી હું બચાવી શક્યો હોત તો કેટલું સારું.
ઝુલ્ફાંવાળો કૂતરો પોતાના મૃતઃપ્રાય કુરકુરિયાને
પોતાનાં જડબાંઓમાં જે રીતે જકડી રાખે
અને સાગરી ફીણનો સામનો કરે
એ રીતે, ઓછામાં ઓછું,
મને મારા ઝૂલતા ખજાનાને જાળવી લેવા દો.
પણ આદિતમિસ્રનાં ફીણ
હવે વધુ નજીક આવી ગયાં છે;
મારી આસપાસનું વિશ્વ ક્રૂર નિસાસા નાખે છે,
અને આકાશના પેટાળમાંથી ઊઠતો અવાજ ઉપર આવે છે,
સર્વે કંઈ અહીં મારો ઇન્કાર કરે છે, સ્વપ્ન સુદ્ધાં,
તો ભૂમિશૂન્ય આ પ્રાંત
મને શેનું વચન આપી શકે ?

અરે, મૃત્યુમાંય મારી ઊંઘ બગડી છે,
મારે સદાયને માટે સાંપ્રતનો અંશ રચવો છે.
હજીય હું એવો તરબતર છું કે
શૂન્યનો અંશ હું ન બની શકું; તેમ,

ન કે વૈશ્વિક સૂરાવલિમાં કો વિષમ સૂર
મેં સફર કરી એ કરતાંયે આજે
અગોચર અંસળોઅંસ મારા ચિત્તને વિશેષ
રોકી રહ્યો છે

અને મૃત્યુ નીચે ડૂબવાને બદલે
તેની સપાટી પર તરતો રહ્યો છું ત્યારે.
એ સ્મૃતિઓને હું શી રીતે ફંગોળી દઈ શકું ?
ધરતીનાં પડો વચ્ચે ચાર લાકડાંનાં પાટિયાં
મને ધારણ કરી રહ્યાં છે

તોંય આ કબર અહીં
આકાશને ઝમી આવવા દે છે

આ વિશ્વ ઉપર
આજે તો
મારો આ વિશાળ તરાપો
મારો આત્મા
આગળ ને પાછળ પાછળ ને આગળ
આમતેમ ઝોલાં ખાય છે
પણ એને પૂરી સમતુલા મળી નથી.
ફરી એક વાર સર્વ ભૂતો ઊઠે છે
જ્યારે આ કબરભૂમિ પણ ઊઠશે
અને
આપણા પ્રથમ દૃષ્ટિક્ષેપે
સેંકડો કબૂતરો મુક્ત થશે.
લાકડામાં પુરાયેલી મારી લંબાઈ
એ જ મારું પોતાનું પરિમાણ,
એની પાર છે માત્ર વૃક્ષોનો તેજપુંજ 

## દેવદ્વારે

☐ આર. એસ. થોમસ

○ અનુ. વિજય શાસ્ત્રી

જાણવા માગો છો તેનું નામ ?
ભૂલાઈ ગયું છે. કોના જેવો હતો તે
એ જાણવા માગો છો ?
હતો તો એ માણસ જેવો માણસ.
આંખ કાનવાળો.
એટલું બસ છે કે એક દિ' તે
શિયાળાની સાંજે,
ઊગી રહેલ ચન્દ્રની સાખે
કાતિલ ધુમ્મસે
ઘૂંટણિયે ઘસડાતો
કારણ તો એને ય ન્હોતું ખબર
–પણ આવી પહોંચ્યો દેવદ્વારે–
શ્વાસ એના કબરત્તકતી શા ધારદાર
ચીખે ઘુવડ.
ન્હોતું પ્રાર્થવાનુંયે બળ
બેવડ વળી ગયેલ કમર
પોતા વિશે સાવ બેખબર એવા
બ્રહ્માંડ ભણી નાખી એક નજર
રહ્યો પડી તે કલાક એક સુધી
ત્યાં, દેવળને સાંકડે ઉંબરે
ન બહાર, ન ભીતરે.

[ 'Critical Quarterly' No. : 18 ] Spring 1976ના અંકમાંથી 'The Porch'નો અનુવાદ

## કર્ણકટુકથા □ જયન્ત પાઠક

જન્મની પેટીમાં પૂરીને
પ્રવાહમાં વહેતા મુકાયેલા આપણે—
કયે કાંઠે નીકળીશું,
કોને ઘેર ઊછરીશું-બધુંય અનિશ્ચિત !

વેદના ને અપમાનનાં
કવચકુંડળ સાથે લઈને જ જન્મેલાં આપણે—
છલને જાણવા છતાં
બલને નાણવા છતાં—થવાનું પરાજિત.

ધર્મયુદ્ધમાં
આકર્ણ ખેંચાયેલી પણછે ચઢેલા
અધર્મના બાણે વીંધાવાનું આપણે—
આપણું જીવન એટલે
अथ અને इति વચ્ચેનાં અનેક પર્વોમાં
અણઘડ વ્યાસે આલેખેલી
મહાભારતની કર્ણકટુકથા.

❂ ❂ ❂

## દીવાલ ⊙ સતીશ વ્યાસ

પહેલાં તો કાન જ હતા દીવાલોને,
પણ પછી તો
આંખ, નાક, હાથ ને પગ,
મોં, માથું ને જીભેય ફૂટયાં !
ને જોતજોતામાં તો સાંપડયું પિતૃત્વ,
પછી તો એક દીવાલમાંથી બીજી ને ત્રીજી ને ચોથી ને
એમ વસ્યાં દીવાલનગરો,
દીવાલો પર ચઢયા દીવાલોના વેલા
ને વસ્યાં દીવાલવનો;
દીવાલોનાં ઝનૂની ઝાંઝવાપૂરે
રચી દીધી આ મરુભોમને,
હવે સઘળાં હરણાં તરસી ડોકે
ડહળક ડહળક ડચકે ધીરાં ધીરાં....વીલાં વીલાં....
ને દીવાલી દેવની ત્રીજી આંખ
ત્રબકે છે કહેતી'કને
'ઘણી ખમ્મા !' 'ઘણી ખમ્મા !'

## કવિતા વાંચ્યાની અનુભૂતિ ▱ મુકુલ ચોકસી

આલ્લે....
હું તો ઝાડ થઈને ઝૂલવા માંડ્યો એક મિનિટમાં....
આલ્લે....
આ તો અમથી એક વેંતની એક કવિતા વાંચી
ત્યાં તો
        સૂરજ જોતાં ફૂલ ખૂલે તેમ,
        મોતીઓની ઝૂલ ખૂલે તેમ,
હું પણ મા'જો કાલ સુધીના બંધ ઓરડા જેવો
        પાછો સાવ અવાવરુ કૂવા જેવો

એક-બે ને ત્રણ ગણતામાં, તો,
ફટાકફટ બારીઓ તોડી, દ્વારો તોડી
        ખૂલવા માંડ્યો એક મિનિટમાં

આલ્લે....
હું તો ઝાડ થઈને ઝૂલવા માંડ્યો એક મિનિટમાં
આલ્લે....
કહું શું છેલ્લે છેલ્લે ટૂંકી ટચ્ચ કવિતા
                પૂરી કરી ત્યાં

ખચ્ચ કરીને, તડાક્ દઈને, ભડાક દઈને–
                        જોઉં તો

શબ્દો છૂટ્ટા છૂટ્ટા થાય, ને ખૂટતા જાય
ને ફૂટતા જાય, ને તૂટતા જાય....
ને ભાઈસા'બ, શબ્દો એકલા ખૂટ્યા કરે
કે ફૂટ્યા કરે કે તૂટ્યા કરે
તો ઠીક મારા ભૈ સમજ્યા....

પણ અહિંયાં તો સાથે અક્ષર તૂટ્યા,
કાના તૂટ્યા, માતર તૂટ્યા, હ્રસ્વઈ, દીર્ઘઈ
અનુસ્વાર ને પૂર્ણવિરામે તૂટ્યા....

તૂટ્યા અથવા ફૂટ્યા....એની કચ્ચર કચ્ચર વેરાઈ–
ને મારી આંખથી, મારા શ્વાસથી
મારા કાનથી અંદર પ્હોંચી

પણ અંદર તો લોહી થીજેલું–
તો યે કચ્ચો તો પૂરપાટ કે
વહેતી જાય, ને વહેતી જાય ને
વહેતી જાય નસેનસમાં
ને હું તો સાવ અવાચક
સાવ બબૂચક—

ત્યાર પછી તો શબ્દો વિશે, કવિતા વિશે
અક્ષર વિશે, કચ્ચો વિશે

તૂટ્યા વિશે, ફૂટ્યા વિશે,
કે ધસમસતા વહેવા વિશે

જે કંઇ થોડું યાદ હતું તે ભૂલવા માંડ્યો
એક મિનિટમાં

આલ્લે....હું તો ઝાડ થઈને ઝૂલવા માંડ્યો
એક મિનિટમાં.

## મેળાનું ગીત

○ ભગીરથ બ્રહ્મભટ્ટ

આંખોમાં ઝૂલો ને ઝૂલામાં તું-ને તારામાં મેળાનું શમણું
ઘરઘરની રેતીમાં કોતરેલા નામને ઢીંગલીનું રૂપ ગમે બમણું
હોઠનાં ગુલાલ જાણે મંજરીનો તાલ,
અંગના મરોડ જાણે વેણું
ખંજનિયાકાર જેવી ઘાઘરીની ઘેરનું
વાગે ચટાક મને મ્હેણું.

અત્તરિયા આંગણામાં નજરુંની ઝૂલ થૈ મલમલિયું ડંખે તું નમણું
નજરું ચેરાય કો ચગડોળની સાખે
ને વાગી બેસે હોઠોને ઠેસ
થનગનતા વાયુની તાલી ફુંકાય પછી
પકડે કોઈ વાદળમાં કેશ
અંગ ધીખેલી ભ્રમણાના તન્મયનું રૂપ લૈ ફરકે છે ડાબું ને જમણું.

< < <

## પંખી ▱ ધીરેન્દ્ર મહેતા

પાછું ફરતું નીડમાં પંખી આકાશ લઈને પાંખમાં !
ચાંચમાં ઝાલ્યા તૃણમાં ફરકે ઘાસનું આખું મેદાન !
કંઠમાં ઘેરું ઘેરું ઘૂઘવે ગંભીર સાગર—ગાન !
પાંખું અંધારું પરોઢનું ને સૂરજ ઢળતો આંખમાં :
પાછું ફરતું નીડમાં પંખી આકાશ લઈને પાંખમાં !

લૂમાં ઝબકોળાયાં પીંછાં નીડ મહીં આ લસરે !
વેળાના પડછાયા હળવે નીરવતા થઈ પ્રસરે !
દાણામાં જે ચણ્યો મલક તે ઝૂલે છે આ શાખમાં :
પાછું ફરતું નીડમાં પંખી આકાશ લઈને પાંખમાં !

પોહ ફાટે ને આકાશ આખું નીડમાંથી ઊડે !
ચંચુમાંથી સાગરનું ગાન ને સીમ આખી કૂદે !
આલ્લે કહેતા પહાડ અચાનક જોતા રહી જાય કાંખમાં !

:: :: ::

## ગીત ▱ કિશોર બારોટ

સુક્કી ડિબાંગ મારી છાતીમાં ભડભડતાં
મૂકીને એષણાનાં વન;
ચાલ્યા ગયા રે કેમ રુદિયાના શ્વાસ મારા
શ્વાસોના વહેતા પવન.

ધીરજના રાફડેથી છૂટીને ચટકે છે
ઓરતાની લાલ લાલ કીડી.
ઓશિકે બેઠા ઉજાગરાના ઓળાઓ
ઝંખનાની પેટાવી બીડી
તરસ્યું ના ન્હોર મને વીંખે રે રાત–દિ,
ને ખાલીપો ઉતરડે તન
સુક્કી ડિબાંગ મારી છાતીમાં ભડભડતાં
મૂકીને એષણાનાં વન.

કોરી રે કટ્ટ મારી કોમળ હથેળીએથી
ખરતું રે આયખું આ ચીર થઈ,
ભીંતે છાપેલ પેલા કંકુના થાપાઓ
કાળજડે વાગે છે તીર થઈ
કેમ કરી ઊડું હું ફફડાવી પાંખ સખી
લૂંટાયું આખું ગગન.
સુક્કી ડિબાંગ મારી છાતીમાં ભડભડતા
મૂકીને એષણાનાં વન.

પાંચ ફૂટ ત્રણ ઇંચનો આકાર છું,
આ કહું છું એ ક્ષણે લાચાર છું.

પાંખ છે, આકાશ છે, માળો નથી,
હું પવન પંખીની વારસદાર છું.

છીપમાં દોરો પરોવી રાહ જો,
હું જ મોતી, હું જ નવલખ હાર છું.

આયનામાં જોઉં તો અદૃશ્ય છું,
સાવકા શ્વાસોને માથે ભાર છું.

જન્મ લેવાની ઉતાવળ ક્યાં કરું ?
છું, અહીં આ પાર, થોડી વાર છું.



શાહમૃગો સંતાય તો યે શો ફરક એને પડે ?
ને પવન પકડાય તો યે શો ફરક એને પડે ?

રેત જેવી રેતને જો આમ તૂટવાનું મળે,
પાણી પાછાં થાય તો યે શો ફરક એને પડે ?

છળ વગર પગલાં પછીથી ત્યાં જઈ અટકી ગયાં,
ક્યાંય ના પહોંચાય તોયે શો ફરક એને પડે ?

ચાડિયાના અંગ પર તો પારકો વૈભવ હતો,
ગામ આ લૂંટાય તો યે શો ફરક એને પડે ?

સૂંઢમાં કોઈ ઉછાળે, પગ તળે કોઈ કરે,
શ્વાસ જો ચંપાય તો યે શો ફરક એને પડે ?

## ગઝલ ○ મહેશ ર. દેસાઈ

સાંજનું પોલાણ ઘરમાં ઘર કરે
એક પડછાયો ખૂણેથી નીસરે

ઘર કરીને પાંગરે વાત્તાવરણ
એટલો સહવાસ ઘરમાં અવતરે

વળગણી પર મેં મને ટાંગી દીધો
એક માણસ લોહી જેવું નીતરે

વિસ્મયોનાં વાદળો વરસ્યાં કરે
ને પ્રતીક્ષા ઉંબર પર થરથરે

જિંદગીનું આલબમ પૂરું થયું
ખાલી ખાલી દૃશ્ય પાછા ડગ ભરે

## ગઝલ ○ રવીન્દ્ર દેસાઈ

છે સૂમસામ રસ્તો ને શેરી બળેલી,
અહીં રોજ કાગળની ખખડે હવેલી.
હવે મત્સ્ય ક્યાંથી સજીવન થવાનાં ?
મળે છે અહીં આંગળીઓ મરેલી.
પ્રવેશ્યો કળી જ્યારે પગમાંથી ભીતર,
મને ત્યારે માણુસની ઓળખ થયેલી.
મળ્યો લાખના મ્હેલમાં રાતવાસો,
પછી ગુપ્ત મારગની અફવા ઉડેલી.
કહો ક્યાંથી સચવાય એમાં હથેળી ?
છે પડછાયા વજ્જર ને ભીંતો ઢળેલી.
હવે આત્મા શ્વાસના ચક્રવ્યૂહમાં,
કહો, શી રીતે ભેદવી એ પહેલી ?

## ગઝલ ▱ જયેન્દ્ર શેખડીવાળા

જીવ છે એથી વધારે આ હવામાં કંઈ નથી,
શ્વાસના યોનિપટલને છેડવામાં કંઈ નથી.

હોય દરિયો પણ, તમારું લોહી પણ, આ ઘર વિશે,
ભીંત પરપોટા ભરેલી ભેદવામાં કંઈ નથી.

એક તળિયાને બિલોરી થઈ જતું હું જોઉં છું,
આંખને શબ્દોની સાથે જોડવામાં કંઈ નથી.

આ ભૂકંપોના નગરમાં સ્પર્શના રોમાંચની
માછલીને, હાથ વચ્ચે ખોડવામાં કંઈ નથી.



## ગઝલ ◌ લલિત ત્રિવેદી

પહેરા છે શ્વાસના અને ભીંતો સમા સંબંધ,
ને હાથ–પગ–વિચાર જેવી બારીનો પ્રપંચ.

પડદો પડ્યા–શી રાતમાં કણસ્યા કરે પલંગ,
સૂરજ ઊગે, ને પાછો શરૂ થાય રંગમંચ.

ઝણક્યા કરે ધ્રુજાવતી તલવાર ક્યાંકથી,
અડિયલ દશા, ને મસ્તકે અસ્વાર છે અપંગ.

મનને ગમી ગયેલ છે નકશાનું એક શહેર,
એ પામવાને હાથમાં શોધ્યા કરું છું પંથ.

ડરતો ફર્યા કરું છું કે તૂટી પડું કદાચ,
કાચો સૂતરનો તાંતણો છું, થૈ ગયો છું તંગ.

## સૂર્યોપનિષદ

○ કરસનદાસ લુહાર

સૂર્ય મારા અન્ધ હાથે ના ચડ્યો,
સૂર્ય આંખોના હવડ કૂવે પડ્યો.

સૂર્ય બુઝાતું સળગતું તાપણું,
સૂર્ય ઘુવડનું જ ગાંધારીપણું.

સૂર્ય પાકેલું સડેલું ફળ કદાચ,
સૂર્ય કાળી સૂર્યતાનું છળ કદાચ.

સૂર્યનો સંદર્ભ મારા વ્હાલમાં,
એટલે ચોડી દીધો તેં ભાલમાં.

સૂર્ય ઢાંકો વાદળી રૂમાલથી,
સૂર્ય રક્ષો રાત કેરી ઢાલથી.

સૂર્યને ગળશે કોઈ બજરંગ-શો,
સૂર્ય વિના સૂર્ય પીતા શીખજો.

સૂર્ય તિમિરની દીવાલે ચીતરું,
સૂર્ય શો હું ઝીબજળમાં તરવરું.

સૂર્યનો ફૂગ્ગો કદિ ફૂટી જશે,
સૂર્યમાંથી સૂર્ય પણ છૂટી જશે.

# સંકરલાલ બદામવાળા



## કનુ સુણાવકર

**જો** તમે ખારીશિંગવાળા/ચણાવાળા, પતરાવાળા/અને/અથવા ગમે તે હશો તો તમને સોનગઢવાળા સંકરલાલ બદામવાળા વિશે જાણવાનું ગજબનું અનિવાર્ય આકર્ષણ થશે. તમે કશાવાળા નહીં હો તો જરા ય નહીં થાય ! આકર્ષણ જાગશે તો જિજ્ઞાસા પણ જાગશે. તમારે જિજ્ઞાસા-રસને દ્રવતો કરીને રેલાવવો હોય એટલે કે સંકરલાલની કથાના રસપ્રવાહમાં ખેંચાઈને વહી જવું હોય–તો સંકરલાલ બદામવાળાની કથાનું શ્રવણ કરો. તેથી તમને શિયાળામાં ઉષ્મા, ઉનાળામાં શીતળ । અનુભવવા મળશે. તમારું ભલું થશે, તમને તાવ નહીં આવે અને આવશે તો મટી જશે. તમે તાવ–માં–ને–તાવમાં મરણશરણ નહીં થાઓ કેમ કે સંકરલાલ બદામવાળા પણ તાવમાં મરણશરણ નહોતા થયા. હજી થયા નથી. તેથી તમે પણ જીવતા રહેશો જો કે તમારા દહાડા સુખમાં જશે કે દુઃખમાં તેનો આધાર-સ્તંભ તો તમે સંકરલાલના જીવનવૃત્તાંતમાંથી શું ગ્રહણ/અગ્રહણ કરો છો તેના પર છે.

જો તમને મંદિર/બજારે/ફરવા જતાંઆવતાં આડુંઅવળું જોતાં જોતાં ચાલવાની ટેવ હશે તો તમને 'પુરુષોત્તમનિવાસ'ની રવેશીમાં સંકરલાલ બદામવાળા આરામખુરશીમાં બેઠેલા નજરે પડશે. તમને લાગશે કે સંકરલાલ આરામથી બેઠા છે; પણ હકીકતમાં તેઓ તો અદ્ધર જીવે સૂતા બેઠા હોય છે. બેઠા બેઠા સાથળ વલૂરતા હોય છે અને/અથવા નાક-માંથી વાળ તોડીને સોય પકડી હોય એમ એ વાળને પકડી રાખીને ધારદાર નયને તાકી રહ્યા હોય છે. તમે થોરો સમય કાઢીને, દશેક મિનિટ, ખૂણામાં ઊભા જોયા કરો બસ જોયા જ કરો :–

ગમે તે પળે 'ઓત્તારીની· હું તો ભૂલી જ ગયો' કહેતા સંકરલાલ

ઊભા થઈને અંદરના ઓરડામાં જશે તરત જ પાછા આવશે. આરામ ખુરશીમાં બેસી જશે. તમને લાગશે કે તેઓ ચૂંચી આંખે વીજળીના થાંભલાની ટોચે કશુંક જુએ છે; પણ વાસ્તવમાં તેમની આંખો ખેમચંદ શેઠના વેણીચંદની વિધવા વહુ વીણાવતીને ઘઉં વીણતી જોતા હોય છે. વીણાવતીને જોતાં જોતાં, સાથળ ખંજવાળતા ખંજવાળતા, અંદરની હકીકતમાં તો તેઓ ભૂતકાળના ખેતરમાં, કણઝી તળે રામલા ધોબીની છિનાળ સ્ત્રી સાથે ખેલેલાં ખેલનાં મીઠાં મધ જેવાં સંસ્મરણોની યાત્રાએ ઊપડી ગયા હોય છે.

અહીં તમને કશુંક લાગેવળગે તો રખે પૂછે બેસતા કે 'સંકરકાકા! શું કરો છો અત્યારના ટાંડા પહોરે ?" નહીં તો પૂછતાંની સાથે સો મણની સિત્તોર ગાળો દઈ દેશે. "......કોનો મૂઓ છે હાળા ! તારી માને પૂછજે પેલી પેલુડી હેઠળ કોની તળે હૂતી'તી..." પછી ગળગળફ કરતો'કને ગળફો થૂંકી કાઢશે. તમે વધુ ધૈર્યવાળા, પરિપકવ માણસ હો ને થોડો વધારે સમય ત્યાં ઊભા રહી શકો તેમ હો તો સંકરલાલ બદામવાળા પહેલાં તો એમની ફટકિયા મોતી જેવી ઝીણી આંખો તાણી તાણીને તમને જોયા કરશે. નાક અથવા કાન ખોતરવાનું બંધ કરીને સ્હેજ કોમળ સ્વરે કહેશે : ' ભઈ ! બીજું તો કંઈ નઈ, કર્યાં કરમ ભોગવીએ છીએ. તારો બાપ નસીબદાર તે છૂટચો ને મારાથી ન છૂટાયું. લેણદેણ પતાવ્યા વગર છૂટાશે કંઈ ? હું અહીં ને રતિયાની મા અંદરના ઓરડામાં જીવીએ છીએ." પછી ગળગળા શબ્દો ગળી જઈને ધોતિયાના છેડાથી નાક લૂછીને કહેશે. "ભઈ ! પહેલાં તો તારી મા મંદિરે જતાંઆવતાં અહીં બે ઘડી ઊભી રહીને ખબર અંતર પૂછતી'તી ને હમણાંની કેમ દેખાતી નથી ?' તમે ચાલતી પકડશો અને સંકરલાલ બદામવાળા, અંદરના ઓરડામાં, પક્ષાઘાતથી પીડાતી રતિયાની બાને પાણી ટોવા અંદર જશે. પછી બહાર આવીને આરામ ખુરશીમાં બેઠાબેઠા વીજળીના થાંભલાની ટોચે બેઠેલાં પંખીને જોયા કરશે. પંખી ઊડી જશે ને સંકરલાલ પાછા અંદરના ઓરડામાં જશે .. 

કાચ ખાનારો



જુલિયસ ફ્યૂચિક

સાંજ પડી ગઈ હતી. નગરના એ ગંદા ભાગમાં ઝાંખો પ્રકાશ પથરાયો હતો. ચર્ચની પેલી બાજુએ અંધારું ગાઢ થઈ ગયું હતું. મેં જોયું તો ત્યાં એક નાનું ટોળું ઊભું હતું. એ ટોળું રહસ્યમય લાગે એવું શાંત હતું. ત્યાં શું છે એ જોવા માટે હું ગયો.

ટોળાની વચમાં એક મરિયલ આદમી બેઠો હતો. તેના મોઢામાંથી આગના ભડકા નીકળતા હતા.

મારી સામે ઊભેલી ડોસી એ જોઈને સ્તબ્ધ થઈ ગઈ હતી. પછી તો ડરની મારી બોલી : 'હે ભગવાન, અમને મદદ કર !'

એવામાં પોલીસની સીટી સંભળાઈ. થોડીવારમાં લોકો વિખેરાઈ ગયા.

પણ, ચર્ચના એ પાછળના ભાગમાં આછો પ્રકાશ બરાબર પથરાયેલો હતો.



લગભગ એક અઠવાડિયા પછી બીજી વાર મેં રસ્તા પર એવું જ ટોળું જોયું. સૂરજ પૂર્ણ કળાએ પ્રકાશતો હતો. ચારે બાજુએ બધું જ સ્પષ્ટ દેખાતું હતું. અહીં નગરના જૂના ભાગના રહસ્યમય અંધકારનો અભાવ હતો. બલકે પ્રાગના આધુનિક મકાનોના આ ખૂણે જ્યાં ટ્રાફિક જામ થઈ જાય છે અને લોકો રસ્તો ઓળંગવા માટે ઊભા હોય છે. એવામાં રસ્તાની પેલી બાજુએથી એક આછો ધ્રૂજતો સાદ આવ્યો :

'હું તમને છેતરી શકું એમ છું. પણ આ જુઓ, છેતરપિંડી નથી, બલકે મહેનતનું કામ છે, અને હું તમારી પાસે છું ત્યાં સુધી તમારા-

માંનો કોઈ પણ આ ટ્રિક અજમાવી શકે છે. હું હંમેશાં આને 'શેતાનનું ભોજન' કહું છું. જો કે આ કામ ઓરડામાં વધારે સારી રીતે કરી શકાય. અહીં જોરથી પવન ફૂંકાય છે અને આ રોટીના ભડકા મારી પાંપણને દઝાડી શકે એમ છે. જો કે હું એને મોઢામાં મૂકતા ડરતો નથી. તમને જવાની ઉતાવળ ન હોય તો જુઓ. પણ હું મારું ભોજન એકલો જ કરીશ.'

એ પછી એ મરિયલ આદમીએ એક સળગતી રોટી ખાવા માંડી. એના મોઢામાંથી ભડકા નીકળવા માંડયા, એક અઠવાડિયા પહેલાં મેં જોયા હતા તેવા જ. ત્યારે રાત્રીના અંધકારમાં એ ભડકા રહસ્યમય લાગતા હતા અને ચોંકાવી દેતા હતા. આ પ્રયોગમાં યુવાનના અંગ-પ્રત્યંગમાં પીડાની ઉત્તેજના દેખાતી હતી. એનો ચહેરો ક્ષણેક્ષણે લાલ થઈ જતો હતો. કાનની બૂટની નસો ફૂલી જતી હતી અને આંખમાંથી એકધારું પાણી વહેતું હતું.

'આ કોઈ સ્વાદિષ્ટ ખોરાક નથી. પણ હું આ મોઢામાં નહીં નાખું તો ખાઈશ શું ? સાચું માનજો, હું એક બેકાર કળાકાર છું. તમારામાંનો કોઈ પણ મને કંઈ પણ આપી શકે તો જરૂર આપે. હું જાણું છું કે અત્યારનો સમય બહુ ખરાબ છે, છતાં તમે મને તાંબાનો એક સિક્કો તો આપી જ શકો છો.' કહીને એણે તાંસળું હાથમાં લીધું અને લોકો સામે ધરીને ચક્કર મારવા લાગ્યો. લગભગ વીસ હેલર સિક્કા પડ્યા. પૂરો એક ક્રાઉન પણ ન થયો, આથી એણે ફરી ચક્કર મારવા માંડયાં. પછી બોલ્યો, 'જુઓ, મારા નખ જુઓ. તમારા નખ એવા છે ? ના, નથી. એ પંદર સેન્ટીમીટર લાંબા છે. આથી તમારામાંનો કોઈ પણ આ રીતે નખને વાળી નહીં શકે' કહીને એણે લાંબા નખ નસ્કોરામાં નાખ્યા.

'આ બધું છતાં હું હસી શકું છું. પણ આ કળા હું શીખતો હતો ત્યારે પીડાનો માર્યો અસહાય થઈને ચીસ પાડી ઊઠ્યો હતો. મારા પિતા કાયમ

મને કહેતા કે જીવવું હોય તો આવું બધું શીખ્યા વિના ચાલે એમ નથી. અને તમે જુઓ છો કે હું જીવું છું. મારા પિતા કૂદવાની બહુ સારી ટ્રિક જાણતા હતા. પરન્તુ એક દિવસ દોડતા ઘોડા પરથી કૂદતાં ચૂકી ગયા અને હૉસ્પિટલ પહોંચતાં પહેલાં જ મરી ગયા. હું સાવ એકલો પડી ગયો. ત્યારે હું સોળ વર્ષનો હતો. પિતાજી પાસેથી હું જેટલું યે શીખ્યો હતો તે મેં લોકો સમક્ષ કરી બતાવવાનું શરૂ કરી દીધું. એમાંનો એક અજબ ખેલ હું તમને હવે બતાવું છું.

સૂર્યના તેજ તડકામાં લોકોએ એકાએક જોયું કે તલવારનું પાનું ચમકી રહ્યું છે.

'તમે પણ અજમાયશ કરો તો આ ખેલ કરી શકો છો. હું સાંઠ સેન્ટીમીટરની તલવારને મારા ગળાની નીચે ઉતારું છું. મારી જગ્યાએ તમે હો તો તલવારની અણી તમારા પેટને ચૂમતે. આ સાવ જુદી જ જાતનો ખોરાક છે. ભારે મુસીબતે પચે છે. પરન્તુ અત્યારે હું ભૂખ્યો છું, મારું પેટ ભરવાને માટે હવે એક બીજો ખેલ તમને બતાવું છું.'

એણે પોતાના પગ પાસે જમીન પર પડેલા કાચના બલ્બોમાંનો એક મોટો બલ્બ ઉપાડચો.

'ઝેકોસ્લોવેકિયામાં કાચ ખાનારો હું એકલો જ છું. એમ તો અમે બે જણ હતા, પણ બીજો થોડા દિવસ પર મરી ગયો. ઘણા પ્રયત્નો છતાં લાંબા સમય સુધી એને નોકરી ન મળી ત્યારે એણે નિરાશ થઈને કાચ ખાધા પછી મસ્કો કે એવો સ્નિગ્ધ પદાર્થ ખાવો જ જોઈએ તે ખાવાનું બંધ કરી દીધું. મસ્કો ખાધા વિના કાચ ખાઈ શકાતો નથી. કાચના કટકાઓએ એનાં આંતરડાંને કાપી નાખ્યાં. એટલે, આજે હું એકલો છું......' કહીને એ કાચ ખાવા લાગ્યો. ધીરેધીરે આખો બલ્બ એ ખાઈ ગયો. સ્વાદિષ્ટ વાનગીની જેમ એ તો ખાતો હતો. પછી બીજો બલ્બ ઉપાડચો. અને બોલ્યો, 'આ મારું બપોરનું

ભોજન છે. કાચ ખાવાની શરત એ છે કે પેટ સાવ જ ખાલી હોવું જોઈએ. પણ મને એ ખાવામાં કદી પણ મુશ્કેલી નથી પડી. કારણ કે ખેલ કર્યા પહેલાં અને પછી મારું પેટ ખાલી જ રહે છે. હું આખા દિવસમાં છ થી આઠ બલ્બ ખાઉં છું, આખા દિવસ માટે એટલા બલ્બ પૂરતા હોય છે. તમે જો મને થોડુંક પણ આપી શકો તો આજે હું મારું બપોરનું ભોજન સહેલાઈથી લઈ શકીશ.'

'જ્યારે જ્યારે મેં આ ખેલ કર્યો છે ત્યારે ત્યારે જોનારાંઓએ એની પ્રશંસા કરી છે. પરન્તુ... હવે... મારી જીભ દાઝી ચૂકી છે, પેટમાં તલવાર અને દાંતની વચ્ચે કાચ છે. ત્યારે મારે ચારે તરફ નજર રાખવી પડે છે કે ક્યાંક કોઈ પોલીસ તો નથી આવતો ને! મોટે ભાગે અહીં તો પોલીસ આવતો નથી. પોલીસો કદાચ મારી દયા ખાઈને, જોયું ન જોયું કરીને, અથવા આ મારી જવાબદારી નથી એમ માનીને ચાલ્યા જાય છે. ત્યારે મને લાગે છે કે આ ઊંચાં મકાનોની આસપાસના પોલીસોમાં જ માનવતાની ભાવના રહી ગઈ છે. નાનકડી મારપીટ કરવાનો હવે એમને કંટાળો આવે છે. શહેરના જૂના ભાગના પોલીસો અમને બહુ અકળાવે છે. તો પણ, અહીં સારું છે. અહીં ત્રણ જાતના પોલીસો છે એટલે કદાચ કોઈ ધ્યાન આપતું નથી;

'આ મોઢામાંથી આગના ભડકા કાઢવા, પેટમાં તલવાર ઉતારવી, બલ્બ ખાવા–બધું તમારી આંખ સામે ખરેખર બની રહ્યું છે...પરન્તુ હું જાણું છું કે, આ બધું છતાં, આજનો સમય બહુ ખરાબ છે. તમારામાંનું કોઈ પ્રયોગ કરવા ચાહે તો કરી શકે છે. તમને લાગશે કે આ કોઈ જાદુ કે ચમત્કાર નથી.

કેમકે, તમારામાંનો કોઈક તો મને બહુ સહેલાઈથી બલ્બ ખાવાના મળી શકે છે એ જોઈને ઈર્ષ્યા કરી શકે એમ છે, કારણ કે આજકાલ સમય બહુ ખરાબ છે.'



# પાનખરી વિલાપિકા



**સ્ટીફન માલાર્મે**

અં. અનુ. **કેથ બોસ્લે**

ગુ. અનુ. **વિજય શાસ્ત્રી**

જ્યારથી મારિયા ગ્રહોમાં ભળી ગઈ છે [ કયા ગ્રહમાં ? આરાયન, અલ્ટાર ? તારામાં તો નથી ને ચિરયૌવના વિનસ ? ] ત્યારથી એકલતા મારું પ્રીતિભાજન બની ગઈ છે. પ્રલમ્બ દિવસો મેં મારી બિલાડીના સાથમાં એકલા કાપ્યા છે. 'એકલા' એટલે કોઈ પણ ભૌતિક સાથ વિના. હા, મારી બિલાડી તો એક રહસ્યાત્મક સાથીદાર છે અને એટલે જ હું કહી શકું છું પ્રલમ્બ દિવસો મેં બિલાડીના સાથમાં એકલા જ કાપ્યા છે. લેટિની અવનતિકાળના લેખકોમાંથી એકાદને વાંચતાં કાપ્યા છે, કેમ કે જ્યારથી એ શ્વેત આકૃતિ વિલીન થઈ છે ત્યારથી વિચિત્રપણે પણ 'વિલય' શબ્દ વડે સૂચવાતા તમામ ભાવો સાથે મને એકાન્તિક પ્રેમ થઈ ગયો. છે. અને એટલે જ ગ્રીષ્મના અંતભાગના અને પાનખરના પુરોગામી અલસતાસભર દિવસો મારી વર્ષભરની પ્રિય-તમા ઋતુરૂપ બની રહ્યા છે.

ભૂખરી દીવાલો પર પીતતામ્રવર્ણાં અને બારીઓના કાચ પર રક્ત-તામ્રવર્ણાં કિરણો ફેંકતો સૂર્ય, ડૂબતાં પહેલાંની વિશ્રાંતિ લેતો હોય એ સમયે હું બહાર લટાર મારવા નીકળું છું, મારો આત્મા પણ રોમના પતનની અંતિમ ક્ષણોની લથડતી કવિતાપંક્તિઓના આનંદને ઝંખે

છે જેમાં નથી બર્બરધાડાંઓએ આણેલા જોશ અને આવેગ કે નથી આરંભકાળનાં ખ્રિસ્તી લખાણોમાંનો બાલસહજ લેટિન ભાષાપ્રવાહ.

હું મને અત્યન્ત પ્રિય એવી કવિતાઓમાંની એક વાંચી રહ્યો હતો [ યૌવનના ઊભરા કરતાંય જેનાં મસૃણ પૃષ્ઠો મને વધુ મોહ પમાડે છે.] અને બીજે હાથે પેલા રહસ્યાત્મક પ્રાણીના રુંવાદાર શરીરને પસવારી રહ્યો હતો ત્યાં જ સહસા મારી બારી નીચેથી, અનંત વિષાદથી સભર, પીપ જેવા વાજિંત્ર પર વગાડાતા ગીતના ધ્વનિઓ સંભળાયા. પૉપલર વૃક્ષોથી છવાયેલા માર્ગ પરથી તે આવતા હતા. જ્યારથી તેમની વચ્ચે થઈ, મીણબત્તીઓના સાથમાં, છેલ્લી વાર મારિયા ત્યાંથી પસાર થઈ હતી ત્યારથી કોણ જાણે કેમ મને એ પૉપલરવૃક્ષોનાં પર્ણો ભરવસંતમાંયે સુક્કાં અને ખખડતાં જ ભાસે છે. પિયાનો તેજસ્વી અને વાયોલિન સંતપ્ત હૃદયોને ઉષ્મા અર્પતા સૂરો જન્માવે છે પણ આ તો જાણે શોકનું જ સંપુટ હોય તેમ સ્મૃતિના સંધ્યાકાળે મારામાં કશાક લાચારીપૂર્ણ સ્વપ્નનો સંચાર કરી જાય છે. પરાં (વાસીઓનાં)નાં હૃદયમાં ભલે તેણે અશ્લીલ આનંદના સૂરો જન્માવ્યા. પણ અતિપ્રચલિત અને ચવાઈ ગયેલી તરજોએ તો મારા હૃદય સોંસરી ઊતરી જાણે કોઈક રોમાણ્ટિક બાલે સાંભળતો હોઉં તેમ મને વિષાદગ્રસ્ત કરી મૂક્યો. હું એનો કૈફ માણતો રહ્યો. માણતો જ રહ્યો...

મેં બારીમાંથી તેના તરફ એક પૈસો સિક્કો ફેંક્યો નહીં કેમકે એમ કરવા જતાં મારી લેલીનતામાં ભંગ પડવાનો તેમજ વાજિંત્ર એકલું જ ગાઈબજાવી રહ્યું નથી એ વિશે સભાન થઈ જવાનો પૂરો ભય હતો.

૧૫ ઑગસ્ટ, '૭૮

[ Stephane Mallarme ના
'Autumn Lament'
નામક ગદ્યકાવ્યનો અનુવાદ ]

# આજે શુક્રવાર છે



## અર્નેસ્ટ હેમિંગ્વે

અનુ. સૌ. આભા આચાર્ય

[ રાત્રે અગિયારના સમયે ત્રણ રોમન સૈનિકો પીઠામાં બેઠા છે. દીવાલની ફરતે લાકડાનાં પીપો છે. લાકડાના કાઉન્ટર પાછળ હિબ્રુ દારૂ વેચનાર બેઠો છે. ત્રણ રોમન સૈનિકો આંખે થોડાક ફાંગા છે.]

**પ્રથમ રોમન સૈનિક :–** તમે લાલ ચાખ્યો છે ?

**બીજો સૈનિક :–** ના, મેં નથી ચાખ્યો.

**પ્રથમ સૈનિક :–** તમે ચાખી જુઓ, મજાનો રહેશે.

**બીજો સૈનિક :–** ભલે, જ્યોજ આપણે હવે લાલ લઈએ,

**હિબ્રુ દારૂ વેચનાર :–** સજ્જનો, હવે તમે બરાબર કહ્યું. [ તે માટીના દારૂ ભરવાના મટકા આગળ બેસે છે, જે તેણે એક દારૂના પીપમાંથી ભર્યું છે. ] એ જ સારામાં સારો દારૂ છે,

**પ્રથમ સૈનિક :–** તમે તમારી જાતે જ લઈને પીઓ [ તે ત્રીજા રોમન સૈનિક તરફ ફરે છે, જે લાકડાના પીપના ટેકે બેઠો છે ] તમારું શું છે, મુરબ્બી ?

**ત્રીજો રોમન સૈનિક :–** મને આંતરડાંનો દુઃખાવો છે.

**બીજો સૈનિક :–** તમે પાણીવાળો પીતા હશો.

**પ્રથમ સૈનિક :–** થોડો લાલ ચાખો.

**ત્રીજો સૈનિક :–** હું બહુ જલદ નથી પી શકતો, તે મારા આંતરડાં માટે પ્રતિકૂળ છે.

**પ્રથમ સૈનિક :–** તમે લાંબા સમયથી અહીં દેખાતા નહોતા.

**ત્રીજો સૈનિક** :–હત્–હું તે નથી જાણતો ?

**પ્રથમ સૈનિક** :–જ્યૉર્જ કહે, તું આ સજ્જનના પેટને અનુકૂળ હોય એવું કંઈક ન આપી શકે ?

**હિબ્રુ દારૂ વેચનાર** : તેનો ઈલાજ મારી પાસે છે. [ દારૂ વેચનારે તેને માટે તૈયાર કરેલ મિશ્રણ ત્રીજો રોમન સૈનિક ચાખે છે ]

**ત્રીજો સૈનિક** :–એય, તેં આમાં શું નાખ્યું છે, ઊંટની કાતરી ?

**દારૂ વેચનાર** :–લેફ્ટેનન્ટ તમે તે પી જાઓ, તમારે માટે તે યોગ્ય છે.

**ત્રીજો સૈનિક** :–બરાબર, મને કંઈ ખરાબ નથી લાગતું.

**પ્રથમ સૈનિક** :–હવે આનો પ્રયોગ કરી જો. બીજે દિવસે જ્યૉર્જ મને સારો કરી દેશે.

**દારૂ વેચનાર** : લેફ્ટેનન્ટ તમારી તબિયત સારી નો'તી. મને ખબર છે કે ખરાબ પેટ માટે શું યોગ્ય છે.

[ ત્રીજો રોમન સૈનિક પ્યાલો પી જાય છે ]

**ત્રીજો રોમન સૈનિક** :–હે, ઈશુ ખ્રિસ્ત !

[ તે મોં મચકોડે છે ]

**બીજો સૈનિક** :–એની બીક ખોટી છે.

**પ્રથમ સૈનિક** :–ઓહ ! તું નથી જાણતો તે આજે, શુક્રવારે, કેટલો ભલો બન્યો હતો.

**બીજો સૈનિક** :–એ ક્રોસ પરથી નીચે શા માટે ન ઊતરી ગયો ?

**પ્રથમ સૈનિક** :–તે ક્રૉસ પરથી નીચે ઊતરવા જ નો'તો માગતો. એ તેનું કામ નહોતું.

**બીજો સૈનિક** :–મને એ વિચિત્ર માણસનાં દર્શન કરાવ, જે ક્રૉસ પરથી નીચે ઊતરવા નો'તો ઇચ્છતો.

પ્રથમ સૈનિક :–અરે રે ! તું તો એના વિષે કંઈજ નથી જાણતો. ત્યાં જ્યોર્જને પૂછ. જ્યોર્જ, એ ક્રોસ પરથી નીચે ઊતરવા ઈચ્છતો'તો ?

દારૂ વેચનાર :–સજ્જન. એ વિષે તો હું તમને એમ જ કહીશ કે તે વખતે ત્યાં હું હાજર નહોતો મને એ વાતમાં રસયે નહોતો.

બીજો સૈનિક :–સાંભળ, મેં ત્યાં ઘણું ઘણું જોયું છે. અહીં અને બીજા અનેક સ્થળોએ–સમય આવે ત્યારે ક્રોસ પરથી નીચે ઊતરવા ન માગતો હોય એવો ક્યારેય કોઈ પાક્યો હોય તે મને કોઈ બતાવે તો હું એની સાથે ક્રોસ પર ચઢી જવા તૈયાર છું.

પ્રથમ સૈનિક : તેના વખતમાં તે સારો હતો.

ત્રીજો સૈનિક :–તે સારો જ હતો.

બીજો રોમન સૈનિક :– હું જેના વિષે વાત કરું છું એને તું જાણતો નથી. તે સારો હતો કે નહિ એ હું નથી કહેતો. મારો કહેવાનો ભાવાર્થ તેને ખીલા ઠોકવાનું જ્યારે તેઓએ શરૂ કર્યું ત્યારે તેમ કરતાં તેમને અટકાવનાર કોઈ નો'તું.

પ્રથમ સૈનિક :– જ્યોર્જ, તને તે સમજાયું કે નહિ ?

દારૂ વેચનાર :– ના, લેફ્ટેનન્ટ મેં એમાં કંઈ રસ લીધો નહીં.

પ્રથમ સૈનિક :– તેના વર્તનને જોઈ મને ખરે જ આશ્ચર્ય થયું.

ત્રીજો સૈનિક :–તેના પર ખીલા ઠોકવાનો ભાગ મને ન ગમ્યો. તમે કબૂલ કરશો કે તમને ય એ ખૂબ જ ખરાબ લાગે એવો છે.

બીજો સૈનિક :–એવું નથી. એ એટલું બધું ખરાબ નો'તું, જ્યારે

જ્યારે તેઓએ તેને પહેલાં ઊંચો કર્યો [ એ તેની બંને હથેળી ઊંચી કરીને અભિનય કરે છે ] અને તેઓ પર વજન શરૂ થયું ત્યારે તેમ બન્યું.

**ત્રીજો રોમન સૈનિક :**–ઘણાને તે કંઈક અંશે ખરાબ લાગ્યું.

**પ્રથમ સૈનિક :**–મેં શું તેઓને નથી જોયા ? મેં તેઓમાંના ઘણાને જોયાં છે. હું કહું છું તે આજે, શુક્રવારે સારો હતો.
[ બીજો રોમન સૈનિક હિબ્રુ દારૂ વેચનાર સામે હસે છે. ]

**બીજા સૈનિક :**– અરે ઓ છોકરા, તું દીક્ષિત થયેલો ખ્રિસ્તી લાગે છે.

**પ્રથમ સૈનિક :**– જરૂર. તું એ બિચારાની ભલે ઠેકડી કર્યા કર. પરંતુ હું કંઈક કહેતો હોઉં ત્યારે સાંભળ, આજે (શુક્રવારે) તે અત્યન્ત સારો હતો.

**બીજો સૈનિક :**– બીજા વધારાના દારૂનું કેટલે આવ્યું ?

[ દારૂ વેચનાર વેચાણની આશા સાથે ઊંચે જુએ છે. ત્રીજો રોમન સૈનિક તેનું માથું નીચું ઢાળી બેઠો છે. તેને ઠીક નથી લાગતું ]

**ત્રીજો સૈનિક :**–મારે તો બીજો નહીં જોઈએ.

**બીજો સૈનિક :**–જ્યોર્જ, બે લાવ. [ દારૂ વેચનાર દારૂનું પ્યાલું ભરે છે, જે અગાઉ કરતા નાના કદનું છે. એ લાકડાના કાઉન્ટર તરફ ફરે છે. ]

**પ્રથમ સૈનિક :**-તેં એનાવાળી છોકરી જોઈ ?

**બીજો સૈનિક :**–કોણ ? પેલી બરાબર મારી પડખે ઊભેલી તે ?

**પ્રથમ સૈનિક :**–તે છે તો ફૂટડી.

**બીજો સૈનિક :**–એ (દારૂ વેચનાર)ના કરતાંયે હું એને ક્યારનો ઓળખું છું [ તે દારૂ વેચનાર સામે આંખ મીંચકારે છે ]

**પ્રથમ સૈનિક :**–હું તેને ઘણી વાર શહેરમાં આમતેમ ફરતી જોતો.

બીજો સૈનિક :-તે આમ તો ઘણી આકર્ષક હતી, પણ ક્યારેય તેને
એણે સૌભાગ્યવંતી કરી નહીં.

પ્રથમ સૈનિક :- ઓહ, પણ એમાં કમનસીબ તો એ બન્યો, પરંતુ તે
દહાડે તે મને બહુ અચ્છો આદમી લાગ્યો

બીજો સૈનિક :- તેની ટોળકીનું શું થયું ?

પ્રથમ સૈનિક :- અરે તેઓ કંટાળી ગયા. માત્ર સ્ત્રીઓ તેને વળગી
રહી હતી.

બીજો રોમન સૈનિક :- તેઓ સુંદર રંગીન ટોળું હતાં જ્યારે તેઓ-
એ તેને ઉપર જતા જોયો ત્યારે તેઓ તેમાનું
કાંઈ ઈચ્છતા ન હતાં.

પ્રથમ સૈનિક :- સ્ત્રીઓ બરાબર વળગી રહી હતી.

બીજો સૈનિક :- સાચે જ, તેઓ તેને વળગી રહી હતી.

પ્રથમ રોમન સૈનિક :- એક દહાડો, તું જોજે, હું પેલા જૂના ભાલા-
થી એને વીંધી નાખીશ

બીજો રોમન સૈનિક :- તેમ કરતાં કોઈ દિવસ તું મુશ્કેલીમાં મૂકાશે.

પ્રથમ રોમન સૈનિક :- હું તેને માટે માત્ર તેટલું જ કરી શકું તેમ
છું. હું તમને કહું છું, તે મને તે દહાડે ખૂબ
સારો લાગતો હતો.

હિબ્રુ દારૂ વેચનાર :- સજ્જનો, હું હવે (પીઠું) બંધ કરવા માગું છું.

પ્રથમ રોમન સૈનિક :- આપણે બીજી એક ડેક ચડાવીએ.

બીજો રોમન સૈનિક : એનો શું અર્થ છે ? આવું સવાદ વગરનું
ક્યાંય નહીં મળે, ચાલો જઈએ.

પ્રથમ સૈનિક :- જરા ફરી એક વાર.

ત્રીજો રોમન સૈનિક :- [ લાકડાના પીપ પરથી ઊભો થઈ ] ના, ચાલ

આપણે જઈએ. મને આજે રાત્રે નરક જેવું લાગે છે

**પ્રથમ સૈનિક** :- જરા ફરી એક વાર

**બીજો સૈનિક** :- ના ચાલ આપણે જઈ રહ્યા છીએ. ગુડ નાઈટ જ્યોર્જ આપણા નામે આના પૈસા લખી દેજે.

**દારૂ વેચનાર** :- ગુડ નાઈટ સજ્જનો, [ તે કંઈક ચિંતાવાળો દેખાય છે. ] લેફ્ટેનન્ટ થોડીએક રકમ જમા કરાવશો ?

**બીજો રોમન સૈનિક** :-તું કેવો વિચિત્ર છે, જ્યોર્જ પગારનો દિવસ તો બુધવાર છે.

**દારૂ વેચનાર** :-ભલે લેફ્ટેનન્ટ, ગુડનાઈટ સજ્જનો. [ત્રણ રોમન સૈનિકો બારણું વટાવી બહાર શેરીમાં નીકળે છે. ]

[ શેરીની બહાર ]

**બીજો રોમન સૈનિક** :-જ્યોર્જ અને તેની જમાત બધાં સરખાં જ છે.

**પ્રથમ રોમન સૈનિક** :-ના ના, જ્યોર્જ તો સારો માણસ છે.

**બીજો સૈનિક** :-આજ પૂરતું તો બધાજ તારે માટે સારા માણસો છે.

**ત્રીજા રોમન સૈનિક** :-ચાલો આપણે બરાક પર જઈએ. મને આજે રાત્રે નરક જેવું લાગે છે.

**બીજો રોમન સૈનિક** :-તમે લાંબા સમયથી અહીં નો'તા એટલે કદાચ.

**ત્રીજો રોમન સૈનિક** :-ના ના, એવું કંઈ નથી, પણ મને નરક જેવું લાગે છે.

**બીજો સૈનિક** :-તમે લાંબા સમયથી અહીં નો'તા, બસ એટલું પૂરતું છે.

[ પડદો ]

[ 'Today is Friday' ]
નો અનુવાદ ]

# અમૃતો ઘાયલ થયા પછી પણ અમૃતો જ રહે છે



પ્રિય ભાઈ અનિલ,

રમેશ પારેખની કૃતિ 'હસ્તાયણ' વિશેના મારા પ્રતિભાવના શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળાના પ્રત્યુત્તર વિશે બે શબ્દ કહું—

મેં રમેશની કૃતિને મસ્નવીમાં ઘટાવવાનો આગ્રહ સેવ્યો છે એમ કહેવું યોગ્ય નથી. મારો આશય રમેશની કૃતિ મસ્નવી પ્રકારની છે અને એમાં એ દૃષ્ટિએ 'હસ્તાયણ'માં કેટલો તફાવત છે એ દર્શાવવાનો હતો. એ તફાવત મહત્ત્વનો છે કે ક્ષુલ્લક, એ પ્રશ્ન નથી. મારો મુદ્દો એ હતો કે શ્રી ચન્દ્રકાન્ત જેને ગઝલરૂપે ઓળખાવે છે એ 'હસ્તાયણ' ગઝલ નથી, પણ મસ્નવી પ્રકારની એટલે કે નઝમના પ્રકારની છે, અને એના પ્રતિપાદનમાં મેં મસ્નવીનું ઉદાહરણ આપ્યું હતુ. રમેશ પોતે જ આ રચનાને 'હસ્તાયણ' શીર્ષક આપે છે. રામાયણ એટલે રામની કથા નહીં ? હસ્તાયણ એટલે હાથની કથા/કથાનક નહીં? (હાથની આસપાસ વિધવિધ સાહચર્યો એક ભાવની મુદ્રામાં, એટલે કે પ્રત્યેક શે'ર ભાવમુદ્રાનુ સાતત્ય જાળવી રાખીને સંકળાયા છે, એટલે એને કથાનું અંગ જ કહી શકાય) આમ 'હસ્તાયણ' રચના મસ્નવી પ્રકારની છે. જે રચના 'ગઝલ' નામ સંજ્ઞાએ ઓળખાય છે, એ દૃષ્ટિએ 'હસ્તાયણ' 'ગઝલ' નથી, પ્રતિ ગઝલ' પણ નથી, એ 'હાથ' વિષયની (કવિતા) છે. આ વિવાદ નથી, એક ગેરસમજ દૂર કરવાનો પ્રયત્ન કરતી સ્પષ્ટતા છે.

શ્રી ચન્દ્રકાન્ત કહે છે તે બહેરના શુદ્ધ સ્વરૂપમાં ઢળાતી ગઝલો કરતાં બહેરભંગ સાથે આવતી કોઈ સજીવ ગઝલની ભાવકને વિશેષ

જરૂર છે-આ બહુ જૂની રેકર્ડ છે. એટલું જ નહી, પણ શુદ્ધ સ્વરૂપના આધાર વિનાની કોઈ ગઝલ વધુ સમય શ્વસી શકે જ નહીં. 'હસ્તાયણ' કવિતાના કેન્દ્રની નજીક છે કે દૂર એ મારી ચર્ચાનો મુદ્દો જ નથી. તેમ છતાં મેં કહ્યું જ છે કે 'હસ્તાયણ'માં લેવાયેલી વધુ પડતી છૂટ ગઝલજ્ઞ સહૃદય અને સજાગ ભાવકના સરવા કાનને નરી કર્કશતાનો અનુભવ કરાવે છે, અને, એને કૃતિનાં માધુર્ય અને પ્રસાદથી વંચિત રાખે છે. આમ કવિતાના કેન્દ્રનો ઉલ્લેખ મેં કર્યો જ છે.

અમૃતો ઘાયલ થયા પછી પણ અમૃતો જ રહે છે. શીખ દેવાની વૃત્તિ જ સ્વયં અદકપાંસળી અને અતિ સ્થિતિચુસ્તતાની દ્યોતક નથી? ઉર્દૂમાં વર્ષોથી પ્રતિ ગઝલ લખાય છે. મોહમ્મદ 'અલ્વી', શકીલ 'જલાલી' આદિ તથા ખુદ આધુનિક પ્રતિ ગઝલના અલમબરદાર ઈકબાલ 'ઝફર' પણ બહેરની પૂરેપૂરી અદબ જાળવે છે. ત્યારે આપણે ત્યાં બાળગીતને મળતી રચનાને ગઝલ (પ્રતિ ગઝલ) ઓળખવવાના પ્રયત્નો થાય છે! રંજ કોને દવો ઘટે?

ગઝલને પણ ભાષાવિશ્લેષણની વિશેષ પદ્ધતિએ તપાસીએ તો કયા પ્રકારનાં ફલિતો તરફ જવાય એ શોધની દિશા તરફનો પ્રયત્ન સ્તુત્ય છે. એ પ્રકારના વિવેચનનો નુસ્ખોયે અજમાવવા જેવો છે, પણ નુસ્ખાનું નિર્માણ હકીમની ગેરસમજના આધારે થયેલું જોઈ રોમાંચ થયો ન થયો ને કપૂર થઈ ગયો. છતાં તકાદો જ છે તો શોધની દિશાને તાકી અને,

આજ વરસાદ નથી એમ ના કે'વાય રમેશ,
એમ કહીએ કે હશે, આપણે ભીના ન થયા!

૨૧-૮-'૭૮

—અમૃત 'ઘાયલ'



અસ્તિત્વની યથાર્થતા કંઈ શૂન્યમાં હતી,
કેવળ રહ્યું છે નામ, હું અદશ્ય થઈ ગયો.

—રતિલાલ 'અનિલ'

# ઉભયપદી કવિતા



મણિલાલ હ. પટેલ

**'અનુનય'** જયંતભાઈનો છઠ્ઠો કાવ્યસંગ્રહ છે. ઉશનસ્‌ની જેમ જયન્ત પાઠક પણ આપણા સતત લખનારા કવિઓમાંના એક છે. કવિ સતત લખે કે ક્વચિત્ લખે, પણ મૂલ્ય તો એની નીપજી આવતી કવિતાનું જ છે! સતત લખવાનું જોખમ ખેડીનેય કવિએ સહન કરવું પડે એમ બને. સતત લખતા કવિની કવિતામાં એને 'કવિતા' બનાવનારા કાવ્યગત વૈભવોની પુનરુક્તિ હોય, એકવિધતા હોય, પાતળાપણું અને નાવીન્યનો અભાવ જેવા દોષોય એમાં પ્રવેશવાના! અંતરમાંથી ઊઠતા બળને વશ-વર્તીને અનિવાર્યપણે લખાતી કવિતામાં જે બળ અને સચ્ચાઈ હોય

એ પ્રસંગોપાત્તનાં સ્ફુરણો કે તાજેતરમાં સૂઝેલા વિષયો અને અનુભવેલાં સંવેદનોને તરત જ કાવ્યરૂપ આપતી કવિતામાં ના પણ હોય, જરૂર ના જ હોય, વળી એમાં તાજગી, બળ અને સચ્ચાઈ સુદ્ધાં ઓછાં હોવાનાં. અનુભવો ય કવિચિત્તભૂમિમાં ઘણો વખત દટાઈ રહે. દાહ કે ઝંઝવાતો સહે અને અનુભૂતિ બને પછી પ્રથમ વર્ષા જેવા કોઈ ધન્ય પ્રસંગે એ સ્વયંભૂ જ અંકુરિત થાય એવી કાવ્યસર્જનની સહજ પ્રક્રિયા જ આસ્વાદ્ય કવિતાનું રૂપરચનાગત કારણ છે. અલબત્ત, 'સતત લખતા રહેવું એ કવિની જીવંતતાનું પરિણામ છે એમ ગણીએ કે કાવ્યસર્જનનું સાતત્ય એ કવિનું સ્વૈચ્છિક સાહસ છે એમ ગણીએ તો પણ કહેવાનું પ્રાપ્ત થાય કે સર્જનની વિપુલતાના પ્રમાણમાં એમાં સત્ત્વ ટકાવી રાખવું દોહ્યલું છે! સર્જનનો આવો નિત્યનો વ્યાયામ ઘણી વાર કોઈ ઉત્કૃષ્ટ કાવ્યની રચનામાં નિમિત્ત બનતો જોઈ શકાય. ઉશનસ્ અને જયંતની 'સતત સર્જાતી કવિતા' અને એમાંથી 'નીપજી આવતી કવિતા'ને આ સંદર્ભમાં જોઉં છું.

ઉશનસ્ અને જયન્ત પાઠક બંનેએ લાંબી દડમજલ કાપી છે, બને પકવ અને સ્વ–સ્થ થયેલા કવિઓ છે એ ધ્યાનમાં રાખ્યા પછી પણ જયંત પાઠકની કવિત વિશે અહીં કેટલુંક કહેવાનું પ્રાપ્ત થાય છે– 'અનુનય'ની કવિતાના સંદર્ભમાં!

સતત અને લગભગ ત્રણ દાયકા જેટલો સમય કાવ્યલેખન કરનાર કવિની કવિતાને તપાસીએ ત્યારે એના છટ્ઠા કાવ્યસંગ્રહમાં એ કેવોક દેખાય છે એ જોવું જાણવું ગમે જ. આવા કવિની કવિતાને તપાસતાં એની હથોટી કરતાં એના 'કવિવિકાસ'માં જ આપણને રસ હોય એ સ્વાભાવિક છે.

જયન્ત પાઠક 'આપણા નીવડેલા કવિ' છે એ વિશે બે મત નથી, પણ 'અંતરીક્ષ' (એમના પાંચમા સંગ્રહને મેં તુલનાત્મક અભ્યાસ માટે સતત ધ્યાનમાં રાખ્યો છે.) માં એમનો જે 'કવિવિકાસ' એક વાર

સોળેકળાએ દેખાયેલો એ અહીં દેખાતો નથી. 'અંતરીક્ષ'ના કવિની હથોટીનો પાસ આ કાવ્યો ઉપર સ્વાભાવિક જ હોય. છે. પણ કવિની મજલ એકાદ ડગલુંય અહીં આગળ વધ્યાનું પ્રતીત થતું નથી. વળી થોડીક વધારે, નબળી રચનાઓને સંગ્રહમાં સ્થાન મળ્યું હોઈને 'અંતરીક્ષ' પછી તરત જ મૂકાયેલું હોવા છતાં આ એની પાછળનું હોય એવું અને ઝાંખું પગલું લાગે છે.

એક વાત મને નોંધવા જેવી લાગે છે. જયંત પાઠકની આરંભની રચનાઓમાં છાંદસ-સૉનેટો અને ગીતો જાણીતાં. એમાં ભાવોનું સ્વચ્છ અને કાવ્યપૂર્ણ વર્ણન, ભાષામાં સંમાર્જન દેખાય. વિશદતા, લાઘવ અને હૃદયસ્પર્શીતા એમની કવિતાનાં લક્ષણો. માણસ, માનવજીવનના ભાવો, જીવનની વિષમતામાંથી જન્મતી વેદના, પ્રણય અને પ્રકૃતિ એ પાઠકની કવિતાના ખાસ વિષયો. પણ એમના કવિત્વનો એક બીજો વિશેષ જે વધારે અગત્યનો છે એ '૬૮ પછીની એમની કવિતામાં પ્રગટવા માંડે છે અને '૭૫ સુધીમાં તો પૂરેપૂરો પ્રગટી રહે છે. એ પછી પણ જયંતમાં એ વ્યાપ્ત રહે છે. 'કવિલોક'માં પોતાની સર્જનપ્રક્રિયાની વાત કરતાં પાઠકે પોતાના સર્જનવિશેષ પાછળ કારણરૂપ પડેલી એક ઘટનાની નોંધ લીધી છે. '૭૦ ની આસપાસ એમણે 'વનાંચલ'નું લેખન કર્યું, 'વનાંચલ' એમની બાળપણના સંસ્મરણોની રસિકકથા છે! ગદ્યના આ લેખને એમની કાવ્યરચનાની દિશા બદલી નાખી!

પંચમહાલના જે ઉગમણા વનપ્રદેશમાં એ જન્મ્યા ઉછર્યા એ પ્રદેશની પ્રકૃતિએ. એ પ્રકૃતિ સાથેનાં એમનાં સાહચર્યોનાં સંસ્મરણોએ એમની કવિતામાં નવી જ સ્ફૂર્તિ અને તાજગી આણ્યાં. નાનાં નાનાં ગામડાં (જનપદ)નો બનેલો એ વનપ્રદેશ યંત્રયુગની સંસ્કૃતિની છાયા તળે વળી પલટો લે છે ને પેલી શૈશવની પ્રવૃત્તિઓ માત્ર સ્મરણનો વિષય બની જાય છે. વતનનો અસલી અસબાબ શહેરના નકલી સ્વાંગમાં રૂપાંતર પામતો જાય છે. વતનના આવા હર્ષ અને વિષાદને જયન્તે છેલ્લા

દાયકામાં મન ભરીને કાવ્યમાં ગાયા છે! 'અંતરીક્ષ'ની એમની મોટા ભાગની કવિતામાં ઉપરોક્ત વિશ્વને નિરૂપતી રચનાઓ છે. એમના કાલ્પનિક પાત્ર 'ભલાજી'ના સંદર્ભે લખાયેલી છ-આઠ રચનાઓનો એક ગુચ્છ પણ 'અંતરીક્ષ'માં છે. ભાવભાષાનું તળપદાપણું અને કલ્પનોનું કુંવારાપણું આ પ્રકારની કવિતાને વધારે કાવ્યમય અને સદ્યસંવેદ્ય બનાવી દે છે! 'અનુનય'માં વતનવિચ્છેદની, પ્રકૃતિવિચ્છેદની અને શૈશવસ્મરણની કવિતા તો છે પણ એ 'અંતરીક્ષ'ની રચનાઓ જેવી તાજગીવાળી નથી લાગતી. 'અંતરીક્ષ' માંનાં કાવ્યોના વિષયો કે ભાવોની અહીં જુદા સંદર્ભે પુનરુક્તિ છે. સંસ્મરણોને વાગોળવાનો કવિનો ઉત્સાહ છે એટલું કવિકર્મ સિદ્ધ કરવાનું કવિસાહસ નથી! આથી કાવ્યવિષયો કથનના વર્તુળને ભેદીને કાવ્યમાં રૂપાંતર પામતા હોવાનો સુખદ અનુભવ વારંવાર કરાવતા નથી!

'અનુનય'માં છેલ્લાં પાંચ વર્ષમાં લખાયેલી ૬૪ રચનાઓ સંગ્રહવામાં આવી છે. છાંદસ,સૉનેટો, અછાંદસ, ગીતો, ગઝલ ઇત્યાદિ કાવ્ય સ્વરૂપપોમાં ઢળાયેલી 'અનુનય'ની કવિતામાં શૈશવસ્મરણ, પ્રકૃતિ, પ્રણય, જીવનની વિષમતામાંથી જન્મતો વિષાદ, માણસ, વતનની પ્રકૃતિનો વિરહ-પ્રકૃતિવિચ્છેદથી પ્રગટતો વિષાદ ઇત્યાદિ વિષયો જોવા મળે છે. અગાઉ ઉલ્લેખ્યાં છે તે જયંતની કવિતાનાં સર્વસામાન્ય લક્ષણો તો અહીં પણ વધતેઓછે અંશે નજરે ચઢે છે.

જયંત અનુગાંધીયુગના કવિ છે, પણ ૬૦ પછી યંત્રયુગના સંદર્ભમાં પલટાયેલી યુગચેતનાનો અને હણાયેલી માનવસંવિત્તિનો પડઘો જયંતની કવિતામાં પડે છે. જયંતની કવિતાએ બદલાતા જતા સંદર્ભો યુગના અને કવિતાના સાથે કદમ મિલાવ્યાં છે. આ અર્થમાં જયન્તમાંનો કવિ વિકસતો રહ્યાની પ્રતીતિ થાય છે. વિષાદ અને વેદનાનો ભાવ જયંતની કવિતામાં ધ્રુવપંક્તિની જેમ વ્યાપ્ત રહે છે. જીરવવી દોહ્યલી વેદનાનું ગાન એ ગાય છે. ક્યાંક કટાક્ષ પ્રગટે તો ક્યાંક આક્રોશ. પણ બહુધા જયંત સ્વસ્થ

રહીને કાવ્ય કરતા દેખાય છે. કવિ વડે વર્ણવાતી આ વિષાદપૂર્ણ વેદના વૈયક્તિક ભલે હોય, એમાં આપણા યુગના માનવનો ચહેરોય અછતો રહેતો નથી. કવિની અભિવ્યક્તિ આવા ભાવોમાં સાફસૂથરી અને સરળ હોવા સાથે અત્યંત વેધક બની રહે છે:

પછી જ્યારે
મારો મૃતદેહ તરીને કાંઠે આવ્યો
ત્યારે સમજાયું કે
ભાર લાગતો હતો
તે શરીરનો નહોતો
શ્વાસનો હતો ! (પૃ-૪૧)

કોઈ પણ કવિ એના સમકાલીન માનવજીવનને પ્રીછતો હોય છે, એટલે એ એની સ્થિતિ અને પ્રવૃત્તિને સહાનુભૂતિને વચ્ચે લાવ્યા વિના જ વર્ણવે છે, અને એમાં જ માનવનું ગૌરવ છે! આ માનવ-ગૌરવ એ કવિની માનવજાત પ્રત્યેની નિષ્ઠાનું અને એની શ્રદ્ધાનું પરિણામ છે. 'માણસ'ના ગૌરવની વાત તો જયન્તે 'વિસ્મય'માં ય કરેલી. અહીં પણ કવિ 'માણસ'ની કથા કહે છે :

પહાડથીયે કઠુણ મક્કમ માણસ છે;
દડદડ દડદડ દડી પડે છે, માણસ છે ! (પૃ-૪૪)

કવિ નામનો માણસ ભૂતકાળના વારસા વિના અને પ્રકૃતિના વૈભવ વિના રહી શકતો નથી. જયંતે સમયના વણજારાએ સંતાડેલી અતીતની થાપણનું હૃદ્ય ગીત ગાયું છે ! ને છૂટી ગયેલી વતનની પ્રકૃતિને 'પાછો વળું'-નામના કાવ્યમાં સાચ્ચા હૃદય-રાગથી નિરૂપી છે ! આ જ કાવ્યમાં કવિ વતનની પ્રકૃતિને પગે-

ન્દ્રિયનો વિષય બનાવીને કાવ્યમય કરી દે છે ! શૈશવઝંખા અને ગ્રામીણ જીવનની મધુરતા જયંતનાં બીજાં કાવ્યોમાંય પ્રતીત થયા વિના રહેતી નથી. (દા. ત. 'કહેણ–બાળપણને !')

જયંતભાઈનું વતન પંચમહાલ. (હું ય પંચમહાલના લુણાવાડાનો.) પંચમહાલના ચોમાસાની લીલી ભીની અને ઉનાળાની ભૂખરી–સૂકી પ્રકૃતિનો જાદુ જુદો જ છે ! પહાડો, વનો, નદીઓ, ટેકરી, વ્હેળાવાંકો, વૃક્ષો. આદિવાસીઓ, વગડાઉ જનાવરો અને આ બધાંની વચમાં આવેલાં નાનાં નાનાં જનપદો–આ સૌ.ની એક માયા હોય છે, જે મરતાં ય ના છૂટે... યંત્રયુગ પંચમહાલના ગામે ગામે હજી પહોંચ્યો નથી ! ત્યાં સચવાયેલું નર્યું પ્રાકૃતિક જીવન હજી ય રોમાંચક કવિતાનો વિષય બની શકે છે. 'અંતરીક્ષ'માં ઉપર કહ્યો તે આખોય ગ્રામીણ અસબાબ સાંગોપાંગ પ્રગટ્યો છે. એમાં કાવ્યગુણ પણ ઘણો. ('અંતરીક્ષ.' જુઓ : રચનાઓ, એક એવું ગામ પૃ. ૫૮/થોડો વગડાનો શ્વાસ–૧૮/–શૈશવ–પૃ–૫૨/ક્યાં શોધીએ પૃ–૫૩/સમયના થરોમાં પૃ–૫૫/ક્યાં છે ?–પૃ–૫૬/એકવારનું ઘર પૃ–૫૭/ વગેરે.) 'અનુનય'માંની તદ્‌વિષયક કવિતા 'અંતરીક્ષ'ની કવિતાની બીજી ત્રીજી વારની કાર્બન કૉપી લાગે એવી અને એટલી ઝાંખી પણ ખરી. 'અંતરીક્ષ'માંનાં ભલાજી' ગુચ્છનાં કાવ્યોમાં (પૃ–૨૧ થી પૃ–૨૫) તળપદાં કલ્પનો અને તળપદી ભાષા વડે તળપદા ભાવોની સૂક્ષ્મ અને ધારદાર અભિવ્યક્તિ છે. 'અંતરીક્ષ'નાં આ બધાં કાવ્યો જયંતની કાવ્યપ્રવૃત્તિનો એક નવોન્મેષ બની રહે છે.

'અનુનય'ના 'તરસી તરસી' (પૃ–૫૭) કાવ્યમાં ભલાજીના પ્રેમબાણથી વીંધાયેલી નારીની દર્દકથા અભિવ્યક્ત થઈ છે. આવાં કાવ્યોમાંય કવિએ ભાવ કરતાં ભાષાવિન્યાસ ઉપર ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ એમ મને લાગે છે. આવાં કાવ્યોમાં તળપદી ભાષા વગેરે ધ્યાન ખેંચે પણ એને સંયોજવાની રીતિ નવી ન હોવાથી અને વિષય અતિપરિચિત હોવાથી આવી રચનાઓ સાફસૂથરી હોવા છતાં હમેશાં સંતપર્ક નીવડશે એમ

માનવું ભૂલભરેલું છે. એક જ વિષયનાં ભિન્ન ભિન્ન પરિમાણો સિદ્ધ કરવા લક્ષ્યે જતા કવિએ સાવચેત રહેવું પડે. કશુંક અ-પૂર્વ એમાં નહીં પ્રયોજાય ત્યાં સુધી એ કવિયત્ન એને ઝાંઝે છેટે નહીં લઈ જાય. વતનપ્રેમનાં અને પ્રકૃતિવિચ્છેદની અનુભૂતિને રજૂ કરતાં કાવ્યોમાં ય જયન્ત પાઠક હવે એક જ ભાવવિશ્વનું શબ્દાંતરે રટણ કરતા દેખાય છે. આવી પરિસ્થિતિ હોય ત્યારે કવિએ શબ્દના આંતરવ્યાપારોને અર્થાત્ શબ્દની આંતરિક શક્તિને સક્રિય કરીને વિશિષ્ટ સંદર્ભે પ્રયોજવાનું સાહસ દાખવવું પડે નહિ તો એવા રચનાપ્રયોગો 'તુંબીમાંના કાંકરા'જ બની રહે ! 'અનુનય'નાં 'સવાર' પૃ-૨૦૩)/'પરિવર્તન' (પૃ-૨૩) / અને 'વણજારી વાવ' (પૃ-૨૪) જેવાં કાવ્યોને તપાસીને મેં ઉપરનું વિધાન કરવાની હિંમત કરી છે ! 'અંતરીક્ષ'માં આવાં કાવ્યો ઘણાં ઓછાં છે.

શ્રી પાઠકનાં પ્રેમ અને પ્રકૃતિવિષયક કાવ્યોમાં અછાંદસ કરતાં છાંદસ (ખાસ કરીને સોનેટ) રચનાઓ વધારે કાવ્યપૂર્ણ લાગે છે.

અછાંદસ રચનાઓમાં વિષયો કથનાત્મકતાના વર્તુળને છોડીને હમેશાં કાવ્યમાં રૂપાંતર પામતા નથી, વિચારોનાં સાદાંસીધા કે ક્યારેક કટાક્ષ મિશ્રિત કથનો કવિ કાવ્યમાં કરે છે ત્યારે ગદ્યાળુતાનો ભાર વર્તાય છે કાવ્યના ગદ્યની છટાઓ એમાંથી પ્રગટાવી શકવામાં જયંતને ઓછી સફ-ળતા મળે છે 'અનુનય'ના આરંભે જ મૂકાયેલી પહેલી ત્રણ રચનાઓ ('કવિતા') શિશુની કવિતા, આવડે છે ?' મને એ રીતે અધકચરી લાગી છે. 'કહેણ (બાળપણને)' નામની રચના પણ સુરેશ જોષીની 'કવિનું વસિયતનામું'' કૃતિની શૈલીની છે પણ એને આંબી જવાને બદલે એનો જ ખોટો પડઘો પાડીને રહી જાય છે ! 'સૂરજ'–પૃ–૫૩,' અભિસાર' પૃ-૫૨/ 'બંધના તૂટવા વિષે' પૃ–૭૩/'શબ્દની શોધ' પૃ–૪૬/ સંશયાત્મા' પૃ-૪૮/ 'જવાનું'' પૃ–,૭ 'કળી પ્રવેશ' (પૃ–૪૦) જેવી 'અનુનય'માંની અનેક રચનાઓમાં વિષય કે વિચાર કથનથી આગળ વધીને કાવ્યમાં રૂપાંતર પામ્યાની પ્રતીતિ ભાવકને

થતી નથી. પરિણામે એવાં કાવ્યોના વિષય વિચારમાં ઘણું સત્ત્વ હોવા છતાં ભાવક 'કવિતા'થી તો દૂરનો દૂર રહે છે.

કેટલીક વાર વાગ્મિતા પણ કાવ્યની ભૂમિકા સુધી પહોંચે ત્યારે આસ્વાદ્ય લાગે છે. 'અંતરીક્ષ'માં 'જીવી ગયો હોત' (પૃ-૭૩) અને 'ઘણુંય થાય છે કે–' (પૃ-૭૫) જેવાં કાવ્યો આ અર્થમાં સદ્યસંવેદ્ય બની શકયાં છે ! 'અનુનય' માં 'રસ્તાઓ, ઝરણાં અને અમે' (પૃ-૭૩) જેવી એકલદોકલ લઘુ રચનાને બાદ કરતાં આવી સદ્યસંવેદ્ય અછાંદસ રચનાઓ મળતી નથી, એને કવિશક્તિની મર્યાદા જ લેખવી પડશે. જયંતે હવે શબ્દની સંયોજનરીતિ બદલવી પડશે એવું લાગવા માંડયું છે !

ખાસ કરીને છાંદસ રચનાઓ–સૅનેટોમાં જયન્ત પાઠક અને પ્રકૃતિની અનુભૂતિઓને આકર્ષક અને કાવ્યંક્ષમ રીતે નિરૂપે છે. વિષયને સૂક્ષ્મ અને સંકેતિક રીતે નિરૂપવામાં જયન્તને અહીં સફળતા મળી છે. જયંતનાં છાંદસ કાવ્યોની કાવ્યપદાવલિ (Poetic diction) પણ દૃઢબદ્ધ અને સુચારુ છે. જયંતમાંના કવિનો આપણને અહીં વિશદ અને સાચો પરિચય પ્રાપ્ત થયા વિના રહેતો નથી, ઉશનસ્ અને જયન્ત બંનેમાં માણસની આદિમ વૃત્તિઓનાં કાવ્યો જોવા મળે છે. 'અંતરીક્ષ'ના પ્રથમ કાવ્યની આ પંકિતઓ આસ્વાદીએ :

હું આવું છું પાછો, બહુ દિન પછી, ઘેર : વનમાં,
ઉતારી નાખું છું વસન પુરનાં સભ્ય જનનાં.

× ×

સ્તનો શી ઘાટીલી અહીં તહીં ફૂટી ટેકરી પરે,
તૃણોના રોમાંચે તરવરતી, મારા કર ફરે;

સુંવાળી ને લીસી દ્રુત ઝરણુજંઘાગીતલયે,
ખીણોમાં ઊંડેરી ઊતરું રાત્રિના ગૂઢ નિલયે.

× ×

'વિસ્મય' અને 'સર્ગ'માં પ્રેમકાવ્યો છે, જયન્તની પ્રેમકવિતા વિકાસ-શીલ રહ્યાની પ્રતીતિ 'અંતરીક્ષ'નાં સખ્યાબંધ કાવ્યો કરાવે છે. 'રીસ' પૃ-/'શમણાં'–પૃ–૯/ ગણો તો' પૃ–૧૦/ ભીનું સમયવન' પૃ–૧૧/'મિલન' પૃ–૧૨/આ રચનાઓ પ્રેમના તીવ્ર આવેગો અને દુઃખદર્દોને સ્પર્શક્ષમ રીતે વર્ણવે છે. કાન્ત, નિરંજન, ઉમાશંકર–સુન્દરમ્ અને ઉશનસ્‌ના કેટલાક ઘૂંટાયેલા છંદો જેવું છંદોવિધાન પણ જયન્તમાં ક્યારેક મળી આવે છે. 'અનુનય'ની 'જાતકકથા' જુઓ :

અહો એ અંગોના નિબિડ ઝૂલતા જંગલ મહીં
ઘૂમ્યો, કેવા કેવા જનમ ભવમાં એક જ ધરી !
સરે છાતીના જે સુભગ સ્ફૂટ બે સોન કમલો
હું બંધાયો એમાં સમયનું ભૂલી ભાન ભમરો !

× ×

બધા આનંદોની પરિણતિ–હવે વ્યાપક વ્યથા;
જુદી સંબુદ્ધોથી મુજ જનમની જાતકકથા ।

માનવજાતની ગતિવિધિ અને એની અનેક રંગરૂપધારી વેદનાનો અહીં હૃદયંગમ પરિચય થાય છે ! 'તરસથી તૃપ્તિ લગીની ક્ષણોનું કાવ્ય'–(પૃ–૫૮) અને 'આશ્લેષઃ એક અનુભૂતિ' (પૃ–૭૦)માં કવિ સંવનન–પ્રક્રિયાનું પ્રતીકશૈલીએ નિરૂપણ કરે છે. કવિનું શબ્દકર્મ અહીં ઝીણી નકશી જેવું છેઃ

તૃષાના તોફાની જલની વચમાં દ્વીપ પર છુ;
હું જાણે મોતીને પ્રસવતી ભીની છીપ પર છું !

અમૂર્ત અને સૂક્ષ્મ ભાવોને કુશળતાપૂર્વક પકડવાનું કૌશલ્ય પણ આ કવિની કલમને હસ્તગત છે. પ્રેમ ઓસરી ગયા પછીની એકલતા–વેદના, વિરહ અને મિલનઝંખાનેય જયન્ત ગાય છે.

'અંતરીક્ષ' કરતાં ગીતો અહીં ઓછાં પણ સુવાચ્ય છે. આપણી સાંપ્રત ગીતકવિતાનાં સરેરાશ ગીતો જેવાં આ ગીતો છે. પરંપરાથી જુદી અરૂઢ લયની ગઝલો જયંત લખે છે, એમાં ઘણા શે'ર આસ્વાદ્ય બની આવે છે, છતાં ગઝલ એ જયન્તને ઓછો ફાવતો કાવ્યપ્રકાર લાગે છે. 'હેલી પછી' જેવી સંતર્પક, પ્રકૃતિ–સૌંદર્યને વર્ણવતી રચના પણ જયંત પાસેથી મળે છે. આમ જયંતની કવિતામાં જનપદની એટલે કે સંસ્કૃતિની વાત છે તો વળી સાથેસાથે જ વનપદની એટલે કે પ્રકૃતિની વાત પણ છે. આ અર્થમાં જયંત પાઠકની કવિતાને હું ઉભયપદી કવિતા કહેવા લલચાઉં છું. જયંતની કવિતાની ગતિ પ્રકૃતિથી સંસ્કૃતિ ભણીની અને સંસ્કૃતિથી પ્રકૃતિ ભણીની પણ રહે છે.

આપણા કેટલાક નવા કવિઓને છંદમાં લખવાની એટલે ભીતિ રહે છે કે કોઈ એમને પરંપરાવાદી ગણી કાઢે. પણ એવું નથી. અનિવાર્ય-પણે પ્રગટતો હોય તો છંદ પણ કાવ્યને ઉપકારક જ છે. આજે કે કાલે પણ, ઉશનસ્ અને જયંત પાઠક ઘણી વાર છંદમાં લખે છે. એમની છાંદસ રચનાઓમાંથી પણ અવનવા ઉન્મેષો પ્રગટવાની શ્રદ્ધા રહે છે. અછાંદસ રચનાઓમાં પણ જયંતને અચ્છી ફાવટ છે, પણ પોતે જ રચેલા પોતાના સર્જનની આસપાસના સ્વાનુકરણના કોશેટાને તોડીને બહાર નીકળી જવાનો સમય આ કવિ માટે પાકી ગયો છે એવું 'અનુનય' વાંચતાં એક કરતાં વધારે વખત લાગ્યા વિના રહેતું નથી * ▱ – ▱

---

* અનુનય : કાવ્યસંગ્રહ : જયન્ત પાઠક, કુમકુમ પ્રકાશન, ગાંધીરોડ, અમદાવાદ. મૂલ્ય : ૭ રૂપિયા.

કાવ્યાસ્વાદ □ મંગળ રાઠોડ

## મિત્રની વિદાય લેતાં □ રિહાફ □ સુરેશ દલાલ

ઉત્તરે ભૂરા ભૂરા પ્હાડ
ધોળી ધોળી નદી વળી વીંટળાઇ
અહીં આપણે છૂટા પડવું પડશે.
અને અહીંથી જાવું પડશે
સૂકું સૂકું ઘાસ વટાવી હજાર જોજન
તરતા પ્હોળા વાદળ જેવું મન
આથેના અંતરથી ઢાળે શિર.
ભીડેલા હાથે એવા
ચિરપરિચયની વિદાય જેવો સૂરજ
ડૂબે.
અને આપણે છૂટા થઈએ ત્યાં
એકમેકની સામે
આપણા અશ્વ હણહણી ઊઠે !

□ ['કાવ્યવિશ્વ']

રસ, રુચિ, સંસ્કાર, વિચાર વગેરેની સામ્યતા ધરાવનાર વચ્ચે જોતજોતામાં મૈત્રી સ્થપાઈ જાય છે. લાગણીના વજ્રલેપથી એ અતૂટ બને છે. તો વળી લાગણીની સચ્ચાઈથી રસ, રુચિ, સંસ્કાર, વિચારની ભિન્નતા પણ સહ્ય બની રહે છે, ઓગળી પણ જાય. સ્નેહસંબંધમાં આવા પ્રકારની લાગણી જ કેન્દ્રસ્થાને રહેલી હોય છે. આ લાગણીના અસંખ્ય વિવિધ રૂપોને બે વ્યક્તિઓ પરસ્પરના સાંનિધ્ય દ્વારા સતત્ માણતી રહે છે. સાંનિધ્ય એ જ સુખ! મૈત્રી-માર્ગ પર ચાલતા બે પરમ મિત્રોને ખબર નથી હોતી કે એમના પ્રત્યેક પગલે આ સાંનિધ્ય કપાતું જતું હોય છે...

...અને 'ધોળી ધોળી નદી' વીંટળાઈ વળી છે એ ઉત્તર દિશાના 'ભૂરા ભૂરા પ્હાડ' નજરે પડે છે અને ઊભા રહી જાય છે તે-શું માત્ર ઘોડાઓ જ હોય છે? એવો પ્રશ્ન આંચકો આપે છે. જે ઘોડેસ્વાર મિત્રો પોતાના ઘોડાઓને ઊભા રાખે છે તેઓ પોતાના મનને પણ લગામથી ધ ભાવી દે છે. તે ક્ષણે વિદાયનો કાળોતરો ડંખ લાગે છે. અનારનવાર લબકારા મારતી બે પાંખિયામાં વહેંચાઈ ગયેલી સાપની જીભ જેવો અર્ધજાગૃત મનમાં ઝબકી જતો ભય-વિદાયનો હવે ફંટાયેલા રસ્તારૂપે સામે પથરાયેલો પડ્યો છે. એક મૈત્રીસંબંધ હવે બે દેહમાં ફંટાઈ જશે પોતે પોતાના માર્ગે.

'સૂકું સૂકું ઘાસ વટાવી હજાર જોજન
તરતા પ્હોળા વાદળ જેવું મન
આઘેના અંતરથી ઢાળે શિર.'

જોજન' સુધી. હવે પછીની સફરની 'શુષ્કતા, મિત્રથી પગલે પગલે વધતુ અંતર અને પોતાની એકલતા કવિએ પ્રકૃતિમાંથી પ્રાપ્ત થયેલ સાહજિક સંકેત દ્વારા પ્રગટ કરી આપી છે. આ આવી પડેલી એકલતાને લીધે

'તરતા પ્હોળા વાદળ જેવું મન'

ઉદાસ થઈને 'આઘેના અંતર' પર શિર ઢાળી દે છે. મન તો હંમેશા આકાશ જેટલી મોકળાશ ઝંખે છે. તેથી 'તરતા પ્હોળા વાદળમાં'માં પોતાના પ્રતિરૂપને જુએ છે. પરંતુ પરિસ્થિતિના પિંજરામાં તે લાચાર, ગમગીન બની જાય છે. 'આઘેનું અંતર' ક્ષિતિજ સિવાય અન્ય કશું ન હોઈ શકે એવી પ્રતીતિ થાય છે,

'તરતા પ્હોળા વાદળ'ની સરળ, સહજ, અલસમંથરતા 'હજાર હજાર જોજનો'ની શુષ્કતા અને એકલતાને કલ્પીને વિદાયની ક્ષણે જ મન ભાંગી પડે છે. અને 'તરતા પ્હોળા વાદળ'નું સહજ સૌંદર્ય અને હળવાશ ગમગીનીથી ભારેખમ બની જાય છે. બાકીની સફર નિષ્પ્રાણ બની રહે છે. જેને કલ્પીને મન ભાંગી પડ્યું છે તે માર્ગ પર ચાલતાં કેવી વીતશે તેનો સચોટ ખ્યાલ આવે છે.

બંને મિત્રો હાથ મિલાવીને વિદાય લે છે એ જ ક્ષણે–'ચિર પરિચયની વિદાય જેવો સૂરજ ડૂબે' છે. ચિર પરિચય, સહયાત્રાનો સાક્ષી તેમજ મૈત્રીની હૂંફનો સૂર્ય ડૂબીને એકથી વધુ અર્થ પરિમાણ ધારણ કરે છે. જે સૂર્ય ડૂબે છે તે ઊગે પણ છે. પરંતુ વચ્ચેના ગાળામાં અંધકારના ઓળા ઉતરે છે અને 'તરતા પ્હોળા વાદળ જેવું મન' ઢંકાઈ જાય છે એમાં

'અને આપણે છૂટા થઈએ ત્યાં
એકમેકની સામે
આપણા અશ્વ હણહણી ઊઠે!'

બંને મિત્રો ઘોડેસ્વાર છે એ સ્થિતિ આખાય કાવ્યના સૌંદર્યને પરાકાષ્ઠાએ પહોંચાડે છે. બે ઘોડેસ્વાર મિત્રો અનિવાર્યતાના વળાંક પર જેવા છૂટા પડે છે કે એ જ ક્ષણે બંને અશ્વો એકસાથે હણહણી ઊઠે છે ! અને બંને મિત્રોની વિદાય વેદનાને વાચા આપે છે. 'ભૂરા ભૂરા પ્હાડ' 'ધોળી ધોળી નદી' 'તરતા પ્હોળા વાદળ જેવું મન' 'સૂર્યાસ્ત' વગેરે સહજ સ્વાભાવિક સૌમ્ય પ્રતીકોના પરિવેશમાં બંને અશ્વોનું એક સાથે હણહણી પડવું કાવ્યના અંતને બલિષ્ઠ નાટ્યાત્મક પરાકાષ્ઠા પૂરી પાડે છે. વિદાય વેળાની સંક્ષુબ્ધતાની અસહ્યતા ફાટીફૂટી પડે છે-અશ્વ-હેષામાં ! અહીં કાવ્યાંતે અશ્વોનો પ્રતીકાત્મક ઉપયોગ અવિસ્મરણીય બની રહે છે. એટલું જ નહિ, અહીં તો બંને ઘોડેસ્વાર મિત્રોની પરમ મૈત્રી બંને અશ્વોમાં પ્રવેશીને કે સહયાત્રામાં ખુદ અશ્વો જ આપોઆપ પરમ મિત્રો બની ગયા હોય અને ઘોડેસ્વાર મિત્રોની સાથેસાથે પોતાની જ વિદાય વેદનાને હણહણી ઊઠ્યા હોય એવો આનંદદાયક વહેમ પડે છે.

બુદ્ધિશાળી મનુષ્ય લાગણીના ઉદ્રેકને ખાળે છે, ભીતરે ભારી રાખીને ગૌરવ અનુભવે છે. પશુ તેને હણહણી નાંખે છે મુક્તપણે લાગણીની તીવ્રતા અને સાંનિધ્યસુખને ચીરાઈ જતું જોઈ શકાય છે એક સાથે એમની હણહણાટીમાં. 'લાગણીના અશ્વો તો હણહણી જ ઊઠે ! બૌદ્ધિક સમાનતા સમજદારી, સંયમ, ગૌરવ વગેરે છિન્નભિન્ન થઈ જાય છે. ભીતરમાં હોય છે અસહ્ય અસહાયતા વિશુદ્ધ લાચારી જ માત્ર. લગામ માત્રની નિરર્થકતા લાગણીની અશ્વહેષાની ધીંગી અભિવ્યક્તિમાં જોઈ શકાય છે.



ચહેરો ખોઈ નાખનારા અરીસાની દુકાન માંડે છે.

જીવનમાંગલ્યની દુકાનના શો રુમમાં સુભાષિતો જ મુકાય.

પ્રણયત્રિકોણને પિરામીડ બનાવી શકે તે ત્રણ ભાગની નવલકથા લખે!

વાર્તાનો નાયક, દેસાઈ થતો જ નથી!

શ્રેષ્ઠ વાર્તાસંગ્રહ કહે છે કે લેખકે સંખ્યાબંધ સામાન્ય વાર્તાઓ લખી છે!

સોનેટની છેલ્લી બે પંક્તિને બઢતી મળે તો ગઝલનો મત્લો થાય!

રોચક અને પ્રેરક લખ્યું એટલે આત્મકથાનું વિવેચન થઈ ગયું!

ગુજરાતમાં અંગૂઠાછાપ નથી એટલાં નવી ગઝલમાં 'ટેરવાં' છે.

વડા પ્રધાન યુદ્ધ જાહેર કરે તો વળી શૌર્યગીતો પણ લખાય!

સાહિત્યના નોંધણી કારકૂનો સાભાર-સ્વીકાર-નોંધ લખે છે.

ઘોડાપૂરની મોસમમાં કવિના છંદમાં યે ભંગાણ પડે!

ગાંધીયુગનો રાષ્ટ્રકવિ ઝૂલણા છંદમાં જ કૂચગીત લખે!

'દુબારા' એટલે ગઝલના શે'રને ફરી ખખડાવી બતાવો!

ગદ્યનું વિકેન્દ્રિકરણ અછાંદસ કવિતા બની જાય છે!

કાચબાની ઢાલને ટાપુ માનનારો ઉપરથી નળિયેર પડે એની રાહ જુએ છે!

બંને મિત્રો ઘોડેસ્વાર છે એ સ્થિતિ આખાય કાવ્યના સૌંદર્યને પરાકાષ્ઠાએ પહોંચાડે છે. બે ઘોડેસ્વાર મિત્રો અનિવાર્યતાના વળાંક પર જેવા છૂટા પડે છે કે એ જ ક્ષણે બંને અશ્વો એકસાથે હણહણી ઊઠે છે ! અને બંને મિત્રોની વિદાય વેદનાને વાચા આપે છે. 'ભૂરા ભૂરા પ્હાડ' 'ધોળી ધોળી નદી' 'તરતા પ્હોળા વાદળ જેવું મન' 'સૂર્યાસ્ત' વગેરે સહજ સ્વાભાવિક સૌમ્ય પ્રતીકોના પરિવેશમાં બંને અશ્વોનું એક સાથે હણહણી પડવું કાવ્યના અંતને બલિષ્ઠ નાટયાત્મક પરાકાષ્ઠા પૂરી પાડે છે. વિદાય વેળાની સંક્ષુબ્ધતાની અસહ્યતા ફાટીફૂટી પડે છે–અશ્વ-હેષામાં ! અહીં કાવ્યાંતે અશ્વોનો પ્રતીકાત્મક ઉપયોગ અવિસ્મરણીય બની રહે છે. એટલું જ નહિ, અહીં તો બંને ઘોડેસ્વાર મિત્રોની પરમ મૈત્રી બંને અશ્વોમાં પ્રવેશીને કે સહયાત્રામાં ખુદ અશ્વો જ આપોઆપ પરમ મિત્રો બની ગયા હોય અને ઘોડેસ્વાર મિત્રોની સાથેસાથે પોતાની જ વિદાય વેદનાને હણહણી ઊઠયા હોય એવો આનંદદાયક વહેમ પડે છે.

બુદ્ધિશાળી મનુષ્ય લાગણીના ઉદ્રેકને ખાળે છે, ભીતરે ભારી રાખીને ગૌરવ અનુભવે છે. પણ તેને હણહણી નાંખે છે મુક્તપણે લાગણીની તીવ્રતા અને સાંનિધ્યસુખને ચીરાઈ જતું જોઈ શકાય છે એક સાથે એમની હણહણાટીમાં. 'લાગણીના અશ્વો તો હણહણી જ ઊઠે ! બૌદ્ધિક સમાનતા સમજદારી, સંયમ, ગૌરવ વગેરે છિન્નભિન્ન થઈ જાય છે. ભીતરમાં હોય છે અસહ્ય અસહાયતા વિશુદ્ધ લાચારી જ માત્ર. લગામ માત્રની નિરર્થકતા લાગણીની અશ્વહેષાની ધીંગી અભિવ્યક્તિમાં જોઈ શકાય છે.



# અનિલ-લહરી

ચહેરો ખોઈ નાખનારા અરીસાની દુકાન માંડે છે.

જીવનમાંગલ્યની દુકાનના શો રુમમાં સુભાષિતો જ મુકાય.

પ્રણયત્રિકોણને પિરામીડ બનાવી શકે તે ત્રણ ભાગની નવલકથા લખે !

વાર્તાનો નાયક, દેસાઈ થતો જ નથી !

શ્રેષ્ઠ વાર્તાસંગ્રહ કહે છે કે લેખકે સંખ્યાબંધ સામાન્ય વાર્તાઓ લખી છે !

સૉનેટની છેલ્લી બે પંક્તિને બઢતી મળે તો ગઝલનો મત્લો થાય !

રોચક અને પ્રેરક લખ્યું એટલે આત્મકથાનું વિવેચન થઈ ગયું !

ગુજરાતમાં અંગૂઠાછાપ નથી એટલાં નવી ગઝલમાં 'ટેરવાં' છે.

વડા પ્રધાન યુદ્ધ જાહેર કરે તો વળી શૌર્યગીતો પણ લખાય !

સાહિત્યના નોંધણી કારકૂનો સાભાર-સ્વીકાર-નોંધ લખે છે.

ઘોડાપૂરની મોસમમાં કવિના છંદમાં યે ભંગાણ પડે !

ગાંધીયુગનો રાષ્ટ્રકવિ ઝૂલણા છંદમાં જ કૂચગીત લખે !

'દુબારા' એટલે ગઝલના શે'રને ફરી ખખડાવી બતાવો !

ગદ્યનું વિકેન્દ્રિકરણ અછાંદસ કવિતા બની જાય છે !

કાચબાની ઢાલને ટાપુ માનનારો ઉપરથી નળિયેર પડે એની રાહ જુએ છે !

## ....તમારો પોતાનો વાંક છે

જરૂર, તમે રમી શકો છો એમની સાથે
જરાય જોખમ નથી એમનામાં
શબ્દો છે એ તો માત્ર
'શબ્દો એકલા ચોક્કસ ભલા હોય છે' કોઇકે કહ્યું"
અને કોઈકે એમ પણ કહ્યું :
'લાઠીઓ અને પથ્થરોની માફક
શબ્દો ક્યારે ય નહિ ભાંગે તમારાં હાડકાં નાહક'
—એને પ્રાસ કહેવાય. પ્રાસ સાથે પણ
રમવાસાં મજા આવે છે કદીક કદીક
શું કહ્યું ? શબ્દો ઉદ્ધત બની ગયા છે?
તેમણે પંજા માર્યા ? શબ્દો તમને કરડયા ?
બાપ રે, અહીં તો ચારે બાજુ લોહી છે
અને ભાંગેલાં હાડકાં.
હું એમને મૂકીને ગયો ત્યારે તેઓ પૂરેપૂરા પાળેલા હતા.
કશુંક એવું એમના ખાવામાં આવ્યું છે
જે એમને માફક નથી આવ્યું.
તમે શું કહો છો, તમે એમને અર્થ પર રાખેલા ?
તો પછી નવાઇ નહિ.

—ડિ. જે. એન્રાઇટ

TLS May 27, 1977માં આવેલી કવિતાનો અનુવાદ.

અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાલા

△

# ઉહાપોહ

ઑક્ટોબર,
૧૯૭૮

કવિતા

વાસ્કો પોપા – રાધેશ્યામ શર્મા / જયન્ત પાઠક / રાજેન્દ્ર શુક્લ
અમૃત ઘાયલ / વજ્ર માતરી / જોહાનિસ બોબ્રોવસ્કી / અજિત ઠાકોર
મફત ઓઝા / કિસન સોસા / મણિલાલ હ. પટેલ / મંગળ રાઠોડ
રજની શેઠ / મનહર જાની / અરવિન્દ ગજ્જર / 'પંથી' પાલનપુરી
રતિલાલ 'અનિલ'

વિવેચન

ચન્દ્રકાન્ત ટોપીવાળા / જ્યાઁ કૉક્તો – પ્રમોદકુમાર પટેલ

નવલિકા

ચંપૂ વ્યાસ / કિશોરસિંહ સોલંકી / વિજય શાસ્ત્રી
પ્રવીણસિંહ ચાવડા / ભગીરથ બ્રહ્મભટ્ટ

પત્રચર્ચા

ચન્દ્રકાન્ત ટોપીવાળા / અજિત ઠાકોર

ગાંધીવાદી માર્ગે ગુજરાત

# સંપૂર્ણ નશાબંધી

પ્રારંભથી જ ગુજરાત નશાબંધીની નીતિને વરેલું છે. આજે દેશમાં ગાંધીવાદી મૂલ્યોની પુનઃસ્થાપના થઈ છે ત્યારે નશાબંધીની નીતિ વિશેષ મહત્ત્વની બને છે. સામાજિક ઉન્નતિ સાધવા માટેના આ પાયાના કાર્યક્રમના સંપૂર્ણ અમલ માટે સૌ કાર્યશીલ બનીએ.

'જો મને એક કલાકને માટે પણ આખા હિન્દનો સરમુખત્યાર બનાવવામાં આવે તો સૌથી પ્રથમ કામ હું એ કરું કે દારૂના એકેએક પીઠાને કશું વળતર આપ્યા વિના બંધ કરી દઉં.'

—ગાંધીજી

## ગુજરાત રાષ્ટ્રને માર્ગદર્શક બને છે.

સાહિતી'૭૮

---

# કંકાવટી

ઑક્ટોબર, ૧૯૭૮

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૧૯ : અંક ૨૩૭ : મૂલ્ય : દોઢ રૂપિયો**

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૦, બે વર્ષના રૂ. ૧૯; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨, સરનામે કરવો.





'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨, સરનામે મોકલવી.





તંત્રી-મુદ્રક-પ્રકાશક

**રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨.

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫ ૦૦૩.

# વાસ્કો પોપાની ત્રણ રચનાઓ

અંગ્રેજી અનુવાદ : ઍન પેનિંગ્ટન
ગુજરાતી ભાષાંતર : રાધેશ્યામ શર્મા

એક અસ્થિ અન્ય અસ્થિને....

## ૧. પ્રારંભે

એ સારું છે કે
આપણે ચામડીની માયામાંથી બહાર નીકળી ગયાં

હવે આપણે ચાહીશું તે કરીશું
કાં'ક તો બોલ

તને વીજરેખાની
કરોડ થવાનું ગમશે
કાંઈક ઔર બોલ

મારે તને શું કહેવું
તોફાનનો બસ્તિપ્રદેશ
બીજું કાંઈક કહે

હું બીજું કશું જાણતો નથી
સ્વર્ગોની પાંસળીઓ

આપણે કોઈનાં અસ્થિ નથી
જુદું કશુંક બોલ તો.

## ૨. પ્રારંભ પછી

હવે આપણે કરીશું શું
ખરેખર શું કરશું
હવે વાળુ કરવા આપણી કને માત્ર મજ્જા છે

આપણે
હવે એક પોલી લાગણી ઉપાલંભરૂપે મારા ભણી મંડાય છે

પછી આપણે સંગીત રચીશું
આપણને સંગીત ગમે છે

કૂતરાં આવી પહોંચશે ત્યારે આપણે શું કરશું
તેમને તો હાડકાં જ પસંદ છે

તો તો તેમના ગળે આપણે ચીપકી જઈશું
અને મજા લૂંટીશું.

## ૩. આતપમાં

નગ્ન બની સૂર્યસ્નાન કરવાની શું મજા છે
મને શરીર કદી જચ્યું નથી

આમેય ચીંથરા માટે હું આતુર નહોતો
હું તો આમ તું નગ્ન હોય એમાં પાગલ છું

સૂર્યને લાડેકોડે ના પંપાળવા દેતી તું
એ કરતાં તો આપણે એકબીજાને ચાહીએ–માત્ર આપણ બંને

વ્હાલા અસ્થિ માત્ર અહીં જ નહિ માત્ર આતપમાં જ નહિ
અહીં તો સર્વ કાંઈ જોઈ શકાય છે.

◇ ◇

## જાણી જાણીને □ જયન્ત પાઠક

જાણી જાણીને ઝેરનો કટોરો
હાથમાંથી ઝૂંટવી 'હાશ' કરી પી જઈએ—
ને વિષનું અમૃત થઈ જાય !

જાણી જાણીને ધગધગતા થાંભલાને
દોડીને બાથ ભીડવા જઈએ—
ને થાંભલે કીડીઓની હાર દેખાય !

જાણી જાણીને ખુલ્લી છાતીને
મર્મવેધી બાણથી વીંધાવા દઈએ—
ને લોહીને ટીપેટીપે જીવતા થવાય !

અમને અવળા પડે
કવેળાએ નડે
એવા ચમત્કારો આજેય થાય, થાય ને થાય !

○ ○ ○

## રાજેન્દ્ર શુક્લ



નાખુદાને લાખ લાખ વંદના,
વ્હાણને વહે સ્વયં વિડંબના.

ચિત્રનિર્ઝરી સમું જ ધસમસી,
શૂન્યના પહાડની પ્રવંચના.

એકથી અનેક ને પુનશ્ચ એક–
એ તરફ વહે છે આદિ ઝંખના.

તું સતત, સમીપ ને પ્રતીતિ પણ,
હું સુદૂર શબ્દની જ વ્યંજના.

તું સદૈવની સદા સ્થિરાકૃતિ,
હું કદાચની ગતિ પ્રભંજના.

□ □ □

□

ભૂલી ગયાં છે જાણે કિરણ ફૂટવાનું નામ,
'ને રાત છે કે લેતી નથી ખૂટવાનું નામ.

તૂટી પડે છે એમના તાલે જ માનવી,
આ દિલની ધડકનો છે સતત તૂટવાનું નામ.

તેથી જ કીધો પ્રેમ, અમે સાંભળ્યું હતું,
આ જિંદગી છે કંઈક કરી છૂટવાનું નામ.

અડક્યું, ન અડક્યું ત્યાં જ ગયો ફૂટી આયનો,
પ્રતિબિમ્બ જાણે મારું હતું ફૂટવાનું નામ.

મોઢેથી નામ એમનું લઈ નામ ના બગાડ,
લૈ ઘૂંટ ઘૂંટ્યા કર કે એ છે ઘૂંટવાનું નામ.

એવો લૂંટાયો છું કે મઝા લૂંટવા જતાં,
અળખે પડી ગયું છે મઝા લૂંટવાનું નામ.

ફૂલો તો થાય છે હજી, ખીલે છે નિત્ય, પણ
ભૂલી ગયો છું હું જ સ્વયં ચૂંટવાનું નામ.

ભૂલી નહીં શકે એ વિદૂષી કે એમના,
કોઠે પડી ગયું છે હિનો ફૂટવાનું નામ.

'ઘાયલ' અમોને મૃત્યુ વિશે કૈં જ ના કહો,
અમને ખબર છે, એ છે નશો તૂટવાનું નામ.



## ગઝલ □ વજ માતરી

હું આવી ચઢયો છું તમારી સભામાં
ઉઠાવી લો પથ્થર, તમારો વિષય છે,
કલેજાના કલ્પાન્તનું માન રાખો,
ચલાવી દો પથ્થર, તમારો વિષય છે.
કદમ મારી મંઝિલ, ગતિ મારું જીવન;
સમય મારી મુઠ્ઠીમાં મહેક્યા કરે છે,
વસંતો જો આંખોમાં ખટકી રહી છે,
જલાવી દો બહેતર, તમારો વિષય છે.
અમે તો ફકીરીના મનમોજી પ્રેમી,
અમારે શિકાયતનું કારણ નથી કંઈ
થરકતું હૃદય ગીત ગુંજ્યા જ કરશે,
હુલાવી દો ખંજર, તમારો વિષય છે.
નથી આંખ અશ્રુથી ભીની થવાની,
બળે તો બળે ફૂલ જેવી જવાની,
ઉમંગોને લોહીના રંગોએ રંગો,
લગાવી દો નસ્તર, તમારો વિષય છે.
જીવનની બધી વેદનાઓને ઘૂંટી,
તમારાં ચરણમાં દઉં છું સમર્પી,
મહોબ્બતથી રીઝો કાં ઠોકર ચઢાવો,
કે આદર–અનાદર, તમારો વિષય છે.
અમે શું સમજીએ ઈબાદતની વાતો,
કયામતની રાતો ને જન્નતની વાતો,
અમે 'વજ' અશ્રુના અદના ઉપાસક,
ને અલ્લાહનું ઘર તમારો વિષય છે.

○ ○ ○

## પરંપરાને અતિક્રમી જતી ગીતરચના

□ ચન્દ્રકાન્ત ટોપીવાળા

કાવ્ય અંગેના પ્રતિભાવ અને એના વિશ્લેષણને પૂર્વગ્રહથી મુક્ત રાખવાં હોય અને માત્ર છાપગ્રાહી થતાં અટકાવવા હોય તેમ જ કાવ્યસર્જનનું નહિ, પણ કાવ્યસંવેદનનું વિજ્ઞાન રચવું હોય તો વિવેચનને કૃતિલક્ષી અને ભાષાને ભાષાવિજ્ઞાનલક્ષી અભિગમ તરફ લઈ ગયા વગર ઉપાય નથી. ઈઝરાયલના ટેલ અવિવ યુનિવર્સિટીના ભાષાસાહિત્યના પ્રાધ્યાપક બેન્જામિન હર્સોવ્સ્કીના સંપાદન હેઠળ તાજેતરમાં પ્રગટ થયેલા પી. ટી. એલ (a Journal for descriptive poetics and theory of literature)ના પ્રારંભના પાંચેક અંકોએ છેલ્લાં વીસેક વર્ષના સાહિત્ય તરફના ભાષાવિજ્ઞાનના સંસર્જનાત્મક (genrative) ઉદ્યમને વધુ વૈજ્ઞાનિક દિશામાં લઈ જવાનો અને સાહિત્યવિજ્ઞાન રચવાનો નિરધાર જાહેર કર્યો છે; એ વીસમી સદીના સાહિત્યવિવેચનની મહત્ત્વની પરિણતિ છે. આ ભૂમિકાને લક્ષમાં રાખી અહીં અનિલ જોશીની રચનાની ભાષાતપાસ હાથ ધરી છે.

અનિલ જોશીની ગીતરચના 'અમે બરફનાં પંખી' લઈએ

ગીત મધ્યકાળથી જુદી જુદી ભાષાભંગીમાં ઉત્ક્રાન્ત થતું આવ્યું છે. રાજેન્દ્રનિરંજન સુધી આવતાં એમાં લોકગીતો અને ભજનપરંપરાથી માંડી બંગાળી ટાગોરશાઈ ઉન્મેષો પણ ઉમેરાયા છે; તેમ છતાં આ બધાં ગીતોમાં મુખ્યત્વે ચારેક અંતરંગ રચનાઓ (deep structures) તારવી શકાય તેમ છે. આ સંરચનાઓમાં રહીને નાનેમોટા ફેરફારો થતા રહ્યા છે.

ગીતની કેટલીક જાણીતી સંરચનાઓ આ પ્રમાણે છે:

| I | II | III | IV |
|---|---|---|---|
| अ१ | अ१ | अ१ | क्ष१ |
| अ२ | अ२ | अ२ | क्ष२ |
| व१ | अ३ | क्ष | अ१ |
| व२ | अ४ | व१ | अ२ |
| क१ | अ५ | व२ | क्ष३ |
| क२ | अ६ | क्ष | व१ |
| | | क१ | व२ |
| | | क२ | क्ष४ |
| | | क्ष | |

I પહેલી સંરચના નરસિંહનાં પ્રભાતિયાંમાં કે મીરાંનાં ભજનોમાં જોઈ શકાય છે.

ભૂતળ ભક્તિ પદારથ મોટું બ્રહ્મલોકમાં નાહી રે–अ१
પુણ્ય કરી અમરાપુરી પામ્યા અંત ચોરાસીમાંહી રે–अ२
હરિના જન તો મુક્તિ ન માગે, માગે જનમોજનમ અવતાર રે–व१
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ નીરખવા નંદકુમાર રે-व२

બે પંક્તિનું એક એકમ પ્રાસથી સંકળાતું આવે અને એવા જુદા જુદા પ્રાસથી તૈયાર થયેલા એકમો ગીતનું કાઠું બાંધે. દયારામનું 'ઊભા રહો તો પૂછું વાતડી બિહારીલાલ, કે પ્રહ્લાદનું 'આજ અંધાર ખુશ્બોભર્યો લાગતો' કે લાભશંકરનું 'સૂરજ આ અમથું ઊગ્યો' આ જ સંરચનામાં ઢળેલાં છે.

II એક જ વર્ગનાં પ્રાસસ્વરૂપો આ પ્રકારના ગીતને બાંધે છે, જેમકે

દવ તો લાગેલ ડુંગરમેં કહોને ઓધાજી હવે કેમ કરીએ ? અ–૧
હાલવા જઈએ તો વહાલા હાલી ન શકીએ
બેઠી રહીએ તો અમે બળી મરીએ રે અ–૨
આ રે ધરતીએ નથી ઠેકાણું રે વહાલા હેરી
પર ધરતીની પાળે અમે ફરીએ રે ! અ–૨

કબીર સુરદાસનાં ભજનો, ભોજાનું 'સંતો ભાઈ ભુવનજીત્યા ભવ સારા' અને મેઘાણીનું 'કસુંબીનો રંગ' આ બધાં ગીતો આ વર્ગમાં આવે.

III આ વર્ગમાં ધ્રુવપંક્તિને સમાન્તર પંક્તિઓ રચવાને બદલે ધ્રુવ-પંક્તિ જ ગીતમાં પુનરાવર્તન પામતી આવે ને સ્વરૂપ બંધાતું આવે.

કોણે રે દૂભ્યો ને કોણે વીંધિયો
કલંકીએ કોણે કીધા ઘા ? અ૧
કોણ રે અપરાધી માનવજાતનો
જેને સૂઝી અવળી મત આ ? અ૨
રુધિરે રંગાયો હરિનો હંસલો ક્ષ

અહીં હવે દરેક કડી સાથે 'રુધિરે રંગાયો હરિનો હંસલો' આવ્યા કરશે. આ વર્ગમાં પ્રહલાદની 'મારા રે હૈયાને તેનું પારખું' જેવી રચનાઓ આવશે. બાલમુકુન્દનું 'આવે રે રાજાનો રાજા મેહૂલો !' પણ આ જ વર્ગમાં મુકાશે.

IV રાજેન્દ્રનિરંજનના અને અન્ય કવિઓનાં ગીતો સૌથી વધુ આ સ્વરૂપમાં ઢળેલાં છે. જેમકે ઉશનસ્નું 'વ્યર્થ જશે ?' જોઈએ:

વ્યર્થ જશે શું ફેરો ? ક્ષ૧
દિવસ વીત્યો એમ જ ભટકારે
પડી ગઈ રાતે સંધ્યા અ૧
સપન ફૂલ કયહીં દૂંઢું રે આનન ?

ભૂમ આ એટલી વંધ્યા ! અર
અવર ફૂલોનો વ્યર્થ વળી વિખરાતો વસંતમેળો ક્ષર

આ ચોથા પ્રકારની અંતરંગરચના અનિલ જોશીના ગીત પાછળ પડેલી છે. આ સંરચનામાં રહીને અનિલે ગીતની અભિવ્યક્તિમાં જે આગવી ભાષામુદ્રા ઊભી કરી છે તેને તપાસીએ. ગીતની પહેલી જ પંક્તિ કોઈ ચોક્કસ અર્થમાં ખોડી ન શકાય તેવી તરલ છે :

અમે (બરફનાં) પંખી રે ભાઈ ટહુકે ટહુકે (પીગળ્યાં !) આ પંક્તિનો 'અમે પંખી રે ભાઈ ટહુકે ટહુકે' જેટલો ભાગ લગભગ સ્પષ્ટ છે. અર્થગ્રહણની મુશ્કેલી ઊભી થાય છે તે બે સ્થાનોએ. એક તો પંખીને 'બરફનાં' વિશેષણથી જોડયું છે. અને પંખીની સાથે ભાગ્યે જ જાય તેવું 'પીગળ્યાં' ક્રિયાપદ યોજવું છે. આમ થતાં, આખી પંક્તિ વ્યવહારભાષાના વ્યાકરણથી ફંટાઈ જાય છે. 'બરફનાં પંખી' વાકયખંડની નીચે ષષ્ઠિના સંબંધ અંગે કરત વધારે અંતરંગ સંરચનાઓ પડેલી લાગે છે :

બરફનાં પંખી–બરફનાં બનેલાં પંખી

કે

બરફમાં રહેનારાં પંખી

(બરફના પ્રદેશમાં રહેનારાં પંખી)

આ બંને સંદર્ભો પંખીની બાબતમાં સાચા છે. પરન્તુ પંકિતમાં મુકાયેલું 'પીગળ્યાં' ક્રિયાપદ અર્થને નિયંત્રિત કરી પહેલી જ શકયતાનો સ્વીકાર કરાવે છે. હવે જુઓઃ

'ટહુકે ટહુકે પીગળ્યાં !'

અહીં પંખીઓ બરફનાં છે એ જાણી લીધા પછી 'પીગળવું' ક્રિયાપદ અસંગત નથી રહેતું પરંતુ 'ટહુકે ટહુકે' ક્રિયાવિશેષણ 'પીગળ્યાં' જેવા ક્રિયાપદ સાથે તરત સંગતિ કરતું નથી. જરા વિચારીએઃ

(૧) દિવસે દિવસે પીગળ્યાં

( ૨ ) ક્ષણે ક્ષણે પીગળ્યાં
( ૩ ) ટહુકે ટહુકે પીગળ્યાં

(૧) અને (૨) સાથે (૩) ને સરખાવતાં લાગે છે કે ટહુકો એ સમયના એકમ તરીકે જાણે કે મૂકાયો હોય. એક ટહુકો, પછી બીજો ટહુકો પછી ત્રીજો ટહુકો. પંખીના સમયની, જીવનની, ગણતરીનો એકમ ટહુકો બને છે 'પીગળ્યાં' ક્રિયાપદ પણ બાહ્ય આંતરિક ક્રિયાને સૂચવે એવું સબળ છે. બરફનું પંખી પીગળે એ બાહ્ય ક્રિયા છે પણ ટહુકે ટહુકે અંદરથી પીગળી જાય એ આંતરિક ક્રિયાનો સંકેત પણ લઈ શકાય તેમ છે. અહીં 'અમે' કોણ? આપણે ત્યાં કવિનો સૃજન સાથેનો સંબંધ છે. પંખી દ્વારા કવિની અહીં કેફિયત છે? પંખીનો ટહુકે ટહુકે એનું અસ્તિત્વ પીગળતું આવે છે; એક એક ટહુકો એના અસ્તિત્વની ભંગુરતા સામેનો સામનો છે? રિકેબી ગરમ પદાર્થ ભરેલી રકાબીમાંથી પ્રતિક્ષણે ઉત્ક્ષિપ્ત થતી બાષ્પની નજીકનું આ બરફનાં પંખીનું પ્રતિરૂપ છે? પહેલી પંક્તિમાં બરફની બનેલી કાયા અને પ્રતિક્ષણ ટહુકે ટહુકે પીગળવાની ચાલુ ક્રિયાને સ્થાપિત કર્યા પછી પંખીનું અસ્તિત્વ કેવી પ્રકૃતિજ નિયતિ વચ્ચે છે તેનો આલેખ હવે પછી શરૂ થાય છે.

લૂમાં તરતો ઘોર ઉનાળો
અમે ઉઘાડે ડિલે
ઓગળતી કાયાનાં ટીપાં
કમલપાંદડી ઝીલે !

બરફને માટે 'ઉનાળો' સિવાયની કઈ બીજી વિષમ પરિસ્થિતિ હોઈ શકે? આ 'ઉનાળા'ને પણ કવિએ ઉત્કટ બનાવ્યો છે. ઉનાળો ઘોર છે, ઘોર છે એટલું જ નહિ-પણ લૂમાં તરતો 'ઘોર' છે. તરતો ક્રિયાપદ આગળ અટકી ઉષ્ણતા વસ્તુને હલકી કરે છે ને ઉનાળો તરે છે? કે લૂના પ્રવાહીમાં ઉનાળો તરે છે? કે લૂમાં જુદો તરી આવે, એવો ઘોર ઉનાળો છે? બરફનાં પંખીની સામે 'લૂમાં તરતો ઘોર ઉનાળો' આટલી

વિષમ પરિસ્થિતિ ઓઢી હોય તેમ પંખીને સાવ અનાવૃત્ત બતાવ્યાં છે! 'અમે ઉઘાડે ડિલે' કોઈ સંરક્ષણ નહિ, કોઈ કવચ નહિ. બરફ જેવો ભાગ્યે પીગળતો અટકાવાય એવો પદાર્થ, એમાં ઘોર ઉનાળો અને એમાં ય બરફનાં બનેલાં પંખીઓના ઉઘાડાં દિલ–શીતોષ્ણ સંવેદનો (Thematic expereences)ને કવિએ સફળતાથી ઊપસાવ્યાં છે, ત્યાર પછી 'ઓગળતી કાયા'ના ટીપામાં ઓગળવાની ક્રિયાને મૂર્ત તો કરી છે. પણ સાથે સાથે બરફની ઓગળવાની ક્રિયાનો કાયાના ઓગળવા તરફ ખસતો અર્થભાર નોંધવા જેવો છે. 'ટીપાં'ને ઝીલનાર કમલપાંદડી છે. શીતોષ્ણ સંવેદનમાંથી પંક્તિ એકદમ સ્પર્શસંવેદન પર પહોંચે છે. ટીપાં અને કમલપાંદડીના સંકેતો સર્જનપ્રક્રિયાને સૂચવી રતિભોગથી ભાવાભિવ્યક્તિ સુધીના સંદર્ભો આવરે તેવા છે. હવે પછીની પંક્તિ જોઈએ.

'ખરતાં પીછે પડછાતી બપ્પોર મૂકીને નીકળ્યાં'

અત્યાર સુધી બરફના સંદર્ભમાં ઓગળતા ટીપા દ્વારા સૂચવાતી ભંગુરતા નવું કલ્પન હાથ ધરે છે. 'ઓગળતાં ટીપાં'ને સ્થાને આવે છે, 'ખરતાં પીછાં' સંદર્ભ પંખીની નજીકનો જ લીધેલો છે પણ પંક્તિ ધ્યાન ખેંચે છે એના વ્યત્યયને કારણે. પરંતુ પીછું નથી પછડાતું, પણ બપ્પોર પછડાય! ખરતું પીછું સ્વાભાવિક રીતે તો પછડાય, પણ અહીં કવિએ વાક્યમાં અપેક્ષાભંગ સાથે 'પછડાય'ને સ્થાને 'પડછાય' શબ્દ ગોઠવી દીધો છે. પછડાય, પડછાય શબ્દમાં પણ વર્ણોના સહજ વ્યત્યયથી કવિએ મોટું કાજ સિદ્ધ કર્યું છે.

આ પછીનો ગીતનો આંતરો પંખીના જીવાતુભૂત બરફ તત્ત્વની લાક્ષણિકતાનો વિનિયોગ કરે છે. બરફની સપાટી કાચ જેવી પરાવર્તનશીલ હોય અને બરફનું બનેલું પંખી એવી પરાવર્તનશીલતા બતાવે છે એ ઘટનાની પ્રવિધિ દ્વારા કવિએ પંખીનું એની આસપાસના જગત સાથેનું અનુકૂલન (adjustment) અને પંખીની પ્રતિકારયુક્તિ (defence mechanism) બતાવ્યાં છે, ઉપરાંત એની આંતરજગતની

વિવિધ ભાવમુદ્રા (mood reflections'ના અનુસાર પણ આપ્યા છે:

લીલા સૂકા જંગલ વચ્ચે
કાબરચીતરાં રહીએ
નભમાં ઊડતાં સાંજ પડે તો
સોનલવરણાં થઈએ
રાત પડે ને ડાળ ઉપરથી કોયલ થઈને ટહુકયાં !

બરફ પર પરાવર્તિત પરિસ્થિતિઓ :

૧ લીલા સૂકા જંગલ ( ને કારણે ) કાબરચીતરાં રહીએ

૨ સાંજ પડે તો ( ઝાંયને કારણે ) સોનલવરણાં થઈએ

૩ રાત પડે તો (અંધકારને કારણે) કોયલ (વરણાં) થઈને ટહુકયાં !

અહીં જંગલ/લીલા/સૂકા/કાબરચીતરા /નભ સાંજ/ સોનલવરણા/રાત/ કોયલ આ બધા શબ્દોના અધ્યાસો ઘેરી રૂપકાત્મકતા ઊભી કરે છે. જેમકે

'લીલા સૂકા જંગલ વચ્ચે' એટલો જ વાકયખંડ લઈએ. લીલા એટલે લીલાછમ અને ભીના એમ બંને અર્થ પ્રગટ થાય છે. 'લીલી સૂકી' જેવી કહેવતની નજીક પણ સરકાવી શકાય તેવી શકયતાવાળું વિશેષણ છે; કારણ જંગલ જંગલ જ નહિ, જીવનારણ્ય પણ હશે ને ? લીલાસૂકાની સામે કાબરચીતરાં રહેવું એમાં પંખીનું અનુકૂલન કે એની પ્રતિકારયુક્તિ હશે. (પ્રાણીઓની રંગો બદલવાની કલા જાણીતી છે.) 'સોનલવરણ' માં અનુકૂલનથી વિશેષ ભાવમુદ્રાનું પ્રગટીકરણ લાગે છે. ને છેલ્લે રાત પડે તો ? વિપરીત સ્થિતિને પણ અનુકૂળ કરી એને ઉત્સવમાં પલટી નાખતી પરાવર્તિતતા બરફનાં પંખી પાસે બચેલી છે, માટે જ રાત પડે ને ડાળ ઉપરથી કોયલ થઈને ટહુકી શકે છે. આ ગીતરચના પરંપરાનાં પંખીમાંથી જે રીતે બરફના પંખી સર્જે છે; અને ઉનાળો, કમલપાંદડી, જંગલ સાંજ રાત વગેરે પરંપરા સામગ્રીને જે રીતે બરફનાં પંખીના સંદર્ભમાં રૂપાન્તરિત કરે છે, એ ક્રિયામાં પરંપરાના ગીતસ્વરૂપને આ રચના અતિક્રમી ગઈ છે. □



# જ્યૉં કૉકતૉનું

## આત્મનિવેદન

□ અનુ : પ્રમોદકુમાર પટેલ

**મને** જે અનેક વિષયો ભીસી રહ્યા છે તે દરેક વિશે કશુંક કહું એવું મને થયા કરે છે પણ એ પ્રલોભનને હું રોકવા ચાહું છું; એ રીતે બધા વિષયોને સ્પર્શવા જાઉં તો પછી મારે અટકવું ક્યાં? પેલા ચિત્રકારો જેવી જ મારી દશા થાય–તેઓ જ્યાં ચિત્રની ફ્રેમ ચીતરી રહે ત્યાં તેમને પ્રશ્ન થાય કે આ દીવાલ શા માટે ન ચીતરવી? અને દીવાલો ચીતરીએ તો આ ઘર શા માટે નહિ? અથવા પેલી જિપ્સી કન્યાઓ જેવી મારી સ્થિતિ ન થાય? તખ્તા પરથી તેઓ નીચેના ખંડમાં ઊતરી આવે અને ટેબલે ટેબલે ઘૂમતી રહે અને પછી તો શેરીમાં જ પહોંચી જાય...

'ઈફિજિનિયા' રચાયા પછી ગ્યુથેએ એમ જાહેર કર્યું હતું કે તેનું સર્જનકાર્ય પૂરું થયું છે અને હવે પછી તેને જે કંઈ વસ્તુ આવી મળશે તે તો ભાગ્યવિધાતાની બક્ષિશમાત્ર હશે. મારી બાબતમાં મને એમ લાગ્યા કરે છે કે મેં બધા જ ખૂણાઓમાં ચમચો હલાવી જોઈ છે અને તળિયે હવે કશું જ બાકી દેખાતું નથી. હું મારી જાતને ભ્રાંતિમાં રાખી શકતો હોત તો ઠીક વાત હતી. અને એમ ન કરી શકું તો એ બાબત મને કોઈ રંજ પણ નહિ હોય. લોકો હરખથી કહેતા હોય છે કે મારી સર્જન-શક્તિ હવે વસૂકી ગઈ છે પણ મારી કૃતિઓ વિશે તેઓ કંઈ જ જાણતા હોતા નથી. તેઓ અમુક ખંડોથી પરિચિત હોય એમ બને પણ એ રીતે તો આરંભ જાણ્યા વિના અંતની તલાશ તેઓ કરી રહ્યા હોય છે. એટલે મારા અંગૂઠાને હું ચૂંટી ખણી રહું, મારી કૃતિને મૂળિયાં ફૂટે, એની શાખાઓ પ્રકાશમાં વિસ્તરી રહે અને મારે માટે થોડી શીતળ છાયા રચે, તો મને એનો આનંદ થશે.

મારી લેખનપ્રવૃત્તિને કોઈ સૌંદર્યપરક ખ્યાલ દોરી રહ્યો હોય છે એમ કોઈ રખે માને. માત્ર 'શૈલી'નો ખ્યાલ જ મને પ્રેરી રહ્યો હોય છે. શૈલી એટલે શું ? તો કે, શૈલી એટલે જીવન. શૈલીના માર્ગે ચાલતાં દરેક બિંદુઓએ એવી રીતે જીવંત બની રહેવી જોઈએ કે કળાકારની સામે રહેલા કોઈ 'નમૂના' કરતાં તેની પોતાની ઉપસ્થિતિ તેમાં પ્રબળતાથી વરતાઈ આવે. લોકસમૂહ તો કેવળ એવા નમૂનાની શૈલીનો જ ખ્યાલ કરવા પ્રેરાય છે પણ તેઓ એ વાત ભૂલી જાય છે કે કળાકારને એની આગવી શૈલી સંભવે છે–જો તેની શૈલી વાસ્તવિક જીવન જોડે ધબક ઝીલતી રહેતી હોય. 'શૈલી' એટલે 'પ્રતિભાની ચિરંતનતા' એમ હું અર્થ કરું છું, સાહિત્યના ક્ષેત્રમાં શૈલી એની કૃતિની ગહરાઈ અને આકારને અતિક્રમી જાય છે. સાહિત્યકાર જે શબ્દોને ગૂંથી લે છે તેને તે ભેદી જાય છે : આંખ કે કાન પણ જેનું ગ્રહણ ન કરી શકે તેવો એક સાતત્યપૂર્ણ રણકો એમાંથી ઊઠ્યા કરે છે. અમુક અર્થમાં એને આત્માની મુદ્રા કહી શકાય; અને સાહિત્યકારમાં જો આ શૈલીનો ઉદ્‌ભવ થંભી જાય, અને માત્ર અર્થહીન તરેહોની ગૂંથણીમાં તે રચ્યોપચ્યો રહે તો ત્યાં તેના લેખનમાં આત્મા જ નથી હોતો, તેનું સમસ્ત લેખન નિષ્પ્રાણ રહી ગયું હોય છે. એટલા માટે જ તો એ વાત હું ફરી ફરીને દોહરાવતો રહ્યો છું કે કળાકારમાં 'નીતિપરક વિકાસ' એ જ માત્ર સાચો વિકાસ છે, અને જે કંઈ મૂલ્ય સંભવે છે તે તેના આ નૈતિક વિકાસનું છે. કેમ કે, આત્માની જ્યોત જ્યાં એકદમ ઝાંખી પડવા આવી કે તરત જ તેની શૈલીનું વિઘટન થઈ જાય છે. કળાકારનો નૈતિક વિકાસ પોતાના વ્યક્તિત્વને તપોમય કરવામાં રહ્યો છે. શૈલીના સંરક્ષણની વાત તો આપણે માટે ઇલાજ જેવી ગણાય; આપણે તરત જ એની નિર્બળતા પામી જઈ શકીશું.

શૈલી વિશે જાહેર ઉલ્લેખ કર્યા વિનાય વ્યક્તિ તેને ઓળખી લે છે. જો કોઈ ચિત્રકાર કાગળ પર ફેસનું ચિત્ર આલેખે તો એ કોણે દોર્યું

હશે તે હું કહી શકું. ગ્રંથને અધખુલ્લો કરીને જોઉં તો, આખો ગ્રંથ જોયા વિનાય, તેના કર્તાને ઓળખી શકું. આ જે શૈલીનું પ્રગટીકરણ છે તેના પર લોકોની નજર જતી જ નથી, અને એ શૈલીના માત્ર બાહ્ય આવરણને જ તે તાકી રહે છે. આ રીતનું બાહ્ય આવરણ જેટલું વધુ નજરને રોકે છે, તેટલા પ્રમાણમાં શૈલી દૃષ્ટિગોચર થતી નથી. કેમકે, બાહ્ય આવરણનો જ તેઓ મહિમા કરવા ટેવાયેલા છે. વિલન કરતાં રોન્સાર્ડ સારો, સ્ટૂઅર્ટ કરતાં સ્યૂમાન સારો, સિઝાને કરતાં મોને સારો, એમ પોતાની રુચિ બનાવીને તેઓ થંભી જાય છે. પણ જેણે શૈલીનાં બાહ્ય આવરણો ફગાવી દીધાં છે તે એરિક સેટિમાં તેઓ શું જોઈ શકે? સ્ટ્રેવિન્સ્કીએ જેને જીવતી કરી મૂકવાને ખોજ આદરી તેમનામાં તેઓ શુ પામી શકે? બિથોવન અને વાગ્નેરની રચનાઓ જે રેશમી આભૂષણોથી મઢાયેલી છે તે જોઈ તેઓ ખુશ થાય છે; પણ એ આભૂષણો જેને વીંટી રહ્યાં છે તે શૈલી, ગમે તેટલી ઓજસ્વતી હોય, તેઓ જોઈ શકતા નથી.

તમે કહેશો કે માણસ કંઈ પોતાના હાડપિંજરનું પ્રદર્શન ન કરે એ તો શિષ્ટાચારનો ભંગ કહેવાય પણ શૈલી કંઈ હાડપિંજર નથી: એ તો એના દેખાવથી, સ્વરના રણકાથી, ભાવમુદ્રાથી, દેહભંગિથી, એનું સમસ્ત સજીવ વ્યકિતત્વ પ્રગટ થઈ જાય તેવી અખિલાઈથી પ્રગટ થઈ જાય છે. પ્રકૃતિની ગત્યાત્મકતા અને તત્ત્વજ્ઞાનીઓ જેને વિશે સંમતિ સાધી ન શકે એવી જીવનની આધારશિલાની ઓળખ તેને છે. સંગીતરચના, ચિત્ર, શિલ્પ કે કાવ્યકૃતિ આપણી સાથે બોલવા માંડે તે પહેલાં જ આપણે એની શૈલીને ઓળખી લીધી હોય છે. કળાકાર આ દૃષ્ટિગોચર જગતથી જ્યારે ઊફરો જાય છે અને પોતાની કૃતિના રૂપને પોતાના શાસન નીચે આણે છે ત્યારે એ શૈલી આપણને અંદરથી સળવળાટ જગાડી જતી હોય છે સંગીતની કળામાં જેટલાં રૂઢ વસ્તુરૂપો કે અર્થહીન રૂપો વ્યકત થઈ શકે તેટલાં બીજી કોઈ કળામાં શકય નથી. અને આપણે સંગીતમાં જે કંઈ સાંભળવાને ટેવાયા હોઈએ છીએ તેને જ સંગીતસર્જક બાદ કરવા જાય તો

તે ચિત્રકાર કે લેખકની જેમ શ્રોતાઓને ડુબાવી મૂકે છે. પણ સંગીત-સર્જકોમાં યે એવી વિરલ કૃતિ મળે છે. જેમાં એની શૈલી કોઈ પ્રેતછાયા શી પ્રત્યક્ષ થઈ ઊઠે છે, અને એ પ્રત્યક્ષીકરણ તે કંઈ વિશેષ સભાનનાના પરિણામે નહિ પણ માત્ર બીજી કોઈ રીતના પરિણામે જ સંભવે છે. કાયમ સંગીતમાં શૈલી ત્યારે, મૂર્તિમંત બની ચૂકી હોય છે.

સ્ટ્રેવિન્સ્કી સાથે મેં 'ઈડિપસ રેક્સ'ની રચના કરી એ સમયે આલ્પ્સ મેરિટાઈમ્સમાં થઈને અમે યાત્રા કરી. એ વખતે માર્ચ બેઠો હતો. પર્વતોમાં બદામનાં વૃક્ષો મ્હોરી ઊઠ્યાં હતાં. એક સંધ્યાએ એક બગીચામાં અમે ચા માટે રોકાયા ત્યારે 'ફોસ્ટ'માં જ્યાં ગુનોહ પોતાને અતિક્રમી જાય છે અને જ્યાં મેલડીની સ્વપ્ન જેવી અસર વરતાય છે તેનો અમે ખ્યાલ કરતા બેઠા હતા. ત્યાં પાસેના ટેબલ પરનો માણસ ઊભો થયો અને તેણે પોતાની ઓળખ આપી. તે ગુનોહનો જ પૌત્ર નીકળ્યો, તેણે અમને કહ્યું કે 'ફોસ્ટ'માંની મેલડીઓ ગુનોદે સાચે જ સમણાં જેમ સેવી હતી અને જાગ્યા પછી તેમણે તેને સ્વરાંકિત કરી હતી ! આપણાં સ્વપ્નોમાં યે જે આપણને વિહરવા દે તે આપણી ચિદ્-શક્તિઓના વિસ્તારને કેવી રીતે ઓળખીશું ? આ કારણે જ સતે કહેતો : 'ફોસ્ટ'માં વ્યક્તિ સ્નેહમગ્ન બને છે, 'ટ્રિસ્ટાન'માં વ્યક્તિ એ માટે સભાન પ્રયત્ન કરે છે.'

આ આદર્શ શૈલી મહાન સર્જકોનાં જીવન સાથે આંતરસંવાદ સાધીને વિસ્તરે છે. તેમનાં કાર્યોની સાથે સાથે તે ચાલે છે, અને તેની સાથે તેની ખેંચતાણ પણ થાય છે...



[ જ્યાં કોકતોના આત્મનિવેદનનો
એક અંશ ]



# શોધું છું જે રસ્તા

☐ ચંપૂ વ્યાસ

**આમ** તો રસ્તાઓ શોધવાના હતા મારે, પણ નવી નવાઈની વાત એ બની કે રસ્તાઓ જ મારા ઘરમાં આવી ગયા. મારા ઘરમાં ને પછી તો મારું ઘર બની ગયું નગર. ગમી જાય એવી વાત છે. ખાસ તો શોધે છે જે રસ્તા એને મળી જાય એ રસ્તા પોતાના જ ઘરમાં ને બની જાય ઘર એક નગર એ ગમી જાય એવી વાત તો ખરી જ.

પણ એ તો વાત ગમી જાય. એ વાત જે વીતાડે છે મને, એ જાણે શિલ્પાનું હૃદય. વાતમાં જે બને તે આપણી અંદર બને? ચેતનાનો હનનકાંડ સર્જાયો છે હૃદયમાં તો. ગઈ કાલે આ રસ્તા હતા જે નગરમાં એ આખું નગર રસ્તા સમેત આવી ગયું મારા ઘરમાં. રસ્તા એટલે પહોળા ચોખ્ખા રાજમાર્ગો જ નહિ. રસ્તા એટલે રસ્તા વળી. કૂંચી છાપ ગલીઓ વટાવી, ગલીઓના ખાંચાઓ, ખાંચાઓનાં ફળિયાં ને ફળિયાંનાં નેળિયાં વટાવતાં વટાવતાં રસ્તો શોધવાનો છે જે મારે ને શોધેલું ને જોયેલું છતાં શોધવાનું ને જોવાનું છે જે ઘર-તે બધું જ-ફળિયાં નેળિયાં, ગલીઓ, કૂંચીઓ, ખાંચાઓ, વળાંકો આવી ગયાં મારા પોતાના જ ઘરમાં.

શિલ્પા એમાં કોઈ દિવસ નથી જડવાની મને.

જેનું ઘર શોધવા હું ગઈ કાલ સુધી સાઈકલ બની હાંફતો હતો, મોટરબાઈક બની ઘુરઘુરતો હતો ને સિટીબસ બની રાતોચોળ થતો હતો એ ઘર હવે શોધવાનું છે મારે મારા જ ઘરના રાજમાર્ગોના વળાંકે વળી ફળિયાંનાં નેળિયાં ખૂંદી ગલીઓમાં કૂંચીઓ લગાડી. મારે......મારા જ ઘરમાં.

ગૂંચળું બની ગૂંચાવાથી શિલ્પા નથી મળવાની મને.

રસ્તા જ્યારે રસ્તા પર હતા અને નગર જ્યારે હતું ઘરબહાર

ત્યારે મારે મન જોજનો દૂર એવા શિલ્પાના ઘરને સોઠો ત્રણ કિ.મિ.ના માપે માપતા પિતાજી જ્યારે શિલ્પાના પપ્પાને મળવા ગયા હતા ત્યારે બસના કંડકટરે રૂપિયાની નોટ સામે આઠ પૈસાનું પરચૂરણ પાછું આપ્યું હતું, એ સિક્કા પિતાજીના પહેરણમાં ખખડયા કરે છે દિવસરાત, શિલ્પાને ઘેર તો પિતાજી દશ મિનિટ માંડ બેઠા હશે. પછી તો કારમાં બેસી કારખાને ગયા હતા બંને જણ. કાર ને કારખાનું તો શિલ્પાના પપ્પાનાં, પણ રૂઆબ ભારે પિતાજીનો. શિલ્પાના પપ્પા ઘર સુધી મૂકી ગયેલા પિતાજીને. પણ રાવબહાદુર નરોત્તમદાસ માર્ગની આઠમી ગલીના ત્રીજા ખાંચે આવેલા ઘર નં. ૧૬૩૨/સી સુધી કાર આવી શકે એવો રસ્તો નથી ને નરોત્તમદાસ ક.ઈ માગ પિતાજી નથી. પિતાજીએ કારમાંથી ઊતરીને બારણું જોરથી અફાળીને વાસ્યું હતું ને આવજોબાવજો કાંઈ કહ્યું નહોતું એટલે આવવાજાવવાનું બંધ થઈ ગયું હતું –

—અને રસ્તો કાઢવાનો છે મારે. શિલ્પા શી રીતે રાવબહાદુર નરોત્તમદાસ માર્ગની આઠમી ગલીના ત્રીજા ખાંચે આવેલા ઘર નં. ૧૬૩૨ સી સુધી આવી શકે ?

હવે તો મારા ઘરમાં આવી ભરાયેલા રસ્તાઓ સાથે નરોત્તમદાસ માર્ગ પણ આવી ભરાયો છે ને ઘર નં. ૧૬૩૨/સી પણ સાથે સાથે આવી ગોઠવાયું છે. પણ મૂંઝવણ એ વાતની છે કે મારા ઘરમાં મારું ઘર શોધવું શી રીતે મારે ? વળી એ ઘરથી ત્રણ કિ. મિ. દૂર આવેલું શિલ્પાનું ઘર પણ પાછું મારા જ ઘરમાં. તમે તો ગેલમાં આવી ગયા આ વાત જાણી. પણ આવી જાઓ જરા આ તરફ અને તમે બની જાઓ પિતાજીના નામની ભૂરી દીવાલને જુઓ દીવાલજડિત જરીપુરાણા કબાટ નીચેનો સંચ. સંચમાં દસ્તાવેજ છે વડદાદાના ખેતરનો ને એમાં પિતાજી રોજ જુએ છે રસ્તો શિલ્પાના ઘરનો. શિલ્પાના પપ્પા લાંબાટૂંકા થાય રોજ એ પીળા રંગના કાગળિયાના કટકે

એ રસ્તે તો શિલ્પા મારે નહિ જોઈએ. કહ્યું ને એ રસ્તો શિલ્પાના ઘરનો મારા માટે બંધ.

જાઓ તમે તમારા રસ્તે. પણ એ રસ્તોયે આખર તો મારા ઘરમાં કે ? થોભો. ડોકું ધૂણાવવું રહેવા દો. વાત સાંભળો. વડદાદાના ખેતરમાં જે આવનજાવનના હકદાર અમે એ રસ્તા પર આવી ગયું છે શિલ્પાના પપ્પાનું કારખાનું. દોઢ કરોડની ઈમારત વચ્ચેથી તોડી અધવચ્ચે રસ્તો દઈ દે તો રહે અમારું જવાઠેકાણું. કાયદેસરની વાત ઈમારત તોડે. તોડે એને તેથી ડોલે દશ હજાર કારીગરનાં માથાં. બોલે લાખ લાખના બોલે તેથી તો શિલ્પાના પપ્પા. શિલ્પાના પપ્પા ન્યાયમંદિરનો ઝૂલતો હાથી પિતાજીને મન. એનો રોજ રંધાય કંસાર કે રસ્તો અમારા ઘરમાં જ છે...રસ્તો અમારા ઘરમાં જ છે.

ના ના શિલ્પા, એ રસ્તે તું આવે તો તને તારા પુરુષોત્તમની આણ.
પણ પેલે રસ્તે નહિ જતી તું કદી. પેલે રસ્તે..
—રાતાં રાતાં લોહીબુંદ શી સિટી બસો.
—કાળી ડાળી કીડી જેવી ઝટપટ ફરતી રીક્ષાઓ.
—કોહ્યા છાણમાં ફૂટચાં કિટાણું જેવા ખદબદ માણસો.
—દીવાસળીનાં ખોખાં જેવી બહુમાળી ઓફિસબિલ્ડીંગો.

એક ખોખાના હૉર્સહેડમાં સોય ભોંકી કાણું પાડી બારી બનાવી એમાંથી ટગર ટગર તાકી રહેલો જિગરઅમી પ્રાયવેટ લિ.નો બોસ એટલે મિ. લાખાણી એટલે શિલ્પાના પપ્પાનો યુવાન ભાગીદાર એટલે શિલ્પાનો કોઈ અમુકતમુક કે અલાણોફલાણો—

દેખાય છે તમને ?

તેના હાથનું બાઈનોક્યુલર ઠરી ગયું છે તેના દાંતના પોલાણ જેવડા પબ્લિક પાર્કના બાંકે બેસી અમથું ગમતું હસતાં હસતાં રમતાં રડતાં મારા ને શિલ્પાના ચહેરા પર. શિલ્પાનો પારો ચઢયો છે એના દિમાગમાં ને એ કાઢવા મથે છે કચ્ચરિયું મારું ને મારે કાઢવાનો છે—

એનો રસ્તો. એ રસ્તો ભૂરી દીવાલમાં જડાયેલા કબાટ નીચે સંચમાં રહેલા વડદાદાના દસ્તાવેજમાં છે છે ને છે એમ પિતાજી રોજ કહે છે.

એમ કહેતાં કહેતાં પિતાજી ખુદ ભૂરી દીવાલ બની ગયા છે. શિલ્પાના પપ્પા નગરપતિ છે ને આખા નગરના રસ્તા આવી ભરાયા છે મારા ઘરમાં ને કઠ્ઠાગરા બનીને ગોઠવાઈ ગયા છે ભૂરી દીવાલની આસપાસ.

મારે તો જોજનો ચાલવાનું છે એ રસ્તા પર. મારા જ ઘરમાં. ઘૂમતાં ઘૂમતાં રસ્તે રસ્તે ગલીએ ગલીએ ખાંચે ખાંચે ફળિયે ફળિયે એક એક શ્વાસનું ફૂલ મૂકવાનું છે શિલ્પાના નામે ને ચઢવાનાં છે શિલ્પાના ઘરના ત્રણ ત્રણ દાદરનાં પગથિયાં ને પછી બેસવાનું છે પાછું ઝૂલે ને પછી ઝૂલતાં ઝૂલતાં સામેની ટીપોય પર પડેલા કૉફીના કપમાં ઓગાળવાના છે સુગરક્યુબ્સને ને પછી હાલતી ચમચી વડે છેક તળિયેથી હાલી ઊઠેલા પ્રવાહીને ઝૂલતાં ઝૂલતાં પૂછવાના છે પ્રશ્નો —

કે રસ્તો...

ના...રે ના, શિલ્પા, ભીંત ભૂલીને ભૂરી દીવાલને અવલંબું તો ભૂંસી નાખજે મારું નામ.

કડવા કડવા કૉફીકપમાં ગળપણને ઓગાળી દેતાં હાલ હાલતાં પ્રવાહીને પૂછવાના મારે ઝૂલતાં ઝૂલતાં કડગળપણના પ્રશ્નો—

લડખડતા આ લયના રસ્તા હથેળીઓમાં ચઢશે ક્યારે ?

રસ્તા મળશે ક્યારે ?

બુધગુરુના પહાડોને સ્પર્શીને સરતા રસ્તાના આ સમાંતરે તો મળશે ક્યારે ?

રસ્તા જડશે ક્યારે ?

મારા ખુદના લોહીબુંદને-તમે કહો તો-સરતું મૂકું હથેળીઓના રસ્તા વચ્ચે ?

રસ્તા ફળશે ક્યારે ?

કુરુક્ષેત્રના ખંડખંડમાં લાલબુંદના અનુભવોને રાતીમાતી હથેળીઓના અનુભવોની લોહીયાળ કો વાન મળે તો મળશે ક્યારે ?

કે વાળી દઉં મુઠ્ઠી ? 

## રેતના ડુંગર

□ કિશોરસિંહ સોલંકી

તમને, કોઈ દિવસ નહિ ને આજે એકાએક કામવૃત્તિ જાગે છે. વૃત્તિ એટલે કે તીવ્રેચ્છા. તમે તમારી વૃત્તિને રોકી રાખી શકો એટલા સુજ્ઞ છો પણ આ વૃત્તિ તમારા કાબૂ બહારની છે. તમે રઘવાયા રઘવાયા થઈ જાઓ છો. તમે વિચારો છો કે, જિંદગીમાં આટલી ઉંમર થયા પછી આજે પ્રથમ વખત આવી પ્રબળ વૃત્તિ જાગી છે. વૃત્તિનું સમાપન કરવું જોઈએ એટલે આજુબાજુ ભૂખી નજરને ફેરવો છો; ત્યારે તમને ખ્યાલ આવે છે કે, ચારેબાજુ, ક્ષિતિજ સુધી પથરાઈને પડી છે રેત...રેત...રેત... જ્યારે તમે માનવ-સમાજ વચ્ચે હતા ત્યારે કોઈ દિવસ નહોતી જાગી આવી વૃત્તિ; એટલે જ તમે ધરતીમાતાને ખૂબ ખૂબ પ્રેમ કરતા હતા, પૂજા કરતા હતા, બચ બચ ધાવતા હતા, મા...મા...પોકારતા હતા. તમે આ ધરતીને પામવા નીકળ્યા છો. તમે દરેક સ્ત્રીમાં ધરતીમાતાનાં દર્શન કર્યાં છે. ધરતી એટલે કે રેત. તમે ફરીથી દિશાઓ માપો છો. તમારી આંખોમાં આવીને આબોહવા માંડે છે રેત. ક્યાંય કોઈ પંખી, વૃક્ષ અથવા ઝાંખરું પણ જણાતું નથી. કે એકાદ મિનિટ સુધી તમારી કામવૃત્તિને પંખીના પીંછા ઉપર, વૃક્ષની ડાળ કે પાન ઉપર અથવા ઝાંખરાના કાંટા ઉપર ઠેરવી શકો. તમારી નસોમાં સો સો ઘોડા એકસાથે હણહણી ઊઠે છે. ઊંટોની નીકળી પડે છે વણઝાર. તમારી વિહ્વળતા વધતી જાય છે. તમે વાંકા વળીને રેતની મુઠ્ઠીઓ ભરો છો. તેથી તો તમારી વૃત્તિનો વેગ વધે છે-ઘટતો નથી. તમારા આંખોમાં કોઈ કીડી, કોઈ જીવડું, કોઈ જંતુ અથવા કોઈ જ ડોકાતું નથી- ડોકાય છે માત્ર કામવૃત્તિ. તમારા શ્વાસો-

શ્વાસની ગતિ વધતી જાય છે. તમારી વૃત્તિના કારણે તમે તમારી જાતને પણ સાચવી શકતા નથી. વારંવાર તમારી આંખો આજુબાજુ ફર્યા કરે છે–ચકળવકળ. ચારેબાજુ છલ્લક છલ્લક છલકાય છે મૃગજળનો સાગર. મૃગજળનાં પાણીને પકડવા માટે તમે હવામાં બાથોડિયાં મારો છો. તમે અહીં સુધી શા માટે આવ્યા છો એ ભૂલી ગયા છો. તમે મનને બીજી દિશામાં વાળવા માટે મનોમન દોડમદોડ કરો છો; બૂમાબૂમ કરો છો. બધું જ વ્યર્થ. તમારી વૃત્તિ બમણા વેગથી વધે છે અને ચોમેર વધતી જાય છે રેત ..રેત ..રેતના ડુંગર...

તમને રેતના ડુંગરની પેલે પાર મહેલના ઝરુખામાં ઊભેલી કોઈ સુંદર રાજકુમારી દેખાય છે. તમારી વૃત્તિ પ્રકાશવર્ષની ગતિએ પહોંચે છે ત્યાં. તમે ઉલેચવા માંડો છો રેતને. આ રેતના અડાબીડ જંગલ વચ્ચે જીવો છો તમે અને પવન; રેતની પેલે પાર રાજકુમારી. રાજકુમારીની ભૂરી ભૂરી આંખો તમને રેત ઉલેચવામાં મદદ કરે છે. તમે માંડ થોડી રેત ઉલેચો છો અને ધસી જાઓ છો. પાંચ ડગલાં આગળ જાઓ છો તો દસ ડગલાં પાછા ફેંકાઓ છો છતાં રેતને ઉલેચતા રહો છો. તમે રેત ઉલેચો છો–પવન તમને. પવન રેતના જંગલને છિન્નભિન્ન કરી નાખે છે. રેતના ડુંગરોને પોતાની આંગળી ઉપર ટેકવીને ઉપાડી જાય છે તે તમે જોઈ શકો છો. વળી તમારી ચોટલી પકડીને મારે છે હનુમાનકૂદકો ! તમે તમારી રાજકુમારીના નજીકપણાથી ઉછેરાઈ જાઓ છો. તમારી વૃત્તિમાં ઘોડાપૂર આવે છે. તમે રેતના ડુંગરને ખોદવા લાગો છો. રેતના ડુંગરને ખોદતાં ખોદતાં પટકાઓ છો રેતીની ખીણોમાં. ઊંચી નજર કરો તો રેતના ડુંગર તમને ખાઉં ખાઉં કરતા ઝળુંબી રહ્યા છે. તમે એકદમ ચીસ પાડી ઊઠો છો. ચીસની સાથે તમારી વૃત્તિ રેતની ખીણોમાં હડકાયા કૂતરાની જેમ લહ લહ કરવા માંડે છે. તમે રેત ઉલેચ્યા જ કરો છો. તમને થાય છે કે, રાજકુમારીના મહેલની નજીક હું આવી ગયો છું અને એટલે જ તમે રેતને બમણા વેગથી ઉલેચો છો. તમને જેમ જેમ રાજકુમારી

યાદ આવે છે. તેમ તેમ રેત ઉલેચવાનો ઉત્સાહ પણ વધતો જાય છે. તમે રેતને ઉલેચતાં ઉલેચતાં આવી ગયા છો પોણા સુધી. તમારા કાર્ય કરતાં તમારી વૃત્તિનો વેગ ઘણો છે. હવે તો રાજકુમારી હાથવેંતમાં છે એમ તમને લાગવા માંડ્યું છે. તમે રાજકુમારીને મેળવો એ પહેલાં તમારી વૃત્તિ તેને સંભોગતી હશે.

રાજકુમારીનો ઊંચો થયેલો હાથ તમે પકડશો. કદાચ રાજકુમારી એક પછી એક વસ્ત્રો પોતાના મૃદુલ કર વતી ધીમે ધીમે શરીર ઉપરથી અળગાં ક-શે. પછી, સુવર્ણમઢ્યા, મખમલપાથર્યા પોતાના પલંગમાં ધીમે ધીમે ચત્તીપાટ સૂઈ જશે. એના દીર્ઘકેશ આખા પલંગમાં વિખરાયા હશે. કાળાં વાદળની જેમ. એની આંખોનાં પોપચાં ધીમેધીમે બીડાશે-કમળની જેમ. એના બે હાથ હળવે હળવે લંબાશે અને તમને કહેશે: 'આવ મારા પ્રિયતમ...અહીં હું યુગોથી, નિષ્પલક આંખે તારી પ્રતીક્ષા કરું છું. મારાં અંગેઅંગમાં, રુંવાટે રુંવાટે ફૂટી નીકળ્યો છે અનંગ... તારા કરકમળમાં મને ફૂલની જેમ ઊંચકી લે. મારી સિતારના ઝણઝણાટને તારામાં સમાવી લે. મારી નસેનસમાં તું ધબકી ઊઠ-મારા પ્રાણ. મને તારા બાહુપાશમાં જકડીને...યુગોથી અણખોટાયેલું મારું યૌવન તને જ ઝંખતું હતું-મારા શ્વાસ.' આ દૃશ્ય, આ સુકોમળ કોકિલકંઠી અવાજ તમને આમંત્રે છે. તમે સાંભળો છો અને રેતને ઉલેચવામાં એટલી જ ઝડપથી લાગી જાઓ છો.

તમને દેખાય છે રેતના ડુંગરની પેલે પાર રાજકુમારી. રેતના ડુંગર પવનની સવારી સાથે આવી પહોંચે છે. તમે ઉલેચતા રહો છો. રેતના ડુંગર ઊડતા જ રહે છે. તમે ઉલેચતા રહો છો. તમે રાજકુમારી નજીક છો એમ તમને લાગે છે. તમે પોકારો છો: 'રાજકુમારી...રાજકુમારી...' પણ તમારા શબ્દો તરસી રેત પાણીની જેમ પી જાય છે. તમે ખીણમાં આમતેમ દોડવાનાં વલખાં મારો છો. પવનના હાથમાં પકડાઈને રેતના પથ્થર તમને છાતીમાં વાગે છે. તમે બૂમ-બરાડા પાડો છો અને રાજકુમા-

રીના મહેલ ભણી દોડયા કરો છો. તમારી વૃત્તિ રાજકુમારીના મહેલને બારણે જઈને અથડાય છે. તમે અટવાઓ છો–રેતની ખીણોમાં. તમારી અંદર કામવૃત્તિ બલવત્તર બનીને તમને દબાવે છે અને બહાર રેતના ડુંગર ભીંસે છે, રેતની ખીણો તમને કચડે છે, પવન તમને ફંગોળે છે, મૃગજળ તમને ટળવળાવે છે. એની પેલે પાર સુંદર મહેલમાં વસતી રાજકુમારી તમને સાદ દે છે: 'ચાલ્યો આવ મારા શ્વાસ...' અને તમે રેતને ઉલેચવા માંડો છો. રાજકુમારી તરફ તમારી વૃત્તિ બમણા વેગથી ધસે છે અને એટલા જ વેગથી ધસે છે રેતના ડુંગર. તમે રેતના ડુંગર ઉલેચતા રહો છો...ઉલેચતા રહો છો.

તમે ધરતીને ચાહતા હતા ત્યારે જ તમે ધરતીને પામવા નીકળ્યા છો. આજે તમારી દશે દિશાએ પથરાઈને પડી છે રેત અને તમારામાં પડી છે કામવૃત્તિ. હજી તમે રાજકુમારી સુધી પહોંચી શકયા નથી. એક વખત તમે સમગ્ર જગતની સ્ત્રીઓમાં ધરતીમાતાનાં દર્શન કરતા હતા અને આજે તમને ધરતીમાતાના કણકણમાં જગતની કુંવારી સ્ત્રીઓનું સૌન્દર્ય દેખાય છે. તમે ઉલેચવા માંડો છો રેત...રેતના ડુંગર.

હવે તમે રેતને ઉલેચતાં ઉલેચતાં થાકી ગયા છો. તમારાં બાવડાંમાં નબળાઈ, આંખે ઝાંખપ, શરીરમાં થાક અને અશક્તિ, પગમાં ઢીલાશ આવી ગઈ છે. તમારી કામવૃત્તિ હજી પણ રખડે છે રેતના ડુંગરની પેલે પાર આવેલી રાજકુમારીના મહેલના દરવાજે. તમારી વૃત્તિ તમને ભીંસે છે, તમે સહી શકતા નથી. હજીય, અનેકગણા વેગથી ઉલેચો છો રેત–કદાચ, ત્યાં સુધી પહોંચાય તો! રેતના ડુંગર ધસતા રહે છે સતત. તમે રેતને ઉલેચતા રહ્યા છો સતત. તમે રાજકુમારી સુધી પહોંચી શકતા નથી અને તમારી વૃત્તિને કાબૂમાં લઈ શકતા નથી. તમે રેતને ઉલેચતાં ઉલેચતાં ઊંધા માથે રેતની ખીણોમાં પડયા છો અને ધીમે ધીમે તમારા ઉપર ઊગી નીકળે છે રેતના ડુંગર–જે તમે ઉલેચી શકતા નથી.



## રતનશંકર વિશે

□ વિજય શાસ્ત્રી

રતનશંકર, જમિયતરામ અને તનમનીશંકર ત્રણે પેન્શન પર ઊતરી ગયા હતા. રતનશંકર રેલવેમાં હતા અને અઠ્ઠાવીસ વરસની નોકરી કરીને રિટાયર થયા હતા. જમિયતરામ પોસ્ટમાં હતા. તેમણે બત્રીસ અને પી. ડબલ્યૂ. ડી.માં તનમનીશંકરે ત્રીસ વરસની સેવાઓ આપી હતી.

રતનશંકર એકલા જ રહેતા. પત્નીના મૃત્યુને એક દસકા ઉપરાંત સમય વીતી ગયો હતો. એક છોકરો હતો તે અમદાવાદ વહુછોકરાં સાથે રહેતો. રતનશંકરનું ઘરનું ઘર હતું. એટલે તેની જાળવણ અર્થે છોકરાને ત્યાં જઈને રહેવું પરવડે એમ નહોતું.

રતનશંકર પાસે એક જ સારું–સફેદ–ધોતિયું. હતું. ઘરમાં પહેરવા તેમણે એક ટૂંકું પંચિયું રાખ્યું હતું તે પણ વારંવાર ધોવાવાને લીધે સાવ કધોણું થઈ ગયું હતું. માથામાં તેલ પણ અઠવાડિયે, ભલું હોય તો એક વાર નાખતા. દાંત, ઘણાખરા પડી ગયા હતા પણ ચોકઠું કરાવવાની આર્થિક ત્રેવડ નહોતી એટલે ખોરાકમાં સવારસાંજ લુખ્ખી ખીચડી ને

એકાદુ શાક જાતે જ બનાવીને ખાઈ લેતા. મોટેભાગે તો સવારનું રાંધેલું જ સાંજે પણ ચલાવી લેતા. ટાઢાશીના કે તાજાવાસીનો બહુ છોછ નહોતો. ફુરસદના સમયે માળા ફેરવ્યા કરતા. માળા ન હોય તોયે ઓમ્ નમો શિવાયનો જાપ અર્ધસ્ફુટ સ્વરે જપ્યા કરતા. શંકર ભગવાનની એક જૂના જમાનાની છબી હતી. તેની કાળી ફ્રેઈમનો અસલ ચળકાટ ઊડી ગયો હતો. દેવપૂજાનો પાટલો પણ સાવ જૂનો ખખ્ખ થઈ ગયો હતો. તેના પરનું આસનિયું પણ બેત્રણ જગ્યાએથી ફાટી ગયું હતું. ટૂંકમાં રતનશંકર ખુદ અને રતનશંકરનો અસબાબ સાવ જીર્ણશીર્ણ થઈ ગયા હતા.

મહોલ્લાનાંયે તેમનું સાદું અને સંયમપૂત જીવન શાખ પામી ચૂક્યું હતું. સૌ રતનશંકરનો આદર કરતાં. ભવૈયાઓ આવે ત્યારે તેમના ખેલ અને કઠપૂતળાં આવે ત્યારે તેમના ખેલ મહોલ્લાને બીજે નાકે રખાતા, કેમ કે આ નાકે તો રતનશંકરનું પડું પડું થઈ રહેલું મકાન, નામે 'રુક્ષ્મણીવિલા,' રતનશંકરની જેમ જ નિષ્કમ્પભાવે ઊભું હતું તેને અને તેમાં નિદ્રાધીન થયેલા રતનશંકરને જગાડવા કોઈને ગમતું નહીં.

રતનશંકર સાડાનવે તો લાઈટ હોલવીને સૂઈ જતા. સૂતા પછી ને ઊંઘ આવતાં સુધી નમો શિવાય-નમો શિવાય ચાલ્યા કરતું પણ તે ઝાઝીવાર નહીં, કેમકે દસ વાગતાં પહેલાં તો રતનશંકરનાં નસકોરાંની ઘરેરાટી બોલવા લાગતી. આવી ઊંઘ માત્ર રતનશંકરને જ આવી શકતી કેમકે ઊંઘવા સિવાય રતનશંકર માટે કોઈ વિકલ્પ નહોતો. એમના ઊંઘ-ઈતિહાસમાં માત્ર એક જ વાર, ઉનાળામાં માંકડ થયેલા ત્યારે-ખલેલ પહોંચ્યાનું નોંધાયું છે. પણ બીજે દિવસે તો દવા અને તડકાની મદદથી ખુદ રતનશંકર જ માંકડોનું એવું તો લોહી પી ગયા હતા કે ત્યાર પછી એમને ખાટલે પ્રવેશવાની ફરી કોઈ માંકડે હિંમત કરી નહોતી.

રતનશંકરના ઘરબહાર જ મ્યુનિસિપાલિટીની લાઈટનો થાંભલો હતો. તેના અજવાળે, એટલે બેઠા બેઠા રતનશંકર ધર્મિક પુસ્તક વાંચતા હોય ત્યારે મહોલ્લાના જુવાનિયાઓ રસ્તે જનારાઓની ટીખળ કરી

શકતા નહીં. રતનશંકરને ભવાઈ/નાટક/ફિલમ/ભોજન/અસ્ત્રી/સ્ત્રી કશામાં રસ નથી એવું, તેમને અને તેમના દેદારને જોઈને નાનું છોકરું યે કહેતુ. અરે ખુદ રતનશંકરને જ તેમને વિશે અભિપ્રાય પૂછયો હોય તોય આવો જ આપે! રસ-અભાવનો તેઓ જાણે જીવતો જાગતો નમૂનો હતો. તેમને માત્ર એક જ બાબતમાં રસ હતો-નીરસ બની રહેવામાં! તેમની આંખો નિસ્તેજ લાગતી. ઘણાને તો કાચની જ હોવાનો ભ્રમ થતો. તેમની જીભમાં રસ નહોતા, તેમની વાતમાં કસ નહોતો. સવારની સાંજ પડે ને સાંજની સવાર પડે પણ રતનશંકરના નીરસ નિષ્કમ્પ જીવનપ્રવાહમાં ક્યાંય કમ્પોદ્ભવ થતો નહોતો.

રતનશંકર બાંકડે બેઠા. જમિયતરામ અને તનમનીશંકર હંમેશ મુજબ વાતે વળગ્યા. મોટે ભાગે જમિયતરામ ને તનમનીશંકર જ બોલ્યે જતા. તેમના એકમાત્ર શ્રોતા રતનશંકર હતા. બહુ પૂછે તો માંડ એક હોંકારો ભરે. પેન્શનમાં વધારો થયા જેવી, કોઈનેય રસ પડે એવી વાત જમિયત-રામ કરે તોય ખાસ ઉત્સાહ રતનશંકરમાં ન દેખાય. એટલે જમિયતરામ તો અવારનવાર તેમને ટોકતાયે ખરા-

'રતનશંકર, આ દુનિયા રસાતળ જાય તોયે તમારા પેટનું પાણી ન હાલે.'

સાંભળી, રતનશંકર માંદલું-માંદલું ન-છૂટકાનું હસતા.

આમ વાત ચાલે છે એટલામાં આ ત્રિપુટીના બાંકડાની બાજુના બાંકડે એક યુગલ આવતું દેખાયું. જમિયતરામ અને તનમનીશંકરને તેની સરત નહોતી, પણ રતનશંકરનું ધ્યાન, શી ખબર, અનાયાસ જ તે તરફ દોરાયું.

'સવિતા, આમ આવ, અહીં' પુરુષે સ્ત્રીને સંબોધીને કહ્યું.

સ્ત્રીનું નામ સાંભળી રતનશંકર ચોંકયા. સવિતા નામ તેમની સદ્ગત પત્નીનું હતું. ઘડીવાર તો તેઓ આ સવિતા તરફ જોઈ રહ્યા. બાઈનું

વય અઠ્ઠાવીસેકનું હશે. રતનશંકરને પોતાની સવિતા યાદ આવી ગઈ. સગાઈ પછી ને લગ્ન પહેલાંના છએક માસ તેમણે સવિતા સાથે હરવા-ફરવામાં જ વીતાવ્યાં હતા. ત્યારે સવિતાને આમ જ બગીચે ફરવા લઈ આવતા તે તેમને યાદ આવી ગયું. પછી શીંગ લેતા. શીંગ રૂમાલમાં રાખતા. શીંગનો રૂમાલ બાંકડે બેની વચમાં મૂકતા ને શીંગ લેતાં લેતાં તે દિવસે જ્યારે પહેલી વાર સવિતાની આંગળીને સ્પર્શ થઈ ગયેલો ત્યારે....

સવિતા શરમાઈ ગયેલી.

'અતારથી આટલું શરમાઓ તો...' એવું કંઈક અડધુંપડધું ગુંચ-વાડિયું પોતે બોલેલા.

'..........' સવિતા કશું બોલી નહોતી.

'સવિ' પોતે સવિને ભાવાર્દ્ર અવાજે, એકદમ ધીમેથી પૂછેલું.

[ બાજુમાં જમિયતરામ અને તનમનીશંકર પેન્શનવધારાથી મળનાર એરીઅર્સ ગણી રહ્યા હતા. ]

'હં...' સવિતાએ, ઉંહું, સવિએ મંદ છતાં મજાનો હોંકારો પણ ભણેલો.

'તને ગમું છું ને?' પોતે પૂછેલું...'સાચું કે'જે.'

સવિ કશું બોલી નહોતી, માત્ર રૂમાલમાં માથું ઘાલી શરમાઈ ગયેલી પોતે આજુબાજુ કોઈ નથી-ની ખાતરી કરી, રૂમાલ ખેંચવા પ્રયાસ કરેલો ને પછી સવિએ મીઠા-ખોટા ઠપકાભરી નજરે જોઈ કહ્યું હતું : આ શું બગીચામાં, કોઈ જોઈ...'

રતનશંકર આ બધું એકી શ્વાસે સાંભરી રહ્યા હતા.

'બરાબરને રતનશંકર? જમિયતરામે કોઈ વાતમાં રતનશંકરનો ટેકો માગતાં પૂછ્યું ને આથી રતનશંકરની સમાધિ તૂટી. રતનશંકર

'હેં ?' કરતાંક બાધાની જેમ જોઈ રહ્યા એટલે જમિયતરામે તેમની ધ્રુવપંક્તિ ઉચ્ચારી 'રતનશંકર, આ દુનિયા રસાતળ જાય તોય તમારા પેટનું પાણી ન હાલે !'

પછી તો સૌ ઊઠયા. રતનશંકર ઘેર આવ્યા. ઘરમાં અંધારું હતું તે બત્તી કરી. જૂનું પંચિયું વળગણીએથી ખેંચીને પહેર્યું. ભગવદ્ગીતા લીધી. ઓટલે જઈ બેઠા. મ્યુનિસિપાલિટીની બત્તીના અજવાળે વાંચવા માંડયા. પણ તેમનું ચિત્ત ચોંટયું નહીં. એમને તો પડખેના બાંકડાની સવિતા યાદ આવતી હતી. સાડાનવ વાગ્યા. સૂતા. ખાટલામાં માંકડ નહોતા. ભવાઈ મહોલ્લાના બીજે નાકે ચાલતી/રમાતી હતી. ખીચડી ખવાઈ ગઈ હતી. નમો શિવ ય નમો શિવાય ચાલતું હતું. શંકર ભગવાનની છબી, પૂજાનો પાટલો આસનિયું સાવ જૂનાં ખખ્ખ થઈ ગયાં હતાં. માળાના મણકા ઘસાઈ ગયા હતા. દાંત, ઘણાખરા પડી ગય હતા. પંચિયું વગર સાબુએ વારંવાર ધોવાવાથી કધોણું થઈ ગયું હતું. માથામાં નાખવાનું તેલ ખલાસ થઈ ગયું હતું. રતનશંકરની જીભમાં રસ નહોતો ને વાતમાં કસ નહોતો. મહોલ્લાવાસીઓમાં તેમનું સાદું ને સંયમપૂત જીવન શાખ પામી ચૂકયું હતું. એ બધા ઉપરાંત દસેય કયારના વાગી ગયા હતા. છતાં–

છતાં આજે રતનશંકરને કેમેય કરીને ઊંઘ નહોતી આવતી.

૧૦ ઓગસ્ટ, '૭૮.





## પ્રવીણસિંહ ચાવડા

એ-ના કાકાના ઘરમાં પેઠો ત્યારે કાકી ઓસરીમાં ચોખા સાફ કરતાં હતાં. તે કહે, 'આવ ભૈ.' એણે પૂછ્યું, 'કાકા છે?' ત્યાં બારણા આગળ છાયાનો ખખડાટ થયો અને કાકા કહે, 'આવ, બેસ.' એ ખુરશી ઉપર બેઠો એટલે કાકા કહે, 'તમે હવે ચોખાનું મૂકીને અંદર આવશો?' એણે એક પગ ખુરશી ઉપર મૂક્યો, ગોઠવ્યો ફાવ્યું નહીં, નીચે મૂક્યો અને કાકાએ બીડી સળગાવી, દીવાસળી હોલવી નાખતાં કહ્યું, 'તમે લોકો ' કાકીએ અંદર આવતાં છણકો કર્યો, 'તમે એ છોકરાને કે' કે' કરશો નહીં', હા.' એટલે કાકાએ પૂછ્યું, 'શું કર્યું પછી? નવનીતના કંઈ સમાચાર?

'આમાં નવનીતને શું પૂછવાનું? જો કે કાગળ તો લખ્યો છે. આજે સાંજની ગાડીમાં આવવો જોઈએ.'

નવનીત કે ફવનીત, કોઈ આ ટીને શું કરવાનું છે? બસ, જમાનો જ એવો આવ્યો છે. કોઈને કંઈ કહેવાતુ જ નથી રહ્યું. અમારા વખતમાં તો જીભ ખેંચી નાખીએ. પણ અમારું ચાલે તો ને? આજે ભાઈ નથી અને કંઈ કહીએ તો કાકા બોલે છે.'

કાકીએ પૂછ્યું, 'ચા પીશ?' એણે ના પાડી ત્યાં કાકી કહે, 'જો ભૈ અમારે બળે એટલે કહેવું પડે.'

એ છેલ્લે હાસ્તો, કંઈક કરવું તો પડશે જ ને.' કહીને ઊઠ્યો.

પગથિયાં ઊતરીને ચાલ્યો. પાન ખાવાની ઈચ્છા થઈ, પણ ન ખાધું. શુક્લને ત્યાં જવું હતું. પોસ્ટ-ઑફિસ આગળ દિલીપ મળી ગયો.

કેમ.' એણે પૂછ્યું.

'કાલે કંઈ રજા ઉપર હતા?'

'હા.'

'તબિયત-?'

'ના. અમસ્તું જ. એક કામ હતું.' એને થયું આને ખબર છે. માણસ સારો છે એટલે ગોળગોળ વાત કરે છે. દિલીપે કહ્યું, 'તમારા ટેબલની ચિંતા કરશો નહીં. એ તો, અમે છીએ ને-' કહી છોભીલો બનીને ઊભો રહ્યો અને કંઈ ન સૂઝતાં હાથમાંની થેલી હલાવીને બોલ્યો, 'આ કીધું શાક લઈ આવીએ.' પછી અચાનક ગંભીર થતાં બોલ્યો 'સાલું, માણસની જિંદગીમાં—'

એ એકદમ 'જાઉં, થોડીક ઉતાવળ છે.' કહીને ચાલતો થયો.

શુક્લનું ઘર ત્રીજા માળે હતું. પગથિયાં ચઢવા ગયો ત્યાં નીચેવાળાં કાકી નાહીને બાલ છુટ્ટા મૂકી બેઠાં હતાં તે કહે, 'એ આવો આવો. કંઈ ભૂલા પડી ગયા?' એ 'અમસ્તું' કહીને ઉપર ચડ્યો. બારણા આગળ શુક્લને નાનો છોકરો લેશન કરતો હતો. એને ટપલી મારીને અંદર પેઠો. શુક્લ કહે 'બસ, જમવાનું જ કરતો હતો.' પાસે એક નાનો છોકરો બેઠો હતો. કહે, 'અમારી સામેનો છોકરો છે. જૂનાગઢથી આવ્યો છે. અહીં મિલમાં જગ્યા હતી તે કિશોરભાઈએ સામેથી કહેલું કે છે કોઈ છોકરો?' પછી પેલા છોકરાને કહ્યું, 'પણ ઈન્ટરવ્યૂમાં કેવું ધોળો છો એની ઉપર આધાર છે.' પછી એની તરફ ફરીને કહે, આ એજ્યુકેશનનું પણ કંઈ રહ્યું નહીં ને? રણજિતને આમ તો મોરબી મોકલવો હતો. ત્યાં એડમિશન મળે એમ છે. પણ થાય છે દુકાને બેસાડી દઈએ.'

એણે ફિક્કું હસીને કહ્યું, બધું સરખું.'

પેલો છોકરો ઊઠીને અગાસીમાં જઈ તડકે ઊભો રહ્યો એટલે શુક્લનો દેખાવ ફરી ગયો : કહે, 'બોલો.'

એ બેસી રહ્યો.'

'છેવટે થયું ને? તમારી ભાભી બે મહિનાથી કહેતી હતી.'

'હા, એ તો—'

'તમે ઘરમાં મોટા રહ્યા. તમને શું કહીએ? પણ બધું જવાબદારીનું ભાન રાખવું પડે!

'૭'

'હમણાં રજા ઉપર હશો ?'

'ઑફિસે ત્રણ દિવસથી ગયો નથી '

' નીકળો. નીકળો બહાર નીકળો. ઑફિસે જાઓ. આમ હિંમત હારીને ઘરના ખૂણે બેસી રહેવાથી નહીં ચાલે.' શુક્લ ઊભા થયા, 'મારે પાછું મોડું થાય છે.' કહી અંદર જોઈને સહેજ મોટેથી બોલ્યા 'મારું જમવાનું કાઢજો.' એ ઊઠ્યો એટલે કહે 'જોઉં છું સાંજના એ બાજુ આંટો મારી જઈશ. કાકા મળ્યા ? '

'હા. ત્યાંથી જ આવું છું.'

ઘેર ગયો ત્યારે એની પત્ની એને જોઈને અંદર ગઈ અને એ ખુરશી ઉપર પગ ચડાવીને બેઠો ત્યાં પાણીનો પ્યાલો લઈને આવી. એણે પાણી પીને પૂછ્યું, 'અમરિષ નથી.' 'હશે ઉપર તમે જમીનો. આમ તડકામાં રખડ રખડ–' 'પંખો ચાલુ કર.' એણે કહ્યું અને આંખો બંધ કરી દીધી. એની પત્ની તપેલાથાળી ખખડાવતાં બોલી, 'સૌને એવું છે. એ તો સારાનું સારું. આવા વખતે ખબર પડે. ઉપર જુઓ.'

'કેમ ?'

'અમરિષભાઈનાં લાડી બેગ ભરે છે અને ભાઈ એમને કલોલ મૂકવા જાય છે. જુવો ભવાડો.'

એ એકદમ ઊભો થઈ ગયો અને, 'આવું છું' કહીને ચંપલ પહેર્યાં. એની પત્નીએ કહ્યું,' પણ તમે આમ ઘરમાં–'

એ પહેલાં લાયબ્રેરી તરફ ગયો ત્યાં પગથિયાં આગળ છાંયડામાં થોડી વાર ઊભો રહીને ચાલ્યો. ત્યાં દીવાન મળ્યો, અને હાથમાંની થેલી હલાવીને બોલ્યો 'આ થોડીક ખરીદી. તમે કંઈ હમણાં ? અને છોભીલો બની ઊભો રહ્યો.'

'હા, ભાઈ, રજા ઉપર છું. 'કહીને એ ચાલ્યો, અને પ્રાણજીવનદાસને ત્યાં ગયો. કાકી ઓસરીમાં બેઠાં હતા. પૂછ્યું. 'કાકા છે ?' ત્યાં બારણા આગળ છાપાનો ખખડાટ થયો એ બેઠો એટલે પ્રાણજીવનકાકાએ બીડી સળગાવી. પછી દીવાસળીને ફૂંક મારી હોલવી નાખતાં કહે, 'તમે લોકો—' □

## કાળો સાડલો



**ભગીરથ બ્રહ્મભટ્ટ**

હું દવાખાનેથી સીધો ઘેર જવા નીકળ્યો, રસ્તામાં જ એકદમ છાતી પર હાથ મૂકી નીચે બેસી પડયો. ડૉકટરે નિદાન કરેલા મારા દર્દની મને ગંભીરતા સમજાઈ. ડૉકટરે કહેલું : 'તમને કેન્સર છે કદાચ આપ ઝાઝું...' સઘળી હિંમત એકઠી કરી. બેઠો થયો, ઘેર આવ્યો. પત્ની ઘરમાં હાજર ન્હોતી. મને ગમ્યું. કદાચ હોત તો પણ આ વાત તેને નહિ કરવાનો મેં મનોમન નિર્ણય લીધેલો. પાંચ વર્ષનો મારો હેનલ ઢિંગલી સાથે સાભિનય રમતો હતો. મેં તેને પૂછ્યું : 'બેટા, તારી મમ્મી કયાં ગઈ ?' તેણે છાતીફાટ રાજીઆ ગાતા અને રૂદન કરતા એક મહિલાવૃંદ સામે આંગળી ચિંધી મને કહ્યું : 'પપ્પા, ત્યાં......'

મારી પડોશમાં એક સજ્જનનું યુવાન ગુજરી ગયેલો. બિચ્ચારો આશાસ્પદ ૩૦ મરે. સૌની જેમ કાળા સાડલામાં સજ્જ થઈ મારી પત્ની રુદનનો વિવેક કરવા ત્યાં ગઈ હતી. મેં બોલાવડાવી, તે આવી. આખી ને આખી પરી જેવી તે કાળા સાડલામાં અત્યંત નમણી લાગતી હતી. તેનું પારદર્શક રૂપ, કમરનીલચક, ઉપસેલી છાતી વિગેરે પારદર્શક સાડલામાંથી નમણી શોભા લેતાં હતાં, મને ત્યારે જ થયું કે લાવ, હમણાં જ જકડી...તે મને ખાવાનું આપતાં કહેવા લાગી : 'બિચ્ચારી તરુલતા ! દીકરો જયેશ ! બંનેને એકલાં મૂકી-સાજા ને સારા પેલા જતા રહ્યા.' મેં વિવેક ખાતર પૂછ્યું ; 'શું થયું હતું ?' કંઈ નહીં, કાલે તો...' મેં પૂછ્યું : 'બાબો કેવડો છે ?' 'આ આપણા હેનલ જેવડો જ' 'હેં' ?' અને હું વમળાઈ ગયો. રોટલીના ટુકડામાં શાક ભરવી મેં કોળિયો હાથમાં લીધો ત્યાં જ મારો બાબો બોલ્યો, 'મમ્મી તું આ સાલ્લામાં બૌજ સલસ લાગે છે. તું રોજ પે'રતી હોય તો ?'...અને મારા હાથમાંથી કોળિયો પડી ગયો.



# ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશીપ અને આવા તેવા વિષે

પ્રિય 'અનિલ,'

આજકાલ ર. ચૌ.નો વિવેચનસંગ્રહ "અદ્યતન કવિતા" વાંચું છું. તેમાં "ગુજરાતી ગઝલ : ૧૯૬૭" લેખમાં શયદા–પતીલની પેઢીને ઉડાવી દઈ તમારી પેઢીના ગઝલકારોની જે તોછડી, પૂર્વગ્રહપ્રેરી ટૂંક નોંધ લીધી છે તેણે આ પત્ર લખવાનું નિમિત્ત પૂરું પાડ્યું છે. ર. ચૌ. લખે છે : "જમિયત પંડ્યા, રતિલાલ અનિલ, અંબાલાલ ડાયર, કિસ્મત કુરેશી, જટિલ, વિશ્વરથ, વજ્ર માતરી, જલન માતરી, ચંદ્ર પરમાર, સાકિન કેશવાણી સાથે બીજા અનેક ગઝલકારોની નોંધ લેવા જતાં આ લેખ સૂચિપત્રમાં પરિણમે." જો કે સજ્જતાના અભાવને આક્રમકતા પૂરી દે છે એવી તેમને પાકી ગેરસમજ છે. આથી જ આ લેખ પણ એક બેજવાબદાર નોંધથી વિશેષ કશું નથી. મૂળ એ આપણા રીસાળ વિવેચક છે. સુ. જો. સાથેની એમની એકતરફી રીસ આપણા વિવેચનજગતની એક ચિરસ્મરણીય જોક છે.

ગમે તેમ પણ હમણાં હમણાં સાહિત્યજગતમાં ઠીક ઠીક ચહલપહલ જોવા મળે છે. સુમન શાહ જેવા સ્વસ્થ વિવેચકે પણ 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશીપ'નો નારો ગજાવ્યો હતો, અને એમણે પોતે પણ કેટલાંક મિત્ર-કૃત્યો કર્યાં છે. તેમાંનું એક ચારેક વર્ષ પહેલાં સુમને ઊહાપોહ–'૫૪ માં એમની નબળી ક્ષણોના પરિપાકરૂપ 'વાચના" વિશેનું લખાણ લખેલું. આ લખાણ વ્યવસાયકુશળ રાધેશ્યામે "સાંપ્રત"ના પાછલા પૂંઠા પર ચીપકાવી દીધું છે. તેનો પ્રારંભિક અંશ તમારી જાણ ખાતર અહીં ઉતારું છું :

"ચાર માસના 'વાચના'ના વાચન પછી હું એમ કહેવાની હિમ્મત કરી શકું છું કે, રાધેશ્યામ સુરેશ જોષી પછીના, છેલ્લા દાયકાના, બીજા

એવી જ ધનતા ધરાવતા પૂરા સક્રિય સાહિત્ય-વિવેચક છે."

આમ સુમને સુ. જો. ના ઉત્તરાધિકારીની ઘોષણા કરી દીધી છે. એમણે આ અગાઉ "ફેરો" વિશે કરેલી ઘોષણા તો તમને યાદ હશે જ. હવે રા. શા. ના બીજાં કાર્યક્ષેત્રો વાર્તા, ફિલ્મ, તત્ત્વજ્ઞાન વિશેની ઘોષણાઓની રાહ જોઉં છું. સુ. શા. એમના સ્વભાવ પ્રમાણે સાહિત્યની બહાર પગ મૂકવાનું કદાચ પસંદ ન કરે. તો ય વાર્તાક્ષેત્રે ઘોષણા તો અપેક્ષિત છે જ, જો કે પાછું કોઈકે (બનતા સુધી ચંદ્રકાન્ત બક્ષીએ) વાર્તાના ક્ષેત્રમાં કિશોર જાદવને સુ. જો. ના ઉત્તરાધિકારી ઘોષિત કરી જ દીધા છે. છતાં હવે બક્ષીને કોઈ લેખામાં લેતું લાગતું નથી. એટલે સુ. શા. ને ચોખ્ખી તક છે.

રા. શા. તો 'સાંપ્રત'ની પ્રસ્તાવનામાં નોંધે છે કે, "...અને આખરે તો જે લખાયું છે એનો જ તોલ કાળે કરીને થવા વિશે કોઈ લેશ પણ ભ્રાન્તિમાં નથી પછી 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશીપ' કરવામાં શો બાધ ? દાંભિક નિષ્પક્ષતા મને તો ખપતી નથી.

'અમૃતા' અને 'અધુના' વિષે રઘુવીર-ભોળાભાઈ મને, કે 'ઉપરવાસ કથાત્રયી' વિશે જયંત કોઠારી યા ચંદ્રકાન્ત શેઠને લખવા સદ્ભાવથી આગ્રહ કરે એમાં કયો સાહિત્યદ્રોહ થયો ?"

કોઈક કૃતિ વિશે લખવા માટે કર્તાએ પોતે મિત્રવિવેચકને આગ્રહ કરવો પડે (અલબત્ત સદ્ભાવથી જ) અને પરિણામે તે સદ્ભાવપૂર્ણ આગ્રહને વશ થઈને વિવેચન કરે, એ સ્થિતિ શું સૂચવે છે ? કૃતિમાં ગુણવત્તાની ઊણપ કર્તામાં આત્મવિશ્વાસનો (ગૌરવનો-એમ નહીં કહું) અભાવ કે પછી વિવેચકમાં મૂલ્યાંકનને યોગ્ય કૃતિઓ કે સાહિત્ય ચળવળોનો વિવેક કરવાની શક્તિનો અભાવ ? કે આ ત્રણે ? અને ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશીપના આપણી પાસે ઉદાહરણો કયાં નથી ? સુ. શા.ના 'વાચના' અને 'અમૃતા' વિશેના, ચંદ્રકાન્ત શેઠના "ઉપરવાસકથાત્રયી" વિશેના વિવેચનોએ આપણને સમજાવ્યું છે કે આપણે સુ. શા. જેવા સમર્થ વિવેચક

લગભગ ગુમાવ્યા છે. ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશીપના ઉદ્‌ઘોષક અને તેમના મિત્રોએ "મિત્રગુણાનુરાગી વિવેચનની"જ છાપ ઊભી કરી છે ને ? કર્તાના અપરોક્ષ પરિચયથી તેના સર્જનને અખિલાઈથી અવલોકવાનો એક અનોખો અભિગમ હાસ્યાસ્પદ નારો બનીને રહી ગયો તેની પાછળ તેના પ્રવર્તક અને તેના મિત્રોની નિષ્ઠાનો અભાવ જ કારણભૂત છે કે બીજું કાંઈ ?

રાધેશ્યામ તો પાછા કાળભગવાનની દુહાઈ દે છે કે, 'આખરે તો જે લખાયું છે એનો જ તોલ કાળે કરીને થવા વિશે કોઈ લેશ પણ ભ્રાન્તિમાં નથી...." તોલ કાળે કરીને થશે એટલે મિત્રગુણાનુરાગી વિવેચન માફ એમ ? આપણે ત્યાં મિત્રકૃત્ય કરવાનું અને પ્રસિદ્ધિ આપવા-અપાવવા-(ખાસ કરીને) લેવાનું ષડ્યંત્ર વ્યવસ્થિત રીતે પહેલેથી જ ચાલે છે. આપણે ત્યાં ઉપેક્ષિત પ્રતિભાઓનો એક મોટો વર્ગ પરંપરાથી અસ્તિત્વ ધરાવે છે. "સાહિત્યિક મૈત્રીવાદીઓના ટોળામાં ન પ્રવેશવાને કારણે કે તેમની સાથે અસંમત હોવાને કારણે ઠંડી ઉદાસીનતા અને અજ્ઞાતવાસનો ભોગ બન્યો છે. વિજયભાઈએ 'સાહિત્યક્ષેત્રે હિંસા" લેખમાં આ શરમજનક તથ્ય સોદાહરણ પ્રગટ કર્યું જ છે.

રાધેશ્યામ-રઘુવીર તો મિત્રોનું દોસ્તીદાવે અને સુ. જો. જેવાનું દ્વેષભાવે ક્રિટિસિઝમ કરીને અલગ અલગ અભિગમો અપનાવતા જણાય છે. આથી તેમનું વિવેચન રજને ગજ અને ગજને રજ કરવાની લીલા બની જાય તેવો ભય કોઈ રાખે તો રાધેશ્યામ તેમને "સાહિત્યેતર રુચિ-વાળા" એવી ગાળ કેવી રીતે આપી શકે ? સાહિત્યિક મૈત્રી (ઉત્તરપદનો ભારપૂર્વક ઉચ્ચાર) અને સાહિત્યમૈત્રી-એ બે વચ્ચે ફરીથી વિવેક કરવાનો સમય કદાચ પાકી ગયો છે.

પત્રનો આરંભ કર્યો ત્યારે ગઝલના સ્વરૂપ વિશે એક મુદ્દો ચર્ચવાનો ઈરાદો હતો. પણ તે ફરી ક્યારેક.

( નેત્રંગ ) અજિત ઠાકોરનાં પ્રણામ

# એક પત્ર



મુ. રતિભાઈ,

રમેશ પારેખની કૃતિ 'હસ્તાયણ' વિશે એતદ્-૬ માં મારો લેખ પ્રગટ થયેલો. આ સંબંધે શ્રી અમૃત ઘાયલે 'કંકાવટી' જુલાઈ '૭૮ માં પોતાનો પ્રતિભાવ આપેલો. 'કંકાવટી' ઑગસ્ટ '૭૮ માં મેં એનો પ્રત્યુત્તર આપેલો; જેના પ્રત્યુત્તર રૂપે 'કંકાવટી' સપ્ટેમ્બરમાં શ્રી અમૃત ઘાયલે ફરી લખ્યું છે. અમૃતો ઘાયલ થયા પછી પણ અમૃતો જ રહે છે એ વાત જાણ્યા પછી હવે હું આપણે ત્યાં પ્રચલિત પેલી મિયાવાળી વાત ભૂલી, નીચેના બે એક મહત્ત્વના મુદ્દાઓ ચર્ચી મારે પક્ષે ચર્ચા બંધ કરું છું.

૧. 'હસ્તાયણ' મસ્નવીનાં કોઈ પૂરેપૂરાં લક્ષણો વ્યકત કરતી નથી ત્યારે હારી થાકી એક, કથાનકના મુદ્દા પર ભાર મૂકવામાં આવ્યો છે. હાથની આસપાસ વિવિધ સાહચર્યો એક ભાવની મુદ્રામાં સંકળાય છે એને શ્રી અમૃત ઘાયલ 'કથાનું અંગ જ કહી શકાય' એમ કહે છે. જો આટલી જબરદસ્તીથી એક ભાવમુદ્રાના વિવિધ સાહચર્યોને કથાના અંગ તરીકે જ ઓળખાવવા હોય તો 'રેતી' પીછું' 'મૌન' બુકાની બાંધવા બેસું તો' જેવી બધી જ રચનાઓને મસ્નવીમાં મૂકી દેવી પડે! ટૂંકમાં ગુજરાતી ગઝલે પોતાની જે વ્યક્તિતા ઉપસાવી છે તે વ્યક્તિતાનો સ્વીકાર કરવામાં ક્યાંક પૂર્વગ્રહો આડા આવે છે; તેમ સ્પષ્ટ જોઈ શકાય છે. શ્રી ઘાયલ મમત્વપૂર્વક કહે કે 'હસ્તાયણ ગઝલ નથી,' ત્યાં સુધી તો જાણે સમજ્યા, પણ એથી આગળ વધી એમ પણ કહે કે 'પ્રતિગઝલ પણ નથી' તો કેમ? શ્રી ઘાયલ એનો ઉત્તર આપવા કયાં બંધાયેલા છે?

૨. બહેરભંગ સાથે આવતી કોઈ સજીવ ગઝલ માટે બહુ જૂની

રેકર્ડ વગાડવી પડે છે એ ખરેખર શરમજનક ઘટના છે! કવિતાથી બહુ દૂરની ઘણી આળપંપાળો તરફ કોઈ જડભરત વાચક હજી રોકાયેલો છે એ વાતની એ સાક્ષી પૂરે છે. બીજું, શીખ દેવાની વૃત્તિ અદકપાંસળી અને અતિસ્થિતિચુસ્તતાની દ્યોતક, એમ બંને એકી સાથે કેવી રીતે હોઈ શકે? અદકપાંસળું સ્થિતિચુસ્ત હોઈ શકે ખરું ? આથી વધારે રમૂજ પ્રેરે એવું આ વિધાન જુઓ : "બાળગીતને મળતી રચનાને ગઝલ (પ્રતિગઝલ) ઓળખાવવાના પ્રયત્ન થાય છે." બાળગીતને મળતી ગઝલ કેમ ન હોઈ શકે? 'ચકા પીપળનું પાન ખર્યું છે!' શ્રી શ્યામ સાધુની ગઝલ એનો ખાસ નમૂનો છે. શ્રી ઘાયલ આવી સ્થિતિચુસ્તતામાંથી ઊગરી ગયા હોત તો મુશાયરાના શાયર મટી સારા કવિ થઈ શક્યા હોત એવું આ હકીમ ગેરસમજથી નિદાન કરે છે. અને ઘાયલ થયેલા અમૃતો, ઘાયલ થયા પછી પણ અમૃતો રહેવા મથે તોય એક વાત સો ટકા સાચી છે કે આજની ગઝલ મુશાયરાની કે મહેફિલની ચીજ નથી રહી, આજની ગઝલે કવિતા બનીને ભાવકના નિતાન્ત એકાન્તમાં પ્રવેશવાની જિકર કરી છે.

-લિ. ચન્દ્રકાન્ત ટોપીવાળાનાં
સ્નેહવંદન



## સાભાર સ્વીકાર

**પરિશેષ :** [ યશવંત ત્રિવેદીની કવિતા ]
**સંપાદન :** પ્રસ્તાવના : ડૉ. પ્રમોદકુમાર પટેલ,
**પ્રકાશક :** યશવંત ત્રિવેદી; જીવનવીમા નગર, સાવંતસદન સોસાયટી, એ/૬, ૧૧, ૪ થે માળે, ડી. ૫૬, બોરીવલી-પશ્ચિમ, મુંબઈ-૪૦૦ ૦૦૨,
**મુખ્ય વિક્રેતા :** આર. આર. શેઠની કંપની, મુંબઈ-૪૦૦ ૦૯૨, અમદાવાદ-૩૮૦ ૦૦૧.
**મૂલ્ય :** રૂા. ૧૫-૦૦

## મૃતભાષા ☐ જોહાનિસ બોબ્રોવસ્કી

અનુ. અજિત ઠાકોર

પાંખો ફફડાવતો
બહાર બારણાને ઘસાઈ ને જે પસાર થાય છે,
તે તારો ભાઈ છે, તું તેને સાંભળે છે.
લાઉરીયો તે કહે છે, જળ,
કામઠું, ફીક્કો, ઊંડો.

તે પુરાતન કાળથી ચાલ્યો આવ્યો છે નદી સાથે,
નાનકડી છીપમાછલી અને ગોકળગાયની આસપાસ
ઘસડાતો. રેતી પર પંખાની માફક ફેલાતો
અને લીલોછમ
તે કહે છે વાર્ને અને વીટન,
કાગડા કને ઝાડ નથી,
મારામાં તાકાત છે તને ચૂમી લેવાની
હું તારા કાનમાં રહું છું.

તેને કહી દે
તું નથી સાંભળવા માગતો-
તે આવે, જળબિલાડી, તે આવે
ભમરાઓની જેમ ટોળામાં ફરતો, તે ક્રંદન કરે,
કંસારી, તે ઉછરે કળણ સાથે
તારા છાપરા તળે, તે ગુસપુસ કરે
કૂવામાં, સ્મેંડીશ તું સાંભળે છે,
તારું કાળું એલ્ડર કરમાઈ જશે,
અને મરી જશે વાડ કને આવતી કાલે.

**નોંધ :**–આ કવિતા પ્રુશિયનોની ભાષામાંથી (લાઉરીયો, વાર્ને વીયન, સ્મેંડીશ જેવા) શબ્દો પ્રયોજે છે, જે અઢારમી સદીમાં લુપ્ત થઈ હતી. અને જેના કેવળ અવશેષો બચ્યા છે.

## એક કવિતા / મફત ઓઝા

ચીમનીની ચીસમાં
રૂંગોળાયેલા પીંછાએ મારા કાનમાં કૂકડેકૂક કર્યું.

ઊંડા કૂવાનાં
નવાણ છલકાઈ આવ્યાં છેક પલંગ સુધી
પનિહારીની પાનીએ
પમરતું ગીત મારા રેડિયોગ્રામમાં
ગૂંજી રહ્યું છે ધોધ જેવું અચાનક

પાણીના રેલા જેવો
ગામ વચ્ચેથી નીકળતો મારગ
મને આંગળીએ વળગાડી લઈ આવ્યો છે.

મારાં આંગણામાં
જ્યાં પવનનાં પારેવાં ચણે છે ચણ કણ....કણ....

મધભરેલી ગોળી
ટપ્....ટપ્....ટપકે એવાં નેવાં
ટપકી રહ્યાં છે ત્યારે—
વસ્ત્રો અળગાં કરી હું
ઓગળતો જાઉં છું ઝરમર ઝરમર...... .

સામેના કાગડાના માળામાં
કોયલના બચ્ચાની ચાંચ પંચમસ્વર ઘૂંટે છે ત્યારે
મારાં અંગેઅંગમાં
ફૂટી રહ્યું છે પીંછાનું ગીત સતત....સતત....

## કવિને ☐ કિસન સોસા

તું
કવિ છે !

શબ્દને–જીવન્ત શબ્દને પામવાની
તારી મનોયાત્રા
તારું અવતારકાર્ય જારી રાખ....!

માનસિક બૃહન્નલાઓની અવહેલના
ચૈતસિક વ્યંઢળોની ઉપેક્ષા
વિચલિત ન થા....!

અનન્ત સમયમાં એ જન્તુઓની કશી જ
ગણના નથી.
કૂપમંડૂકો કૂવામાં જ ધરબાઈ ગયા હશે
ચૈતસિક શુદ્રોનાં ભેજાંની રાખનો
છેક છેલ્લો કણ
પણ
કાળદેવતાની ફૂંકે ઊડી ગયો હશે–ત્યારેય
તારો શબ્દ જીવતો હશે !

—જીવન્ત શબ્દને પામવાની
તારી મનોયાત્રા
તારું અવતારકાર્ય જારી રાખ....!

## એક કાવ્ય ☐ મણિલાલ હ. પટેલ

જનારના ગયા પછી
કોણ પ્રગટાવે હવે
શબ્દના દીપ શ્વાસના મ્હેલમાં ?

પ્રકાશમાંય તરતો રહે અંધકાર શૂન્યનો
મૌનના મ્હેલમાં રણકતું નથી ઝાંઝર-શબ્દનું !

ગોરંભાય છે આભ એકલતાનું
પણ ટહૂકતા નથી કામનાના મોરલા
છાતીનાં મેદાનોમાં સૂસવાતા વાયરાઓ
આંધી થઈ જાય છે હવે ક્ષણમાં !

આ પર્વતો એ પૃથ્વીની વેદના નથી
એ તો છે મારાં અશ્રુનું થીજેલું સ્થૂળ રૂપ !
અને ઝરણાં મારી દર્દધારા !

વૃક્ષો મારા અતીતની યાદના અવશેષો
અને
નદીઓ મારી તરસનું જળરૂપ છે !

અનાથનાં ડૂસકાં જેવા આ શ્હેરમાં
મને સાકાર કરનારું કોઈ વસતુ નથી !

ઘીના દીવાની નિશ્ચલ જ્યોત જેવો
બળ્યા કરું છું અસ્તિત્વના એકદંડિયા મહેલમાં,
કોણે સળગાવ્યો છે મને ?

## ત્રણ કાવ્યો □ મંગળ રાઠોડ

### સિંહ

આખાય જંગલને
યાળમાંથી
ઊતરડી લેવામાં આવ્યું હોય
એમ કરાળ ત્રાડો પાડતા
આ નવાસવા
સિંહની મુક્તિની ઝંખના
ક્યારેય નહોતી મારામાં
આ પહેલાં: આટલી બધી ગુલામી ! ?

બહાર ઊભું છે
આખુંય આ જંગલ
મારી રાહ જોતું, એક છલાંગ છેટું
આ એ જ જંગલ છે
એક વખત હતું જે
મારી ત્રાડોથી ધ્રૂજતું બકરું ઘેટું ?

મારી બેફિકરાઈની આટલી બધી સજા
કે, પિંજરામાં પુરાઈ ગયા પછી જ
મને ખબર પડી કે હું સિંહ છું !
કે હવે હું-સિંહ છું..



## આપણે

આપણે તો
સુખ અને દુઃખનાં
પડખાં બદલતાં રહીએ છીએ
અને કણસીએ છીએ
આખી રાત, મિત્ર
ચાદરની સળેસળ તો હવે
આપણી ત્વચા
જાગીએ છીએ ત્યારે
રોજની જેમ
હસતો હોય છે સૂર્ય !

અને, આપણે તેને થૂંકી નાખીએ છીએ
ગાળ અને ગળફામાં
એ જ ક્ષણે
સૂર્યના સ્વાગતમાં
ખીલતાં હોય છે પુષ્પો વનઉપવને
અને આપણે
રોજ, આમ ને આમ
લડતાંઝઘડતાં જાત સાથે
થઈ જઈએ છીએ સાંજ ! 

## પ્રશ્ન

આખલાની
ફાટી ગયેલી
આંખ જેવો આ નશો
હવે, ધીરે ધીરે
ઊતરતો જાય....

એકાદ રાત
અજંપામાં
ઊંઘી ન શક્યા હોઈએ, ત્યારે
બળતી આંખો જેવી
આ જિંદગી
હવે બીડાતી જાય છે....

ઊઘાડી આંખે
જે હમેશાં રહી દૂર દૂર
તે ક્ષિતિજ
સંકેલાતી આવે છે હવે
નજીક અને નજીક અને નજીક
અનાયાસ આ પાંપણોમાં !

હવે, મારે ઊંઘી જવું જોઈએ.
તો, શું હતી આ જાગતા રહેવાની જીદ ?

## જાણો છો ? □ રજની શેઠ

આજે પણ લક્ષ્મણ રેખા દોરે જ છે
સીતાને બચાવવા નહીં, અટકાવવા
આજે પણ લક્ષ્મણ બચાવવા દોડે છે
રામની બૂમ સાંભળી
લક્ષ્મણ રેખા દોરી વિશ્વાસથી જાય છે
અને
રાવણ ધસી આવી સીતાને હરી જાય છે
ભટકી ભટકી, હાંફતાં હાંફતાં પાછા ફરે છે
રામ લક્ષ્મણ ત્યારે
સીતા ક્યાંયે દેખાતી નથી !
ગભરાયેલા મૂંઝાયેલા રામ લક્ષ્મણ
જંગલે જંગલે ભટકે છે, ત્યાં
જટાયુ
રાવણે તરછોડેલો જટાયુ
લક્ષ્મણ સામે મલકીને રામને કહે છે:
સીતાએ લક્ષ્મણનું બાણ
એ રીતે ખાંડું કર્યું હતું કે
ક્યાંક ક્યાંક રેખા પડે જ નહીં
અને
રાવણને એની જાણ હતી.
તમે જાણો છો ?

## પીઠીયાળું ગીત □ મનહર જાની

સૂરજ સૂરજ રમતાં વાગ્યો અંધારાનો કાંટો રે જી!
ફાગણવંતા પડછાયાનો બાંધો અમને પાટો રે જી?
સોળ વરસની પાનીમાં કંકુની કૂંપળ ફૂટી રે જી!
અમે ઊંઘમાં સૂંઘી બેઠા ફૂલપરીની ફૂંટી રે જી?
સાવ કુંવારી હથેળિયું મેંદીની ફડશે ઊગી રે જી!
કોયલ થઈને આંગળિયું આંબાની ડાળે પૂગી રે જી?
અમે અમારે થાનોલે થડકાના પોપટ મેલ્યા રે જી!
આલાં-લીલાં પૂર અમારી અડખે-પડખે રેલ્યાં રે જી!
મીંઢળબંધાં શમણાં મ્હેરી અવસર ઢબૂક્યાં ફળિયે રે જી!
પીઠીવરણો જીવ થરકતો ઘરચોળાને તળિયે રે જી!

## ગીત □ અરવિંદ ગજ્જર

ઘાસની ભીની ગંધના જેવું સ્મિત લઈને આવજે તોરલ,
ચાસની મ્હેલી ફૂટની પેઠે ગીત લઈને આવજે તોરલ.
એક કુંવારા ગામને છેડે,
આળખેલા દંન ઝૂરતા મેડે,
આભની કોરે સાંજને મ્હોરે, બીજ થઈને આવજે તોરલ,
શ્વાસની આખી મ્હોરું મ્હોરું ભીંત લઈને આવજે તોરલ.

છેક ઊંડેરી ખીણ ઓશીકે,
રાતમાં વેરાન કોયડા ઝીંકે,
પાનખર તડકો પીત થઈને, કો'ક સવારે આવજે તોરલ,
પાંખના જેવી ચંચળ ચંચળ પ્રીત લઈને આવજે તોરલ!

## ચોગમ □ 'પંથી' પાલનપુરી

ચોગમ હુલ્લડ હુલ્લો ને હલ્લામાં હું
ઘેરાયો છે કિલ્લો ને કિલ્લામાં હું

ખીણ તળેટી તેગ કટારી ડેરા તંબૂ
કોટ કાંગરે તડકો ને તડકામાં હું

દુર્ગ સમયના દરવાજાઓ તૂટે છે
તિર્યક દોડે પગલાં ને પગલાંમાં હું

કેમ વીંધવી મીન સરકતી લીસ્સી ક્ષણ
હાલક ડોલક પલ્લું ને પલ્લામાં હું

મ્હેલ-ઝરૂખો ખડખડ હાસે ખખડે છે
પાણીભીની ઘટના ને ઘટનામાં હું

એમ કરી છે આપસમાં એક સમજૂતી
મુજમાં જીવે સપનાં ને સપનાંમાં હું

સાંજ ઘટાટોપ ઢળી રહી છે માથા પર
'પંથી' સૂનો રસ્તો ને રસ્તામાં હું

❀ ❀ ❀

## ગઝલ ▱ રતિલાલ 'અનિલ'

અવાજોમાં ઠાલો ભટકતો રહું છું,
ભટકતો ભટકતો અટકતો રહું છું.

મુકામે મુકામે અટકતો રહું છું,
હું પોતે મને યે ખટકતો રહું છું.

હું સંધાઉં છું કોણ જાણેય શાથી,
ને સંધાઈ પાછો બટકતો રહું છું.

કહો તો એ અસ્તિત્વ છે ને નથી પણ,
હું તૂટતો રહું છું ને ટકતો રહું છું.

જડાઈ જતો સ્તબ્ધ મારી નજરમાં,
ફરકતા નયનમાં, ફરકતો રહું છું.

સમયરેતની ટેકરીના શિખર પર,
થઈ ઝાંઝવાં હું ફરકતો રહું છું.

હસી લઉં છું ક્યારેક બરફ જેવું થોડું,
ને નક્ષત્ર જેમ જ દહકતો રહું છું.

વિખૂટા પડેલા બધા શે'ર ગુમ છે,
ગઝલ ખોઈને માત્ર મકતો રહું છું.

# આઇઝેક બેશેવિસ સિંગર



**સા**હિત્ય માટેનો આ વર્ષનો નોબલ પુરસ્કાર મૂળ પોલિશના યહૂદી લેખક આઈઝેક બેશેવિસ સિંગરને મળ્યો છે. તેઓ ૧૯૭૫થી અમેરિકામાં વસે છે અને ન્યૂયોર્કમાં રહે છે. એમનો જન્મ વોરસોની નજીક રેદ્ઝિમિનમાં, ૧૪મી જુલાઈ, ૧૯૦૪માં થયો હતો. તેમનું વય ચોસઠ વર્ષનું છે. પાદરી પિતા અને દાદા પણ રબ્બી હતા. પણ એમણે પાદરી બનવાનું પસંદ ન કર્યું તેઓ યિદ્દીશ ભાષાના લેખક છે. એમના કહેવા પ્રમાણે આ ભાષાસાહિત્યના વાચકો દિવસે દિવસે ઓછા ને ઓછા થતા જાય છે. યિદ્દીશ યુરોપ, અમેરિકાના યહૂદીઓની ભાષા છે અને એમાં મુખ્યત્વે જર્મન, બાલ્ટો સ્લાવિક અથવા હિબ્રૂ શબ્દોની બનેલી હોય છે અને એ હિબ્રૂ લિપિમાં લખાય છે. ઓછા વાચકો હોવા છતાં સિંગરે બધું જ યિદ્દીશ ભાષામાં લખ્યું છે, કેમ કે તેઓ કહે છે, 'કોઈ પણ લેખક માતૃભાષામાં લખવા સિવાય બીજી કઈ ભાષામાં કેવી રીતે લખી શકે ?' સિંગરે મુખ્યત્વે નવલકથા અને નવલિકા લખી છે. એમાંની મોટા ભાગની રચનાઓનો અંગ્રેજીમાં અનુવાદ થઈ ચૂકયો છે. એમના અનુવાદકોમાં નોબેલ પુરસ્કાર પામેલા અમેરિકી લેખક સોલ બેલો પણ છે.

સિંગર વિશે કહેવાય છે કે તેઓ સીધી સાદી વાર્તા કહેવાની શૈલીએ લખે છે અને આધુનિક મહાવરાની કોઈ કહેવાની જટિલ શૈલી એમણે અપનાવી નથી. વિખ્યાત બ્રિટીશ કવિ ટેડ હ્યુજિસે 'ધ ન્યૂયોર્ક રિવ્યૂ ઑફ બુકસ'માં એક વાર લખ્યું હતું, 'એમના શક્તિ-શાળી, વિવેકી, ગહન, સ્પષ્ટ અનુચ્છેદોની સરખામણીમાં અન્ય આધુનિક કથાસાહિત્ય જાણે પરિશ્રમે તૈયાર કરેલું, સપાટી પરનું અને બરાબર ન પચાવેલા કચરાના ઢગલા સમું ભડકામણું, નાહક બહેકાવનારું અને જીવનના માપમાં ખરું ન ઊતરનારું લાગે છે.'

સિંગરે પોતાના કથાસાહિત્યમાં પ્રથમ વિશ્વયુદ્ધ પહેલાં અને પછી વૉરસોની ગીચ યહૂદી વસ્તીઓમાં વીતેલા પોતાના બાળપણને આલેખ્યું છે. એ પાદરીઓની શાળામાં ભણ્યા પણ પોતે પાદરી ન બન્યા, કારણ કે એમણે 'ઈશ્વરની શક્તિમાં તો નહીં, પરન્તુ તમામ મનાગ્રહો અને રૂઢિઓ પર શંકા પ્રગટ કરવા માંડી હતી.' એમણે લેખન શરૂ કર્યું 'કૉમેંટરી' સામયિકને આપેલા એક ઈન્ટરવ્યૂમાં એમણે કહ્યું હતું, 'હું કેટલીયે વાર એવી અજબ સ્થિતિઓમાં વાંચતો કે તે મને ચકરાવે ચઢાવી દેતી, અને જે ક્ષણે મને જાણ થઈ કે દુનિયામાં સાહિત્ય જેવી ચીજ છે, ત્યારે મને થયું કે એ સ્થિતિઓને શબ્દાકાર આપું તો કેવું સારું !' એમણે પંદર વર્ષની વયે લખવાની શરૂઆત કરી હતી. લેખન માટે એમને ક્યારે ય પૈસા ન મળ્યા અને એ કહેતા,' 'આજે પણ મને ક્યાંકથી પુરસ્કાર મળે છે તો હું ચકિત થઈ જાઉં છું.' અમેરિકામાં અને બીજે પણ યિદ્દીશ સાહિત્યના પ્રકાશકો ઈચ્છે છે કે ખુદ લેખક પ્રકાશન માટે થોડી ઘણી મદદ કરે. સિંગર કહે છે કે, હું કદી એવું નહીં કરું.' એમણે આજીવિકા માટે પત્રકારત્વ અને વ્યાખ્યાનો પર આધાર રાખવો પડે છે. પરંતુ એ સ્થિતિએ એમને કડવા નથી બનાવ્યા. એમને યિદ્દિશ ભાષા ધીરે ધીરે મરી રહી હોવાનો રંજ છે. તે સાથે તેઓ કહે છે, 'હું લખું છું ત્યારે મને એ વાત યાદ નથી રહેતી અને હું એ યાદ કરવા માગતો યે નથી. મને તો એમ જ લાગે છે કે હું લાખો લોકો સાથે વાત કરું છું, અથવા કોઈનીયે સાથે નહીં...હું એક જ વાચક માટે સજાગ રહું છું અને એ જાણીને તમને કદાચ હસવું આવશે કે એ વાચક હું પોતે છું.'

એમણે કહ્યું છે કે મને વિશ્વાસ છે કે, યિદ્દિશ ભાષા ક્યારેય પૂરેપૂરી મરી નહીં જાય ! સિંગરનું લેખન સહજ અને જીવંત છે, તે યથાર્થપ્રેરિત છે, પરન્તુ એનો અર્થ એવો નથી કે એમાં કલ્પનાશીલતા કે કલ્પના નથી. તેઓ ગુહ્ય અને દૈવી ચીજો વિશે પણ લખે છે,

પણ સહજ અને અનુભૂત રીતે.

સિંગરે વિદેશમાં કેટલાયે સારા યુરોપીય લેખકોની રચનાનો અનુવાદ પણ કર્યો છે, તેમાં ટોમસ માનના 'મેજિક માઉન્ટેન' મુખ્ય છે.

સિંગરના અંગ્રેજી અનુવાદનાં પુસ્તકો છે, 'સેતાન ઈન ગોરાય એન્ડ અધર સ્ટોરીઝ,' 'ધ ફેમિલી માસ્કોત,' 'ગિંપેલ ધ ફૂલ એન્ડ અધર સ્ટોરીઝ,' 'ઈન માય ફાધર કોર્ટ' 'નૂન ડે,' અને 'ધ સ્પીનોઝા ઑફ માર્કેટ સ્ટ્રીટ.' ☐

## સાભાર સ્વીકાર

**કવિ ન્હાનાલાલની કવિતામાં માનવજીવનદર્શન**
[ શોધપ્રબંધ ]
**લેખક :** ડૉ. ધનવંત શાહ એમ.એ. પીએચ.ડી.
**પ્રકાશક :** પ્રાચી પ્રકાશન, એફ-૭૬, 'વિનસ,' વરલી
સી. ફેસ, (સાઉથ) મુંબઈ-૪૦૦ ૦૧૮
**મુખ્ય વિક્રેતા :** એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ.
સામળદાસ ગાંધી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૨.
**મૂલ્ય :** રૂ. ૩૮-૦૦



**મારે કોઈ નામ આપવું બાકી છે.** [ કાવ્યસંગ્રહ ]
**કવિ :** પ્રબોધ ર. જોષી
**પ્રકાશક :** બાબુભાઈ જી. જોષી, કુમકુમ પ્રકાશન,
ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧.
**કિંમત :** પાંચ રૂપિયા.



**રમણભાઈ નીલકંઠ :** ગુજરાતી ગ્રંથકાર શ્રેણી-૧૧ : લેખક શ્રી. ચંપૂ વ્યાસ, પ્રકાશક : કુમકુમ પ્રકાશન, ગાંધીરોડ, અમદાવાદ, ૩૮૦ ૦૦૧, મૂલ્ય : પાંચ રૂપિયા.

# મફત ભેટયોજના

લાખો લોકોની પ્રથમ પસંદગી પામેલ એકમાત્ર સાબુ




ખરીદી સાથે મફત
ભેટકુપનયોજનાનો
લાભ અવશ્ય લો.

ઉત્પાદક : **કનૈયા સોપ ફેકટરી**

હરિપુરા, ભવાનીવડ, સુરત. ફોન : ૨૪૮૯૭/૩૫૨૪૮

---

## સૌને ગમે ...... સૌને પોષાય

# हीरा साबु






હંમેશા વાપરો

ઉત્પાદક.. **પ્રભાત સોપ ફેકટરી**

તાર ઓફીસ સામે ગલીમાં, કોકાભાઈ સ્ટ્રીટ

ફોન નં : ૨૮

# કંકાવટી

ડિસેમ્બર,
૧૯૭૮

**કાવ્યો**

ચન્દ્રકાન્ત ટોપીવાળા / રાજેન્દ્ર શુક્લ
બુદ્ધદેવ બસુ / શાંતિકુમાર ઘોષ / પ્રણવેન્દુ દાસગુપ્ત
ચિનુ મોદી 'ઈર્શાદ' / હરમાન હેસ
પ્રસાદ બ્રહ્મભટ્ટ / ટાનિકાવા શુન્ટારો / વિજય શાસ્ત્રી

**નર્મમર્મ**

જ્યોતીન્દ્ર દવે / રતિલાલ 'અનિલ'

**વાર્તા**

પ્રાસન્નેય/ઉત્પલ ભાયાણી/રજની શાહ

બર્તોલ્ત બ્રેખ્ટ

**આસ્વાદ**

વિજય શાસ્ત્રી

**પત્રચર્ચા**

જયંત કોઠારી / અમૃત ઘાયલ
બોરિસ પાસ્તરનાક

# કંકાવટી

નવેમ્બર–ડિસેમ્બર, ૧૯૭૮

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૯ : અંક ૨૩૮ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૦, બે વર્ષના રૂા. ૧૯; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે કરવો.

□

'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા–ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે મોકલવી.

□


તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨.

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦૦૩.

# Le Pont Mirabeau

Under the Pont Mirbeau flows Seine
And our loves :
Must I remember them
Joy always used to follow after pain
Let night come let it strike the hour
The days go past I am still here

Your hands in mine let us stay face to face
While under this
Bridge of our arms there pass
The tired slow currents of our endless gaze
Let night come let it strike the hour
The days go past I am still here

Love flows away just as these waters flow
Love flows and faints
This life how slow
It goes while Hope strikes with such violence
Let night come let it strike the hour
The days go past I am still here

The days pass by and the weeks pass in vain
Neither past time
Nor dead loves come again
Under the Pont Mirabeau flows the Seine
Let night come let it strike the hour
The days go pass I am still here

# પોન્ટ મિરાબો

પોન્ટ મિરાબો નીચે સીન વહે
ને મારી પ્રેયસીઓ
મારે સંભારવી રહે ?
આનંદ મળ્યો અચૂક વ્યથા સહે
રાત આવે પ્રહરો જાય ક્યાં ?
દિવસો વીતે હું ત્યાંનો ત્યાં.
તારો હાથ મારા હાથમાં, આપણે સામેસામ
તારા મારા હાથના સેતુ નીચે
આમ
ક્લાન્ત વહી જાય શાંત
આપણી દૃષ્ટિનો પ્રવાહ અવિરામ
રાત આવે પ્રહરો જાય ક્યાં ?
દિવસો વીતે હું ત્યાંનો ત્યાં.
પ્રણય વહી જાય જેમ વહી જાય જલ
પ્રણય વહી જાય, ક્ષીણ થાય
જીવન કેવું શિથિલ અલ્પબલ
અને કેવી આશા પ્રબલ
રાત આવે પ્રહરો જાય ક્યાં ?
દિવસો વીતે હું ત્યાંનો ત્યાં.
દિવસો ખરે, ખરે વ્યર્થ સપ્તાહો અરે
ન તો ગતકાલ ન તો પ્રણય
પાછો ફરે
પોન્ટ મિરાબો નીચે સીન સરે
રાત આવે પ્રહરો જાય ક્યાં ?
દિવસે વીતે હું ત્યાંનો ત્યાં.

અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા

●

સરે સરિત સોન સેતુતલે
અને આપણી રતિ
સ્મરવાનું મારે સકલ એ
પીડાને અનુસરતી સરા હર્ષની ગતિ
                ભલે આવતી રાત બજવતી પ્રહર
                હું હજી ય અહીં વીતે અહર પર અહર
ઊભાં રહિયે ધરી હાથમાં હાથ મખોમખ
જવ આપણ બાહુના
આ સેતુતલેથી ત્યહાં
વહે પ્રવાહે થાકેલાં અનંત દૃષ્ટિના ચખ
                ભલે આવતી રાત બજવતી પ્રહર
                હું હજી ય અહીં વીતે અહર પર અહર
રતિ વહંત દૂર જયમ આ વહેતાં નીર
રતિ વહી વહી ને વિલાય
આ જીવતર જેવું મંથર
વહે જદા અભિલાખા આવું દારુણ પ્રહરાય
                ભલે આવતી રાત બજવતી પ્રહર
                હું હજી ય અહીં વીતે અહર પર અહર
અરર પરવરે સપ્તાહો સૌ સરે
ન તો સમય વીત્યો
ન તો રતિ મૃત વાપસ ફરે
સરે સરિત સોન સેતુતલે
                ભલે આવતી રાત બજવતી પ્રહર
                હું હજી ય અહીં વીતે અહર પર અહર

અનુ. રાજેન્દ્ર શુક્લ

## ત્રણ બંગાળી કાવ્યો ☐ અનુ : પ્રસાદ બ્રહ્મભટ્ટ

### જીવનાનંદદાસ પ્રતિ – બુધ્ધદેવ બસુ

તે પથ નિર્જન
જે પથે તમારી યાત્રા.
તે પથે આવે ના અશ્વારોહી
પદાતિ વીર સૈન્યદલ.
શસ્ત્રોનો ઝંકાર નહિ, યાન–યંત્ર મુખરિત નાગરિક
જનતાનો સ્રોત નહિ,
ન યોદ્ધા, ન જયી, ન પરાજિત.
તે પથ સંધ્યાનો.
માત્ર સમુદ્રનો સ્વર, અન્ય કોઈ શબ્દ નહિ.
માત્ર સમુદ્રનો સ્રોત, અન્ય કોઈ ગતિ નહિ.
એક પ્રજવલિત તારક.
જાણે આકાશનો જ્વલન્ત હૃત્પિણ્ડ,
આંકી જાય તે પથ સ્વચ્છ નીલ ઝલકે ઝલકે
સમુદ્રનું માનચિત્ર–નીલે.

અભીપ્સા ☐ શાંતિકુમાર ઘોષ

વધુ નહીં, ચાહ્યું'તું મેં આટલું કેવળ :
સંધ્યના સરોવરે સ્વપ્નનો સૌગન્ધ્યભાર,
ઉલ્લંબ સરલતરુ, જલની ઉપર નત શાખાનું ચુંબન.
કોલાહલ શમી જશે
ગભીર વિશાળ ચક્ષુ એકેક દ્વાર ખોલી
અનાયાસે લઈ જશે કુંજન રહસ્યે.
ચ્યૂત અંચલે મોજું, ઉદ્દામ અલકે દ્યુતિ,
મધુ ઓષ્ઠાધરે.

એક મુખ ☐ પ્રણવેન્દુ દાસગુપ્ત

કોનું મુખ યાદ આવે, કોણ મારી યંત્રણાની રાણી ?
પાસે તે બોલાવે ના છતાં જવા દે ના દૂર.
સ્વાદિષ્ટ વઘારમાં પણ થરેથરમાં સ્મરણની ભાષા
પુરાણપટના દશ્યમાં અવિરોધી મગ્ન સ્નેહ.
ધાનનાં દૂધની જેમ પ્રાણના ગભીર ક્ષીરમાં એકઠું થાય
એક મુખનું ધ્યાન, સ્મૃતિલગ્ન નિભૃત નિયમે.

બે ગઝલ □ ચિનુ મોદી 'ઈર્શાદ'

હવે સ્વર્ગ મનમાં લવાશે નહીં,
નહીં, ક્યાંય પોરો ખવાશે નહીં.
મને સાત દરિયા મળ્યા ભેટમાં;
ન્હવાશે ને પાણી પીવાશે નહીં.
સડક પાર કરવા ગયો આદમી,
અને ઘર કહે ત્યાં, અવાશે નહીં.
ઘણાં વન ફરીને પવન એ થયો,
મૂકો શબ્દવેધી—ઘવાશે નહીં.
મરણ પામશે ક્યાંક 'ઈર્શાદ' તો;
સ્વજન, મોંઘુ દર્પણ લવાશે નહીં.

□

શ્વાસના સંબંધ મારા એમ પૂરા થાય છે,
તું નહીં, સ્મરણ વખતે કબર દેખાય છે.
લાગણીનો એક ચહેરો મેં વધારે ઓળખ્યો,
બિમ્બ દેખાતું નથી જ્યારે નદી સૂકાય છે.
થાય ધરતીકંપ પણ હું સ્થાન શું કરવા ત્યજું ?
શબ્દની હિલચાલ શંકાસ્પદ હતી 'ઈર્શાદ' પણ,
દર વખત બાઈ ગઝલ નિર્દોષ છૂટી જાય છે.
સાંજ પ્હેલાં તોડશું 'ઈર્શાદ' ગઢ તો જીવશું,
આત્મહત્યા પાપ છે, મારા સ્વજન, સમજાય છે ?

# થાક

જ્યોતીન્દ્ર હ. દવે

**રસોડામાંથી** તૈયાર થતી રસોઈની સુવાસ આવતી હતી, પણ રસોઈને તૈયાર થતાં હજી કલાકેકની વાર હતી. હીંચકા પર આડો પડ્યો પડ્યો મીંચી આંખે ક્ષણમાં સંમુખ ને ક્ષણમાં વિમુખ થઈ જતાં દૃશ્યોની પરંપરા નિહાળતો હતો.

ત્યાં રસોડામાંથી રસોઈ નહિ, પણ રસોઈ ને રસના નિમિત્તકારણરૂપ શ્રીમતી આવી.

હીંચકા પરની ખાલી જગામાં કાગળનો મોટો ઢગલો કર્યો. બોલી, 'જરા આ કાગળ જોઈ જાઓ: કામના હોય તે બાજુએ કાઢો, બાકીના નીચે નાખો. નકામો ઘરમાં કચરો ભેગો થાય છે. કાલે પસ્તીવાળાને બોલાવ્યો છે. જરા તમે નજર નાખી જાઓ!

તરફ ને ફરી પાછી શ્રીમતી તરફ.

'એમ જોયા શું કરો છો ? જરા આ કાગળ જોઈ જાઓને, મારે ઉતાવળ છે. હજી રસોઈ તૈયાર કરવાની છે.

'હમણાં નહિ,' મેં કહ્યું.

'કેમ ? બીજું કશું કામ નથી તો આટલું જલદી જલદી કરી નાખોને ?'

'હમણાં હું થાકી ગયો છું.'

'થાકી ગયા છો ?' આશ્ચર્યવિસ્ફારિતનયના શ્રીમતીએ કહ્યું, સારી વાત બે વાર કહેવી સારી એમ માનીને ફરીથી કહ્યું. 'થાકી ગયા છો ?'

'હા, બહુ થાકી છું. થાકી ગયો છું, બહુ' મેં પણ શ્રીમતીનું અનુકરણ કરી પુનરુક્તિનો આશ્રય લીધો.

'થાક ? થાક શેનો લાગ્યો ? કલાક દોઢ કલાકથી આરામથી પડ્યા છો, કશું કરતાં નથી ને થાક—

'કશું કરતો નથી, માટે જ થાક લાગ્યો છે.'

'એમ ? એમ કહોને કે આટલું અમથું કામ તમારે કરવું નથી.' એમ કહીને શ્રીમતીએ રસોડા પ્રતિ પ્રયાણ કર્યું. જતાં જતાં બબડતી ગઈ, 'કંઈ જ કરતા નથી ને થાક લાગ્યો.'

કંઈ કરવાનો થાક લાગે છે તેના કરતાં કંઈ ન કરવાનો થાક વધારે લાગે છે ને વધારે વખત ચાલુ પણ રહે છે, એ હું વર્ષોના અનુભવે શીખ્યો છું, એની પ્રતીતિ શ્રીમતીને કરાવવી કઠણ હતી. આપણે મહાપરિશ્રમે પ્રાપ્ત કરેલું જ્ઞાન અન્યના મગજમાં ઉતારવું સહેલું નથી,

એમ કરવા જતાં એટલો બધો થાક લાગે છે કે આપણા મગજમાં 'આ માણસ મરી ગયો હોત તો સારું થાત.' એવો દુષ્ટ વિચાર પણ ક્ષણે ઝબકી જાય છે.

આંખ, કાન ને મગજને ખુલ્લાં રાખી જગતમાં વિચરનારને સ્વાનુભવ કે પરાનુભવથી પોતાની જ્ઞાનસંપત્તિમાં વૃદ્ધિ કરવા ઇચ્છનાર ને કંઈ કરવાનો થાક લાગે છે તેના કરતાં કંઈ ન કરવાનો થાક વધારે લાગે છે એવા અદ્ભુત ને અમૂલ્ય જ્ઞાનનું દાન સર્વજ્ઞ સર્વેશ્વર, આપી દે છે.

એ મહાસત્યની પ્રતીતિ કરાવે એવાં ઉદાહરણો સ્થળે ને ડગલે ને પગલે મળ્યા કરે છે.

એક જૂનો ને જાણીતો ટૂચકો છે. સમારંભના પ્રસંગે After dinner speech—ભોજનની સમાપ્તિ પછી ભાષણ કરવાની પ્રથા પશ્ચિમના દેશોમાં પ્રવર્તે છે. આ નિયમ અનુસાર ભોજનવિધિ પતી ગયે એક ભાઈ ભાષણ કરવા ઊભા થયા. ભાષણ ખૂબ લાંબું ચાલ્યું. બધા કંટાળી ગયા. ભાષણ કરવાથી ખાધેલું પચી જશે એમ માનતા હોય તેમ પેલા ભાઈ તો બોલ્યે જ ગયા. પ્રમુખની પદવીના ચિહ્ન સમી એક નાની સરખી હથોડી હતી. પ્રમુખ મહોદયે પેલા પ્રવચનકારનું ધ્યાન ખેંચવા જોરથી હથોડી ઠોકી. એમના પ્રહારનું લક્ષ્યસ્થાન હતું ટેબલ. પણ ટેબલ પર માથું નાખીને પડેલા એક સદ્‌ગૃહસ્થના માથા પર હથોડી પડી. પેલા ગૃહસ્થ બેભાન થઈ ગયા. પંદર–વીસ મિનિટ પછી ફરી ભાનમાં આવ્યા ને આજુબાજુ નજર કરી એમણે પ્રમુખને પૂછ્યું, 'હજી પણ આનું ભાષણ ચાલુ જ છે?' 'હા', પ્રમુખે જવાબ દીધો, 'અને હજી પણ ચાલુ રહેશે લાંબા વખત સુધી, એમ મને લાગે છે.'

'તો ઠોકો હથોડી ફરી મારા માથા પર કે હું પાછો બેભાન થઈ જાઉં.' પેલા ગૃહસ્થે કહ્યું.

ખરી રીતે જોતાં ક્રિયાપ્રવૃત્ત તો પેલા ભાષણકર્તા હતા. બેભાન બનવા ઈચ્છનાર ગૃહસ્થને તો કંઈ કરવાનું ન હતું, એને તો માત્ર સાંભળવાનું હતું અને તેમાં પણ એમને કંઈ કરવાપણું નહોતું. ભાષણ એની મેળે, આપોઆપ એને સંભળાયા કરતું હતું, છતાં ભાષણ કરનાર થાકી ન ગયા, થાકી એ ગયા.

કોઈ મહાનુભાવ ભાષણવીરને સાંભળતાં સાંભળતાં આપણે ખૂબ થાકી જઈએ છીએ એવો અનુભવ આપણને સૌને દુર્ભાગ્યે ઘણી વાર થાય છે. બહુ કંટાળી જઈએ છીએ ત્યારે જોરથી તાળી પાડીએ છીએ. ભાષણકર્તાને બેસાડી દેવાને તાળી ઠોકીએ છીએ એ સાચું, પણ એની પાછળ બીજો ઉદ્દેશ ગૂઢ રીતે રહેલો હોય છે. તાળી પાડવાની ક્રિયા વડે નિષ્ક્રિયતાના પ્રદેશમાંથી બહાર નીકળી અન્ય ક્રિયા વડે થાકનો પરિહાર કરવાનો ઉદ્દેશ પણ એની પણ એની પાછળ રહેલો હોય છે.

આજથી લગભગ ચાલીશ-પચાસ વર્ષ પૂર્વે સૂરતનિવાસીઓ બળતણ માટે સૂકાં લાકડાંનો ઉપયોગ કરતા. ઝાડનાં ઠૂંઠામાંથી કાપીને મોટા મોટા લાકડાના ટુકડાઓ ગાડામાં લઈને ત્યારે કઠિયારાઓ આવતા. જોઈતાં હોય તે, જેટલાં જોઈતાં હોય તેટલાં લાકડાં, પોતાના ઘરની પાછળ કે બાજુમાં આવેલી ખુલ્લી જમીનમાં ઠલવાવતા. એ પછી 'ખપાટ ચિરાવવી છે ?' એની બૂમ પાડતા કુહાડી ને કરવતથી સજ્જ થઈને લાકડાં વહેરનાર આવી પહોંચતા.

દર બાર-પંદર દિવસે મારા મોસાળની પાછળ આવેલા જમીનના ખુલ્લા ભાગમાં આ ક્રિયા થતી. મને તે જોવામાં બહુ આનંદ આવતો, પણ આનંદ સાથે થાક પણ લાગતો. એક વાર આ રીતે લાકડાં કાપવાની ને વહેરવાની ક્રિયાને જોતો હું બેઠો હતો. જોતાં થાકી ગયો. પેલા લાકડાં કાપનારાઓને પરસેવો થતો તે પછી તરત મને પણ થતો. એક વાર થાકીને હું ત્યાંથી ઊઠી જવાની તૈયારી કરતો હતો તેટલામાં મારી

નજર પડી, પેલા લાકડા વહેરનારાના માથા પર. એના માથા પર ચકલી આવીને બેસી ગઈ હતી. એ ચકલીની લીલા જોતાં મારો થાક ઊતરી ગયો.

એ પરથી મારામાં જ્ઞાનોદય થયો. અમુક ક્રિયા સતત કરવા રહેવાથી થાક લાગે તો બીજી કોઈક ક્રિયા હાથમાં લેતાં થાક ઊતરી જાય છે. નિષ્ક્રિયતા નહીં, પણ ક્રિયાભિન્નતા એ થાકનો ઉતાર છે.

સતત જીવતા રહેવાનો પણ થાક લાગે છે. એ થાકને ઉતારવા માટે થોડો વખત જાણે ન જીવતા હોઈએ એ રીતે રહેવાનું પણ આવશ્યક છે, પણ એ શી રીતે થઈ શકે ? જીવતા ન હોઈએ એવો અનુભવ છતે જીવે શક્ય બને ખરો ? હા, નિદ્રાવસ્થા એ અનુભવનો લાભ આપે છે. પૂરેપૂરા નહિ, પણ લગભગ મરી ગયા હોઈએ એવો અનુભવ નિદ્રા આપણને કરાવે છે. જીવવાની ક્રિયામાંથી, ન જીવવાના અનુભવનું ક્રિયાન્તર થવાથી જીવવાના થાકનો પરિહાર થઈ જાય છે.

વ્યાયામ કર્યા પછી થાક લાગે તો તે ઉતારવા માટે વ્યાયામ–વિશારદોએ શવાસન કરવાનો આદેશ આપ્યો છે. એ ક્રિયામાં શરીરને મુડદું બનાવ્યા વિના મુડદાને અનુરૂપ થવાની ક્રિયા કરવાની હોય છે. આમ સચેતન શરીરને અચેતન શબ સમી સ્થિતિમાં આણવાથી તન–મનને જોઈતો આરામ મળી રહે છે.

આપણા એક કવિએ કહ્યું છે: 'બેફામ, તો યે કેટલું થાકી જવું પડ્યું, નહિ તો જીવનનો માર્ગ છે ઘરથી કબર સુધી.' ઘરથી કબર કે સ્મશાન સુધીનો પ્રવાસ પણ માણસને થકવી નાખે છે.

શબને ઊંચકીને લઈ જનારાઓ ' રામ, રામ, રામ, રામ ' એમ બોલતા જાય છે તેનું કારણ શું હશે એવો વિચાર મને ઘણી વાર આવ્યો છે. મરનારના કાન પર રામનું પવિત્ર નામ પડે તો એનો ઉદ્ધાર થઈ જાય એવો ખુલાસો ગળે ઊતરે એવો નથી. મૃત્યુ પામેલા મનુષ્યને માટે

રામનું નામ શું કે રાવણનું નામ શું બંને એને માટે તો એક સરખાં.

મને લાગે છે કે ખરો શબ્દ, મૂળમાં 'આરામ' હશે અને એ 'આરામ'માંથી 'રામ'નું આગમન થયું હશે. શબવહન કરી જનારાઓ 'આરામ,' 'આરામ' બોલીને પોતે હવે થાકી ગયા હોઈને આરામ વાંચ્છે છે, અને આ મૃત્યુ પામેલો મનુષ્ય કેવો નસીબદાર કે જીવનભરનો થાક ઉતારી હવે આરામ કરી રહ્યો છે એવા કોઈક ભાવનું સૂચન કરી રહ્યા છે.

એક વાર હું બહારથી આવીને ઘરના દરવાજાને લગાવેલા તાળાને ખોલવાનો નિષ્ફળ પ્રયત્ન કરીને કપાળ પર લાગેલા પરસેવાને લૂછતો, જરાક હાંફતો ઊભો હતો. પાડોશમાં રહેતા એક ભાઈને દયા આવીને મારી પાસે આવીને કહ્યું, 'લાવો, ઉઘાડી આપું. તમે થાકી ગયા હશો.'

'કોણ હું ? હું નથી થાકી ગયો, આ તાળું થાકી ગયું છે.' મેં કહ્યું.

'એમ ? વાહ ! તાળું બિચારું. થાકી ગયું નહિ ?' કહીને સસ્મિત વદને એમણે તાળું ખોલી આપ્યું.

મેં તો માત્ર મજાકમાં તાળું થાકી ગયું છે' એમ કહ્યું હતું, પરંતુ વૈજ્ઞાનિકો કહે છે કે લોખંડ થાકી જાય છે. બહુ જલદી થાકી જાય છે. સોનું જલદી થાકતું નથી. કદાચ એનું કારણ એ હશે કે સોના કરતાં લોખંડનો વપરાશ ઘણા વધારે પ્રમાણમાં થાય છે.

પાંચેક વાર વાપર્યા પછી એક બ્લેડ મને વાળ કાઢવા માટે 'નહિ, પણ લોહી કાઢવા માટે જ ચાલી શકે એવી લાગી. એને પાછી સ્વસ્થાને પહોંચાડી મેં નવી બ્લેડ લીધી. દશેક દિવસ પછી પેલી જૂની બ્લેડ પાછી હાથમાં આવી. પહેલાં તો એને ફેંકી દેવાનો વિચાર આવ્યો, પણ પછી થયું હવે આ અચાનક હાથમાં આવી પડી છે તો જોઈએ તો ખરા કે ચાલે છે કે નહિ-અને એણે તદ્દન નવી જ હોય એમ સરસ કામ આપ્યું. આમ જડ વસ્તુને પણ થાક લાગે છે ને આરામ મળતાં એ પાછી

'તાઝા-બ-તાઝા, નૌ-બ-નૌ' થઈ જાય છે.

થાક કોને નથી લાગતો? તલકચંદને ને તપેલીને, કુંદનગૌરીને ને કૂંચીને, ધાંચાને ને ઘડિયાળને, ખિસકોલીને ને ખુરસીને જડ-ચેતન સર્વને થાક લાગે છે.

પણ આમાં થોડાક અપવાદ પણ છે. એક સંસ્કૃત કવિએ કહ્યું છે. કે સૂર્યનો રથ હંમેશ ચાલતો જ રહે છે. પવન નિરંતર વાયા જ કરતો હોય છે. એને આરામ હરામ છે. કવિઓ પણ કોઈક વાર સાચું કહે છે. એટલે એમની એ વાત કદાચ ખરી પણ હોય તો પણ અપણને એની ખબર શી રીતે પડે? હા, સચેતનોમાં પણ, જેને સતત ક્રિયમાણ રહેવા છતાં થાક ન લાગે તો એવું એક જંતુ પણ છે.

મોડી રાતે વાંચતાં વાંચતાં ચોપડી છાતી પર રાખીને હું ઝોકું ખાતો હતો. એટલામાં નાક પર સળવળાટ થયો. મેં ડોકું હલાવ્યું સળવળાટ શાંત થઈ ગયો. ફરી એકાદ ઝોકું ને ફરી સળવળાટ. 'તારા બાપનું નાક છે કે વારેવારે આવીને ઉપર ચોંટે છે?' હું બરાડો પાડી ઊઠ્યો. બાજુમાં સૂતેલી મારી પત્ની સફાળી જાગ્રત થઈ ગઈ. 'શું થયું? શું થયું? ઘાંટા કેમ પાડો છો?' એણે પૂછ્યું. 'કમજાત! બે બદામની!' હું બોલ્યો. 'શું? શું કહો છો?' બેઠા થઈ જતાં મારી પત્નીએ પૂછ્યું. 'તને નહીં. આ માખીને, હરામખોર આવી આવીને નાક પર બેસે છે. દિવસે પણ હેરાન કરે છે ને રાતે પણ. સાલીને થાક પણ નથી લાગતો,' મેં કહ્યું. 'તમે પણ ખરા છો માખીને તે વળી થાક લાગે? માથે મોઢે ઓઢીને સૂઈ જાઓ.' શ્રીમતીએ સલાહ આપી.

'સ્વતંત્ર થયા ને વર્ષો વીત્યાં તોયે આટલી હાડમારી ભોગવવાની એવી ફરિયાદ કેટલાક ભાઈ કહે છે ત્યારે હું એમને કહું છું, 'સ્વતંત્રતા મેળવવા માટે વેઠવી પડેલી હાડમારીને લીધે આપણો દેશ થાકી ગયો છે. થોડી વાર એને આરામ લેવા દો. પછી બધું બરાબર થઈ જશે.'

આપણો દેશ જ નહિ, દુનિયા આખી જ થાકી ગઈ છે.

'હવે છાપાં વાંચવામાં મજા આવતી નથી. પહેલાં હિટલર ને સ્ટેલિને ધૂમ મચાવી દીધી'તી ત્યારે ઓહો ! ક્યારે પડે સવાર ને છાપું આવે હાથમાં ! એમ થતું ને હવે તો બસ, કંઈ કરતાં કંઈ નહિ. બધે જ બધું જ ટાઢું ખોળ, ઠંડું હિમ. હવે તો છાપાં વાંચ્યાં તો યે શું ને ન વાંચ્યાં તો યે શું ? અન્યત્ર પરદેશમાં કે પાડોશમાં, લડાઈ ફાટી નીકળે ત્યારે અપૂર્વ રસાનંદનો આસ્વાદ કરતા મારા એક પરિચિત ગૃહસ્થે મારા આગળ લગભગ ગળગળા થઈને ફરિયાદ કરી. મેં એમને આશ્વાસન આપ્યું, ચિંતા ન કરો, હમણાં દુનિયા થાકી ગઈ છે. એનો થાક ઊતરવા દો ને પછી જો જો કેવો રંગ જામે છે,' હિટલરને ચર્ચિલ ને સ્ટેલિન ને ટોજોના દાદાઓ આવી પહોંચે છે કે નહિ ? થોડો વખત થોભી જાઓ. પછી છાપાં વાંચ્યા જ કરવાનાં. બીજું આપણે કરવાના પણ શું હતા ?'

સૌ ખાદ્ય પદાર્થોમાં સૌથી વધુ સ્વાદિષ્ટ, સુપાચ્ય, પુષ્ટિકારક ને તૃષ્ટિકારક કોઈ વાનગી હોય તો તે થાક છે. ખાવું કે ખવાવું એ એનો સ્વભાવધર્મ. આપણે થાક ન ખાઈએ તો થાક આપણને ખાઈ જાય. એવું દુષ્પરિણામ ન આવે માટે ચાલો, આપણે પણ હવે ખાઈએ—

થાક. 

## મેં નોટ ગણી



રતિલાલ 'અનિલ'

તે દિવસ મારે એકસામટી રૂપિયાની નોટો ગણવાની આવી. નોટો પણ આપણા સમાજ જેવી હતી. ખૂબ મહેનતને અંતે નંખાઈ ગયેલા માણસ જેવી, થોડીક મહેનતે સારી હાલતમાં જીવતા માણસ જેવી, ખૂબ મહેનત કર્યા પછી પણ લગભગ કાટું જાળવી રાખેલા માણસ જેવી, તો કેટલીક સાવ પછાત વર્ગની અને વળી વૃદ્ધ જેવી! છતાં સૌની કિંમત સરખી હતી એ જોઈને મારા આશ્ચર્યનો પાર રહ્યો નહીં. તે સાથે મને આનંદ પણ થયો કે અહીં સિનિયર નોટની કિંમત પણ સાવ નાની ઉમેદવાર જેવી, આ જ વર્ષે છપાયેલી તાજી નોટની છે.

મેં પહેલાં તો બહુ ઉત્સાહથી નોટો ગણવા માંડી અને એટલી જ ઝડપથી પૂરી કરી પણ દસ રૂપિયા ધ્યા ! મેં નોટ ગણી તેની મજૂરીના દસ રૂપિયા મને મળ્યા હશે ? મને ખાતરી ન થઈ એટલે મેં ફરી નોટો ગણવા માંડી આ વખતે જરા વાર લાગી છતાં પૂરી કરી. પણ આશ્ચર્ય, આ વખતે એક હજારમાં દસ રૂપિયા ઓછા થયા ! મે શંકા કરી તે મને વીસ રૂપિયાનો દંડ થયો ? વિશ્વાસે વહાણ ચાલે અને શંકાથી તકરાર ચાલે ! હવે શું કરવું ? મેં ત્રીજી વાર નોટ ગણવા માંડી. મને થયું કે હવે તો ચોક્કસ જ ગણી કાઢીશ. કારણ કે કોઈ પણ એક કામ ત્રણ વાર કરવાથી તે પૂરું થાય છે એવું મેં હરાજીવાળાઓનું નિરીક્ષણ કરેલું ત્યારે ચોખ્ખું તારણ કાઢ્યું હતું. મેં નોટો ગણવા માંડી...પણ થોડીક ગણ્યા પછી મને શંકા ગઈ કે મેં બે નોટ સાથે ગણી નાખી છે. ફરી ગણવા માંડી ને વળી શંકા ગઈ કે એકાદ નોટ મેં બે વાર ગણી છે ! આથી નવેસરથી ગણવા માંડી. થોડીક નોટ ગણી, આંકડો કાગળ પર લખ્યો અને પોરો ખાવા બેઠો. ખરેખર હું નોટ ગણતાં થાકી ગયો હતો. બૅન્કનો કૅશિયર બીજાને આપવા માટે નોટ ગણી કાઢતો હશે એવું મને લાગ્યું. મેં મનોમન સંકલ્પ કર્યો આ તમામ નોટ હું બૅન્કને જ આપી દઈશ ! હવે તો નોટ ગણવાનો થાક નહીં લાગે એવા વિશ્વાસથી મેં ઝપાટાબંધ બાકીની નોટ ગણવા માંડી. પૂરી કરી. ફરી દસ રૂપિયા વધ્યા !. છેવટે મેં નોટનું બંડલ પટક્યું અને એક હાથ માથે મૂકી, બન્ને પગ લંબાવીને બેઠો.

એવામાં એક મિત્ર આવી પહોંચ્યા. મને સાવ હતાશ થઈને, થાકીને બેઠેલો જોતાં એમણે પોતાના આગમનનો ઉલ્લાસ સાવ બાદ કરીને ઉપરથી ગંભીર થઈને પૂછ્યું : 'શું થયું ?' પછી એમણે સામે નોટોનું બંડલ પડેલું જોયું એટલે તો એ વધારે ગંભીર થઈ ગયા. 'કહોને, શું થયું ?'

'આવો આવો, બેસો, કંઈ થયું નથી !' મેં લંબાવેલા પગ ખેંચી, માથા પરનો હાથ એમની તરફ લંબાવીને કહ્યું.

'કેમ શું છે ? કંઈ બહુ થાકી ગયા છો ?

'ખાસ તો એવું નહીં પણ...તમે જરા આ નોટ ગણોને, કેટલા રૂપિયા છે ?'

અરે એમાં વળી ગણવાનું શું ?' એમ કહીને એમણે બંડલ હાથમાં લીધું અને ક્યાંક તરત ભરવાના છે ?' વગેરે પ્રશ્નો મને કરતાં એમણે મારી સામે નજર રાખીને ગણવા માંડી અને તરત કહે, 'હજાર રૂપિયા છે !'

'પણ, તમે તો નોટો પર નજર રાખી નથી. તમે શી રીતે કહો છો કે હજાર રૂપિયા છે ?'

'અરે, એક રૂપિયો પણ ઓછો હોય તો મારે ભરપાઈ કરવો અને વધારે હોય તો તે તમારા ! નોટ પર નજર રાખીએ તો બરાબર ગણાય જ નહીં ! સમજ્યા ? મેં એકને બદલે બે નોટ ગણી કાઢી એવો વહેમ પડે કે ગણતરીમાં ભૂલ આવે ! જાડી નોટ પછી પાતળી ને નવી નોટ આવે એટલે થાય કે ચોક્કસ મેં બે નોટ સાથે ગણી કાઢી છે અને મેળ મળે જ નહીં. આંગળાં પર વિશ્વાસ રાખીને જ નોટ ગણી કાઢવાની !'

એઓ ગયા પછી મને થયું કે બીજાના પૈસા ગણવાના છે એટલે એમણે બેદરકારાથી નોટ ગણી કાઢી છે ! ઉપર ૧૦૦૦ રૂ.ની બૅન્કની ચિઠ્ઠી હતી એ વાંચ્યા પછી એમણે ચપોચપ ગણીને કહી દીધું કે હજાર રૂપિયા છે !

મેં ફરી બંડલ હાથમાં લીધું અને નોટ પર નજર રાખ્યા વિના આંગળાં પર વિશ્વાસ રાખીને ખૂબ ધીરે ધીરે નોટ ગણવા માંડી. પૂરી થયે વળી દસ રૂપિયા ઘટ્યા ! મેં બંડલનો જોરથી જમીન પર ઘા કર્યો. ઊભો થયો. બારણે જોયું ! મને એવો અનુભવ હતો કે કશો મેળ ન મળે ત્યારે બારણે જોવું, લટાર મારવી, ઝડપભેર એક-બે આંટા મારવા, ફરી બહાર જોવું અને છોડી દીધેલું મૂળ કામ ફરી હાથ ધરવાથી બધો મેળ બેસી જાય છે...પણ ઘરમાં આવીને મેં બંડલ ઉપાડીને કબાટના ખાનામાં મૂકી દીધું. એક પ્યાલો ઠંડું પાણી પીધું અને સાવ સ્વસ્થ થઈને બેઠો

પણ મગજ ખરેખર થાકી ગયું હતું.

મારા થાકનો હું વિચાર કરવા લાગ્યો ત્યારે મને થયું કે એનું મૂળ મારી સમાજવાદી ભાવનામાં રહ્યું છે મને સમાન મૂલ્યની છતાં જુદા જુદા રંગરૂપની, મહેનતુ, ઓછી મહેનતુ, મહેનત કરીને ઘરડી થઈ ગયેલી અને કેટલીક જન્મ્યા પછી સતત આરામમાં જીવન ગુજારતી નોટોમાં રહેલી કામ અને આરામની અસામાનતા છતાં મૂલ્યની સમાનતાએ મારા મનને, મગજને ફ્રોઈડના કોઈક સિદ્ધાંત પ્રમાણે થકવી નાખ્યું છે.

કોઈક નોટ દસ વર્ષ પર છપાયેલી છતાં શરીરે બહુ તંદુરસ્ત હતી, તો બે વર્ષ પર છપાયેલી બે એક નોટ બેવડ નહીં, પણ ચોવડ વળી ગયેલી હતી! નોટ પાન ખાય છે અને તેને પોતાના શરીર પર જ પાનનો રસ લૂછવાની ટેવ છે એવું તો હું જાણતો નહોતો છતાં, એ નોટ પર પાનના ડાઘ પણ હતા! મને યાદ આવ્યું કે બીજી વાર નોટ ગણતાં થાકી ગયો ત્યારે મેં છીંકણીનો ચપટી નાકને ધરી હતી અને સ્વસ્થ થઈ ગયાનું માની લીધું હતું, છતાં મેં ગણેલી નોટમાંની કોઈએ પણ છીંકણી સૂંઘી હોય એવું મને લાગ્યું નહોતું.

પછી મને યાદ આવ્યું કે બેસતા વર્ષે નમસ્કાર કરી, વાંસે ધબ્બો મરાવવા આવનારાઓને નમસ્કારના શ્રમ બદલે એકેક રૂપિયો આપવા મેં રૂપિયા રૂપિયાવાળી નોટનું સો રૂપિયાનું બંડલ મંગાવ્યું હતું. તે મેં પાંચ વાર ગણ્યું હતું પણ દરેક વખતે ત્યારે પણ ઓછાવત્તાની ભૂલ આવી જ હતી!

ચિલ્ડ્રન હોમમાં બધાં જ તાજાં ભૂલકાંને ગણવા જેવો રૂપિયા રૂપિયાવાળી કોરી તંદુરસ્ત નોટ ગણવાનો એ રસિક ઉપક્રમ હતો, છતાં ગણવામાં દરેક વખતે ભૂલ કેમ આવી? બધાં બાળકો તંદુરસ્ત હોય એવું મારું મન ફ્રોઈડના કોઈક સિદ્ધાંત પ્રમાણે માનતું જ નહીં હોય! ખરે, એક વાર દસ દસ રૂપિયાવાળી કોરી નોટોનું બંડલ ગણતાં

પણ દર વખતે તે ઓછી થતી જ થઈ હતી ! મને પ્યુરિટન સુખી સમાજ પ્રત્યે સમાજવાદની ભાવનાને કારણે આછો અણગમો હતો-બધી ઊંચા મૂલ્યની નોટો, તમામ તંદુરસ્ત ! મારું મન એવા સમાજ સાથે કઈ રીતે સંમત થઈ શકે ? ખરેખર હું સમાનતાનો આદર કરું છું. એમ કહું છું ત્યારે મારા મનમાં સમાનતાની કોઈ સ્પષ્ટ વ્યાખ્યા જ હોતી નથી !

જગુ શેઠ કહે છે કે દરરોજ ગીતાનો પાઠ કરે છે. એ શરાફ છે, એટલે આખો દિવસ ગણેલી નોટો પણ તેઓ પ્રામાણિકતાના આગ્રહે ફરી ગણે છે અને આપી દે છે. એ માત્ર વિશ્વાસને વધારે પુષ્ટ કરવાની જ પ્રક્રિયા હોય છે પણ એ ક્રિયા એ કોઈની સાથે વાત કરતાં કે બહાર જોતાં, ઘડિયાળ સામે જોતાં કે આમતેમ જોતાં, પગ ઊંચેનીચે કરતાં કહે છે ! નોટો લેતી વખતે એટલે બર્હિમુખ નથી રહેતા છતાં તરત એક જ વારમાં નોટ ગણી કાઢે છે ! નવી જૂની, સાવ જૂની, અડધી જૂની–એવો શંભુમેળો હોય, અરે કોઈ નોટ લાંબી હોય, કોઇ ટૂંકી હોય, ભૂરી કે હોય. છતાં લાલ હોય, છતાં ગણતરીમાં ભૂલ આવતી નથી ! એનું એનું કારણ તો, રોજ ગીતા વાંચે છે તેમાં આવતો અનાસક્તિ યોગ એમના જીવનમાં ઊતરી ગયો, તે જ છે ! નોટને શરીર છે, આત્મા નથી એમ માન્યા વિના અનાસક્તિ આવે નહીં કે હું નોટ ગણું છું ત્યારે મને માત્ર આંગળાં જ છે ત્યારે મને માત્ર આંગળાં જ છે અને મન શૂન્ય છે એવો યોગ સિદ્ધ કર્યા વિના તેઓ એમ કરી શકે નહીં.

ગુરુ દ્રોણે, મેં કબાટના ખાનામાં મૂક્યું એવું, વધુ વપરાયેલી, થોડી વપરાયેલી, બેવડ વળી ગયેલી, ચોવડ વળી ગયેલી અને કોરી કડકડતી એવી વિવિધ નોટોનું બંડલ આપીને કહ્યું હોત કે, 'જો અર્જુન, તને શું દેખાય છે ?' તો અર્જુને નોટના બંડલ પરની ચબરખી વાંચીને કહી દીધું હોત, 'હજાર રૂપિયા અને દસ દસની સો નોટ !' અને ગુરુ દ્રોણે અર્જુનને સ્ટેટ બૅન્કના કૅશિયર રૂપે લઈ લેવાની દુર્યોધનને ભલામણ કરી હોત. ☐

□ પ્રાસનેય

આછા ઢાળ પર સરકતા રેલાની જેમ ગાડી ચાલી રહી હતી, બંને બાજુ ડોલતી, આછા ધરધરાટ સાથે. ચારે બાજુ ઠાંસોઠાંસ અંધકાર હતો. એકદમ નિર્જન. રાત્રિના કાળા અંજવાસમાં ક્યાંય ઝાડઝાંખરાંનો આકાર વરતાતો નહોતો. ચોમેર વિસ્તાર અંધકાર સાથે ચપ્પટ હતો. ગાડી થોભી. લાગ્યું કે કોઈ સ્ટેશન છે. પણ અહીં કોઈ નાનું યે મકાન નહોતું, પાટિયું યે નહોતું. હતું માત્ર અંતરિયાળ હતું તેવું અંધારું. કોઈ માણસ ચડ્યું નહીં,–ત્યાં કોઈ માણસ જ નહોતું,–કોઈ ઊતર્યું નહીં. ગાડી આંચકા સાથે પહેલાંની ગતિએ ચાલવા લાગી. અચાનક ભાન થયું કે ગાડીના બધા જ ડબ્બા ખાલી છે; ગાડીમાં કોઈ માણસ નથી, મારા સિવાય. હું જ ડ્રાઈવરની જગ્યાએ છું. પણ મારી સામે ડબ્બાની સપાટ પાટિયાની દીવાલ છે. ત્યાં કોઈ યંત્ર નથી. હું ઊભો છું એટલું જ, ગાડી આપમેળે જ ચાલે છે અને નિયત અંતરે આપમેળે જ અટકે છે. ગાડી ફરી વાર નિર્જન અંધારામાં ઊભી રહી–સ્ટેશન હોવાનો ખ્યાલ આવ્યો પણ ત્યાં માણસ–મકાન–પાટિયાનો કશો અણસાર નહોતો. હતું માત્ર પૂર્વવત્ અંધારું, બધું જ પોતાનામાં ચપ્પટ બનાવતું. ગાડી ફરી આંચકા સાથે ઊપડી. ગાડીની બારીઓમાંથી દીવાના પ્રકાશના શેરડાઓ જમીન પર, ગાડીની આજુબાજુ, ગાડીની સમાંતરે સરકતા નહોતા કેમકે ગાડીમાં દીવા નહોતા. બહાર કરતાં વધારે ઘેરું અંધારું હતું. થયું : સીધો ઘેર ગયો હોત તો સારું થાત; મનની અનિર્ણીત અવસ્થામાં ગાડી બાજુ વળી ગયો

પાછા જઈને સ્ટેશન પર જ ઊભા રહી રહીએ; ત્યાંથી ગાડીમાં ચડી છેલ્લા સ્ટેશને પહોંચી જવાશે.

પાછો ફર્યો. સહેજ અજવાળા જેવું લાગ્યું. આગળ વધ્યો. અજવાળું પણ વધ્યું. (અહીં ગામના એક નાના ચોક જેવું હતું.) જાહેર મકાનમાંથી રસ્તા પર પડતો દીવાબત્તીનો પ્રકાશ હશે; લોકોનો ખોલાશ વરતાયો. થોડાં સ્ત્રીપુરુષો ત્યાંથી નીકળીને ઘર તરફ જતાં હતાં. પણ બીજાં ઘણાં હજી ત્યાં બેઠાં હશે; કોઈ પુરાણીનો કથા કહેવાનો અવાજ આવતો હતો. હું ચાલતો હતો. વાડીમાંથી નીકળેલાં કોઈ ધીમે, કોઈ ઉતાવળે જુદી જુદી દિશા તરફ ચાલતાં હતાં.

સહેજ પાછળ-બાજુ પરથી સાદ આવ્યો ડોક તે તરફ ફેરવી-ત્રીસેકની ઉંમરની એ સ્ત્રી કહેતી હતી..."તમે...તમે જ છોને ? ! સારું થયું મળી ગયા. સંગાથ થશે."

"ઘર અહીંથી ઘણું દૂર છે. આટલી મોડી કોઈ બસ નહીં મળે."

"કશી જરૂર નથી; મેં ટૂંકો રસ્તો જોયો છે. ચાલી નાખીશ...હું રોજ એમ જ ચાલી જઉં છું."

"........."

"આવશો એમ માનીને રોજ રાંધીને જ અહીં આવવા નીકળું છું."

"(કપાળે ચાંલ્લો છે, હાથમાં સોનાનાં કંકણ તગે છે, છતાં શ્વેત સાડીમાં આ કોણ લાવણ્ય ભરયૌવને વૈધવ્યનો ગ્લાનિમય વેશ ધારીને રહ્યું છે ?......)"

રોજ રાહ જોતી પણ ન આવતા એટલે ભૂખી જ સૂઈ જતી સવારે ઊઠીને રાતનું ટાઢું માંગણને આપી દેતી,"

" (હવા ચોફેર શાતા વરસી રહી છે,-માની ગોદમાં બાળકને લાગે છે તેવી.) માફ કરશો ? હું માત્ર તમારો અવાજ જ સાંભળું છું; તમને પૂરાં જોઈ શકતો નથી."

"કંઈ નહીં...હું તમને સાંભળું છું અને જોઉં છું પણ..." □

"મોક્ષ"

□ ઉત્પલ ભાયાણી

સત્યકામ કો-ઓપરેટિવ હાઉસિંગ સોસાયટીના એક બેડરૂમવાળા બ્લોક નંબર આઠમાં, જાળી જડાવેલા ઝરૂખામાં દાખલ થતા સૂર્યના પહેલા કિરણને વ્યાયામ કરતા વિજયનું ખુલ્લું શરીર હંમેશાં દેખાતું.

પહોળા ભરાવદાર ખભા, સ્નાયુબદ્ધ ભુજાઓ, ફાટફાટ થતી વિશાળ છાતી, તે જોઈને ગભરાઈને અંદર ઘૂસી જતું પેટ પેટથી ગોઠણ સુધીની શરીર સાથે ચુસ્ત જડાઈ ગયેલી ચડ્ડી અને થાંભલા જેવા મજબૂત બે પગો.

અને આ સમગ્ર શરીર પર અનેક જગ્યાએથી ફૂટી નીકળેલી ઝીણી ઝીણી પરસેવાની સરવાણીઓ બે ફેફસાંની વચ્ચોવચ્ચ પડતી નાની શી ખાઈમાં ઊગેલા છૂટાછવાયા વાળમાં અટવાતી આ સરવાણી પર પડતું સૂર્યનું કિરણ ધીમે ધીમે શરીરના અન્ય ભાગો પર ફેલાઈ જઈને પૂરા શરીરને ચમકાવી દેતું.

આ ચમકનું પ્રતિબિંબ પોતાની આંખોમાં ઝીલવાનો તથા સૂર્યના કિરણની ઈર્ષ્યા કરવાનો જાગૃતિનો નિત્યક્રમ હતો.

"તમે કસરત કેમ નથી કરતા ?"

"મારી ઉંમર જતી રહી."

"ખોસ્યા, ઉંમર જતી રહી. વિજયભાઈ કરતાં તમે ચાર જ વર્ષ મોટા છો."

"મને એ નથી ફાવતું."

"પણ આ જુઓ તો ખરા. તમારી ફાંદ હવે દેખાય છે."

"એ તો સુખની નિશાની છે."

"મને ખબર છે આપણે કેટલાં સુખી છીએ."

'ઓ હો, જાગૃતિ, તું ખોટી ચર્ચા કરે છે. મારાથી કસરત થવાની નથી એ હકીકત છે. સવારના પહોરમાં આમ વિજયની જેમ ખુલ્લા શરીરે ઊભો રહું તો મને શરદી લાગી જાય. ખબર છે ?"

"વિજયને આવતે વર્ષે પરણાવી દેવો છે."

"કેમ બા, એવી તે શી ઉતાવળ છે ? વિજયભાઈ ભણવામાં હોશિયાર છે. આગળ ભણવા દો."

"ના રે ના બહુ ભણ્યો. પછી બહુ મોડું થઈ જાય તો સારું ઘર ન મળે.'

"એવુ કંઈ નથી. વિજયભાઈમાં વળી શી ખોડખાંપણ છે ?"

"તો પણ વહુ, મારી ઈચ્છા છે કે સારું ઘર મળે તો જલદી પતાવી નાખવું."

"બા આપણે એક કામ કરીએ. સગાઈ કરી નાખીએ. લગ્ન મોડેથી લઈશું."

"લાગે છે કે દેરાણી આવે એ તને ગમતું નથી."

"તમે પણ શું બા,...એવું કંઈ નથી."

અરીસામાં જોઈ સેંથામાં સિંદૂર લગાવતી જાગૃતિના હાથ એકાએક પાછળ દેખાતા રંગબેરંગી શર્ટને જોઈ અટકી ગયા. તે એકદમ પાછી ફરી ગઈ.

"ઓહ ! તમે છો. કેમ વિજયભાઈનું શર્ટ પહેર્યું છે ?"

"બસ, મન થઈ ગયું. ખીંટીએ લટકતું હતું તે પહેરી લીધું. પણ કહે, કેવું લાગે છે?"

જાગૃતિ શર્ટની લગોલગ આવી ગઈ.

'આ જરાક બાંય બગલ આગળથી ઢીલી પડે છે અને પેટથી સહેજ ફીટ પડે છે. પણ ચાલશે."

એટલું કહેતામાં તો જાગૃતિના બંને હાથ આખા શર્ટ પર ફરી વળ્યા. ક્યાંક તેની આંગળીએ બચેલા સિંદૂરનો ડાઘ પણ શર્ટ પર દેખાય નહિ તેવો પડી ગયો.

"તું કહેતી હોય તો કાઢી નાખું."

"ના ના પહેરી રાખો, સરસ લાગે છે."

એકાએક જાગૃતિએ અશોકને આલિંગન આપી દીધું. "અરે અરે, શું કરે છે? બારણું અમસ્તું જ અટકાવેલું છે. કોઈ આવી જશે તો?"

"..............."

આશ્ચર્ય અને ક્ષોભમિશ્રિત ભાવો સાથે, એક આંખ દરવાજા તરફ સતત રાખતાં, જાગૃતિના વાળમાં હાથ ફેરવતાં ફેરવતાં હળવેકથી જાગૃતિને અળગી કરતાં અશોકે કહ્યું, ' આમ આંખો મીંચીને ક્યાં સુધી વળગી રહીશ? ચાલ હવે, નહિ તો પાછા ફરતાં મોડું થઈ જશે."

આલિંગનને કારણે શર્ટના બીજા બટન આગળ દેખાય તેવો સિંદૂરનો ડાઘ પડી ગયો હતો.

અને ખરેખર પાછા ફરતાં મોડું થઈ ગયું.

"હું લાઈટ બંધ કરી દઉં છું."

"ઊભી રહે જાગુ, હજી તો મેં કપડાં પણ નથી બદલ્યાં."

"નથી બદલવાં કપડાં."

"હોતું હશે, આ વિજયનું શર્ટ ચોળાઈ જશે."

હજી તો અશોક શર્ટના એકાદ-બે બટન ખોલે ન ખોલે ત્યાં તો અંધારું થઈ ગયું અને અશોક ગણગણાટ કરતો પથારીમાં આવી ગયો.

જાગૃતિ ઉત્કટતાથી અશોકને વળગી પડી. "જાગુ, આજે તને થયું છે શું ? ભીડની પરવા કર્યા વિના રસ્તા પર પણ કોઈ દિવસ નહિ ને આજે તું અડોઅડ ચાલતી હતી. એય, કોઈ મોંઘી સાડી જોઈ છે?"

જાગૃતિનું મોં અશોકે ખોલેલા બટનને કારણે અશોકની પાતળી છાતીના ઝાંખરા જેવા વાળમાં ગૂંચવાયું હતું.

જાગૃતિએ માથું ઊંચું કર્યું. અશોકને એમ કે, હમણાં સાડીની માગણી આવી. ત્યાં તો જાગૃતિએ પોતાના હોઠ અશોકના હોઠ સાથે સજ્જડ ભીડી દીધા.

ચુંબન આક્રમક, ખદખદતું અને દીર્ઘ હતું.

ચુંબનનાં આ લક્ષણોને કારણે અશોક હાંફી ગયો. આંખ મીંચીને તે હાંફ શમાવવા લાગ્યો.

જાગૃતિએ સિફતથી શર્ટ પર હાથ ફેરવતાં ફેરવતાં ખુલી ગયેલાં બટન બંધ કરી દીધાં.

હવે જાગૃતિને માત્ર શર્ટનો જ સ્પર્શ થતો હતો. પોતાના વાળમાં અશોકના હાથ ફરતા હતા પણ એટલો ભોગ તે આપી શકે એમ હતી.

અશોકની છાતી પરથી જાગૃતિએ માથું સહેજ ડાબી બાજુ ખસેડ્યું. તેનું નાક વિજયના શર્ટની ઝૂલતી બગલ પાસે આવી ગયું.

વિજયના પરસેવાની વાસ અહીં અકબંધ હતી. જાગૃતિ દુર્ગંધ માણી રહી.

જાગૃતિએ માથું સહેજ ઉપર લીધું. હવે શર્ટની ઝૂલતી બગલ પાસે જાગૃતિનું મોં આવી ગયું.

બખોલમાંથી નીકળતા સાપની જેમ ચૂપચૂપ જાગૃતિની જીભ બહાર લપકી.

અને બહાર રહી શર્ટની ઝૂલતી બગલની આસપાસ ઊંચીનીચી થતી રહી ગંધ અને સ્પર્શને જાણે ઘટક ઘટક પી રહી. 

# રિક્ષા



## રજની શાહ

છેવટે કંટાળીને તે રિક્ષાને ટેકો દઈ ઊભો રહ્યો. ટાવરમાં દસના ટકોરા થયા ત્યારે તેને દસ વાગી ગયાનું ભાન થયું. થોડો થોડો વરસાદ તો કલાકથી પડતો હતો. દસ–પંદર મિનિટ થઈ હશે. વરસાદ ઊંધું ઘાલીને મચી પડ્યો હતો. રિક્ષા બંધ પડી ગઈ હતી ને પાણી તેને અડકી અડકીને ચાલ્યું જતું.

પવનમાં આમતેમ વીંઝાતા વરસાદની આરપાર કાળાંભમ્મર વાદળાંને તે લાચાર નજરે તાકી રહ્યો.

"એ ય અત્યારે તો ઘોરતી હશે!"

આકાશમાં અચાનક વીજળી ઝબકીને અલોપ થઈ ગઈ. વરસાદી અવાજ સંભળાતો હોવા છતાં ભેંકાર સોપો પડી ગયો હોય તેવું લાગ્યું ને પાણી તો ક્ષણ વારમાં જ ક્યાંયનું ક્યાંય પહોંચી જવાનું હોય તેમ રઘવાયું રઘવાયું દોડી જતું હતું રિક્ષાવાળાને થયું કે પોતે ક્યારનો અહીં બંધ પડી ગયેલી રિક્ષા આગળ વરસાદમાં આમ ભીંજાતો ઊભો છે? પગમાં ખાલી ચઢવાથી તેણે રિક્ષાને જોરથી એક લાત મારી પછી પાછળથી ખસીને રિક્ષામાં બેસી ગયો ફાટી ગયેલી સીટ આમ તો તેને રોજ જ ખૂંચતી હતી પણ આજે તો બેસવાનું મન જ ન થાય તેટલી હદે ખૂંચવા લાગી. છતાંય તે બેસી રહ્યો.

"જંપી જા, જંપી જા, હવે !" ક્યારેક મનોમન ગુસ્સે ભરાઈને વહુ તરફ તાકી રહેતો તેમ તે આકાશ તરફ તાકી રહ્યો. વરસાદ જાણે કેટલાય દિવસોથી એકધારો પડતો હોય ને રિક્ષા પણ કેટલાય દિવસોથી બંધ પડી ગઈ હોય તેવું તેને લાગવા માંડ્યું.

"આના કરતાં તો તાપ સારો..." તેને આમ જ રિક્ષાને પડતી મૂકીને ચાલ્યા જવાનું મન થયું.

નવો નવો પરણેલો ત્યારે તેની વહુ રોજ તેના પર ચિઢાતી ને કહેતીઃ થોડા વે'લા આવતાં શું થાય સ ? તાં શે'રમાં કાંય દાટયું સ ?–ત્યારે તો તે રિક્ષાને આમ થયું હતું ને રિક્ષાને તેમ થયું હતું એમ બહાનાં બતાવી ગુસ્સે ભરાયેલી વહુને મનાવી લેતો. ખૂબ ભૂખ લાગી હોય તે સિવાય હજી પણ તે રાતે મોડો જ ઘેર જાય છે. તેની વહુ પણ ભાગ્યે જ ચિઢાય છે.

સીટ ખૂબ જ ખૂંચવા લાગી એટલે તે પાછો બહાર નીકળ્યો અત્યાર સુધીમાં ગરમાટાયેલા શરીરમાં વરસાદનું પાણી અડકતાં જ આખી કંપારી વછૂટી.

હવે તો તેને રોજ રાતે બહુ વાર સુધી બારણાં ખટખટાવવાં પડે છે. ક્યારેક તો તે ધૂંઆંપૂઆં થઈ જાય છે.

"અત્તારથી ઊંઘી ગઈ'તી ?"

"ના, ના,...જાણુતી'તી જ."

"તો પછી ? ક્યારનો બારણાં ખખડાવતો હતો ?..."

તે ઘણું બધું બોલી જતો.

"તમારા સમ...જાગતી જ હતી. કદાચ, ઝોકું આઈ ગ્યું હસે !"

"કયા દિવસે નથી આવતું ?"

"હારું...ઊંઘી ગઈ'તી બસ...કે'વું સ કાંય ?"

પછી બંને વચ્ચે સૂતાં સુધી ચડભડ ચાલ્યા કરતી.

રિક્ષાવાળાએ રિક્ષા સામે ભરી નજરે જોયું. પાણી તેની આજુબાજુ ઘેરાઈ વળ્યાં હતાં...પણ રીક્ષાને અડકી અડકીને વહી જતાં હતાં.

'હાચું કહું છું...તારા સમ...આજ તો ઢાળમાં જ ફસકી ગઈ સાલી" જાણે વહુ સામે જ ઊભી છે તેમ તે મનોમન બોલ્યો. તેણે પેન્ટના ગજવામાં હાથ નાખ્યો. બિસ્કીટનું પડીકું ય ર્હવાઈ ગયું હતું.

"એ ય સૂઈ ગયો હસે. "તેણે હળવે હાથે બહાર કાઢી પડીકાને કેરીઅર બોર્ડ પર મૂક્યું.

"આ ઢાળ સરખો કરાવવાનું કેમ કોઈને સૂઝતું નંઈ હોય" તેને ફરી એક વાર ધક્કો મારી જોવાની ઇચ્છા થઈ પણ પછી થયું કે એમ એકલે હાથે નહીં નીકળે. વરસાદ વધુ ને વધુ આકરો થતો જતો ને ઢાળ પરથી પાણી તો હે આવતું તું...હે આવતું તું...પેન્ટ સહેજ ઊંચું કરી તે ખણવા માંડયો. આના કરતાં તો ભણ્યો હોત તો સારું. મા બિચારી કહી કહીને મરી ગઈ. મા હાચું કે'તી'તી મહેનો કેવો સાએબ થઈ ગયો! ને દિનિયો ય દાકતર થઈ ગયો...! અંઈ આપડા તો કોઈ ભાવે ય પૂછતું નથી? પછી તો ડાબા હાથથી જમણા હાથે...ડાબા પગથી જમણા પગે... જમણા હાથથી ડાબા હાથે...છાતીએ જાંઘમાં...વાંસામાં ખણ ખણખણ...

"સાલો ધીમો ય પડતો નથી?" વિચારોથી હબકી જવાતાં તેનાથી બોલાઈ ગયું. તેણે આજુબાજુ નજર ફેરવવા માંડી. ભલું પૂછવું, કો'ક રખડતું આવી ચડે આ બાજુ તે રિક્ષાની ઊલટી દિશામાં મોં ફેરવી ઊભો રહ્યો. આઘે કો'ક માણસ જેવું જતું દેખાયું તે બૂમ મારવા ગયો પણ થયું કે સાંભળશે નહીં તો? તે રોજ પોતાના ગામથી રિક્ષા લઈને શહેરમાં આવે છે ને મોડી રાતે પાછો ફરે છે. અત્યારે તો રિક્ષાને આમ જ પડતી મૂકીને ભાગી જવાનું મન થતું હતું પણ તે આકાશ તરફ તાકી રહ્યો.

"આટલો ઢાળિયો ચઢી જાય પછી તો જખ્ખ મારે દુનિયા." તેણે

ફરી એક વાર જોર કર્યું. આ વખતે તો તે હાંફી ગયો. તેણે સામે જોયું પાણી એટલું બધું દોડી આવતું હતું કે અહીં ક્યારેય રસ્તો હશે જ નહીં એમ લાગ્યા કરે. હવે તો તેનું શરીર પણ ઠંડું પડવા માંડયું હતું. તેના હાથ ધ્રૂજતા હતા. ઘેર પહોંચી જવા માટે તેનું મન બ્હાવરું બ્હાવરું થઈ ગયું, ક્યારેય નહોતો થયો એટલો બધો રઘવાટ આજે તેનું મન ઘેર પહોંચી જવા કરવા લાગ્યું, પોતે જાણે કેટલાય દિવસોથી ઘેર ગયો જ ન હોય તેવું લાગવા માંડયું પણ રિક્ષા તો નથી ખસતી સહેજ આઘી કે પાછી ને પાણી તો ધસમસ ધસમસ...તેને હવે તો એમ જ લાગતું હતું કે રિક્ષા કેટલાય દિવસોથી બંધ પડી ગઈ છે ને પોતે આમ...પોતાના લોહીથી પણ જો રિક્ષાનું એન્જિન ગરમ કરી શકાતું હોત તો અત્યારે તેણે તેમ પણ કર્યું હોત ! ટાવરમાં એક ટકોરો થયો.

"હજી સાડાદસ જ થયા ?" તેણે આકાશ તરફ જોયું વાદળો ઓછાં થયાં હતાં. વરસાદ સહેજ ધીમો પડયો હતો. તે રિક્ષામાં ઘૂસ્યો સીટ પર ગોઠવાયો તેને બીડી પીવાની ખૂબ જ તલપ લાગી. ટુલ બૉક્સમાં હાથ નાખ્યો હાથ નાખતાંવેંત જ એક છૂટી બીડી મળી. તેણે તે લઈને બે હોઠોના ખૂણા વચ્ચે દબાવી. બાકસ ફંફોસવા લાગ્યો. કાન પાસે ધરી બાકસ ખખડાવતાં ખખડાવતાં તેણે જોયું કે વરસાદ ખૂબ જ ધીમો પડી ગયો હતો ઢાળ પરથી દોડી આવતું પાણી પણ ઓછું થયું હતું. તેને થયું કે હવે પોતે જલદી ઘેર પહોંચી શકશે. બાકસમાં એક જ દીવાસળી બચી હોવાની ખાતરી થતાં તેણે બાકસ હલાવવું બંધ કર્યું. વરસાદ હવે બિલકુલ રહી ગયો હતો. બાકસને ડેશ બૉર્ડ પર મૂકી તે બહાર નીકળ્યો. ગવર્નર પકડી રિક્ષાને ધક્કો મારવા લાગ્યો. રિક્ષા ખસી નહીં તેણે નીચે જોયું રસ્તા ઉપર કાદવ માટીનો ખાસ્સો બધો થર જામી ગયો હતો. બીડી પીવાની તલપ પાછી એકદમ ઊભળી આવી. બાકસ લઈ દીવાસળી કાઢી તેનો ઘસરકો કર્યો પણ ગંધકનું ટોપચું ખરી પડયું અને તે ધબાક દઈ સીટ પર બેસી પડયો.



## 'ગોકળજીનો વેલો'* વિશે

### □ વિજય શાસ્ત્રી

**ઘનશ્યામની** 'ગોકળજીનો વેલો'નો સમગ્ર અનુભવ બહુપાર્શ્વી છે. વાર્તાત્મક રચના સામાન્યપણે Incremental narration-માં આગળ વધતી હોય છે. પણ આ રચનાની કથનાત્મકતામાં એવા દેખીતા કાર્યકારણભાવમંડિત વૃદ્ધિભાવનો અભાવ લાગે છે. કોઈ જીવનચરિત્રમાં આવે તેમ કથાનાયકના પૂર્વજોનાં રૂપરંગટેવો અને વૈયક્તિક ખાસિયતોનાં ચિત્રો અહીં છે. આ પૂર્વજોનાં ચિત્રોના આલેખનની પડછે અનુભવાતો કાકૂ કટાક્ષનો છે એ વાર્તાકારે શરૂઆતમાં તો કળાવા દીધું નથી. પૂર્વજોનાં ચિત્રાંકનોની આસ્વાદ્યતા આ અકળ રહેતા એવા કટાક્ષકાકૂનું પરિણામ છે. કળાય છે તે કાકૂ તો છે સમભાવ અને ગંભીરતાનો. પરંતુ ગામ્ભીર્ય અને/અથવા સહાનુકમ્પા લેખકને લેશ પણ ઇષ્ટ કે અભિપ્રેત નથી. પોતાને અન-ઇષ્ટ અને અન્ અભિપ્રેત એવા ભાવોને પણ છેક છેવટ સુધી લેખક વફાદારીપૂર્વક વળગી રહ્યા છે. રચનાની ખૂબી કદાચ આ અન્અભિપ્રેત ગાંભીર્યના છેવટ સુધી કરાતા નિર્વહણના કૌશલમાં રહેલી છે.

વાત ગોકળજીની છે એટલે એમની મહત્તાની વિગતો ઝીણવટપૂર્વક લેખકે નિરૂપી. ગોકળજીના ગામના નગરશેઠ હોવાની, તેમની ઉદારતાની, દરબારમાં રાજા પછીના સ્થાનની ખુરશી તેમને મળતી હોવાના ઉલ્લેખ વડે સૂચવાતા તેમના માનમરતબાની અને બીજી ઘણી વિગતો ગોકળજીની મહત્તાની સૂચક બની રહે છે. પણ આ સઘળાંમાં સૌથી વધુ સૂચક તો છે તેમની સહિષ્ણુતા દર્શાવતી એક વિગત–તેમનાં કર્કશા પત્ની જટીદાદીના સ્વભાવને પણ સહન કરી લેતા તેમના સ્વભાવનું ચિત્ર આપતાં લેખક તટસ્થતાપૂર્વક નોંધે છે કે –

'મારાં જટીદાદી બીજી વારનાં હતાં. તે રંગે અત્યંત શ્યામ, સ્વ-

---

* ઘનશ્યામ દેસાઈકૃત ટૂંકી વાર્તા

ભાવે કર્કશ અને હાડે મજબૂત. તેમની આગળ ગોકળજીનું બહુ ચાલતું નહિ. ઝઘડો થાય ત્યારે ઊંબરા આગળ ગોકળજી ત્રાસીને, લમણે હાથ દઈને બેસી રહેતા. ઊંડા નિસાસા નાખતા. કયારેક જોડા અને પાઘડી પહેરી બજારમાં ચાલ્યા જતા.'

આવાં જટીકાકી-ગોકળજીનો વંશવેલો વિસ્તાર પામતો પામતો છેક કથાના 'હું' સુધી આવી પહોંચે છે. ગોકળજીથી આરંભાયેલા આ વેલામાં અધવચ્ચે ધનાજી, ઓધવજી, ગલાલમા, મકનજીનો સમાવેશ થાય છે. આ વચગાળાના મહાનુભાવોની કેટલીક વિગતો લેખકે આપી છે. ગલાલમાને થયેલો હડકવા ને મકનજીને થયેલો ઈશ્વર-સાક્ષાત્કાર જેવી વિગતોનું આમ તો ખાસ કશું મૂલ્ય વરતાતું નથી. છતાં રચનાનો અંત આ બધી જ મૂલ્યહીન લગતી વિગતોને એક નવા દાર્શનિક સંદર્ભમાં મૂકી આપે છે.

રચનાનો અંત વાર્તાશૈલીનો પૂરો લાભ ઉઠાવે છે. સ્મશાનમાંથી જ પાધરો વિવાહ કરી ઘેર આવેલા ગોકળજીના સંદર્ભે એક સાવ સામાન્ય ઘટના સંભવે છે. એ ઘટનાની સામાન્યતાને ઓગાળી દઈ તેને વ્યાપક માનવસંદર્ભની વાચક બનાવી આપવામાં વાર્તાકર્મ રહેલું છે.

'તે વખતે મકાનની બાંધણી એવી કે ઘરની વચ્ચે વાડો હોય અને તેમાં થઈને પાણીની નીક જાય. અમસ્તાં તો પાડોડીઓ ગંદું પાણી ન નાખે એ માટે દરેક જણ પાડોશીની અને પોતાની મઝિયારી ભીંત આગળ નીકમાં પથરો મૂકી રાખે. ચોમાસામાં એ પથરો ઉઠાવી લે જેથી પાણી વહી જાય, અને વાડામાં પાણી ભરાય નહીં.'

ઘરોની બાંધણીની અને પાણીના નિકાલ માટેની આ વ્યવસ્થા નરી આકસ્મિક છે. પણ આવી આકસ્મિક લાગતી વ્યવસ્થાઓ દ્વારા સંભવતી આકસ્મિક ઘટના કેવી સનાતન પરિણામકારી બની રહે છે અને Chance અને eternity વચ્ચેની અથવા eternity caused by casuality ની વક્તા એમાંથી ઊપસે છે.

વરસાદના સંગીતમાં નિદ્રાધીન થયેલા ગોકળજીને કાને પાડોશીની

ભૂમાભૂમ પડતી નથી. છેવટે મહામહેનતે જાગ્યા ત્યારે તેમની સાથે પાડોશીઓએ ઝઘડો આદર્યો. પાંચમે ઘેર, જ્યાં ગોકળજીનો સ્મશાનમાંથી જ પાધરો વિવાહ થયો હતો ત્યાં, રહેતા સસરાને ગોકળજીએ ઊંઘણશી કે એવું કંઈક પોતાને સંબોધીને કહેતા સાંભળ્યા અને-

'સવારના ઊઠીને તેમણે વિવાહ ફોક કર્યો, પંચમાં દંડ ભરી દીધો અને બાજુના ગામમાં જઈને તે ને તે જ દિવસે જટીદાડી સાથે વિવાહ કરી આવ્યા.'

અહીંથી વાર્તાકાર તટસ્થ મટી અચકાતાં અચકાતાં સક્રિય બને છે. આ આકસ્મિક ઘટનાની સામી બાજુએ જઈ તેઓ કહે છે કે-

'જો આજથી દોઢસો વર્ષ પહેલાં એક રાતના કમોસમી વરસાદનાં ઝાપટાં પડયાં ન હોત-'

-થી શરૂ થતી આકસ્મિકતાની વિગતોમાં ગોકળજીની મશરૂની બેવડી તળાઈ, સહેજ લહેરી પ્રકૃતિ, સાંજના આરોગેલી તળેલી વાનગી, વરસાદી સંગીત આ બધાના પરિણામરૂપ આવેલું ઝોકું વગેરે ઉમેરાતું જાય છે.

Irony એ છે કે આ બધું ભલે ન ટાળી શકાય તોયે પેલો પથરો તો ઉઠાવી લેવાય એમ હતું જ. અંતે પથરો ઉઠાવી લેવાય પણ છે જ, છતાં ઊંઘણશી શબ્દ ગળી જઈ શકાય એમ હતું. બીજી તરફ કદાચ આ શબ્દ સાંભળીને વિફરેલા ગોકળજીનો રોષ અને રીસ એ તેમના ચારિત્ર્યવિશેષો પણ ગણી શકાય. ઊંઘણશી જેવી ગાળ સાંભળીને ગોકળજી આમ જ કરે. કેમ કે ગોકળજી એ આખરે ગોકળજી જ છે. ગોકળજી પોતાના ગોકળજીપણાને તે વખતે ક્ષણાર્ધ માટે પણ અળગું કરીને વશમાં રાખી ન શક્યા એ જ એમની નિયતિ.

જો એમ થયું હોત તો છેક પાંચમે ઘેરથી વહી આવતો પ્રવાહ વહેતો જ રહ્યો હોત. આડો ફંટાઈ ગયો ન હોત. પણ નીકમાંનો ઢેખાળો ગોકળજીએ ન જ ઉઠાવ્યો.

અંતિમ વાક્ય છે 'ભલાદ'મી, ઉઠાવી લેને પથરો.'

આ પથરો ઉઠાવી લેવાનું કામ દેખાય છે એટલું સહેલું નથી

બીજાને માટે કદાચ સહેલું હશે પણ ગોકળજીને માટે તો નથી જ. કેમ કે ગોકળજીનું સમગ્ર ગોકળજીપણું એ પથરામાં સંચિત થયેલું છે. પથરો ઉઠાવવો એટલે ખુદ ગોકળજીપણાનું નિગરણ કરવું. પથરો હવે પથરો ન રહેતાં ગોકળજીનો પર્યાય બની ચૂક્યો છે. તેમના તુચ્છ અહમ્‌નો વિરાટ બોજ તેની પર પ્રભુત્વ જમાવી બેઠો છે. એને હઠાવવાનું ગોકળજીનું કદાચ ગજું જ નથી !

બીજી રીતે જોતાં પ્રસ્તુત રચના માનવના પ્રાપ્ત અસ્તિત્વની સુનિશ્ચિત-વ્યવસ્થાની પૂર્વાપરતા કેવી તો આકસ્મિક અને Absurd છે તેનું નિરૂપણ કરે છે. માનવ જે કંઈ છે તે કેવો તો અકસ્માતી બળોની નીપજ છે એવો ધ્વનિ એક તરફથી ઊપસે છે તો બીજી બાજુ આવાં અકસ્માતી બળો વળી પાછાં માનવની વૈયક્તિક નિયતિરૂપે જ જન્મ્યાં છે એને અન્યથા કરી શકાય એમ છે જ નહિ. ગોકળજીના સમગ્ર વ્યક્તિત્વને જોતાં આવું [અને આવું જ] બની શકે, ભલે પછી એ અકસ્માત ગણાય.

વાર્તાકાર જે તાકે છે તે આ છે. માનવહયાતી એ શાનું પરિણામ છે, કશાક casualનું કે casual 'લાગતાં' બળોની પડછે કામ કરતી નિયતિનું ?

એક રીતે જોતાં માનવહયાતી સાવ વાહિયાત અને un-authorized લાગે છે. બીજી રીતે ગોકળજીપણાની સુદૃઢ છાપથી અંકિત થયેલી લાગે છે. પણ આ બધામાં વિષાદનું એક કારણ એ રહેલું છે કે પ્રાપ્ય અસ્તિત્વ અકસ્માતનું હોય કે સુચોક્કસ યોજનાનું હોય-ગમે તેનું પરિણામ હોય છતાં એકેયમાં આપણી પસંદગીને કોઈ અવકાશ નથી. 'The myth of sisyphus'માં આલ્બેર કામૂએ કહ્યું છે તેમ "But there is no choice, and that is where the bitterness comes in."

૧૬ નવેમ્બર, ૧૯૭૮ 



**જયંત કોઠારી**

સ્નેહીશ્રી 'અનિલ',

'કંકાવટી'ના ઑક્ટો. ૭૮ના અંકમાં શ્રી. અજિત ઠાકોરની 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ' 'અને આવા તેવા વિશે'ની પત્રચર્ચા વાંચી આ લખવા પ્રેરાયો છું. લખવાનું મુખ્ય કારણ તો એ છે કે ભાઈ અજિતે રાધેશ્યામ શર્માની 'સાંપ્રત'ની પ્રસ્તાવનાનો થોડો ભાગ ઉતાર્યો છે.છે. જેમાં 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ'ના સંદર્ભે મારો પણ નામોલ્લેખ થયો છે. આ પ્રસ્તાવના 'ઉદ્ગાર'માં છપાયેલી ત્યારે મેં રાધેશ્યામને લખી જણાવ્યું હતું કે 'ઉપરવાસ' કથાત્રયી વિશે લખવા રઘુવીરે સદ્ભાવથી મને આગ્રહ કર્યાની વાત એમણે જે નોંધી છે એમાં જરાયે તથ્ય નથી. કોઈના કહેવાથી કોઈ લખે એ જાતે જ કંઈ ખોટી વસ્તુ નથી પણ આ રીતે ખોટી માહિતી રજૂ કરવામાં આવે તે બરાબર ન કહેવાય. મેં એમ પણ લખ્યું હતું કે 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ'ના મુદ્દાનાં તો ઘણાં પાસાંઓ છે, જેની વાત ક્યારેક નિરાંતે થઈ શકે. શ્રી રાધેશ્યામે પછી એમ લખેલું કે મારી વાત સાચી હશે અને પોતે જે ઉલ્લેખ કર્યો છે એને કેવળ દૃષ્ટાંત તરીકે જોવા સૂચવેલું.

પછીથી આ પ્રસ્તાવના 'સાંપ્રત'માં ગ્રંથસ્થ થયેલી જોઈ ત્યારે મને થયું કે આ વાત તો હવે સ્થાયી, જાહેર રૂપ પામી! અને મારો ખુલાસો તો અમારા અંગત પત્રવ્યવહારમાં જ રહેવાનો.

ખેર! રાધેશ્યામે પોતાના બચાવમાં આવી રીતે કેટલાક દાખલાઓ

ભેગા કરી લીધા છે. દાખલાઓ તો બધા પ્રકારના જગતમાંથી મળી રહે. પણ જોનાર ઘણું વધારે જોઈ શકે છે એનીશ્રી અજિત ઠાકોરના પત્રથી ખાતરી થાય છે.

ભાઈ અજિતે એમની ચર્ચામાં 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ' અંગેના ઘણા મુદ્દાઓનો ઘણી સમજપૂર્વક નિર્દેશ કર્યો છે એ માટે એમને ધન્યવાદ ઘટે છે. લેખક મિત્રવિવેચકને પોતાની કૃતિ વિશે લખવા આગ્રહ કરે અને મિત્રવિવેચક એ આગ્રહ સ્વીકારી લખે એ સ્થિતિ ઘણી બધી બાબતોની સૂચક હોઈ શકે. શ્રી અજિતે કૃતિમાં ગુણવત્તાની ઊણપ, કર્તામાં આત્મવિશ્વાસનો અભાવ અને વિવેચકમાં મૂલ્યાંકનને યોગ્ય કૃતિઓનો વિવેક કરવાની શક્તિનો અભાવ–આ ત્રણ બાબતોનો ઉલ્લેખ કર્યો છે. હું એક ચોથી બાબતનો પણ ઉલ્લેખ કરીશ, જેને લેખકના બચાવમાં રજૂ કરી શકાય. આપણે ત્યાં પ્રકાશિત થતી કૃતિઓના યોગ્ય વિવેચનનું કોઈ તંત્ર જ ઊભું થયું નથી 'ગ્રંથ' પણ પહોંચી વળતું નથી. ઘણી વાર નોંધપાત્ર કૃતિઓ અવલોકાયા વગરની પણ રહી જાય છે. પરિણામે લેખકને પોતાના કોઈ મિત્રની મદદ લેવાની લાલચ સ્વાભાવિકપણે જ થઈ આવે છે.

એટલે, મિત્ર શું કરે છે એ વાત જ અગત્યની બની રહે છે. એ તટસ્થ દૃષ્ટિથી અને વિવેકપૂર્વક પોતાના લેખક મિત્રની કૃતિની વાત કરી શકે છે ? શ્રી. અજિતે તો મિત્રની કૃતિના વિવેચનનો એક લાભ પણ બતાવ્યો છે. ત્યાં "કર્તાના અપરોક્ષ પરિચયથી તેના સર્જનને અખિલાઈથી અવલોકવાનો એક અનોખો અભિગમ" મળે છે. દુર્ભાગ્યે આપણે ત્યાં 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ'ને નામે કંઈક ભળતી વસ્તુ જ ચાલી.

અંતે તો આ પ્રવૃત્તિને સમગ્રપણે જોવાથી જ એની ઇષ્ટાનિષ્ટતા નક્કી કરી શકાય. વિવેચક મિત્રની કૃતિને સમજવામાં વધારે સહાયભૂત થાય છે ? કોઈ વિશેષ પરિપ્રેક્ષ્ય આપે છે ? એ કૃતિનો ઘટતો ન્યાય એ કરી શકે છે ? મિત્રની બધી કૃતિઓનું વિવેચન કરવું અને મિત્રની જ કૃતિઓનું વિવેચન કરવું એવી પ્રતિજ્ઞા લઈને તો એ બેઠો નથી ને ?

આમ તો, વિવેચક પોતાને યોગ્ય લાગે તે કૃતિઓનું વિવેચન કરવા સ્વતંત્ર છે પણ આપણી અત્યારની સ્થિતિમાં-જ્યાં ઘણી કૃતિઓને એને યોગ્ય વિવેચન મળતું નથી-મિત્રની કૃતિઓ પર ધ્યાન કેન્દ્રિત કરનાર વિવેચન જાણે-અજાણે સાહિત્યક્ષેત્રમાં એક અસમતુલા ઊભી કરે છે અને, કદાચ, પોતાને અને કૃતિને વિશે વહેમ પણ જન્માવે છે. આ જાતના 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ'થી બચવું સૌને માટે લાભદાયક છે.

બધી સમસ્યાનું મૂળ આપણી વિવેચનની દરિદ્રતામાં છે. જોઈએ છે વિવેચનનું એક તંત્ર અને પૂરા સમયના નિષ્ઠાવાન તેજસ્વી વિવેચકો. ક્યાં છે એ ? 

## સાભાર સ્વીકાર

**ઘરેબાહિરે** [ ચિંતનલેખો ] **: ભૂપત વડોદરિયા**

**પ્રકાશક :** મનોજ વડોદરિયા-કિરણ વડોદરિયા,
જે/૫/૨૫, પત્રકાર કૉલોની, નવા વાડજ, અમદાવાદ.

**મુખ્ય વિક્રેતા :** રૂપાલી પબ્લિકેશન્સ, પીર મહંમદશાહ મૅન્શન, ઘી કાંટા, ચાર રસ્તા, રીલિફ રોડ, અમદાવાદ : ૩૮૦ ૦૦૧.

**મૂલ્ય** : રૂા. ૧૧-૦૦

**શબ્દલોક** [ વિવેચનલેખો ] **: પ્રમોદકુમાર પટેલ**

**પ્રકાશક :** પ્રમોદકુમાર પટેલ, ૧૭૪, સર્વોદયનગર, બારડોલી : ૩૯૪ ૬૦૨ જિ. સૂરત.

**પ્રાપ્તિસ્થાન :** નવભારત સાહિત્ય મંદિર, ૧૬૩, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ : ૪૦૦ ૦૦૨ : રતનપોળના નાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ : ૩૮૦ ૦૦૧.

**કિંમત :** રૂ. ૧૨-૦૦,

ભેગા કરી લીધા છે. દાખલાઓ તો બધા પ્રકારના જગતમાંથી મળી રહે. પણ જોનાર ઘણું વધારે જોઈ શકે છે એની શ્રી અજિત ઠાકોરના પત્રથી ખાતરી થાય છે.

ભાઈ અજિતે એમની ચર્ચામાં 'ક્રિટિસિઝમ ઇન ફ્રેન્ડશિપ' અંગેના ઘણા મુદ્દાઓનો ઘણી સમજપૂર્વક નિર્દેશ કર્યો છે એ માટે એમને ધન્યવાદ ઘટે છે. લેખક મિત્રવિવેચકને પોતાની કૃતિ વિશે લખવા આગ્રહ કરે અને મિત્રવિવેચક એ આગ્રહ સ્વીકારી લખે એ સ્થિતિ ઘણી બધી બાબતોની સૂચક હોઈ શકે. શ્રી અજિતે કૃતિમાં ગુણવત્તાની ઊણપ, કર્તામાં આત્મવિશ્વાસનો અભાવ અને વિવેચકમાં મૂલ્યાંકનને યોગ્ય કૃતિઓનો વિવેક કરવાની શક્તિનો અભાવ–આ ત્રણ બાબતોનો ઉલ્લેખ કર્યો છે. હું એક ચોથી બાબતનો પણ ઉલ્લેખ કરીશ, જેને લેખકના બચાવમાં રજૂ કરી શકાય. આપણે ત્યાં પ્રકાશિત થતી કૃતિઓના યોગ્ય વિવેચનનું કોઈ તંત્ર જ ઊભું થયું નથી 'ગ્રંથ' પણ પહોંચી વળતું નથી. ઘણી વાર નોંધપાત્ર કૃતિઓ અવલોકાયા વગરની પણ રહી જાય છે. પરિણામે લેખકને પોતાના કોઈ મિત્રની મદદ લેવાની લાલચ સ્વાભાવિકપણે જ થઈ આવે છે.

એટલે, મિત્ર શું કરે છે એ વાત જ અગત્યની બની રહે છે. એ તટસ્થ દૃષ્ટિથી અને વિવેકપૂર્વક પોતાના લેખક મિત્રની કૃતિની વાત કરી શકે છે ? શ્રી. અજિતે તો મિત્રની કૃતિના વિવેચનનો એક લાભ પણ બતાવ્યો છે. ત્યાં "કર્તાના અપરોક્ષ પરિચયથી તેના સર્જનને અખિલાઈથી અવલોકવાનો એક અનોખો અભિગમ" મળે છે. દુર્ભાગ્યે આપણે ત્યાં 'ક્રિટિસિઝમ ઇન ફ્રેન્ડશિપ'ને નામે કંઈક ભળતી વસ્તુ જ ચાલી.

અંતે તો આ પ્રવૃત્તિને સમગ્રપણે જોવાથી જ એની ઇષ્ટાનિષ્ટતા નક્કી કરી શકાય. વિવેચક મિત્રની કૃતિને સમજવામાં વધારે સહાયભૂત થાય છે ? કોઈ વિશેષ પરિપ્રેક્ષ્ય આપે છે ? એ કૃતિનો ઘટતો ન્યાય એ કરી શકે છે ? મિત્રની બધી કૃતિઓનું વિવેચન કરવું અને મિત્રની જ કૃતિઓનું વિવેચન કરવું એવી પ્રતિજ્ઞા લઈને તો એ બેઠો નથી ને ?

આમ તો, વિવેચક પોતાને યોગ્ય લાગે તે કૃતિઓનું વિવેચન કરવા સ્વતંત્ર છે પણ આપણી અત્યારની સ્થિતિમાં-જ્યાં ઘણી કૃતિઓને એને યોગ્ય વિવેચન મળતું નથી-મિત્રની કૃતિઓ પર ધ્યાન કેન્દ્રિત કરનાર વિવેચન જાણે-અજાણે સાહિત્યક્ષેત્રમાં એક અસમતુલા ઊભી કરે છે અને, કદાચ, પોતાને અને કૃતિને વિશે વહેમ પણ જન્માવે છે. આ જાતના 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ'થી બચવું સૌને માટે લાભદાયક છે.

બધી સમસ્યાનું મૂળ આપણી વિવેચનની દરિદ્રતામાં છે. જોઈએ છે વિવેચનનું એક તંત્ર અને પૂરા સમયના નિષ્ઠાવાન તેજસ્વી વિવેચકો. ક્યાં છે એ ? 

## સાભાર સ્વીકાર

**ઘરેબાહિરે** [ ચિંતનલેખો ] : **ભૂપત વડોદરિયા**

**પ્રકાશક** : મનોજ વડોદરિયા-કિરણ વડોદરિયા,
જે/૫/૨૫, પત્રકાર કૉલોની, નવા વાડજ, અમદાવાદ.

**મુખ્ય વિક્રેતા** : રૂપાલી પબ્લિકેશન્સ, પીર મહંમદશાહ મેન્શન, ઘી કાંટા, ચાર રસ્તા, રીલિફ રોડ, અમદાવાદ : ૩૮૦ ૦૦૧.

**મૂલ્ય** : રૂા. ૧૧-૦૦

**શબ્દલોક** [ વિવેચનલેખો ] : **પ્રમોદકુમાર પટેલ**

**પ્રકાશક** : પ્રમોદકુમાર પટેલ, ૧૭૪, સર્વોદયનગર, બારડોલી : ૩૯૪ ૬૦૨ જિ. સૂરત.

**પ્રાપ્તિસ્થાન** : નવભારત સાહિત્ય મંદિર, ૧૬૩, પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ : ૪૦૦ ૦૦૨ : રતનપોળના નાકા સામે, ગાંધી રોડ,
અમદાવાદ : ૩૮૦ ૦૦૧.

**કિંમત** : રૂ. ૧૨-૦૦,

અમૃત ઘાયલ



પ્રિય ભાઈ,

રમેશ પારેખના 'હસ્તાયણ' વિષે મેં 'કંકાવટી' સપ્ટેમ્બર, અંકમાં પ્રત્યુત્તર આપ્યો, તેના પ્રત્યુત્તરમાં ફરી શ્રી ચન્દ્રકાન્તે 'કંકાવટી', ઓક્ટોબર અંકમાં લખ્યું છે. પોતાના પક્ષે ચર્ચા બંધ કરવાની ઘોષણા કરી છે ત્યારે હું પણ ગુજરાતમાં પ્રચલિત કહેવત, 'મહાજન માબાપ, પણ મારી ખીંટી નહીં ખસે' એ ભૂલી થોડી વિશેષ સ્પષ્ટતા કરીને વિરમું.

તેમના પ્રતિભાવ અને પ્રત્યુત્તર દરમિયાન છંદભંગ વિશે તેમણે મૌન સેવવાનું યોગ્ય માન્યું છે; અને 'હસ્તાયણ' ગઝલ નથી ત્યાં સુધી તો 'જાણે સમજ્યા' એવો અછડતો સ્વીકાર કર્યો છે. 'હસ્તાયણ' વિશે હું આ પહેલાં કહી ચૂક્યો છું કે એ મસ્નવી પ્રકારની નઝ્મ છે, ગઝલ નથી. તેથી તેમાં હારી થાકી જવાની વાત નથી, પણ પ્રતિભાવની વાત છે. રેતીમાં', 'પીંછાંમાં' અને 'મૌનમાં' એ શબ્દો રદીફના સ્થાને છે એટલે એ બધી રચનાઓ ગઝલ-નુમા નઝ્મો છે. ત્રણે રચના એક જ વિષયને સ્પર્શતી હોવાને કારણે સ્વભાવે/પ્રકારે નઝ્મ પણ ગઝલનાં ઉપકરણોમાં ઊઘડે છે. 'હસ્તાયણ'માં હાથ શબ્દ રદીફના સ્થાને નથી, છતાં તે સમગ્રે વિચારતાં, નઝ્મ છે.' ખુદાની બાંધવા બેસું તો વરસોનાં વરસ લાગે એ રચના ઉપર્યુક્ત રચનાઓથી સાવ ભિન્ન પ્રકારની છે. તેમાં પ્રત્યેક શે'ર સ્વતંત્ર એકમ રૂપે આવે છે તેથી તે નવી ગઝલ છે. આમાં પૂર્વગ્રહ કે મમત્વની વાત નથી. ગઝલની ઓળખ પરત્વેની ગેરસમજ દૂર કરવાનો પ્રયત્ન છે. પ્રતિ

ગઝલમાં પ્રત્યેક શે'ર સ્વતંત્ર એકમ રૂપે આવે છે. 'હસ્તાયણ'નો પ્રત્યેક શે'ર વિષયને વશ વર્તી આવે છે, આથી એને પ્રતિ ગઝલ કહી શકાય નહીં.

છંદસંગ સાથે આવતી કોઈ સજીવ ગઝલ મારો કહેવાનો આશય એ હતો કે એ વાત અનેક વેળા કહેવાઈ ચૂકી છે, એ શાયરો અને કવિએ જાણે છે, એમાં કશું નવું નથી. કોઈ સાચી વાત કહે એટલે તે કવિતાથી બહુ દૂરની આળપંપાળોમાં રોકાએલો જડભરત વાચક? એમ જ હોય તો જે સમજ્યા વિના ઊકળીને પોતાની રુચિ પ્રમાણે વિધાન કરે એને જડ-ભરતનો કયો સંબંધી સમજવો? 'અદક પાંસળી' એટલે બોલ્યા વિના રહી ન શકે એવી વ્યક્તિ. 'ઝેર ખાઈ લઉં'ની વૃત્તિ. આવી વૃત્તિવાળા પાત્ર નાસેહ અને જાહિદ ('જાહિલ'નો ઉલ્લેખ નહીં કરું) જાણીતાં છે, 'ચકા પીપળનું પાન ખાયું છે' માં ગઝલની ભાષા જ નથી એ રચના ગઝલથી ભિન્ન એવી ભાષામાં કહેવાઈ છે. એ શ્યામ સાધુની ગઝલનો નહીં, પણ એક હઝલનો નમૂનો છે. એ રચના લોકવાર્તા, બાળવાર્તાના સીમાડે પહોંચી ગઈ હોય તો એ પ્રતિ લોકગીત કે પ્રતિ બાળકાવ્ય કેમ નહીં? કે પછી રદીફ કાફિયાબદ્ધ રચના છે માટે જ એ પ્રતિ ગઝલ? કવિનો શબ્દ જ એને 'કવિ'ની સનદ આપી શકે, એ પરીક્ષાના ગુણ કે પ્રમાણપત્ર નથી કે તેની લહાણી થઇ શકે. ગઝલ કે કવિતા એકાન્તમાં આસ્વાદવાનો પદાર્થ છે. એ (જૂની રેકર્ડની) વાત સહુ કોઈ જાણે છે. આ પહેલાંની ગઝલે કવિતા બનીને ભાવકના નિતાન્ત પ્રવેશવાની જિકર કરી જ છે.

અંતમાં ભારપૂર્વક એટલું કહીશ કે ગઝલની સાચી ઓળખ સુધી પહોંચવા માટે નઝમ, ગઝલ, પ્રતિ ગઝલ, હઝલ, નવી ગઝલ, નઝમ-નુમા ગઝલ અને ગીત-નુમા ગઝલ વચ્ચેના ભેદો સમજી લેવા અનિવાર્ય છે. કેમ કે તે ગઝલ સાહિત્યના હિતમાં છે.

બહુ સુરક્ષિત દીસતા આ પંથમાં,
કમ નથી ભયસ્થાન, સારી પેઠે છે.

૩-૧૧-૧૯૭૮

પ્રતિકાર



અતોક્ત બ્રેખ્ત

**હૉલ** શ્રોતાઓથી ખીચોખીચ ભરેલો હતો. વિચારક કુમારિલ નિરંકુશ રાજસત્તા વિરુદ્ધ પોતાના વિચારો પ્રગટ કરતા હતા. એમણે અનુભવ્યું કે શ્રોતાઓ પોતાની ખુરશી પરથી પાછળ જઈને બે હાર સરકી જવાના પ્રયત્નમાં છે. વિચારક કુમારિલે શ્રોતાઓના એવા વિચિત્ર વર્તનનું રહસ્ય જાણવા માટે ચારે બાજુએ નજર ફેરવી ને જોયું તો મંચ પર પોતાની પાછળ સત્તા સાકર ઊભી હતી.

'શું બકે છે?' રાજસત્તાએ રુક્ષતાથી પૂછ્યું.

'દેવી! હું તો તમારાં યશોગાન ગાઉં છું. તમારા અનંત ગુણોની વ્યાખ્યા કરું છું. નિરંકુશ સત્તા પદારૂઢ થવાથી જનતાને થનારા લાભો વિસ્તારપૂર્વક સમજાવતા હતો.'

રાજસત્તા હસી. વિચારક કુમારિલે ફરી બોલવા માંડ્યું.

વક્તવ્ય પૂરું થયા પછી કુમારિલ આશ્રમમાં પાછા ફર્યા ત્યારે એમના શિષ્યોએ ભારે ઉત્સુકતાથી પૂછ્યું, ' ગુરુજી! ઘોર વિરોધ કરવાને બદલે તમે મુક્ત કંઠે પ્રશંસા કરી? રાજસત્તાના ભયથી તમે પછી વિચાર બદલી નાખ્યા?

વિચારક કુમારિલે શાંત ભાવે કહ્યું, સામે, મોત ઊભું હોય ત્યારે કટ્ટર વિચારો વ્યક્ત કરવા એ મૂર્ખાઈ છે મારે રાજ્યસત્તા કરતાં વધારે લાંબું આયુષ્ય જીવવું છે.' અને પોતાના એ કથનની પુષ્ટિમાં શિષ્યોને એક પુરાતન કથા સંભળાવી—

એકલ નામનો એક માણસ હતો. 'ન' કહેવું અને વિરોધ કરવો એ એની ટેવ હતી. કોઈ પરમ્પરા હોય કે કાનૂન, કોઈ ધર્મવાક્ય હોય અથવા કોઈ વિચારકનું કથન, એકલ એનો વિરોધ કરતાં અચકાતો નહિ. અલબત્ત, તે વિચારો જનતાના હિતની વિરુદ્ધ ન જતા

હોય એનો એ ખાસ ખ્યાલ રાખતો. પરન્તુ દુર્યોગથી એક વાર દેશમાં અવ્યવસ્થા ફેલાઈ ગઈ. એકલના ઘરે એક દિવસ એક પ્રતિનિધિ આવ્યો. એની પાસે રાજ્યસત્તાનું અધિકૃત પ્રમાણપત્ર હતું. તેમાં લખ્યું હતું કે આ પ્રતિનિધિ જે ઘરમાં ઘૂસી જાય એ ઘર એનું મનાશે. જે ભોજનની એ ઇચ્છા કરે તે તત્કાળ ગમે ત્યાંથી એને પૂરું પાડવું અને જે વ્યક્તિ પર એની કૃપાદૃષ્ટિ પડે, એણે પ્રતિનિધિની સેવા કરવી એ પોતાનું અહોભાગ્ય છે એમ માનવું. એ પ્રમાણપત્ર બતાવીને પ્રતિનિધિ સોફા પર શરીર લંબાવીને બેસી ગયો. એકલ એની સેવા કરવા મંડી પડ્યો. પ્રતિનિધિએ ગરમ પાણીએ સ્નાન કર્યું. નવાં કપડાં પહેર્યાં, ભોજન કર્યું અને બિછાને પડી આરામ કરવા લાગ્યો. ઊંઘનાં પહેલાં ભીંત તરફ મોઢું કરીને બોલવા લાગ્યો, 'તો, તું મારી સેવા કરશે ?' એકલે ઉત્તર આપ્યા વિના પ્રતિનિધિને ચાદર ઓઢાડી અને ઓરડામાંથી માખીને દૂર કરવા લાગ્યો. પ્રતિનિધિ સૂતો રહ્યો અને એકલ સેવામગ્ન બની રહ્યો.

એકલે પેલા પ્રતિનિધિની સેવા કરવામાં કશી જ કસર રાખી નહીં. પ્રતિનિધિની પ્રત્યેક ઇચ્છા એને માટે આદેશ હતી, પણ એ પોતે પોતાને ક્યારેય ઉત્તર ન આપવો પડે એની ખૂબ જ ચીવટ રાખતો. સાત વરસમાં જ પ્રતિનિધિ વધારે પડતાં ભોજન, નિશ્ચિત નિદ્રા અને ઐશ્વર્ય-ભોગથી ખૂબ જ જાડો તગડો થઈ ગયો. હાલવા ચાલવા અને ઊઠવા બેસવામાં પણ એને તકલીફ પડવા લાગી, અને છેવટે તે મરી ગયો. એકલે એક મેલી ચાદરમાં એનું શબ વીંટાળ્યું અને એને ઘસડીને ઘરથી દૂર ફેંકી આવ્યો. ઘરે પાછા ફરીને બિછાનું ધોઈ નાખ્યું, ભીંતે ચૂનો ધોળ્યો અને સુખનો શ્વાસ લઈને બોલ્યો—'ના !' □

સાભાર સ્વીકાર

**સાંપ્રત** [ વિવેચનલેખો ] : **રાધેશ્યામ શર્મા.**

**પ્રકાશક :** આર. આર. શેઠની કંપની, મુંબઈ : ૪૦૦ ૦૦૨.
અમદાવાદ : ૩૮૦ ૦૦૧.

**મૂલ્ય :** રૂ. ૧૫- ૦

એક ટાઢો સંતાપ

અને અંધકાર



બોરિસ પાસ્તરનાક

**આ** દુનિયા જીવવાલાયક નથી. એક ન સમજાય એવા ગૂંગળાવનારા હવામાનમાં તમે કેટલા દિવસ શ્વાસ લઈ શકો ? હું ચીજોને જોઉં છું અને મારી ઉદાસીનતાના ભયાનક રંગો સાથે એની ગુપ્ત સમજૂતી અનુભવીને કંપવા લાગું છું... આજે સવારે મેં એક જલ્લાદને જોયો, એ એક બીજા માણસ સાથે વાત કરતો હતો, અને વિસ્તારપૂર્વક જણાવતો હતો કે લોકોને ફાંસી આપવી એ કેવો રોમાંચક અનુભવ છે!

હું દુઃખ અને આશ્ચર્યમાં ડૂબી ગયો. પરંતુ........હવે હું વિચારું છું કે, એ જલ્લાદ પાસે કેટલીક ખતરનાક સચ્ચાઈ હતી. એ આપણી ભીતરમાં યે મોજૂદ છે, પરન્તુ તેના પ્રગટ થવાની ક્ષણને આપણે એક કોમળતામાં છૂપાયેલી ક્રૂરતાથી ટાળતાં રહીએ છીએ.

'...તમે માયકોવસ્કીના અંતને અફસોસજનક માનીને શોક વ્યકત કર્યો છે. વાસ્તવમાં એનો આપઘાત એક બોધપાઠ છે. ઓછામાં ઓછું મારે માટે તો અવશ્ય...એ એનો પોતાનો નિર્ણય હતો. એના પર ટીકા કરવાનો આપણને કશો જ હક્ક નથી. એ એક બહુ મોટી ક્રાંતિમાં જોડાયો, અને પછી એટલા જ ઘેરા અવસાદમાં પણ. પ્રત્યેક વ્યક્તિ કેટલાંક મૂલ્યો માટે લડે છે. એણે અંદર–બહારની એ લડાઈમાં ભાગ લીધો. પછી જોયું કે એ મૂલ્ય ગૂંચવાડાભર્યાં છે. માયકોવસ્કીનું અવસાન સંભવતઃ એ મૂલ્યોનું અવસાન છે.

તમને ઝિવાગોની એકલતા સારી ન લાગી. એકલતા કોને સારી લાગે છે ?...સૂકાયેલી રેતીમાં ફસાયેલી હોડીને એક નદી દેવામાં એનું

આખું જીવન ચાલ્યું ગયું. એની કહાણીને માત્ર એક કહાણી બનાવી દેવામાં હું નિષ્ફળ રહ્યો છું. જાણો છો, એવું કેમ થયું?...એનું મૂક ક્રંદન મેં મારા લોહીમાં સાંભળ્યું છે.

મને આરોપોની ચિંતા નથી. હું એના નેપથ્યમાં એક કપાયેલી જીભના તાજા જખમ જોઉં છું...પરન્તુ મને મારા શબ્દો પર વિશ્વાસ છે—હું માનું છું કે ક્યારેક તો તે બીજાઓ સુધી મેં જે રૂપે એમને અનુભવ્યા એ રૂપે પહોંચશે... અને કેવા ઠંડા સંતાપમાં મેં એ શબ્દો મેળવ્યા છે.

મને રશિયામાંથી નિર્વાસિત કરનાર કોણ છે? આ દેશ એમના કરતાં યે ક્યાંક વધારે મારો છે. મારો એટલે કે રશિયનોનો, જેમને અહીંની માટી પોતાના પુત્રો રૂપે ઓળખે છે...મને એમના દેશપ્રેમમાં અંધાધૂંધી અને છીછરા સ્વાર્થની ગંધ આવે છે. અગર એમને જરા જેટલો યે સમ્બન્ધ હોત પોતાના મુલક સાથે, તો શું તેઓ દિવસ ઊગ્યે આટલા હલકા સ્તરે એક બીજાને દ્વંદ્વ યુદ્ધનાં નોતરાં મોકલતે?.. ક્રાન્તિની સાથે રક્તપાત સમાપ્ત થયો પરન્તુ, એમને તો દરેક વખતે લોહી જોવાની આદત પડી ગઈ છે.

(બોરિસ પાસ્તરનાકના ત્રણ પત્રોનો કેટલોક અંશ) 

## સાભાર સ્વીકાર

**વગડાનો શ્વાસ** : [ જયન્ત પાઠકની કવિતા ]

**સંપાદન અને પ્રસ્તાવના** : સુરેશ દલાલ,

**પ્રકાશક** : એસ. એન. ડી. ટી. યુનિવર્સિટી વતી ધનજીભાઈ પી. શાહ, નવભારત સાહિત્યમંદિર, શામળદાસ ગાંધી માર્ગ, મુંબઈ, ૪૦૦ ००૨. રતનપોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ००૧.

**મૂલ્ય** : દશ રૂપિયા

# સાભાર સ્વીકાર

**લઘિમા :** (લઘુકથાઓ) નવીન કા. મોદી, મૂલ્ય; ચાર રૂપિયા.

**પંદર આધુનિક વાર્તાઓ :** જ્યોતિષ્ જાની, મૂલ્ય : વીસ રૂપિયા

**ફીણની દીવાલો :** ( કાવ્યસંગ્રહ ) જ્યોતિષ્ જાની, મૂલ્ય: જણાવ્યું નથી.

ઉપરનાં ત્રણેય પુસ્તકના પ્રકાશક : સુવાસિત સાહિત્ય-પ્રકાશન, ૧/૩૭૮૭, મોટીદેસાઈ પોળ, સૂરત.

**ઝંઝા :** (કાવ્યસંગ્રહ) હિંમત ખાટસુરિયા, પ્ર. વિશ્વક્રાંતિ પ્રકાશન, રાણિકા, ભાવનગર, મૂલ્ય : બે રૂપિયા.

**દ્વિદલ :** ( કાવ્યસંગ્રહ ) પથિક પરમાર અને દાન વાઘેલા. વિક્રેતા : સુમન પ્રકાશન, ૮૬ ડામરગલી, મુંબઈ, મૂલ્ય : સાડાચાર રૂપિયા.

**આટલામાં ક્યાંક :** ( વિવિધ કવિઓના ગઝલી શે'રોનો સંગ્રહ) સં. હરેશ લાલ, ડૉ ભૂપેન્દ્ર રામાનંદી, પ્ર. આકાશ પ્રકાશન, ગોકુલનિવાસ ૨, ગાયકવાડી પ્લોટ, રાજકોટ, મૂલ્ય : સાત રૂપિયા.

**માધવમધુ :** ( ગુજરાત ઈતિહાસ પરિષદના પાંચમા જ્ઞાનસત્ર પ્રસંગે પ્રગટ થયેલી સ્મરણિકા ) સં. નરોત્તમ પલાણ, નાથાલાલ રૈયારેલા. પ્ર. નાથાલાલ રૈયારેલા, સ્વાગતસમિતિ ગુજ. ઈતિ. પરિષદ, માધવપુર (ઘેડ) સૌરાષ્ટ્ર, મૂલ્ય : દસ રૂપિયા.

**ક્રમશઃ :** ( કલ્પન-કાવ્યોના સમુચ્ચયનો સંગ્રહ ) રમેશ આચાર્ય, પ્ર. ચારુ આચાર્ય, ચારુ પ્રકાશન, સ્ટેશન રોડ, હળવદ ( સૌરાષ્ટ્ર ), મૂલ્ય : પાંચ રૂપિયા.

**રણક :** ( ૬૧ કવિઓની રચનાઓનો સંગ્રહ ) સં. દુર્ગેશ ઉપાધ્યાય, મુકત; વિતરક : લેખક સહકારી પ્રકાશન, જળોવાળી પોળ સામે, રાયપુર, અમદાવાદ-૧, મૂલ્ય : પાંચ રૂપિયા.

જપાની કવિતા

ઉછેરવું ▢ ટાનિકાવા શુન્ટારો

ત્રણ, અને
મારે માટે કોઈ ભૂતકાળ નથી.
પાંચ, અને
મારો ભૂતકાળ ગઈ કાલ સુધી પહોંચે.
સાત, અને
મારો ભૂતકાળ શિરશૃંગાર સુધી પહોંચે.
અગિયાર, અને
મારો ભૂતકાળ ડાઈનસોર* સુધી પહોંચે.
ચૌદ, અને
મારો ભૂતકાળ, પાઠ્યપુસ્તકોમાં લખ્યા મુજબનો.
અઢાર, અને
સમય વિશે હું સાવ અજાણ.

—અનુ. વિજય શાસ્ત્રી

[ જ્યોફ્રે બોવનાસ અને ઍન્થની થ્વાઈટ સંપાદિત
'ધ પેંગ્વિન બુક ઑફ જાપાનીસ વર્સ' માંથી ]

*પ્રાચીન કાળમાં થઈ ગયેલું સર્પની જાતનું એક કદાવર

મસમાં    હરમાન હેસ

કતાં ફરવું કેવું અજબ છે
ને પથ્થર, એક એકાન્ત છે
જું વૃક્ષ દેખાતું નથી
લાં છે.

દુનિયામાં મિત્રોનો દુષ્કાળ નહોતો
ારી પોતાની જિંદગીમાં પ્રકાશ હતો
હવે તો ધુમ્મસ છવાયું છે
એકાદ પણ નજરે પડતું નથી.

યું છે, માણસને અક્કલ નથી આવતી
અંધકારને જોયા વિના
એ નિર્દય આપણને ચૂપચાપ
પ્રત્યેક બીજાથી અલગ કરી દે છે.

કેવું અજબ છે ધુમ્મસમાં ભટકતાં ફરવું
જિંદગી એકાન્તનું નામ છે
કોઈ પણ કોઈને ઓળખતું નથી
દરેક એકલો છે

